# હિંદુસ્તાનનો કરારનો આકટ.

# INDIAN CONTRACT ACT.
## NO. IX OF 1872.

સન ૧૮૭૨ નો આકટ ૯ મો. સન ૧૮૮૬
ના. આકટ [illegible] તથા
નોટ્સ અને ઇનડેક્ષ સાથે.

રા. રા. વજ્રરાય સાકરલાલ જડજ કોર્ટના વકીલ તથા
ગોવિંદલાલ બાલાજી સ્માલકાજકોર્ટના વકીલ એઓએ રચ્યો.

તે



અમદાવાદ મધ્યે.
"[illegible]" તથા "[illegible] પ્રેસ"માં
લલ્લુભાઈ સુરચંદ અમદાવાદ સમાચારના
માલિકે છપાવી પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૪૫.—સન ૧૮૮૯.



કીમત રૂ. ૫)

# अर्पण पत्रीका.

મેહેરબાન સ્વદેશપ્રેમી—

રા. બા. ચુનીલાલ માણેકલાલ.

ફર્સ્ટ ક્લાસ સબાર્ડિનેટ જડ્જ સાહેબ—

અમદાવાદ.

કૃપાળુ બ્રિટિશ શેહેનશાહતમાં નામદાર બ્રિટિશ સરકારના આપ ઉમદા અમલદાર છો. ન્યાય આપવામાં નિપૂણ છો. ધારાશાસ્ત્રોનું રૂડી રીતે મહત્વ સમજો છો. નિષ્પક્ષપાત, ક્ષમા અને મમતા એ ગુણોવડે આપ સત્તાને અધિક શોભાવી રહ્યા છો, પૂર્ણ પ્રજા પ્રેમી બન્યા છો, અને નામદાર સરકારમાં સારૂં માન ધરાવો છો. આપના આવા અત્યુત્તમ ગુણોથી આનંદ પામી આ કરારના કાયદા ઉપર ટીકા કીધેલું લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું, તે સ્વિકારશોજી.

લી. સેવક.

લલુભાઈ સુંરચંદ સલી.

અ. સ. માલેક.

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનના કરારના કાયદાનો મુસદો પ્રથમ ઇંગ્લંડમાં ઇંડયન લા કમીશનરોએ ઘડયો હતો, પણ તેમાંની કેટલીક બાબતો ઉપર ભારે તકરારો ચાલી તેથી તેનો કેટલોક ભાગ આ દેશની સરકારના વિચાર ઉપર રાખવામાં આવ્યો હતો, એ ખરડાનો ઘણો ભાગ આ દેશના ધારાને લાગુ પડે તેવો નહી હતો, તેથી તેને પસંદ કરતા પેહેલાં સુધારો કરવાની જરૂર હતી, તે ઉપરથી એ ખરડાના કેટલાક બાબ જેવા કે શેઠ અને ચાકરનો કાયદો, માલ આપનાર અને તે લેઈ જનારના કાયદા, હુંડીઓ અને પ્રામીસરી નોટોના કાયદા સબંધીના બાબ ઈરાદાથી મુકી દેવા પડ્યા છે. પાછલી બાબતોને માટે આ આકટ પસાર થયા પછી સન ૧૮૮૧ નો નીગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટ આકટ થયો તેમાં કલમો દાખલ કરવામાં આવી છે. જમીનને લાગુ પડતા ખાસ કરારો જેવા કે સ્થાવર મીલકતના વેચાણ, ગીરો, પટા અને બીજી રીતે લખી આપવા બાબતના ઠરાવ પણ આ આકટમાંથી બાતલ રાખવા પડ્યા છે, પણ પાછળથી સન ૧૮૮૨ નો ટ્રાન્સફર આફ પ્રોપર્ટી આકટ થયો તેમાં સામાન્ય ધારામાં ફેરફારી કર્યા શિવાય એ સબંધી બાબત સામેલ કરવામાં આવી છે. વિશેષન્યાય (સન ૧૮૭૭ નો ૧ લો) સ્પેસીફીક પરફારમેન્સ (અમુક કામ ખાસ રીતે કરવા સબંધીના ઠરાવ) પણ આ આકટમાંથી મુકી દેવા પડ્યા હતા, પરંતુ તે આકટથી હવે એ બાબતના કેટલાક ઠરાવો કરવામાં આવેલા છે.

આ આકટમાં ૧૧ પ્રકરણો આવેલાં છે. એમાંનાં છ તો સઘળા કરારો કેવા સામાન્ય ધોરણ ઉપરથી થયેલા છે તે સબંધીના છે, અને બાકીના વેહેપાર સબંધીના કરારોના મહત્વના વર્ગ જેવા કે માલના વેચાણ, હામી તથા જામીનગીરી, નિક્ષેપ, આડત, અને પંત્યાળા સબંધીના.

કાયદાનો આ બીજો ભાગ એવી રીતનો છે કે તેમાં પ્રસંગોપાત જેટલો વધારો કરવો હોય, તેટલો મુળ નિયમને ફેરફાર કર્યા શિવાય થઈ શકે તેવું છે.

કરાર સબંધીનો આ આકટ ઘણો જરૂરનો હતો અને તે ખોટ પુરી પાડવાને સારૂ આ આકટ સરકારની લેજીસલેટીવ કૌંસીલે પસાર કર્યો અને તે ઉપર અંગ્રેજી ટીકાકારોએ ઘણી વિસ્તીર્ણ ટીકાઓ કરી છે. જે માણસોને અંગ્રેજી ભાષાનું જ્ઞાન છે તેમને તો ઉપયોગમાં આવે તેવાં ઘણાં પુસ્તકો મળી આવે, પરંતુ અત્યાર સુધી અંગ્રેજી ભાષાથી બેનસીબ માણસને જાણવા જેવું સારી ટીકાનું પુસ્તક કોઈ પણ બાહાર પડેલું નહી હતું. નજીવી ટીકાનાં બે ન્હાનાં પુસ્તક જુદા જુદા સખસોએ ગુજરાતીમાં કાઢેલાં છે, પણ તે કોઈ કાયદા જાણનાર કેળવાએલા સખસના હાથથી નીકળેલાં નથી, તેથી તેની અપુર્ણતા વિશે આ પ્રસંગે કાંઈ બોલવાની જરૂર નથી, પણ હમને એમ લાગ્યું કે કોઇ પણ રીતે. આ ખોટ પુરી પડે તેવું સારૂ પુસ્તક તઇઆર કરાવેલું હોય તો તેથી પડતી હરકતો દુર પડે અને ખરી બારીકીઓ જાણવામાં આવે, તેથી આ જીલ્લાના પ્રસિદ્ધ વકીલ રાવસાહેબ વરજરાય સાકરલાલ તથા વકીલ ગોવિંદલાલ બાલાજીની સાહેતાથી આ પુસ્તક હમે તઇઆર કરાવી આલમની મુનસફી ઉપર પ્રસિદ્ધ કર્યું છે.

આ પુસ્તક તઇયાર કરવામાં કલકત્તાની હાયકોર્ટના જડજ મેહેરબાન એચ. એસ. કનીંગહામસાહેબ એમ. એ. અને બારીસ્ટર. એચ. એચ. શેફર્ડ. એમ. એ. એ સાહેબોએ

આ કરાર આકટ ઉપર જે ટીકા કરી છે તેની કેટલીક મદત લેવામાં આવી છે, તેથી તે સાહેબોનો હમો ઘણા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ, એ ટીકા શિવાય બીજા પણ અંગ્રેજી કરારશાસ્ત્રોના પુસ્તકોની મદત લેવામાં આવી છે; તેમજ આ કરાર આકટના સબંધમાં હિંદુસ્થાનની દરેક હાઈકોર્ટના સન ૧૮૮૭ની સાલ આંખર સુધી પ્રસિદ્ધ થએલા ઉપયોગી ફેંસલા પણ બની શકયા તેટલા આ પુસ્તકમાં દાખલ કરી જેમ આ પુસ્તક વધારે ઉપયોગી થાય તેમ કરવામાં કાંઈ કસર રાખી નથી. તોપણ માણસ માત્ર ભુલને પાત્ર છે તેથી તેમાં કાંઈ પણ ભુલ કે ખામી લાગે તો વાંચનારસાહેબે દરગુજર કરવી. અને એ ખામી બાબત હમને જણાવવામાં આવશે તો હવે પછીની આવ્રતિમાં ઉપકાર સાથે અમો તેનો સુધારો કરીશું.

આ પુસ્તક વેહેલું બાહાર પાડવાનો વિચાર હતો, પરંતુ પુસ્તકના ઉપયોગીપણા ઉપર વિચાર કરતાં તેમાં વધારે ખુલાસા જોગ ટીકા કરવાનું મન થઇ ગયું તેમ કરતાં તેનું કદ વધી ગયું તેથી તે તઇઆર કરવામાં તથા પ્રુફશીટ તપાસવામાં વધારે વખત ગયાથી જરા વધારે વાર થઇ છે, અને અગર જો તેના વધારાને લીધે હમે હમારી અગાઉથી જાહેર કરેલી કીમતમાં કાંઈ પણ વધારો કરી પઇશાનો લોભ કરતા નથી, તોપણ હમારૂં પુસ્તક બોહોળો ફેલાવ પામે અને વાંચનારને ઉપયોગી થાય એવી આશા રાખીએ છીએ, ને તેમ થએથી હમારી મેહેનતનો બદલો મળ્યો એમ માની સંતોશ થઈશું.

આ પુસ્તકમાં જે જે આધાર દાખલ કરવામાં આવ્યા છે તે દરેક ઠેકાણે સંક્ષેપમાં નામ લખી બતાવ્યાં છે, પણ તે પુસ્તકોનાં સંપુર્ણ નામ આ લગત જુદી ટીપથી બતાવ્યાં છે. તે જોએથી પુસ્તકનો આધાર સમજાશે, તેમજ પુસ્તકમાં દાખલ થએલી બાબતો કીયે પાનેથી મળી શકશે એ જાણવાને એક મ્હોટું ઈનડેક્ષ ઇયાને સાંકળીઉ પણ પ્રસિદ્ધ કર્યુ છે.

આ કાયદો અંગ્રેજી રાજ્યની કોર્ટમાં ચાલે છે, પણ તેનો ઉપયોગ દેશી રાજાઓની કચેરીઓમાં પણ બોહોળી રીતે થાય છે, અને કરારોની બાબતમાં હિંદુસ્થાન માંહેની હરેક જગ્યાને એટલો બધો ઐકયતાનો સબંધ છે કે આ પુસ્તક જાણવાની હરેક માણસને ઘણી જરૂર છે, માટે જેમના તરફથી અમને આ પુસ્તક ખરીદ કરવાની મદત મળશે તેમનો હમે આભાર માનીશું.

હમે પ્રથમ પુરાવના કાયદા ઉપર ટીકા કરી હતી અને તેની પેહેલી આવ્રતીનાં ૫૦૦ પુસ્તકો જલદી ખપી ગયાથી એ પુસ્તકની બુજ સારી રીતે જણાઈ સમજી આ પુસ્તક બનાવ્યું તથા તે પુરાવ આકટની પણ બીજી આવ્રતી વધારા તથા સુધારા સાથે પણ કીમતમાં વધારો કર્યા વગર હમોએ હાલમાં ફરીથી પ્રસિદ્ધ કરી છે, અને જેમ જેમ હમારા પુસ્તકોની બુજ જાણવામાં આવશે તેમ તેમ કાયદા સબંધી ટીકાનાં બીજાં પુસ્તકો પણ પ્રસિદ્ધ કરવાને હમો લાગ લેઇશું.

**લલુભાઈ સુરચંદ સહી.**

અમદાવાદ સમાચારનો માલેક.

## પુસ્તકોના આધાર બતાવવા ટુંકા શબ્દો વાપરેલા તેની યથાસ્થીત સમજુત.

| | |
|---|---|
| એ. એન્ડ ઈ. | આડોલફ્સ અને ઈલીસ રીપોર્ટ. |
| આડ આન કાન્ટ. | આડીસન આન કંત્રાકટ. |
| એલીયન. | એલીયન રીપોર્ટ. |
| અપ. કે. | અપીલ કેસ્સ. |
| આટક. | આટકીન્સ રીપોર્ટ. |
| બી. એન્ડ એ. અગર એફ. | બાર્નવાલ અને આડોલફસ રીપોર્ટ. |
| બી. એન્ડ એલ્ડ. | બાર્નવાલ એન એલ્ડરસન રીપોર્ટ. |
| બી. એન્ડ સી. | બાર્નવાલ અને ક્રેસવેલ રીપોર્ટ. |
| બી. એન્ડ પી. | બોસાનકવેટ અને પુલર્સ રીપોર્ટ. |
| બી. એન્ડ એસ. | બેસ્ટ અને સ્મીથ્સ રીપોર્ટ. |
| બીવ. | બીવન્સ રીપોર્ટ. |
| બેંજ. | બેનજામીન્સ ટ્રીટાઈઝ આન સેલ. |
| બીગ. | બીગહામ્સ રીપોર્ટ. |
| બીગ એન. સી. | બીગહામ્સ ન્યુ કેસસ. |
| બ્લાક, કમ. | બ્લાકસ્ટન કમેનટરી. |
| બ્લાક, એચ. | હેનરી બ્લાકસ્ટન રીપોર્ટ. |
| બ્લીંગ. | બ્લીંગસ, રીપોર્ટ. |
| બી. એલ. આર. | બેંગાળ લા રીપોર્ટ. |
| બ્લ. ડબલ્યું. | સર વુલીયમ બ્લાકસ્ટન રીપોર્ટ. |
| બ્ર. એન્ડ બીગ. | બ્રોડરીપ અને બીગહામ્સ રીપોર્ટ. |
| બ્રો. સી. સી. | બ્રાઉન્સ ચેન્સરી કેસસ. |
| બર. | બરોઝ રીપોર્ટ. |
| બાયલીસ. | બાયલીસ આન બીલ્સ. |
| કલ. લા. રી. | કલકતા લા રીપોર્ટ. |
| સી. એન્ડ પી. | કારીંગટન અને પેન્સ રીપોર્ટ. |
| કચાંપ. | કચાંપબેલ્સ રીપોર્ટ. |
| કચારથ્યુ. | કચારથ્યુ રીપોર્ટ. |
| સી. બી. | કામન બેંચ રીપોર્ટ. |
| સી. બી. એન. એસ. | કામન બેંચ ન્યુ સીરીઝ. |
| સી. પી. | કામન પ્લીસ. |
| ચ. | ચાન્સરી |
| ચ. આર. | ચાન્સરી રીપોર્ટ. |
| ચ. ડી. | ચાન્સરી ડીવીઝન. |

| | |
|---|---|
| કલ. એન્ડ ફીન. | કલાર્ક એન્ડ ફીનલી રીપોર્ટ. |
| કોક. | કોકસ રીપોર્ટ. |
| કાલ. | કાલીયર્સ ચેન્સરી કેસસ. |
| કો. લીટ. | કોક આન લીટલટન. |
| કાઉપ. | કોપર્સ રીપોર્ટ. |
| કાક્ષ. | કાક્ષ રીપોર્ટ. |
| ક. અને એમ. | કામ્પટન અને મીશન રીપોર્ટ. |
| સી. રાબ. | ક્રીસ્ટોફર રાબીસન્સ રીપોર્ટ. |
| ડી જી. અને જે. | ડીજેક્ષ અને જોન્સ રીપોર્ટ. |
| ડી જી. અને સ્મ. | ડીજેક્ષ અને સ્મેલ્સ રીપોર્ટ. |
| ડી જી. જે. અને એસ. | ડીજેક્ષ જોન્સ અને સ્મીથ્સ રીપોર્ટ. |
| ડાઉગ. | ડાઉગ્લાસ રીપોર્ટ. |
| ડોવ. | ડોવ્સ રીપોર્ટ. |
| ડાવલ. | ડાવર્લીંગ્સ રીપોર્ટ. |
| ડનલાપ. | ડનલાપ, બેલ અને મરે રીપોર્ટ. |
| ઈ. અને બી. | ઈલીસ અને બ્લાકબર્ન રીપોર્ટ. |
| ઈ. અને ઈ. | ઈલીસ અને ઈલીસ રીપોર્ટ. |
| ઈસ્ટ. | ઈસ્ટ રીપોર્ટ. |
| ઈ. એન્ડ આઈ. એ. | ઈગ્લીશ એન્ડ આઈરીશ અપીલ. |
| ઈ. બી. એન્ડ. ઈ. | ઈલીસ, બ્લાકબર્ન એન્ડ ઈલીસ રીપોર્ટ. |
| ઈક. | ઇકવીટી. |
| એક્ષ. | .એકસચેકર. |
| એક્ષ. ડી. | એકસચેકર ડીવીઝન. |
| ફ્રાય આન સ્પેશ. પરફ. | ફ્રાય આન સ્પેશીફીક પરફારમન્સ. |
| ગીફ. | ગીફર્ડ રીપોર્ટ. |
| ગાવ. આન પાર્ટ. | ગાવ આન પાર્ટનરસીપ. |
| એચ. અને. સી. | હર્લસ્ટોન અને કોલ્ટમેન્સ રીપોર્ટ. |
| એચ. એલ. સી. | હાઉસ આફ લાર્ડસ કેસસ. |
| એચ. અને એન. | હર્લસ્ટોન અને નાર્મન્સ રીપોર્ટ. |
| હેર. | હેર્સ રીપોર્ટ. |
| એચ. બ્લ. | હેનરી બ્લાકસ્ટન રીપોર્ટ. |
| ઈ. એ. | ઇંડિયન અપીલ્સ. |
| ઈ. લા. રી. અ. | ઇંડયન લા રીપોર્ટસ અલ્હાબાદ. |
| ,, ક. | ,, ,, ,, કલકત્તા. |
| ,, મું. | ,, ,, ,, મુંબાઈ. |
| ,, મ. | ,, ,, ,, મદ્રાસ. |
| આઈર. કે. | આયરીશ કેસસ. |

| | |
|---|---|
| જે. અને લ્યાટ. | જોન્સ અને લાટુચ રીપોર્ટ. |
| જે. અને ડબલીઉ. | જેકબ અને વાકર્સ રીપોર્ટ. |
| જાન અને એચ. | જાનસન એન્ડ હેમીંગ્સ રીપોર્ટ. |
| જુર. એન. એસ. | જુરીસ્ટ ન્યુ સીરીઝ. |
| કે. અને જે. | કે અને જાનસન્સ રીપોર્ટ. |
| કે. | કે રીપોર્ટ. |
| કીન. | કીન્સ રીપોર્ટ. |
| કેન્ટ. | કેન્ટસ કામેનટ્રીઝ આન અમેરીકન લા. |
| ન્યાપ. પી. સી. | ન્યાપ્સ રીપોર્ટ, પ્રીવીકાંઉસીલ. |
| લ્યાંગ. કાન્ટ. | લ્યાંગડેલ્સ કેસસ આન કંટ્રાકટસ. |
| લીક આન કાન્ટ. | લીક આન કંટ્રાકટસ. |
| લડ. રેમ. | લાર્ડ રેમંડસ રીપોર્ટ. |
| લેવ. | લેવીનઝ રીપોર્ટ. |
| એલ. જે. | લા જરનલ. |
| એલ. જે. એડ. | લા જરનલ એડમીરાલ્ટી. |
| એલ. આર. | લા રીપોર્ટસ. |
| એલ. આર. સી. સી. | લા રીપોર્ટસ, ક્રાઉન કેસસ. |
| એલ. ટી. એન. એસ. | લા ટાઇમ્સ ન્યુ સીરીઝ. |
| એમ. અને જી. | મેનીંગ અને ગ્રેનજર્સ રીપોર્ટ. |
| એમ. અને કે. | માયન અને કીન્સ રીપોર્ટ. |
| એમ. એમ. | મુડી અને માલકીન્સ રીપોર્ટ. |
| એમ. અને એસ. | માલ અને સેલવીન્સ રીપોર્ટ. |
| એમ. અને ડબલીઉ. | મીશન અને વેલ્સબી રીપોર્ટ. |
| મ્યાક. અને જી. | મ્યાકનાટન અને ગાર્ડન્સ રીપોર્ટ. |
| મ્યાક. એચ. એલ. સી. | મ્યાકવીન્સ સ્કાચ અપીલ્સ કેસસ. |
| મ. હા. રી. | મદ્રાસ હાયકોર્ટ રીપોર્ટસ. |
| મેર. | મેરીવેલ્સ રીપોર્ટ. |
| એમ. ઇ. એ. | મુર્સ, ઇંડયન અપીલ્સ. |
| મુ. એન્ડ રાબ. | મુડી અને રાબીસન્સ રીપોર્ટ. |
| મુ. પી. સી. | મુર્સ પ્રીવીકાંઉસીલ કેસસ. |
| માઈ. એન્ડ ક. | માઇન અને ક્રેગ્સ રીપોર્ટ. |
| ફીલ. | ફીલીપ્સ રીપોર્ટ. |
| પી. એન્ડ એમ. | પ્રોબેટ એન્ડ મ્યાટ્રીમોનીયલ. |
| પી. સી. સી. | પ્રીવીકાંઉસીલ કેસસ. |
| પોલ. ડીગ. | પોલોક ડાયજેસ્ટ આફ ધી લાં આફ પાર્ટનરસીપ. |
| પી. ડબલીઉ. | પીઅર વીલીયમ્સ રીપોર્ટ. |
| કયુ. બી. | કવીન્સ બેંચ રીપોર્ટ. |

| | |
|---|---|
| ક્યુ. બી. ડી. | ક્વીન્સ બેંચ ડીવીઝન. |
| રી. ઇન. ચ. | રીપોર્ટ ઇન ચાન્સરી. |
| રાબ. એડ. | રાબીનસન્સ એડમીરાલ્ટી રીપોર્ટ. |
| રોઝ. | રોઝ રીપોર્ટ. |
| રસ. | રસલ્સ રીપોર્ટ. |
| રાય. એન્ડ એમ. | રાયન અને મુડીઝ રીપોર્ટ. |
| સાન્ડ. | સાન્ડર્સ રીપોર્ટ. |
| સાવ. પી. ઈ. એલ. | સેવીગ્ની પ્રાવેટ ઇન્ટરનૅશનલ લા. |
| સ્કાટ. | સ્કાટસ રીપોર્ટ. |
| શ. એન્ડ ડન. | શા અને ડનલાપ્સ રીપોર્ટ. |
| શેપ. ટચ. | શેપર્ડ ટચસ્ટોન. |
| સીમ. | સીમન્સ રીપોર્ટ. |
| સ્મ. એલ. સી. | સ્મીથ્સ લીડીંગ કેસસ. |
| સ્ટારક. | સ્ટારકીસ રીપોર્ટ. |
| સ્ટ. કાન્ફ. | સ્ટોરીસ કાનફ્લીકટ આફ લા. |
| સ્ક. અ. | સ્કાચ અપીલ્સ. |
| સ્ટ. આન એજ. | સ્ટોરી આન એજન્સી. |
| સ્ટ. આન બેલ. | સ્ટોરી આન બેલમેન્ટ. |
| સ્ટ. ઇક. જુ. | સ્ટોરી ઈકવીટી જુરીસપૃડન્સ. |
| સ્ટ્ર. | સ્ટ્રેંજ રીપોર્ટ. |
| સગ. વી. એન્ડ સી. | સગડન્સ વેન્ડર્સ અને પરચેઝર્સ. |
| સ્વાનસ્ટ. | સ્વાનસ્ટોન રીપોર્ટ. |
| ટી. એન્ડ આર. | ટરનર એન્ડ રસલ્સ રીપોર્ટ. |
| ટાન્ટ. | ટાનટન્સ રીપોર્ટ. |
| ટી. આર. | ટર્મ રીપોર્ટ. |
| વર્ન. | વર્નન રીપોર્ટ. |
| વેસ. જુન. | વેસે જુનીયર રીપોર્ટ. |
| વેસ. સેન. | વેસે સીનીયર રીપોર્ટ. |
| ડબ્લીઉ એન્ડ ટી. એલ. સી. | વાઈટ એન્ડ ટચુડર્સ લીડીંગ કેસસ. |
| ડબલીઉ. બ્લ. | વીલીયમ બ્લાકસ્ટોન્સ રીપોર્ટ. |
| વુમ્સ. એકસ. | વુલીયમ લા આફ એકઝીક્યુટર્સ. |
| વુમ્સ. સાન્ડ. | વુલીયમ સાનડર્સ રીપોર્ટ. |
| વાઅ એન્ડ સી. | યંગ અને કાલીયર્સ, ચેન્સરી કેસસ. |

# ઇનડેક્ષ.

## મુળાક્ષરના અનુક્રમ પ્રમાણે બાબતવાર સાંકળીઉ.

---

**આડતીયા અને મુખ્ય.**

## ક

## ચ.



## જ.

## પ.

## શ.



# ACT NO. IX. OF 1872.

## THE INDIAN CONTRACT ACT.

**ઇંડિયાના ગવરનર જનરલ ઇન્કૌન્સિલનો નીચે લખેલો આકટ તારીખ ૨૫ મી એપ્રિલ સને ૧૮૭૨ને રોજ ગવરનર જનરલ સાહેબે મંજુર કર્યો તે સર્વે લોકોને જાહેર થવા માટે ઇંડિયાના ગેઝેટમાં તારીખ ૨૭ મી એપ્રિલ સને ૧૮૭૨ ને રોજ પ્રસિદ્ધ થયો છે.**

## સને ૧૮૭૨ નો આકટ ૯ મો

## હિંદુસ્તાનનો કરારનો આકટ.

---

**અનુક્રમણિકા.**

કલમ.

૧૪. રાજી ખુશીથી આપેલી સંમતિ એટલે શું.
૧૫. સખતીનાં લક્ષણો.
૧૬. ગેરવ્યાજબી દાબનાં લક્ષણો.
૧૭. કપટનાં લક્ષણો.
૧૮. ગેર સમજુતી કરવી એનાં લક્ષણો.
૧૯. સંમતિ રાજી ખુશીથી ન આપેલી હોય તો કબુલાયતો નિરર્થક થવા યોગ્ય છે.
૨૦. હકીકત વિશે બંને પક્ષકારોની ચુક થઇ હોય તો તે કબુલાયત નિરર્થક છે.
૨૧. કાયદા વિશેની ચુકનું પરિણામ.
૨૨. હકીકત વિશે કરારના એક પક્ષકારની ચુક થઇ હોય તો, માત્ર તેજ કારણથી કરાર નિરર્થક થવા યોગ્ય થતો નથી.
૨૩. કહી જાતનો અવેજ તથા કારણો કાયદેસર છે તથા નથી.

## નિરર્થક કબુલાયતો.

૨૪. અવેજ તથા ઉદ્દેશ કાંઇ ભાગે ગેરકાયદે હોય તો, કબુલાયત નિરર્થક છે,
૨૫. અવેજ શિવાયની કબુલાયત નિરર્થક છે, પરંતુ લખેલી તથા નોંધેલી હોય તો, અથવા કાંઇ વસ્તુ કરી હોય તેનો બદલો આપવાનું વચન હોય તો, અથવા મુદ્દતના કાયદાથી રદ્દ થયલું કર્જ આપવાનું વચન હોય તો, કબુલાયત મજકુર નિરર્થક થતી નથી.
૨૬. લગ્નમાં હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.
૨૭. વેપારને હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.
જે રોજગારની ગુડવિલ વેચવામાં આવી હોય તે રોજગાર નહી ચલાવવા બાબતની કબુલાયતને ઉપલી કલમ બાધ કર્તા નથી.
પંત્યાળું તુટયા અગાઉ પંત્યાળાઓએ કરેલી કબુલાયતને પણ કલમ મજકુર બાધ કર્તા નથી.
અથવા પંત્યાળું ચાલતું હોય તે દરમ્યાન પંત્યાળાઓએ કીધેલી કબુલાયતને પણ કલમ મજકુર બાધ કર્તા નથી.
૨૮. કાયદા મુજબ કામ ચલાવવામાં હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.
તકરાર ઉત્પન્ન થાય તે લવાદને સોંપવા વિશેનો કરાર કાયમ છે.
એવા કરારોથી કેવા દાવા ચાલતા અટકશે.
જે તકરાર ઉત્પન્ન થઇ ચુકી હોય તે લવાદને સોંપવા વિશેના કરાર કાયમ છે.
૨૯. કબુલાયત નક્કી ન હોવાને લીધે તે નિરર્થક છે.
૩૦. શરત તરીકે કરેલી કબુલાયતો નિરર્થક છે.
ઘોડાની શરતમાં જીતેલા ઇનામો વિષે અપવાદ.
આ કલમ ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૪ અ, ને બાધ થતો નથી.

## બાબ ૩ જો. અવલંબી કરાર વિશે.

૩૧. અવલંબી કરાર એટલે શું.
૩૨. કાંઇ બિના બનવા ઉપર જે કરાર અવલંબી હોય તે અમલમાં લાવવા બાબત.
૩૩. કાંઇ બિના ન બનવા ઉપર અવલંબી કરાર કર્યો હોય તો તેને અ-

કલમ.

મક્ષમાં લાવવા વિશે.

૩૪. જે બિના ઉપર કોઇ કરાર અવલંબી હોય તે બિના કોઇ હયાત હોય એવી સખસની ભવિષ્યની વર્તણુંકને રૂપે હોય તો, બિના મજકુર બનવી અશક્ય થઇ એમ ક્યારે સમજવું.

૩૫. અમુક બિના નીમેલા વખતની અંદર બનવા ઉપર કરેલો અવલંબી કરાર નિરર્થક કયારે થાય છે.

નીમેલી મુદતની અંદર અમુક બિના ન બનવા ઉપર કરેલો અવલંબી કરાર કયારે કાયદાની સહાયથી અમલમાં આણી શકાય છે.

૩૬. અશક્ય બિના ઉપર કરેલી અવલંબી કબુલાયતો નિરર્થક છે.

## બાબ ૪ થો. કરારો પુરા કરવા વિશે.

### જે કરારો પુરા કરવા જોઇએ તે કરારો વિશે.

૩૭. કરારના પક્ષકારોની ફરજ.

૩૮. વચન પુરૂં કરૂં છઉં એવું કહ્યા છતાં કબુલ ન કર્યું તો, તેનું પરિણામ.

૩૯. પક્ષકાર પોતાનું વચન તમામ પુરૂં કરવાની નાકહે તો, શું પરિણામ થાય.

### કરાર કોણે પુરા કરવા જોઇએ.

૪૦. વચન કયા સખસે પુરૂં કરવું જોઇએ.

૪૧. કોઈ ત્રાહિત સખસ પાસેથી વચન પુરૂં કરી લેવાનું કબુલ કર્યું તો, તેનું પરિણામ.

૪૨. એકેમતે જવાબદારી હોય તો, તે કોહોના ઉપર શી તરેહ પડે છે.

૪૩. એકેમતે વચન આપનારાઓ પઇકી કોઇ પણ એકને તે પુરૂં કરવાની ફરજ પાડી શકાય છે.

કલમ.

પ્રત્યેક વચન આપનાર ભાગ આપવાની ફરજ પાડી શકે છે.

ભાગ ન આપે તો ટોટો સરખે ભાગે ખમવા બાબત.

૪૪ એકેમતે કરાર કરનાર એક સખસ છુટો થયો તો તેનું શું પરિણામ થાય છે.

૪૫. એકેમતે ઉત્પન્ન થયલા હક્ક કેવી રીતે કોહોને પોંહોંચે છે.

### કરાર પુરો કરવાનો વખત તથા ઠેકાણું.

૪૬. વચન પુરૂં કરવાનો વખત નીમેલો ન હોય તથા અગાઉથી તે પુરૂં કરવાની વિનંતી પણ કરવાની ન હોય, એવાં વચન કયારે પુરાં કરવાં.

૪૭. વચન પુરૂં કરવાનો વખત નીમેલો હોય, પરંતુ પુરૂં કરવાની વિનંતી કરવાની ન હોય તો, વચન કયારે તથા કયે ઠેકાણે પૂરૂં કરવું જોઇએ.

૪૮. પૂરૂં કરવાની વિનંતી યોગ્ય વખતે તથા યોગ્ય ઠેકાણે થવી જોઇએ.

૪૯. વિનંતી કરવાની ન હોય અને ઠેકાણું નીમ્યું ન હોય, ત્યારે વચન પૂરૂં કરવાના ઠેકાણા વિશે.

૫૦. વચન લેનારાએ નીમેલા અથવા પસંદ કરેલી રીતે કીંવા વખતે વચન પૂરૂં કરવું.

### પરસ્પરનાં વચનો પુરાં કરવા બાબત.

૫૧. પરસ્પર વચન લેનાર પોતાનું વચન પુરૂં કરવાને તૈયાર તથા રાજી ન હોય તો, વચન આપનારને પોતાનું વચન પૂરૂં કરવાની ફરજ નથી.

૫૨. પરસ્પર વચનો પુરાં કરવાનો અનુંક્રમ.

કલમ.

૫૩. જે બિના બનવા ઉપર કરારનો અમલ થવાનો હોય તે બિના બનતી કોઈ પક્ષકાર અટકાવે તો, તે પક્ષકારની જવાબદારી બાબત.

૫૪. પરસ્પર વચનોના કરારમાં જે વચન પ્રથમ પૂરૂ થવું જોઈએ, તે પૂરૂ ન થયાનું પરિણામ.

૫૫. જે કરારમાં વખત એ અવશ્યની વાત હોય તે કરારમાં ઠરાવેલી મુદ્દતના અંદર કરાર પુરો ન કરયો તો, તેનું શું પરિણામ થાય છે.

વખત એ અવશ્યની વાત ન હોય તો, નીમેલે વખતે કરાર પૂરો ન થયાનું પરિણામ.

નીમેલા વખત શિવાય બીજે વખતે વચન પૂરૂ કરવાની વાત કબુલ રાખવામાં આવે તો, તેનું પરિણામ.

૫૬. અશક્ય કૃત્ય કરવાની કબુલાયત નિરર્થક છે.

જે કૃત્ય પછાડીથી અશક્ય અગર ગેરકાયદે થાય, તે કૃત્ય કરવાનો કરાર ક્યારે નિરર્થક થાય છે.

જે કૃત્ય અશકય અગર ગેરકાયદે છે એવું જાણ્યામાં હતું, તે કૃત્ય ન કરયાથી જે નુકશાન થાય તે ભરી આપવા વિશે.

૫૭. કાયદેસર વસ્તુ કરવાનાં તેમજ ગેર કાયદે વસ્તુ પણ કરવાનાં વચનો આપવામાં આવે, ત્યારે સદરહુ પ્રથમની બાબતનાં વચનો કરાર છે, અને સદરહુ બીજી બાબતનાં વચનો નિરર્થક કબુલાયત છે.

૫૮. વચન બેમાંથી એક વાત કરવાનું હોય અને એક વાત ગેરકાયદે હોય તો, જે વાત કાયદેસર હોય તેનોજ માત્ર અમલ કરવો.

કલમ.

**આપેલા પૈસા કયા ઉપયોગમાં લેવા તે બાબત.**

૫૯. અમુક કર્જને પેટે કાંઇ આપેલી રકમ મુજરે લેવાની છે એવું બતાવવામાં આવ્યું હોય, ત્યારે તે કેવા ઉપયોગમાં લેવી.

૬૦ કયા કર્જને પેટે રકમ મુજરે લેવી એવું જણાવ્યું ન હોય તો, આપેલી રકમ શી રીતે મુજરે આપવી તે વિષે.

૬૧. જો બેમાંથી એક પક્ષકારે રકમ કોઇ અમુક કર્જને પેટે મુજરે પકડી ન હોય તો, કેમ કરવું.

**જે કરારો પુરા કરવાની જરૂર નથી તે વિષે.**

૬૨. જે કરાર બદલ્યા હોય અથવા જે રદ કરયા હોય અથવા જેમાં ફેરફાર કરયો હોય, તે કરારો પૂરા કરવાની જરૂર નથી.

૬૩. વચન લેનાર વચન પૂરૂં કરવાની વાત માંડી વાળે કિંવા માફી કરે, તે બાબત.

૬૪. નિરર્થક થવા યોગ્ય કરાર રદ કરવાનું પરિણામ.

૬૫. નિરર્થક કબુલાયત અથવા નિર્થક થયલા કરારની રૂઇએ જે સખસને કાંઇ ફાયદો થયો હોય, તે સખસની ફરજ શી છે.

૬૬. નિરર્થક થવા યોગ્ય કરાર રદ કર્યો એ વાત તથા તે રદ કરવું બંધ પાડયું એ વાત શી રીતે જણાવાય.

૬૭. કરાર પુરો કરવાને જે યોગ્ય સોઈ વચન આપનારને જોઇએ તે આપવામાં વચન લેનારે ગફલત કરી હોય તો, તેનું પરિણામ.

કલમ

**બાબ ૫ મો. કરારથી ઉત્પન્ન થયલા સંબંધો જેવા બીજા કેટલાએક સંબંધો વિષે.**

૬૮. કરાર કરવા જે અશકત છે તેને કિંવા તેના તરફથી બીજા કોઈને ખોરાકી પોશાકીની જનસ આપી હોય, તે બાબતનો દાવો.

૬૯. એક સખસે આપવાના પૈસા બીજો સખસ તે વાતમાં પોતાનો સંબંધ હોવાથી આપે તો, તે આપનારને પૈસા પાછા મળવાનો હક્ક છે.

૭૦ મફત ન કરેલાં કૃત્યથી જે ફાયદો ભોગવ્યો હોય, તે વિશે ઉપભોગ કરનારની જવાબદારી.

૭૧. કોઇને કાંઈ માલ જડે તેની જવાબદારી.

૭૨. કોઈ સખસને ચુકથી અગર શખતીના કારણથી પૈસા આપ્યા હોય અગર કાંઇ વસ્તુ તેના સ્વાધીનમાં આપવામાં આવી હોય તો, તેની જવાબદારી.

**બાબ ૬ ઠો. તોડયાના પરિણામ વિશે.**

૭૩. કરાર તોડયાથી ઉત્પન્ન થયલા ટોટાના અથવા નુકશાનના બદલા બાબત. કરાર ઉપરથી ઉત્પન્ન થયલી ફરજના જેવી ફરજ ન અદા કરી તો નુકશાન ભરી આપવું જોઇએ.

૭૪. કરાર તોડયો તો અમુક રકમ આપવી એવું જે કરારમાં ઠરાવ્યું હોય તે કરાર તોડયાથી બદલો મળવાનો હક્ક.

૭૫. વ્યાજબી રીતે કરાર બંધ પાડનાર પક્ષકારને બદલો ભરી લેવાનો હક્ક છે.

કલમ.

**બાબ ૭ મો. માલના વેચાણ બાબત. વેચેલા માલ ઉપર માલકી કયારે ઉત્પન્ન થાય છે.**

૭૬. "માલ" એ શબ્દનો અર્થ.

૭૭. "વેચાણ" એ શબ્દનો અર્થ.

૭૮. વેચાણ શી રીતે થાય.

૭૯. જે વસ્તુ મુકરર કરવામાં કિંવા બનાવવામાં કિંવા પૂરી કરવામાં આવી નથી તે વેચી હોય તો, તેનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત કયારે થાય છે.

૮૦. ખરીદદાર જે સ્થિતિમાં માલ લેવાનો હોય તે સ્થિતિમાં તે માલ વેચનારને આણવાનો હોય, ત્યારે માલ મજકુરનું વેચાણ પુરું કયારે થાય છે.

૮૧. માલની કિંમત શી થાય છે તે ઠરાવવા સારૂ વેચનારે તે માલને કાંઇ પણ કરવાનું હોય, ત્યારે વેચાણ કયારે પૂરૂં થાય.

૮૨. કરાર થતી વખતે માલ મુકરર થયો ન હોય તો, વેચાણ કયારે પુરૂં થાય છે.

૮૩. માલ પછવાડીથી ઉપયોગમાં લીધાથી તે મુકરર થયો એમ સમજવું.

૮૪ વેચનાર માલ પસંદ કરીને કાઢે તો, માલ મુકરર થયો એમ સમજવું.

૮૫. જંગમ મિલકત સ્થાવર મિલકત જોડે વેચી હોય, ત્યારે જંગમ મિ-

કલમ

લકત ઉપર સ્વામિત્વ ક્યારે ઉત્પન્ન થાય છે.

૮૬. માલ વેચાણ લેનારનો થયા પછી કાંઇ નુકશાન થાય તો તે તેણે ખમવું જોઇએ.

૮૭. જે માલ મોજુદ નથી તે વેચવા વિશે કરાર થયો હોય તો તે માલ ઉપર સ્વામિત્વ ક્યારે થાય.

૮૮. કરાર કરતી વખતે જે માલ વેચનારના કબજામાં નથી તે વેચવા વિશે તથા ભવિષ્યકાળે કોઇ દિવસે સ્વાધીન કરવા વિશેનો કરાર.

૮૯. કરારથી કિંમત ઠરી ન હોય તો, તે કેમ ઠરાવવી.

**સ્વાધીન કરવું.**

૯૦. સ્વાધીન શી રીતે કરવું.

૯૧. ડક્કાવાળાને કિંવા હુડા ભાડાવાળાને સ્વાધીન કરયાનું પરિણામ.

૯૨. માલનો કાંઇ ભાગ સ્વાધીન કર્યાનું પરિણામ.

૯૩. ખરીદદાર વિનંતી કરે ત્યાં સુધી માલ સ્વાધીન કરવાની ફરજ વેચનારને નથી.

૯૪. સ્વાધીન કરવાનું ઠેકાણું.

**વેચનારનું લીઅન.**

૯૫. વેચનારનું લીઅન.

૯૬. કિંમત પાછળથી આપવાની હોય પણ સ્વાધીન કરવાનો વખત નિમ્યો ન હોય તો, લીઅન હોય છે કે શી રીતે.

નાદારી એટલે શું.

૯૭. કિંમત પછાડીથી એક દિવસે આપવાની હોય અને ખરીદદાર માલ વેચનારના કબજામાં રહેવા દે તે વેચનારનું લીઅન.

૯૮. પાછળનો ખરીદદાર હોય તેની વિરૂદ્ધ વેચનારનું લીઅન.

**માલ રસ્તામાં જતો રોકવા બાબત.**

૯૯. માલ જતો રસ્તામાં રોકવાનો વેચનારનો અખત્યાર.

૧૦૦. રસ્તામાં જતો માલ એટલે શું.

૧૦૧. રોકવાનો હક ક્યાં સુધી જારી રેહે છે.

૧૦૨. હક્કનો દસ્તાવેજ ખરીદદારે બીજાને નામે કરી આપ્યો તો, માલ રોકવાનો હક્ક બંધ પડે છે.

૧૦૩. કરજે આપેલી રકમને પેટે હક્કનો દસ્તાવેજ ઘરેણે મૂકી બીજાના નામે કરી આપ્યો હોય તો, વેચનારે માલ રોકવા માટે શું કરવું.

૧૦૪. માલ શી રીતે રોકી શકાય છે.

૧૦૫. વેચનારના હક્કની ખબર.

૧૦૬. માલ રોકયાથી વેચનારનો હક્ક કેવો થાય છે.

**ફરી વેચાણ.**

૧૦૭. ખરીદદારે કરાર પુરો ન કરયાથી ફરી વેચાણ.

**હક્ક.**

૧૦૮. વેચનાર તરફથી ખરીદદાને હક મળે છે તે બાબત.

**ખાત્રી.**

૧૦૯. ગેરહક્ક બાબત વેચનારની જવાબદારી.

૧૧૦. માલ સારો છે તથા અમુક જાતનો છે એવી ગર્ભિત ખાત્રીની

કલમ

શાબિતિ બાબત.

૧૧૧ ખાવાનો પદાર્થ વેચવામાં આવે તો, તે સારો છે એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

૧૧૨. નમુના ઉપરથી માલ વેચ્યો હોય તો નમુંના પ્રમાણે એકંદરે સઘળો માલ છે એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

૧૧૩. અમુક નામનો માલ કહીને વેચ્યો હોય તો, તેજ નામનો માલ છે એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

૧૧૪. કાંઇ વિશેષ કામને સારૂ માલ મંગાવ્યો હોય તો તે વિશેની ખાત્રી.

૧૧૫. પ્રસિદ્ધ તથા મુક્રર કરેલી જાતનો માલ વેચ્યાથી કેવી ખાત્રી આપી સમજવી.

૧૧૬. છુપી ખામીઓ વિશે વેચનાર કયારે જવાબદાર નથી.

૧૧૭. ખાત્રી તોડી તો ખરીદદારનો હક્ક.

૧૧૮. જે માલ મુક્રરર નથી તે બદલ આપેલી ખાત્રી તુટે તો ખરીદદારનો હક્ક.

## પરચુરણ.

૧૧૯. મંગાવ્યો નહીં હોય એવો માલ મંગાવેલા માલ સાથે મોકલ્યો હોય તો, ખરીદદાર તે સ્વીકારવાનીના કયારે કહી શકે.

૧૨૦. સ્વીકારવાની ગેરવ્યાજબી રીતે ના કહ્યાનું પરિણામ.

૧૨૧. ખરીદદારે નિમેલે વખતે કિંમત ન આપ્યાથી કરાર રદ્દ કરવાનો વેચનારનો હક્ક.

કલમ.

૧૨૨. લીલામથી જથાબંધ માલ વેચવામાં આવે, તે ઉપરની માલિકી બાબત.

૧૨૩. હરાજીમાં વેચનારે કિંમત વધારવા સારૂ બનાવટની માગણીઓ વાપરી હોય તો, તેનું પરિણામ.

## બાબ ૮મો. હામી તથા જામીનગીરી.

૧૨૪. હામીનો કરાર કોહોને કેહેવો.

૧૨૫. હામી જેને આપી હોય તેના ઉપર દાવો થાય તો, તેનો હક્ક તથા જવાબદારી.

૧૨૬. 'જામીનગીરીનો' કરાર, 'જામીન,' 'મુખ્ય દેણદાર' તથા 'માગનાર'

૧૨૭. જામીનગીરીનો અવેજ.

૧૨૮. જામીનની જવાબદારી.

૧૨૯. સ્થિર જામીનગીરી.

૧૩૦. સ્થિર જામીનગીરી રદ્દ કરવા બાબત.

૧૩૧. જામીન મરણ પામ્યાથી સ્થિર જામીનગીરી રદ્દ છે.

૧૩૨. જે બે સંખસો પ્રથમ જવાબદાર હોય તે બે સખસો જામીની બાબત માંહો માંહે ખાનગી બંદોબસ્ત કરે તો, તેથી તેઓની પ્રથમની જવાબદારીમાં કમ જ્યાદે થતું નથી.

૧૩૩. કરારમાંની શરતોમાં ફેરફાર થયાથી જામીન છૂટો થાય છે.

૧૩૪. મુખ્ય દેણદાર છૂટયો અથવા મોકળો થયો તો, જામીન મુક્ત થાય છે.

૧૩૫. માગનાર મુખ્ય દેણદાર સાથે ફડચો કરે અથવા તેને મુદત આપે

કલમ.

અથવા દાવો ન આણવાનું વચન આપે તો જામીન છુટો થાય છે.

૧૩૬. મુખ્ય દેણદારને મુદત આપવાનો કરાર ત્રીજા સખસ જોડે કર્યો હોય તો જામીન છુટો થતો નથી.

૧૩૭ માગનાર દાવો માંડવાની ખામોશ રાખે તેથી જામીન છુટો થતો નથી.

૧૩૮. કેટલા એક સહજામીનોમાંના એકને છુટો કર્યો તો બીજા છુટા થત નથી.

૧૩૯. જે કૃત્ય કર્યાથી અગર ન કર્યાથી જામીનના છેવટના ઇલાજને નુકશાન પોંહોંચે તે કૃત્ય કર્યાથી અથવા ન કર્યાથી જામીનનો છુટકો થવા વિશે.

૧૪૦. જામીને રૂપીઆ આપ્યા અગર કામ પૂરૂં કરયું તો, જામીનનો હક.

૧૪૧. માગનારને કર્જની ખાત્રી સારૂ મિલકત વગેરે હોય, તેનો ફાયદો મળવાનો જામીનનો હક્ક છે.

૧૪૨. ગેર સમજુતી કરીને મેળવેલી જામીનગીરી વ્યર્થ છે.

૧૪૩. કોઇ વાત છુપાવી રાખ્યાથી મેળવેલી જામીનગીરી વ્યર્થ છે.

૧૪૪. બીજો સખસ સહજામીન થાય તેની પેહેલાં, જામીનગીરી ઉપરથી કાંઈ પણ કૃત્ય કરવું નહી એવી કબુલાયતથી જામીન થવા બાબત.

૧૪૫. જામીનને ટોટાથી બચાવવા વિષેનું ગર્ભિત વચન.

૧૪૬. સહજામીનો સરખે ભાગે જવાબદાર છે.

૧૪૭. સહજામીનોએ જુદી જુદી રકમો

કલમ.

આપવાની જવાબદારી લીધી હોય તે વિશે.

## બાબ ૯ મો. નિક્ષેપ વિશે.

૧૪૮. 'નિક્ષેપ,' 'નિક્ષેપ્તા' અને 'નિક્ષેપી, એટલે શું.

૧૪૯. માલ નિક્ષેપીને શી રીતે સ્વાધીન કરવો.

૧૫૦. નિક્ષિપ્ત માલમાં જે ખામી હોય તે જણાવવાનું કામ નિક્ષેપ્તાનું છે.

૧૫૧, નિક્ષેપીએ માલની સંભાળ લેવી જોઇએ.

૧૫૨. નિક્ષિપ્ત વસ્તુ ખોવાઇ જાય અથવા તેને બીજું કાંઇ થાય તેનો નિક્ષેપી ક્યારે જવાબદાર ન થાય.

૧૫૩. શરતની વિરૂદ્ધ નિક્ષેપીએ કાંઇ કૃત્ય કરયું તો, નિક્ષેપ સમાપ્ત થાય તે બાબત.

૧૫૪. નિક્ષિપ્ત માલનો વગર અધિકારનો ઉપયોગ કર્યો હોય, તો નિક્ષેપીની જવાબદારી.

૧૫૫. નિક્ષેપ્તાની સંમતિથી તેનો માલ નિક્ષેપીએ પોતાના માલ સાથે ભેળ્યો તો, તેનું પરિણામ.

૧૫૬. નિક્ષેપ્તાની સંમતિ શિવાય માલ ભેળ્યો હોય પણ માલ જુદો કરી શકાય એવો હોય તો, તેનું પરિણામ.

૧૫૭. નિક્ષેપ્તાની સંમતિ શિવાય માલ ભેળ્યો અને તે જુદો પડાતો નથી તો, તે ભેળવવાનું પરિણામ.

૧૫૮. નિક્ષેપ્તાએ નિક્ષેપીને જરૂરનો ખરચ આપવો જોઈએ.

૧૫૯. માલ ફક્ત નિક્ષેપમાં આપ્યો હોય

કલમ.

તે પાછો આપવા વિશે.

૧૬૦ વખત પૂરો થયાથી અથવા કામ પૂરૂં થવાથી, નિક્ષિપ્ત માલ પાછો આપવો જોઇએ.

૧૬૧. માલ યોગ્ય રીતે સ્વાધીન ન કર્યો અથવા સ્વાધીન કરવા ન માંડયો તો, નિક્ષેપીની જવાબદારી.

૧૬૨. નિક્ષેપ મફત કર્યો હોય તો, તેની સમાપ્તી મરણથી થાય છે.

૧૬૩. નિક્ષિપ્ત માલથી વધારો થયો હોય અથવા નફો થયો હોય, તે નિક્ષેપ્તાને મળવાનો હક્ક છે.

૧૬૪. નિક્ષેપ્તાની નિક્ષેપી જોડેની જવાબદારી.

૧૬૫. કેટલાએક સમસ્ત માલીકોએ કરેલો નિક્ષેપ.

૧૬૬. જે નિક્ષેપ્તાને હક્ક નથી તેના સ્વાધીનમાં માલ પાછો આપ્યો તો, તે બાબત નિક્ષેપી જવાબદાર નથી.

૧૬૭. નિક્ષિપ્ત માલ ઉપર ત્રીજા માણસનો હક્ક.

૧૬૮. જેને માલ જડે તેનો હક્ક.

અમુક ઇનામ આપવાનું કહ્યું હોય તો, દાવો માંડી શકે છે.

૧૬૯. હમેશ વેચવામાં આવતી હોય એવી વસ્તુ જડે તો, જડનારે તે ક્યારે વેચવી.

૧૭૦. નિક્ષેપીનું વિશેષ લીઅન.

૧૭૧. પેહેડીવાળા, ફેકટરો, ડક્કાવાળા, એટરનિઓ તથા વીમેદલાલ એઓનું સાધારણ લીઅન.

**ઘરેણે આપેલી વસ્તુનો નિક્ષેપ.**

૧૭૨. 'ઘરેણે,' 'ઘરેણે આપનાર,' અને 'ઘરેણે લેનાર,' એટલે શું.

કમલ.

૧૭૩. અટકાવી રાખવાનો ઘરેણે લેનારનો હક્ક.

૧૭૪. જે કરજને માટે માલ ઘરેણે મુકયો હોય, તે શિવાયના બીજા કર્જે અથવા વચનનેસારૂ ઘરેણે લેનાર માલ અટકાવી શકતો નથી. પાછળથી આપેલી રકમો બાબત અનુંમાન.

૧૭૫. ઘરેણે લેનારને જે વિશેષ ખર્ચ કરવો પડયો હોય, તે ભરી લેવાનો તેનો હક્ક.

૧૭૬. ઘરેણે મૂકનાર કસુર કરે તો, ઘરેણે લેનારનો શો હક્ક છે.

૧૭૭. ઘરેણે આપનાર કર્જે અદા ન કરે કિંવા વચન પૂરૂં ન કરે, તોપંણ છોડાવી લેવાનો તેનો હક્ક.

૧૭૮. જેના કબજામાં માલ અથવા માલ ઉપરના હક્કના દસ્તાવેજ હોય, તેણે તે. ઘરેણે મુકયાં તો, તે વિષે.

૧૭૯. જ્યારે કોઇ ઘરેણે મુકનારનો હક્ક કોઇ અમુક મર્યાદા સુધીનોજ માત્ર હોય, ત્યારે કેવી રીતે ઘરેણે મૂકાય.

**અપકારનું કૃત્ય કરનાર વિરૂદ્ધ નક્ષેપીના તથા નિક્ષેપ્તાના દાવા બાબત.**

૧૮૦. નિક્ષેપ્તાનો અથવા નિક્ષેપીઓનો અપકાર કરનારાઓ ઉપરનો દાવો.

૧૮૧. એવા દાવા કરવાથી દાદ દાખલ અથવા નુકસાની બદલ જે મળે છે, તેની વ્યવસ્થા બાબત.

**બાબ ૧૦ મો—આડત.**

**આડતીયાની નીમનુક તથા અધિકાર બાબત.**

૧૮૨. "આડતીઓ" અને "મુખ્ય" એ-

કલમ.

ટલે શું.

૧૮૩. આડતીઓ કોણ નીમી શકે.

૧૮૪. આડતીઓ કોણ થઇ શકે છે.

૧૮૫. અવેજની જરૂર નથી.

૧૮૬. આડતીઆનો અખત્યાર સ્પષ્ટ હોય કિંવા ગર્ભિત હોય.

૧૮૭. સ્પષ્ટ અને ગર્ભિત અખત્યારનાં લક્ષણો.

૧૮૮. આડતીઆનો અખત્યાર કેટલો છે.

૧૮૯. અણચીંતવ્યા તાકીદના કામમાં આડતીઆને અધિકાર.

**પેટા આડતીઆ.**

૧૯૦. આડતીઓ પોતાનું કામ બીજાને કયારે સોંપી શકતો નથી.

૧૯૧. પેટા આડતીઓ એટલે શું.

૧૯૨. યોગ્ય રીતે નિમેલો હોય એવો આડતીઓ મુખ્યનો પ્રતિનિધિ છે કે શી રીતે.

પેટા આડતીઆ વિશે આડતીઆની જવાબદારી.

પેટા આડતીઆની જવાબદારી.

૧૯૩. નીમવાનો અધિકાર ન છતાં પેટા આડતીઓ નીમ્યો તો, તે વિશે આડતીઆની જવાબદારી.

૧૯૪. આડતનું કામ કરવા જેને આડતીયાએ અધિકાર ઉપરથી નીમ્યો હોય તેનો તથા મુખ્યનો સબંધ.

૧૯૫. એવો સખસ નીમવા વિશે આડતીઆની શી ફરજ.

**બાહાલી.**

૧૯૬. કોઇ એક સખસને સારૂ તેના અધિકાર શિવાય કૃત્ય કરવામાં આવ્યું હોય તો, તેનો તે વિશેનો હક બાહાલ કરવાનું પરિણામ.

કલમ

૧૯૭. બાહાલી સ્પષ્ટ હોય કિંવા ગર્ભિત હોય.

૧૯૮. કાયદેસર બાહાલી આપવાને માટે માહિતી અવશ્ય જોઇએ.

૧૯૯. અધિકાર શિવાય કરેલું કૃત્ય કાંઈ કાર્યનો ભાગ હોય અને તે કૃત્ય બાહાલ રાખ્યું તો તેનું પરીણામ.

૨૦૦. વગર અધિકારે કરેલું કૃત્ય બાહાલ રાખ્યાથી ત્રીજા સખસને નુકશાન થાય નહી.

**અખત્યાર રદ્દ કરવા વિશે.**

૨૦૧. આડતની સમાપ્તી કયારે થાય છે.

૨૦૨. જે વસ્તુ વિશે આડત છે તે વસ્તુમાં આડતીઆનો ફાયદા ગેરફાયદાનો સંબંધ હોય તો, આડત સમાપ્ત કયારે થાય.

૨૦૩. આડતીઆનો અખત્યાર મુખ્ય કયારે રદ્દ કરી શકે છે.

૨૦૪. આડતીઆને આપેલો અખત્યાર કેટલેએક ભાગે વાપરવામાં આવ્યો હોય તો, તે રદ્દ કરવા વિશે.

૨૦૫. મુખ્ય આડત રદ્દ કરે અગર આડતીઓ પોતાનું કામ છોડી દે તો, નુકશાનનો બદલો આપવા બાબત.

૨૦૬. મુખ્ય આડત રદ્દ કરે અગર આડતીઓ છોડી દેતો, તે વિશેની ખબર આપવી જોઇએ.

૨૦૭. સ્પષ્ટ કિંવા ગર્ભિત રીતે આડત રદ્દ કરી શકાય કિંવા છોડી શકાય.

૨૦૮. આડતીઆને સંબંધે તથા ત્રીજા સખસોને સંબંધે આડતીઆના અખત્યારની સમાપ્તિ કયારે થાય છે.

૨૦૯. મુખ્ય મર્ણ પામે અથવા અસાવધ બુદ્ધિનો થાય અને તેથી આડત

કલમ.

સમાપ્ત થાય ત્યારે આડતીઆની શી ફરજ છે.

૨૧૦. પેટા આડતીઆના અખત્યારની સમાપ્તી.

**આડતીઆનો મુખ્ય જોડે શો ધર્મ છે તે બાબત.**

૨૧૧. મુખ્યનું કામ ચલાવવામાં આડતી- આનો ધર્મ શો છે.

૨૧૨. આડતીઆએ ઉદ્યમ તથા કુશળતા વાપરવી જોઇએ.

૨૧૩. આડતીઆના હિસાબ.

૨૧૪. આડતીઆએ પોતાના મુખ્યને હ- કીકત લખવી, કહેવી એ તેની ફરજ છે.

૨૧૫. જ્યારે આડતીઓ મુખ્યની સં- મતિ શિવાય આડતના કામમાં ખુ- દ પોતાની તરફથી કાંઇ ધંધો કરે તો, મુખ્યનો હક્ક કેવો છે.

૨૧૬. આડતીઆએ આડતના કામમાં પો- તાની તરફથી ધંધો કરયો તો, તેથી જે નફો થાય તે ઉપર મુખ્યનો હક્ક.

૨૧૭. મુખ્યને સારૂ આવેલી રકમોમાંથી પૈસા કાપી રાખવાનો આડતીયાનો હક્ક.

૨૧૮. મુખ્યને ખાતે જમે થયલા પૈસા આડતીઆએ તેને આપવા એ તે- ની ફરજ છે.

૨૧૯. આડતીઆનું મેહેનતાણું કયારે લે- હેણું થાય છે.

૨૨૦. જે કામમાં આડતીઆએ ગેરવર્ત્ત- ણૂંક કરી હોય, તે બાબત તેને મે- હેનતાણું મળવાનો હક્ક નથી.

૨૨૧. મુખ્યના માલ ઉપર તથા કાગળ પ- ત્રો ઉપર આડતીઆનું લીયન.

**મુખ્યનો આડતીઆ જોડે શો ધર્મ છે.**

૨૨૨. આડતીઆએ કરેલાં કાયદેસર કૃત્ય- ના પરિણામમાં તેને ટોટો થાય ન- હીં એવો બંદોબસ્ત મુખ્યે કરવો જોઈએ.

૨૨૩. આડતીઆએ શુદ્ધબુદ્ધિથી જે કૃત્ય કરયું હોય, તેના પરિણામમાં તેને નુકશાન થાય, તે મુખ્યે ભરી આપવું જોઇએ.

૨૨૪. કાંઇ ગુન્હાનું કૃત્ય કરવા સારૂ આ- ડતીઓ નીમ્યો હોય તો, તે પ્રસંગે નીમનાર સખસ નુકશાનનો જવા- બદાર નથી.

૨૨૫. મુખ્યની ગફલતને લીધે આડતી- આને હાનિ થાય તો, તે બાબત નુ- કશાનનો બદલો ભરી આપવા વિશે.

**ત્રીજા સખસો સાથે કરેલા કરારો ઉપર આડતની અસર.**

૨૨૬. આડતીઆએ કરેલા કરારોને અમ- લમાં આણવા બાબત તથા તેના પરિણામ બાબત.

૨૨૭. જો આડતીઓ પોતાના અધિકારની બાહાર કામ કરે તો, મુખ્યને ક્યાં સુધી જવાબદાર સમજવો.

૨૨૮. આડતીઆએ જે પોતાના અખ- ત્યાર બાહાર કરયું હોય તે જો જુ- દુ ન પડાય તો, મુખ્ય જવાબદાર નથી.

૨૨૯. આડતીઆને ખબર આપ્યાનું પરિ- ણામ.

૨૩૦. આડતીઆએ મુખ્યને માટે કરેલા કરારો આડતીઓ ખુદ જાતે અમલ- માં લાવી શકતો નથી, અને તેથી તે પોતે જાતે બંધાતો પણ નથી. જુદી રીતનો કરાર છે એમ કયા- રે અનુમાન કરવું.

૨૩૧. આડતીઆએ કરાર કરયો પણ ક-

કલમ.

સાર કરનાર આડતીઓ છે એવું તે કરારનો બીજો પક્ષકાર ન જાણુતો હોય તો, તે પક્ષકારના હક્ક બાબત.

૨૩૨. આડતીઆને મુખ્ય સમજી તેની જોડે કરેલો કરાર પૂરો કરવા બાબત.

૨૩૩. જ્યારે આડતીઓ પોતે જાતે જવાબદાર હોય, ત્યારે તેની સાથે ધંધો કરનાર સખસનો હક્ક.

૨૩૪. માત્ર મુખ્યનેજ અથવા આડતીઆનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર મુખ્ય પાસે અથવા આડતીઆ પાસે કોઈ સખસ કાંઈ કૃત્ય કરાવે તો, તેનું પરિણામ.

૨૩૫. મિથ્યા આડતીઓ થનાર સખસની જવાબદારી.

૨૩૬. પોતે આડતીઓ છે એવું ખોટું કહીને જે સખસ કરારમાં પક્ષકાર થાય, તે સખસને કરાર પૂરો કરાવવાનો હક્ક નથી.

૨૩૭. આડતીઆએ વગર અધિકારે કરેલાં કૃત્યો અધિકારથી કરયાં છે એવી ધારણા મુખ્યે ઉત્પન્ન કરી હોય તો, તે મુખ્યની જવાબદારી.

૨૩૮. આડતીઆએ ગેરસમજુતિ કરી અથવા કંપટ કરયું તો તેનું કબુલાયત ઉપર કેવું પરિણામ થાય છે.

## બાબ ૧૧મો—પંત્યાળા વિશે.

૨૩૯. પંત્યાળું એટલે શું.
પેહેડી એટલે શું.

૨૪૦. કર્જ આપનારાએ નફાનો ભાગ મળવાના કરારથી કર્જ આપ્યું હોય તો, તે ઉપરથી તે પંત્યાળો થતો નથી.

૨૪૧. પંત્યાળામાંથી છુટા પાડનાર પંત્યાળાએ અથવા મરનાર પંત્યાળાના પ્રતિનિધિએ વાપરવા સારૂ રહેવા દીધેલી મિલકત.

૨૪૨. નોકરને અથવા આડતીઆને નફામાંથી હિસ્સા તરીકે મેહેનતાણું આપ્યું તો, તેથી તે પંત્યાળો થતો નથી.

૨૪૩. મરનાર પંત્યાળાની વિધવાને અગર બચ્ચાને નફામાંથી વરસાન મળતું હોય તો, તેથી તેઓ પંત્યાળા થતા નથી.

૨૪૪. ગુડવિલ વેચનાર સખસને નફામાંથી કાંઈ ભાગ મળતો હોય તો, તેથી તે પંત્યાળો થતો નથી.

૨૪૫. પોતે પંત્યાળો છે એવી ધારણા કોઇ સખસ કોઇની પાસે કરાવે તો, તેની જવાબદારી.

૨૪૬. કોઈ સખસ પોતે પંત્યાળો છે એવી સમજુતી બીજાને કરવા દે તો, તેની જવાબદારી.

૨૪૭. પંત્યાળો સગીર હોય તો તે જાતે જવાબદાર નથી, પરંતુ તેનો હિસ્સો જવાબદાર છે.

૨૪૮. સગીર પંત્યાળો ઊમ્મરે પોહોંચ્યાથી તેની જવાબદારી.

૨૪૯. પંત્યાળાના કરજ બાબત પંત્યાળાની જવાબદારી.

૨૫૦. એક પંત્યાળાની ગફલતને લીધે અથવા કપટને લીધે પ્રત્યેક પંત્યાળા ત્રીજા સખસને જવાબદાર થાય છે.

# हिंदुस्थाननो करारनो आकट.

ઉદ્દેશ — કરારો વિશેના કાયદાના કેટલાએક ભાગનાં લક્ષણો બાંધવાં, તથા તે સુધારવાવો યોગ્ય છે, માટે નીચે લખ્યા મુજબ આ ઉપરથી ઠરાવવામાં આવે છે.

## ટીકા.

આ આકટ પસાર થતાં પેહેલાં ઇલાકાના શેહેરોમાં કંત્રાક્ટ સબંધીનો ઇંગ્લીશ લા ચાલતો હતો, અને ઈલાકાબાહારની કોર્ટોમાં ઇકવીટી અને સારા વિચાર પ્રમાણે ન્યાયની રૂઢી ચાલતી હતી અને જો કે ઈલાકા બાહારની કોર્ટોમાં ઇંગ્રેજી લા લાગુ ન્હોતો, તોપણ કોઇ કોઇ વખત તેના મૂળ તત્વ વિચારમાં લેવામાં આવતાં હતાં.

આ આકટ ઘણુંકરીને વેહેપારને લગતા કરારો સબંધી બાબતોને લાગુ પડતો છે, અને તે ઘણોખરો ઇંગ્લીશ લાને અનુસરતો છે. વાંહાણ સબંધીના કરાર, ટ્રસ્ટ બાબતના કરાર, વીમાના કરાર, હુંડાભાડાના કરાર, ગીરો તથા હુંડી બાબતના કરારો વિગરે બાબતમાં આ કાયદામાં કાંઇ ઠરાવ દાખલ કરવામાં આવ્યા નથી. વાંહાણ સબંધીના કરારોમાં ઇગ્લંડના કાયદા પ્રમાણે ચાલવાનું રાખેલું છે. ટ્રસ્ટના કાયદા ઈંગ્રેજી પ્રજાને લાગુ પડતા છે, તે નિયમ બીજી પ્રજાને લાગુ થવાને ઘણી અડચણો માલમ પડી, તેથી તે બાબત દાખલ કરવામાં આવી નથી, અને હુંડીનો કાયદો આ દેશના ચાલતા વેહેપારીઓના રીવાજથી વિરૂદ્ધતા આવે એવો દાખલ કરવામાં ઘણી હરકતો જણાઈ, તેથી કેટલાંક વર્ષ ઉપર એ સબંધી કાયદો કરવાનો વિચાર થએલો તે મોકુફ રાખવામાં આવેલો માટે તે દાખલ કરેલો નથી, અને વીમાનો કાયદો પસાર કરવા હીંદુસ્થાનની ધારા બાંધનારી સભાએ અગાઉ એક બીલ કાહાડેલું છતાં તેનું કાંઈ છેવટ ના આવ્યું તેથી તે બંધ રાખ્યું, અને હુંડાભાડાની બાબતમાં સને ૧૮૬૫ નો આકટ ૩ જો થએલો છે, તેથી એ વાત પણ આ આકટની બાહાર રાખેલી છે.

'સ્ટેટયુટ આફ ફ્રાડ' (દગા બંધ કરવાના કાયદા) ની કલમો આ કાયદામાં દાખલ કરવામાં આવી નથી. તે બાબતમાં એક રીતે આ કાયદો ઇંગ્લીશ લાથી જુદો પડતો છે. સ્ટેટયુટ આફ ફ્રાડ પ્રમાણે દરેક કરાર લખેલા હોવા જોઈએ, પરંતુ હિંદુસ્થાનનો પુરાતન ધારો તથા હીંદુશાસ્ત્ર કોઇ પણ કરારને લખેલો હોવાની જરૂર પાડતો નથી, સેથી તેમાં ફેરફાર કરવો એ દુરસ્ત નહી લાગ્યાથી એ ઠરાવ દાખલ કરયા નથી, પણ આ કાયદાથી સ્ટેટયુટ આફ ફ્રાડની કલમ. ૧, ૨, ૩, ૪, ૧૭ મી રદ થએલીઓ છે.

કેટલાક દીવસ ઉપર એવી તકરાર ઉઠી હતી કે સ્ટેટયુટ આફ ફ્રાડ ઈલાકા બાહારની કોર્ટોમાં લાગુ પડે કે નહી, તેમજ ઇલાકાની કોર્ટોમાં હીંદુ અને મુસલમાનના કજીયાને તે લાગુ પાડવા કે કેમ. બારોડેલ વિરૂદ્ધ મેનસુખ બક્ષીરામના કામમાં, વેલ્સ જસ્ટીસે

ઠરાવ્યું છે કે, હિંદુ તથા મુસલમાન પ્રતીવાદી હોય તેને એ સ્ટેટયુટની કલમ. ૧૭ મી લાગુ પડે નહી, અને તેકરામ જમાદાર વિરૂદ્ધ ઈસુરીપ્રસાદ પચુરીના કામમાં ચીફ્જસ્ટીસ કૌચ અને જસ્ટીસ ફીયરે ઠરાવ્યુંછે કે, એ સ્ટેટયુટની ૪ થી કલમ હિંદુ પ્રતીવાદીને લાગુ પડે નહી. વળી રામકુમાર રાય ચોધ્રી વિરૂદ્ધ કાશીચંદ્રસેનના કામમાં કોર્ટે ઠરાવ્યું કે સ્ટેટયુટ આફ ફ્રાડ ઈંડયાને માટે નથી. હવે તો એ કલમો રદ થઈઓ, એટલે કાંઈ તકરાર રેહેતી નથી, અને બ્રીટીશ ઈંડયાના કોઇ પણ ભાગમાં કોઈ પણ મીલકત સબંધી ગમે તેવો લેખ મુખજુબાનીથી થઇ શકે છે.

ઇગ્લીશ લામાં શીક્કા સાથેના કરારોના અવેજ વિશે અને સાદા કરારના અવેજ વિશે જે અનુમાન કરવાનો ભેદ રાખેલો છે, તે આ આકટથી નીકળી ગએલો છે, તેથી સને ૧૮૭૨ ના ૧ લા (હિંદુસ્થાનના પુરાવા બાબતના) આકટથી સાદા કરારના કરતાં શીક્કા સાથેના કરારના અવેજ બાબત વધારે અનુમાન કરવાનું રેહેતું નથી. અગાઉ એમ ઠરી ચુક્યું હતું કે ઇગ્લીશ લા પ્રમાણે શીક્કાવાળા કરારોના અવેજ બાબત જે મહત્વતા છે, તે મોફીસીલના કરારોને લાગુ પડતી નથી, પણ આ આકટ અને હિંદુસ્તાનના પુરાવાનો આકટ હિંદુ મુસલમાન શિવાયના લોકોએ ઇલાકાના ગામોમાં આવા કરાર કર્યા હોય તેમને પણ એ લાભ આપે છે. આ બાબતમાં કાળીપ્રસાદ તેવારી વિરૂદ્ધ રાજા સાહેબપ્રસાદ સેનનો મુકરદમો પ્રીવીકાંઉસીલમાં મુક્યો છે, તેમાં ઠરાવ્યુંછે કે હિંદુસ્તાનમાં શીક્કા સાથેના જે કરાર થાય છે તેને ઇગ્લીશ લા મુજબની મહત્વતા ગણવા નથી

આ આકટથી સને ૧૮૪૦ નો ૧૩ મો અને સને ૧૮૪૪ નો ૨૦ મો, જે હિંદુસ્તાન મધેના જે મુકરદમાને ઇગ્લીશ લા લાગતો હોય, તેની મર્યાદા વધારવા સબંધી હતા, તે પણ રદ થયા છે.

કોર્ટોએ ઇગ્લીશ લાનું ધોરણ હીંદુસ્તાનના કરારોની બાબતમાં લાગુપાડવું નહી જોઇએ, પણ આ કાયદાના શબ્દ પ્રમાણે વર્તવું અને કાયદા કરનારી સભાનો શું ઇરાદો હતો, તેનું મનન કરી વર્તવું.

## કલમ ૧ લી.

### પ્રથમના વિશય.

ન્હાનું નામ.

**આ આકટને "સને ૧૮૭૨ નો હિંદુસ્તાનનો કરારનો આકટ" એવું નામ આપ્યું છે.**

આકટ ક્યાં લાગુછે. તે ક્યારે અમલમાં આવશે.

**તે તમામ બ્રિટીશ ઇંડિયાને લાગુછે, તથા તે તારીખ પેહેલી સપ્ટેંબર સને ૧૮૭૨ ને રોજે અમલમાં આવશે.**

કયા કાયદા રદ કર્યા.

**આ આકટને જોડેલા પરિશિષ્ટમાં કહેલા કાયદા તેના ત્રીજા કોષ્ટકમાં જેટલા બતાવ્યા છે તેટલા રદ કર્યા છે; પરંતુ કોઇ પણ સ્ટાટયુટમાંના, આકટમાંના, અથવા કાયદામાંના જે ઠરાવ આ આકટ ઉપરથી સ્પષ્ટ રીતે રદ કર્યા ન હોય તેને, તથા વેપારનો**

**કોઇ પણ ચાલ કિંવા શિરસ્તો, કિંવા એકાદ કરારની કોઇ પણ અનુસંગીક વાત, આ આકટના ઠરાવની વિરૂદ્ધ ન હોય તો તેને, આ આકટના કાંઈ પણ મજકુરથી બાધ થનાર નથી.**

## ટીકા.

તા. ૧ લી સપ્ટેમ્બર સન ૧૮૭૨ ના રોજ આ આકટ અમલમાં આવ્યો, તેથી તે તારીખ પેહેલાંના કોઇ કરારને આ આકટ લાગુ પડતો નથી, તેમજ તા. ૨૫ મી એપ્રીલ સન ૧૮૭૨ કે જે દીવસે આ આકટ પસાર થયો તે પેહેલાંના કાંઇ કરાર હશે, પણ તા. ૧ લી સપ્ટેંબર સન ૧૮૭૨ પછી તેનો અમલ થવાનો હશે તેને લાગુ પડશે નહિ. તા. ૨૫ મી એપ્રીલ તથા તા. ૧ લી સપ્ટેંબર સન ૧૮૭૨ ની વચમાં થએલા કરાર જેનો અમલ તા૦ ૧ લી સપ્ટેંબર સન ૧૮૭૨ પછી થવાનો હશે તેને આ આકટ લાગુ પડશે.

હિંદુ અથવા મુસલમાનોની વચમાંના કરારોને આ આકટ લાગુ છે, તેમજ મોફસીલની કચેરીયોની માફક રાયલ ચાર્ટરથી ઇલાકાની જે કોર્ટો થયેલીઓ છે તેની અસલ હકુમતમાં પણ લાગુ પડશે. ત્રીજા જાર્જ પાદશાહના ૨૧ મા વર્ષના ૭૦ મા ચ્યાપટરથી હિંદુ અને મુસલમાન વચેના કરારોની બાબત તેમના ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાલવું, તે ઠરાવ માજી સુપ્રીમકોર્ટમાં ચાલુ હતો, પણ તેનો અમલ હવે બંધ પડેલો છે.

આ કલમમાં જો કે એમ બતાવવામાં આવ્યું છે કે આ કરાર આકટ, આખા હિંદુસ્થાનમાં ઇંગ્રેજી રાજ્યને લાગુ છે, તોપણ આખો અથવા થોડો કરાર હિંદુસ્થાન માંહેના ઈંગ્રેજી રાજ્યની બાહાર થયેલો હોય તો, તેની બાબતમાં શી રીતે ચાલવુ તે વિશે આ આકટમાં કાંઈ પણ ઠરાવ કરવામાં આવેલો જણાતો નથી. માધવચંદ પોરમાનીક વિ. રાજકુમાર દોસ (૧૪ બંગાળ લા. રીપોર્ટ પાનું. ૭૬)ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે હિંદુસ્થાન માંહેના ઈંગ્રેજી રાજ્યની અંદરની તમામ કોર્ટોને અને તમામ કોમના લોકોને આ આકટ લાગુ છે. હિંદુસ્થાન માંહેના ઇંગ્રેજી રાજ્યની બાહાર, તમામ અગર થોડો કરાર ઘણીક વખતે થાય છે, અને તેનો અમલ હિંદુસ્થાન માંહેના ઈંગ્રેજી રાજ્યની અંદર થવાનો હોય તો જો દાવાનું કારણ તે કરારની રૂઇએ હિંદુસ્થાન માંહેના અંગ્રેજી રાજ્યમાં ઉત્પન્ન થતું હોય અગર પ્રતીવાદી ત્યાં રેહેતો હોય તો, તે કરારની રૂઇએ દાવો કરી તેનો અમલ થઈ સકે છે. પણ તેવા કરારની રૂઇના દાવામાં એવો શવાલ ઉત્પન્ન થાય કે કીયા દેશના કાયદામાં તેવા કરારનો સમાસ થાય છે? આ બાબતમાં "વાર્ટન્સ કાનફ્લીકટ ઓફ લાઝ"ની કલમ ૪૦૧ માં એવી મતલબનું કહેલું છે કે,

"જે કરાર જે જગ્યાએ થયેલો હોય તે જગ્યાના રીવાજ પ્રમાણે તે સંપૂર્ણ કરવો જોઇએ, અને જે જગ્યાએ તે પૂરો કરવાનો હોય તે જગ્યાના કાયદા પ્રમાણે તેનો અમલ કરવો જોઈએ. પરંતુ ક્યારે અને કેવી રીતે તે પરરાજ્યના કાયદાઓ લાગુ કરવા તે, તે કોર્ટમાં જે કાયદો ચાલુ હોય તે પ્રમાણે નક્કી થાય છે. સ્ટાંપની બાકીના કારણથી પરરાજ્યમાં થયેલો કરાર પરરાજ્યમાં રદ બાતલ થતો હોય તો, તેનો આ દેશમાં અમલ થઇ શકતો નથી. તેમજ એકાદા "સ્ટાટયુટ"માં એવું ઠરાવવામાં આવ્યું હોય કે, અમુક રૂપમાં કાંઇ વ્યવહાર કરવામાં આવશે નહીં તો, તે રદ બાતલ છે, તો તે વ્યવહાર કરવાને તે ઠરાવેલું રૂપ અવશ્યનું છે.

જે જગ્યોએ કરાર કરવામાં આવ્યો હોય તે જગ્યોના કાયદા પ્રમાણે તે કરારનો સા-

માન્ય રીતે અર્થ થાય છે. માટે પરરાજ્યમાં થએલા કરારનો અર્થ પરરાજ્યના કાયદા પ્રમાણે જે થતો હોય તે થાય છે. માટે એક વીમાની પાલીસી ઇંગ્લંડમાં પરરાજ્યના વાંહાણુ બાબત, પરરાજ્યના માલેક માટે અને પરરાજ્યના જોખમથી કરી આપવામાં આવી હોય, પણ તે "પોલીસી"નો કરાર ઈંગ્રેજી સમજવો જોઇએ, અને તેનો અર્થ ઇંગ્રેજી કરાર મુજબ કરવો જોઇએ. મી. જસ્ટીસ સોરીસાહેબે કહેલું છે કે જે દેશમાં ત્રીજા સખસનું દેવું આપવાને એકાદો સખસ કરાર કરે, પણ તે દેશના ધારા પ્રમાણે તે કરાર ગર્ભીત રીતની એવી શરત સાથે થતો હોય કે, પ્રથમતઃ તે લેહેણું જેની પાસે હોય તેની પાસેથી તથા તેની મીલકતથી માગવું જોઇએ, તો ઉપરનો કરાર કરનારનું બંધન બીજા દરજાનું થાય છે. માટે સ્થાનીક કાયદા પ્રમાણે ચાલ્યા વિના તે કરારનો અમલ પરરાજ્યના દેશમાં થઇ શકતો નથી. સબબ જામીન, શેરો કરનાર અને બોળાધર એઓએ જે જગ્યોએ કરાર કર્યો હોય, તે જગ્યોના કાયદા પ્રમાણે દરેક જગ્યોએ જવાબદાર છે.

પરંતુ જયારે તે કરારનો અમલ બીજા દેશમાં કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હોય, ત્યારે ઉપરનો નિયમ લાગુ થતો નથી. જ્યારે બે સખસો એક દેશમાં કરાર કરે એવા ઇરાદાની સાથે કે તેનો અમલ બીજા દેશમાં કરવામાં આવશે તો, સામાન્ય રીતે એવું અનુમાન થઇ શકે છે કે તે બીજા દેશની ભાષા અને રીવાજ પસંદ કરવાનો તેઓનો હેતુ છે, સબબ જ્યારે નાણાં આપવાનાં હોય ત્યારે જે જગ્યોએ તે નાણાં આપવાનું બતાવવામાં આવ્યું હોય, તે જગ્યાએ ચાલતાં નાણાં આપવાનાં છે, એમ સમજવાનું છે. તેમજ જો બે દેશમાં બ્યાજના દરમાં તફાવત હોય તો, જે દેશમાં નાણાં આપવાનાં હોય તે દેશના બ્યાજના દર પ્રમાણે બ્યાજ આપવાનું છે. તેજ પ્રમાણે તેજ કાયદા મુજબ એટલે જે જગ્યાએ તે કરારનો અમલ કરવાનો હોય તે જગ્યાના કાયદા પ્રમાણે તે કરારનો અમલ કરવાની રીતી, તેનું બળવાનપણું અને તે કરાર પૂરો કર્યાનો પ્રકાર છે. માટે કરાર, માલ અગર જમીનનો કબજો આપવાનો હોય તો, તે માલ આપવાની રીતી અગર ખત કરી આપવાનું રૂપ જે જગ્યોએ તે માલ કિંવા જમીન આપવાની હોય તે જગ્યોના કાયદા પ્રમાણે છે.

બીજો સ્થાવર મીલકતના કરારની બાબતમાં એવો નિયમ છે કે, દરેક વખતે જે જગ્યોએ મીલકત હોય તે જગ્યોનો કાયદો તેને લાગુ થાય છે.

જે જગ્યામાં કરાર થયો હોય તે જગ્યાના કાયદા પ્રમાણે જેટલી જરૂરીઆતો જોઇતી હોય તેટલી જરૂરીઆતો હરેક ઠેકાણે તેના કાયદેસરપણાને માટે પુરતી અને જરૂરની છે. જેમકે જો કોઇ પરરાજમાં થયેલા કરાર ઉપર સ્ટાંપ ન હોવાને લીધે તે ત્યાં નિરર્થક હોય તો, તેનો ઈંગ્રેજીરાજમાં અમલ કરી શકાય નહી. (બ્રીસ્ટો વિ. શેકવેવીલ. લા. રી. એકસચેકર વા. ૫ પાનું ૨૭૫). તોપણ જે કરારમાં કાંઇ જરૂરીયાત નહી હોવાથી સ્ટાટયુટો પ્રમાણે તે રદ થાય છે તે, અને જે કાયદાઓથી કોઇ જરૂરીયાત પૂરી પાડયા વિના દાવા લાવાનો અથવા પુરાવો લેવાનો અટકાવ થાય છે, તેઓ વચ્ચે ભેદ રાખવો જોઇએ. પણ આ બીજી જાતના કાયદા ઈંગ્રેજી કોર્ટના કાયદાનો ભાગ હોયતોજ તે અમલમાં આવે. પરરાજમાં જે દસ્તાવેજ થયો હોય તેનાપર તે રાજના કાયદા પ્રમાણે સ્ટાંપ ન હોવાથી તે

દસ્તાવેજ પુરાવમાં લેવા જોગ ન હોય, તોપણ ઇંગ્રેજી કોર્ટ તેને પૂરાવમાં લેશે. (જેમ્સ વિ. કાથરવુડ ડાઊલીંગ અને રાયલાન્ડસ કેસીસ વા. ૩ પાનું ૧૯૦) અને જ્યાં ઇંગ્રેજી કાયદા, જેવો કે કપટ વિશેના કાયદામાં ઠરાવેલું છે કે અમુક જાતના કરારો લેખી ન હોયતો ફરીયાદ ચાલે નહી, ત્યાં ઇંગ્રેજી કોર્ટ આ કરાર લેખી ન હોવાથી કરેલી ફરીયાદ સાંભળશે નહી. જો કે તે કરાર જે જગ્યેએ થએલો તે જગ્યાના કાયદા મુજબ તે લખીતવાર કરવાની જરૂર ન્હોતી. (એન વિ. વાઇટ હેવન. હાઉસ આફ લારેન્સ કેસીસવા. ૨ પાનું. ૧)

તા. ૧ સપટંબર સન ૧૮૭૨ ના પેહેલાં જે કરારો થયેલા હોય તે બાબતમાં કીયા ઠરાવ લાગુ કરવા તે વિશે આ આકટમાં કાંઇ ઠરાવ નથી. માટે કાયદાનો સામાન્ય નિયમ છે કે જે વખતે કરાર થયો હોય તે વખતે જે ચાલુ કાયદો હોય, તે કાયદા પ્રમાણે તે કરારની બાબતમાં ન્યાય કરવાનો છે. અમુક કાયદો કરવામાં આવે તો જે વખતે તે કરવામાં આવ્યો તે પહેલાંની બાબતમાં તે કાયદો લાગુ છે, એવા સ્પષ્ટ શબ્દોથી ઠરાવ કરવામાં આવ્યો ના હોય તો, તે પહેલાંની બાબતમાં તે કાયદો લાગુ થતો નથી. માટે જો પેહેલાંની બાબતમાં તે લાગુ કરવાનો ઇરાદો હોય તો, તે ઇરાદો સ્પષ્ટ અને અંદેશો રેહે નહીં તેવા શબ્દોથી બતાવવાને સંભાળ રાખવામાં આવે છે. દુલભદાસ પીતાંબરદાસ વિ. રામલાલ ઠાકરશીદાસ (૫, મુંબઈ હાઇકોર્ટ રીપોર્ટસ પાનું. ૧૦૯)ના કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે સટ્ટાનો કરાર જે વખત કરવામાં આવ્યો, તે વખત તે કાયદા વિરૂદ્ધ નહી હતો, તેથી તેવા કરારને પાછળથી મંજુર થએલા આકટથી હરકત થતી નથી. માટે પાછળથી જે એવો આકટ થએલો છે કે તેવા કરાર રદ બાતલ છે, અને તેવા કરારના આધારથી જે કાંઇ જીતવામાં આવ્યું હશે તે તે પ્રમાણે લેવાને દાવો ચાલશે નહીં તે આકટનો ઠરાવ તે પેહેલાંના કરારને લાગુ થતો નથી, કારણ કે તે કાયદો કરનારાનો તે પેહેલાંની બાબતને તે લાગુ કરવાનો ઇરાદો છે, એવું બતાવેલું નથી.

માટે આ આકટ થતા પેહેલાં જે કરાર કરવામાં આવેલા હોય, પણ તેનો અમલ આ આકટ મંજુર થયા પછી કરવાનો હોય, તોપણ તેને આ આકટના ઠરાવો લાગુ થતા નથી, કારણ કે તે લાગુ કરવામાં આવે તો જે હક્ક હોય તે જાય, અગર તે કરારની સાથે અમુક બાબત જોડાય એવો તે કરારના પક્ષકારોનો ઇરાદો હોતો નથી.

આ કલમના છેલા ભાગથી જણાય છે કે કોઈ કરારની બાબતમાં કાંઈ ખાસ કાયદો હોય તો તે ખાસ કાયદાઓના ઠરાવોને આ આકટ લાગુ નથી. જેમકે કારીગર વિગરે કરાર તોડે છે તે બાબતનો સન ૧૮૫૯ નો આકટ ૧૨ મો, સાપ્રાધ કરાર તોડવા બાબતમાં હીંદુસ્તાનના ફોજદારી કાયદાનો બાબ ૧૯ મો, વાહાણો ભરવા બાબતના વેહેપારીના કાયદા મુજબના કરારો બાબતના કાયદા જેવા કે સન ૧૮૫૪ નો આકટ અગર સન ૧૮૫૯ નો આકટ ૧ લો, લગ્ન સંબંધીના કરારો બાબતમાં થયેલા કાયદા, સન ૧૮૬૬ નો ૨૧ મો, સન ૧૮૭૨ નો ૩ જો અગર સન ૧૮૭૨ નો ૧૫ મો, રેલવે સાથેના કરારો બાબત સન ૧૮૭૯ નો ૪ થો, હુંડાભાડાવાળા સાથેના કરારો સબંધીનો સન ૧૮૬૫ નો ૩ જો, એક જગાએથી બીજી જગ્યાએ આવી રહેલા સખસો સાથેના કરાર બાબતનો સન ૧૮૭૧ નો આકટ ૭ મો, વેચાય એવા લેખ સંબંધી કરારો બાબતમાં સન ૧૮૮૧ નો આકટ ૨૬ મો, બીલ્સ આફ એકસચેંજ (હુંડીઓ) બાબત સંક્ષેપ રીતે કામ ચલાવવાની રીતના ઠરાવ બાબત દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાનો બાબ ૩૯ મો.

બીલ્સ ઓફ લેડીંગ બાબત સને ૧૮૫૬ ના આકટ ૯ માના ઠરાવો, વ્યાજ આપવા સબંધી સને ૧૮૩૯ નો આકટ ૩૨ મો તથા સને ૧૮૫૫ નો આકટ ૨૮ મો છે. તેમજ વળી રીવાજ પ્રમાણેના જે હક્ક છે તેને આ આકટ લાગુ નથી, જેમ કે અગ્રક્રિયાધિકારનો હક્ક.

તેવીજ રીતે હિંદુશાસ્ત્ર અને મુસલમાની શરેહ પ્રમાણેની જે હકીકતથી મીલકત બીજાને મળે છે, અગર કરાર કરી મીલકતની વ્યવસ્થા બીજી રીતે કરવામાં આવે છે તેને આ આકટથી કાંઈ હરકત થતી નથી, પરંતુ તે કરારો આ આકટના ઠરાવથી સ્પષ્ટ રીતે વિરૂદ્ધ હોવા નહી જોઇએ.

કરારની રૂઇના મુકરદમાઓનો, ઇલાકાના શેહેરોમાં હિંદુઓ અને મુસલમાનોને આ-મળના કાયદા પ્રમાણે પોતાના શાસ્ત્રના નિયમ પ્રમાણે ન્યાય કરાવવાનો હક્ક છે.

એક સ્વતંત્ર દેશી સ્વસ્થાન અને કંત્રાકટરોની વચમાં તે દેશી સ્વસ્થાનના મૂલુકમાં કરાર થએલો, તે કરારનો તે મૂલુકમાંજ અમલ કરવાનો હતો, તેથી તે કંત્રાકટરોને અ-ગાઉથી નાણાં મળેલાં, એવા કરારથી કે તેઓ જો તે કરારમાં નીષ્ફલ જાય તો, ત્રીજો પ-ક્ષકાર તે નાણાં પાછાં આપે. એ પ્રમાણે તે ત્રીજો સખસ જામીન તરીકે તે સ્વસ્થાનને બંધાયો. તે કરાર પ્રમાણે ચાલવામાં કસુર કરવામાં આવી, તેથી તે સ્વસ્થાને તે કરાર બંધ પાડયો. આ ઉપરથી તે સ્વસ્થાનમાં કરારનો થોડોક ભાગ કરેલો તે પેટે તે જામીને નાણાં કાપી બાકીનાં નાણાં પાછાં વસુલ આપ્યાં. આ રકમ બાબત મૂખ્ય દેણદારો જેઓ હિંદુસ્થાન માંહેની ઇંગ્રેજી કોર્ટની હકુમતને તાબે હતા તેમના ઊપર તે જામીને દાવો કર્યો. તેમાં વાદીએ જે જામીની પૂરી પાડવાનું કામ પોતાને માથે ગણેલું તેના હેતુ પ્ર-માણે કરાર નીષ્ફળ ગએલો છે કિંવા નહી, તે બાબતનો ઠરાવ કરવામાં હિંદુસ્થાન માંહેના ઇંગ્રેજી રાજ્યની અંદરનો કાયદો લાગુ નથી, પરંતુ પક્ષકારોએ તે કરાર કરયો તે વખતે તેના પરીણામ બાબતમાં જે વિચાર કરેલો હોય તે ધ્યાનમાં લેવો જોઇએ, એવું સુંજાન સીંગ વિ. ગંગારામ (ક. વી. રી. વા. ૮ પાનું. ૩૩૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

અમુક ગામમાંના અમુક હિસ્સા ઉપર અગ્રક્રીયાધિકારના હક્ક બાબત વાદીએ તે ગા-મના વહિવટના કાગળોમાં ખાસ કરાર હતો તેની રૂઇએ દાવો કરયો, અને તે દાવાની ત-પાસ નીચેની કોર્ટે કરી તે પ્રમાણે છે, એવો નિર્ણય કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી અપીલમાં તેવા હક્કનો અમલ રીવાજની રૂઇએ કરાવી શકતા નથી. ઈ. લા. રી. અ. પાનું. ૫૬૩. મદાંથીલાલ (વિ. મહમદ બક્ષ. વળી ઠરાવવામાં આવ્યું છે કે ખાસ કરારની રૂઇએ અગ્રક્રીયાધિકારનો દાવો હોય તો, તેથી મુસલમાની શરેહ ઉપર આ-ધાર રાખી તેવા હક્કનો અમલ કરાવવાનો હક્ક છે, તે જતો નથી. મારીતીબઅલ્ખી વિ. અબદુલ હકીમ ઇ. લા. રી. અ. વા. ૧ પાનું. ૫૬૭

## કલમ ૨૭.

અર્થ. **વાકયના તથા વિષયના સંબંધ ઉપરથી જુદો અર્થ થવાનો સંભવ હોય તો, તે શિવાય બીજે પ્રસંગે આ આ-કટમાં વાપરેલા નીચે લખેલા શબ્દો તથા શબ્દ પ્રયોગોનો અર્થ નીચે મુજબ સમજવો.**

## ટીકા.

કાયદામાં "એગ્રીમેન્ટ." "કોનટ્રાકટ" "બાઇડીંગ એગ્રીમેન્ટ" "એંગેજમેન્ટ" એંગેજમેન્ટ બાય એગ્રીમેન્ટ" એવા એવા શબ્દો વાપરેલા છે તે માટે તે શબ્દોની વાખ્યા કરવાની જરૂર પડીછે. અને એ વાખ્યા ઘણુંકરીને 'રોમન લા' ઉપરથી લીધેલી છે. અને 'ઇગ્લીશ લા' માં એવા શબ્દના જે અર્થ કરેલા છે તેનાથી આ કાયદાએ ઘણા જુદા જ અર્થ કરેલા છે. માટે 'ઇંગ્રેજી લા' ઉપરથી થએલા ફેંસલાઓ વાંચતી અને લગાડતી વખતે આ વાત ખસુસ કરીને ધ્યાનમાં રાખવી.

જે એગ્રીમેન્ટ ન્યાત જાતને લગતી બાબતના અથવા ધર્મના રીવાજ બાબતના હોય, તે તોડવાથી નુકશાની થઇ હોય તે અપાવવા બાબતમાં અને જે કરારોનો કાયદા પ્રમાણે અમલ થઇ શકતો નથી તેવા કરારો ઉપર આપણી કોર્ટો કાંઇ લક્ષ આપી શકતા નથી.

દરેક કોનટ્રાક્ટ એ એગ્રીમેન્ટ છે, પણ દરેક એગ્રીમેન્ટ તે કોનટ્રાક્ટ નથી; પણ જે એગ્રીમેન્ટનો કાયદો અમલ કરાવી શકે છે તે એગ્રીમેન્ટ કોનટ્રાક્ટ થાય છે. જેમકે **અ**, **બ** ને અમુક પઇશા આપવા કરી કોઈનું ખુન કરવાનું કેહે અને **બ** તે વાત કબુલ રાખેતો, એ એગ્રીમેન્ટ અને પરસ્પરનું વચન પણ છે, પણ એ એગ્રીમેન્ટ એવું છે કે જેનો કાયદો અમલ કરાવી શકતો નથી, પણ ઉલટી સજા કરે છે, તો તે એગ્રીમેન્ટ કોનટ્રાક્ટ કેહેવાય નહી.

"સુચના" **(અ). જ્યારે કાંઈ એક વસ્તુ કરવામાં અથવા ન કરવામાં બીજા સખસની સંમતિ મેળવવાના હેતુથી એકાદ સખસ તે વસ્તુ કરવાની કિંવા ન કરવાની પોતાની ખુશી છે એવું સદરહુ બીજા સખસને જણાવે, ત્યારે તે સુચના કરે છે એમ કેહેવું.**

"વચન." **(બ). જે સખસને સુચના કરી હોય તે જ્યારે તેમાં પોતાની સંમત્તિ જણાવે, ત્યારે તે સુચના તેણે સ્વીકારી એમ કેહેવું. સુચનાનો સ્વીકાર થયો એટલે તે સુચના વચન થયું એમ સમજવું.**

આ કલમ વાંચતાં સાફ જણાય છે કે કરારમાં ઓછામાં ઓછા બે પક્ષકાર હોય છે. એક પોતાની તરફથી અમુક કામ કરવાની અગર નહી કરવાને ખુશી બતાવે, અને જે બીજા સખસને તે બતાવવામાં આવે તે કબુલ કરે, એટલે તે "વચન" થાય છે.

કોલબ્રુકસાહેબે પોતાના કરાર ઉપરના ગ્રંથની કલમ ૪૦ મીમાં કહેલું છે કે "કરાર કિંવા કબુલતના બંધનમાં ઓછામાં ઓછા બે પક્ષકારો હોય છે. એક પક્ષકાર જે કાંઈ વસ્તુ આપવાને અથવા કાંઇ કરવાને માથે રાખે તે, અને બીજો પક્ષકાર જેના લાભમાં તે વસ્તુ આપવાની અગર કાંઇ કરવાનું હોય તે છે. જે પક્ષકાર કાંઈ આપે અગર વચન આપે, તે કરાર કરનાર, બંધાએલો અગર દેણદાર કેહેવાય છે. અને બીજો જે આપેલું લે છે અગર ઠરાવ કરે છે તે કરાર કરાવી લેનાર કિંવા લેહેણદાર કેહેવાય છે."

એડીસનસાહેબે કરાર ઉપરના પોતાના વીશાળ ગ્રંથને પાને ૧ લે (આવૃતિ ૬ ઠ્ઠી) કહેલું છે કે "દરેક કરારમાં બે પક્ષકારોની વચમાં જે, ઇરાદો હોય તે ઇરાદા સાથે તેઓ એક બીજા સાથે મળતા છે, તેનો સમાસ થાય છે."

આ કલમ ઉપરથી સાફ જણાય છે કે જયાં સુધી સુચના કરવામાં આવી છે, એવું તે સુચના કરનારને બતાવવામાં આવ્યું ના હોય, ત્યાં સુધી તે ફક્ત સુચના છે, અને તે એકે પક્ષકારને બંધનકારક નથી. પણ તે સુચના કબુલ કરવામાં આવી છે તે હમેશાં શબ્દો બોલી અગર લખીને બતાવેલી છે, એમ હોવાની જરૂર નથી, કારણ કે આજ આ-કટની કલમ ૮ મીમાં ખુલ્લુ ઠરાવેલું છે કે "સૂચનાની શરતો પૂરી કર્યાથી, અથવા પ-રસ્પર વચનનો કાંઇ અવેજ આપવાનું સુચના સાથે જણાવ્યું હોય, તે અવેજ લીધાથી સુચના સ્વીકારી એમ થાય છે." અને સારાંશમાં કહીએ તો ચાલે કે આ આકટની કલમ ૮ મી પ્રમાણે "સ્વીકાર" સ્પષ્ટ અને ગર્ભિત એ બે રીતે થાય છે.

કોઇ કોઇ વખત સુચના અમુક મુકરર સખસનેજ કરવામાં આવી છે, એમ નથી હતું, પણ તે સુચના જે કોઇ કબુલ કરવાને ખુશી હોય તેને કરવામાં આવી હોય છે. માટે તેવી સૂચના કોઈ કબુલ કરે એટલે તે કરાર થાય છે. રેલવેનું "ટાઈમ ટેબલ" હોય છે તે એક વચન છે, તેમાં બતાવેલી વખતે રેલવેની ટરેન નીકળશે, માટે તે સુચના જે સખસો રીતી પૂર્વક અમલમાં લાવવાને પસંદ કરે તેમને સુચના કરવામાં આવી થાય છે. તેમજ ગુમ થયેલી વસ્તુ અગર ગુન્હેગારને શોધી કાહાડનારને ઇનામ આપવાને જાહેર ખબર કરેલી હોય તે અગાઉ તે સખસ તે વસ્તુ અગર ગુન્હેગાર શોધી કાહાડે તેને તે ઈનામ આપવાનું વચન છે. પરંતુ અમુક કામ કરવાનું હોય તે કરવા વિશે બીજાને સુચના કરતાં પેહેલાં તે કરે તો, કાંઇ કરાર થતો નથી. માટે એક કામમાં વાદીએ પોતા-ને કાંઇ પણ જાહેરખબરની માહેતી નહી છતાં, એકાદા ખુન બાબત બાતમી આપી, પછી તેણે ઇનામ માગ્યું. તેમાં એમ કેહેવામાં આવ્યું છે કે કરાર થવાને અરસપરસ કબુલત હોવી જોઈએ, અગર બીજી રીતે સુચના અને તે સુચના સ્વીકારેલી હોવી જોઇએ. સ્વી-કારવાને લલચાવવાનો હેતુ અગત્યનો ના હોય, પણ "સ્વકાર" તો અગત્યનો છે, તેથી તે શિવાય કરાર થતો નથી. માટે જ્યારે વાદીને જાહેરખબરની કાંઇ ખબર નહી હતી, ત્યારે તેની કબુલત અગર સ્વીકારવું બની શકતું નથી.

અમુક કામ કરવાને "ટેનડરો" માગવામાં આવે છે તે બાબતની જાહેરખબરનો આ-ધાર પણ આજ નિયમ ઉપર છે. (કનીગહામ સાહેબની ટીકા પાનું. ૨૨ અને ૨૩)

"વચન આપ-નાર તથા વચન લેનાર."

**(૬). જે સખસ સુચના કરે તેને 'વચન આપનાર' કેહેવો, અને જે સુચના સ્વીકારે તેને 'વચન લેનાર' કેહેવો.**

દરેક કરારમાં બે પક્ષકાર તો હોવાજ જોઇએ. એક વચન આપનાર અને બીજો વ-ચન લેનાર વખતે કરાર કરવામાં ફકત એક પક્ષકાર પણ હોય. જેમકે **अ** એ **ब** ને એ-વું વચન આપ્યું હોય કે તું (**ब**) અમુક **क** ને વેચાણ આપે, તેની કીમત હું (**अ**) આપીશ. **ब** કાંઇ માલ **क** ને વેચાણ આપવાનો કરાર કરતો નથી, પણ જો **ब** તે **क** ને માલ આપે તો, **अ** ની જવાબદારી થાય છે, તેથી તેણે જે કરવાનું માથે રાખેલું હોય છે તે **अ** ને બંધનકારક છે, એમ એડીસનસાહેબે પોતાના ગ્રંથને પાને ૧ લા અને ૨ જામાં કહેલું છે.

"અવેજ." **(૬). જ્યારે વચન આપનારની ઇચ્છાથી વચન લેનારે કિંવા બીજા કોઈ સખસે એકાદી વસ્તુ કરી હોય કિંવા ન કરી હોય, અથવા તે વસ્તુ મજકુર કરે કિંવા ન કરે, અથવા વસ્તુ મજકુર કરવાનું કિંવા ન કરવાનું વચન આપે, ત્યારે એ પ્રમાણે કરવું, અથવા ન કરવું અથવા વચન આપવું, એ તે વચનનો અવેજ છે એમ સમજવું.**

વચન આપનારને માટે અથવા તેને આપેલા વચન બાબત કાંઇ કરવું અથવા ખમવું તેનો સમાસ અવેજમાં થાય છે. પણ ભુતકાળમાં કોઇ કાત્ય કર્યું હોય તે બદલનું વચન આપવામાં આવે તેમાં કાંઈ અવેજ હોતો નથી. આ કલમ પ્રમાણે અવેજ થવાને સારૂ વચન આપનારની ખાહેસ ઉપરથી તે કામ થવું જોઇએ. અવેજ શબ્દની એવી પણ વાખ્યા કરવામાં આવી છે કે તે વાદીનું એવું કૃત્ય હોવુ જોઇએ કે જેથી પ્રતીવાદીએ અથવા બીજાએ કાંઇ લાભ, નફો, મેળવ્યો હોય, અથવા વાદીને કાંઇ મેહેનત, દુઃખ અસુગમતા વેઠવી પડી હોય. પછી એ દુઃખ કે અસુગમતા ગમે તેટલી ન્હાની હોય પણ તે પ્રતીવાદીના અનુમતથી કે કેહેવાથી ભોગવી હોય તો તે પુરતો અવેજ ગણાય છે. જેમકે પ્રતીવાદીના કેહેવાથી તેની જામીનગીરી ઉપરથી વાદી ત્રીજા સખસને કાંઈ માલ આપે. વચન અને વિનતી બે સાથે હોવાં જોઇએ એમ કાંઇ જરૂર નથી. જેમકે **अ**, **ब** ને એવુ કેહે કે મને પૈસા ધારો. તે પાછા આપવાનું પાછળથી વચન આપ્યું હોય તો પણ એ વચન અવેજ સાથેનું છે એમ ગણાય. કરાર અને બક્ષીસમાં તફાવત એટલો છે કે કરારમાં બીજા પક્ષકારનું વચન અથવા કત્યની જરૂર છે ને બક્ષીસમાં ફકત ઉદારપણું રહેલું છે.

"લ્યાંપલે વિ. બ્રેથવેટ" ના કામમાં ઠરાવેલું છે તે પ્રમાણેનો નિયમ આ કલમમાં આ આકટ ઘડનારે ત્યાર પછીના થોડી મુદત ઉપરના કામોમાં તેની શરતો કબુલ કરવામાં આવી છે, તે ઉપર લક્ષ આપ્યા વિના પસંદ કરેલો છે. તે એવો નિયમ છે, કે વચન આપનારની વિનંતી ઈયાને કેહેવા ઉપરથી જે અવેજ નક્કી થઇ અગાઉ આપવામાં આવ્યો હોય, તે પાછળના વચનને પૂષ્ટિ કરે છે, તે વિશે હાલના વખતમાં કાંઇપણ આધાર ભાગેજ હોય, એવું જણાય છે. પરંતુ તે વિરૂદ્ધ મજબુત કારણો બતાવી શકાય છે. કેમકે પાછળ કૃત (પાસ્ટ કનસીડરેશન) તે નવા કરારનો અવેજ ગણી શકાતો નથી. વળી એવું અગાઉનું કૃત (અવેજ) તે કેટલી મુદત સુધી લંબાવી નવા કરારોનું કનસીડરેશન ગણવું એ કાંઇ નકી ઠરાવ્યું નથી, તેથી એ ઠરાવ દુરસ્ત લાગતો નથી.

લ્યાંપલે વી. બ્રેથવેટની બાબતમાં ચીફજસ્ટીક્ષ અર્લસાહેબે કહેલું છે કે "એમ ધારવામાં આવેલું છે કે પ્રતીવાદીની વિનંતી ઉપરથી જે મુસાફરી કરવામાં આવી છે અને તેણે જે બીજી શેવા બજાવી છે, તેનો જો એક કરારમાં સંબંધ હોત તો, વચન બંધનકાર્ક થાય તેવું વુચન આપવાને તે પુરતો અવેજ થાય. આ ઠરાવમાં વિચિત્રતા એટલી છે કે પેહેલાંના થઈ ગયેલા કામ બાબતને પાછળના કરારના અવેજમાં જોડવું. ઘણુંકરીને હાલના વખતમાં આવી વિનંતી ઉપરથી આવી ચાકરી કરવામાં આવે તો, તે બાબતમાં જે વ્યાજબી હોય તે આપવાને ગર્ભિત રીતનું વચન થાય, સબબ અમુક રકમ આપવાનું પાછળથી વચન આપવામાં આવ્યું હોય તો તે "જ્યુરી" ને રકમ ઠરાવવામાં પુરાવ તરિકે થાય છે." વળી ઈંગ્રેજી ઠરાવોની મદદ શિવાય

આ કલમ એકલીજ વાંચીએ તો, તેનો અર્થ એવો નીકળે છે કે, અમુક ચાકરી મેહેરબાની તરીકે અને એકે બાજુ તરફથી નાણું આપવા લેવાનો ઈરાદો રાખેલો હતો એવું બતાવવાને કાંઇ પણ નહી છતાં કરી હોય, તોપણ જે સખસને તે કરવામાં આવી હોય, તે જેમ નાણું આપવાને કરાર કરી બંધાય છે, તેમ તેવું વચન આપી પોતે બંધાય છે.

જે વસ્તુ કરવામાં આવી હોય અગર કરવા દેવામાં આવી હોય તે સૂચના સ્વીકારવામાં આવે તેના કરતાં કાંઈક વધારાનું હોવું જોઇએ, કારણ કે જ્યાંહાં સુધી સુચના સ્વીકારવામાં આવતી નથી ત્યાંહાં સુધી તે વચન થતું નથી. માટે તે વચન નથી.

અવેજ કાંઇ કીમતી હોવો જોઈએ. પણ તે કીમત યોગ્ય છે કિંવા નહી તે અગત્યનું નથી. સબબ "ઊદારતા, ડાહાપણ અને સ્વભાવિક ફરજના હેતુના આધાર"નું જે વચન હોય તે અવેજ વિનાનું છે તેમજ એકાદી સ્ત્રી વચન આપનાર સાથે પરણે ત્યાર પેહેલાં તેણીની નોકરી બજાવી હોય તો, તે નોકરી બદલ આપવાનું વચન, અગર જે દીકરાનું ભરણપોષણ કરવાને વચન આપનાર બંધાયેલો નથી, તેવા દીકરાને વચન આપવામાં આવ્યું હોય તો, તે ઈંગ્લાંડમાં અવેજ વિનાનું છે. જસ્ટીસ પારીસને કહેલું છે કે "હેતું" તે કાંઇ અવેજ જેવો નથી. કાયદાના હેતુ પ્રમાણે અવેજ એટલે કાંઇક કીમતી વસ્તુ વાદી પાસેથી મળે તે છે. વાદીને કાંઇક લાભનો હોય કે પ્રતીવાદીને કાંઇ હાનીનો હોય, પણ તે વાદી તરફથી મળેલો હોવો જોઇએ. અહિંયાં જે અવેજ બતાવ્યો તે વશીયત કરનારની ઈચ્છાને ધર્માષ્ટ રીતે માન આપવામાં આવે છે, તે અવેજ કોઈ રીતે વાદી તરફનો હતો નથી. તેતો વશિયત કરનાર તરફનો હોય છે. માટે તે વિશે કાયદેસર રીતે તે અવેજનો ભાગ નથી, એમ કેહેવાય. આ નિયમના આધારથી એમ ઠરાવવામાં આવ્યું છે કે બે સખસોની વચમાં ત્રીજા સખસના ફાયદા સારૂ કરાર કરવામાં આવેલો હોય તો, તે કરારનો અમલ તે ત્રીજો સખસ કરાવી શકતો નથી. માટે એક ધણી ધણીયાણીના બાપોએ એવો કરાર કર્યો કે એક જણાએ ધણીને અમુક રકમ આપવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરારના આધારથી ધણી દાવો કરી શકતો નથી, કારણ કે ધણી તરફથી અવેજ મળેલો નથી.

આ ઠરાવનો મદ્રાસ હાયકોર્ટે થોડી મુદત ઉપર એક કામમાં વિચાર કરી ભેદ બતાવેલો છે. વાદીની બેહેને અમુક ગામ પ્રતીવાદીને બક્ષીસ આપ્યું, પણ તે બેહેન વાદીને જે "અલાવંશ" આપતી હતી તે અલાવંશ પ્રતીવાદીએ આપે જવું તેવી તેના ઉપર જવાબદારી રાખીને તે બક્ષીસ આપેલું હતું. તેજ તારીખે પ્રતીવાદીએ વાદીની સાથે એવો કરાર કર્યો કે તે અલાવંશ મારે તેને આપવું. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રત્યક્ષ રીતે નહી તો આડી રીતે પણ વાદી તરફથી આ કામમાં કાંઈ પણ અવેજ નીકળે છે. ઇ. લો. રી. ૪ મ. ૧૩૭

બે પ્રકારના અવેજ હોય છે. તેમાં ઇંગ્રેજી "લા"માં, એક અવેજને "એકઝીકયુટેડ" કેહે છે. બીજાને "એકઝીકયુટરી" કેહે છે. "એકઝીકયુટેડ" અવેજ વિશે આગળ બતાવવામાં આવ્યું છે તે લાગુ થાય છે. પરંતુ "એકઝીકયુટરી" અવેજ જ્યારે હોય છે ત્યારે કાંઇ કરવાને અગર કાંઈક કરવા દેવાથી જે પક્ષકારે વચન આપેલું હોય તેને કાંઇ નુકશાન અગર અગવડ થાય અગર જેને વચન આપવામાં આવેલું હોય તેને કિંવા ત્રાહિત માણસને કાંઇક ફાયદો થાય. માટે જેમકે સાધારણ જામીનીના કામમાં લેણેદારના જે

વચનથી અમુક સખસ તેનું લેહેણું આપવાને ખોળાધર થવાને લલચાય, તે એવું હોય કે જે-નો અમલ કરવાથી તે સખસને કાંઇ ફાયદો મળી શકે અગર લેહેણાદારને કાંઈ અગવડ પડે તો, તે જામીનના વચનનો સારો અવેજ છે. "મુરલી વિ. બુથબી" ૩ બીંગહામ, રી. ૧૦૭. જ્યારે **अ**, **ब** બચ્ચે લગ્ન કરવાને અરસપરસ વચનો આપવામાં આવ્યાં હોય, ત્યારે **अ** નું વચન તે **ब** ના વચનનો અવેજ છે. તેમજ **ब** નું વચન તે **अ** ના વચનનો અવેજ છે. કોઈના ઉપર દાવો કરવાની માફી આપવાથી અગર તે છોડી દેવાથી જે વચન આપવામાં આવે છે, તે સારો અવેજ છે, પણ જો તે દાવો તદન પાયા વિનાનો હોય અગર તે વચન આપનારના જાણવામાં હોય કે તે દાવો અંદેશા ભરેલા પ્રકારનો છે તો, તે સારો અ-વેજ નથી. એકાદો સખસ મરણ પામેલો હોય અને તેણે કાંઇ મીલ્કત મુકેલી ના હોય તો. તે મરનાર પાસેનું લેહેણું લેવા દાવો નહી કરવાનું વચન આપવામાં આવે તો, તે વચન આપનારને કાંઈ અગવડ અગર નુકશાન થઈ શકતું નથી, કારણ કે તેવી રીતના કામમાં કોઈ પ્રકારની જવાબદારી થઇ શકતી નથી. જોન્સ વિ. આશબર્નેહામ ૪ ઇસ્ટ રી. પાનું. ૪૬૩. માટે આવા વચનથી કાંઇ પણ અવેજ થતો નથી, પરંતુ એકાદો સખસ પ્રમાણીક રીતે એમ માનતો હોય કે મારા કામની હકીકત સારી છે, તેમ છતાં તે કામ છોડી દેવાને વચન આપે તો, તે વચન બીજો જે વચન આપે તેનો સારો અવેજ થાય છે, પછી તે બીજો વચન આપનાર ખરી રીતે જાણતો હોય કે તે દાવો પાયા વિનાનો છે, તો-પણ હે વિ. ક્રુકસ ૧૦ એડાલસ અને ઇલીસરી. ૩૦૯. તે વ્યવહાર સમાધાન તરીકે ગ-ણાય છે. ત્રીજા સખસના ઉપર દાવો કરવો છોડી દેવામાં આવે તો, તે અવેજ બળવાન છે.

પરંતુ જેને વચન આપવામાં આવેલું હોય, તે તકરારી બાબત કરવાને બંધાઇ ચુકેલો હોય તો, તે વચન કાંઈ વાસ્તવિક અવેજ નથી. અમુક કામ કરવાને જે સખસ કાયદેસર રીતે બંધાએલો હોય, એટલે તે કામ કરવાને તેને કાંઈ આપવાનું વચન આપ-વામાં આવ્યું હોય, તોપણ તે વચન અવેજ વિનાનું છે, તે ઉપરના તમામ દાખલા ઊપરથી જણાશે. અમૂક વચન સારો અવેજ થવાને જેને તે આપવમાં આવેલું હોય, તેના વિચારમાં કાંઇ કીમતનું તે હોવું જોઇએ. પછી કોર્ટો તે અવેજની કીમત પુરતી ગણે નહી, તે જુદી વાત છે.

અવેજ યોગ્ય છે કિંવા નહી તેનો પક્ષકારની સમજુતી ઉપર આધાર છે. કોર્ટને તે કાંઇ જોવાનું નથી. વાદીએ પ્રતિવાદીને અમુક બોઇલરો જોખવા દેવાં, એ અવેજથી વચન અપાએલું હતું, તે વચન બળવાન છે એમ ઠરાવવામાં આવ્યું છે, (કનીંગહામસાહેબની ટીકા પાંનુ. ૩૧.)

માનકુંવર વિ. જસોદાકુંવર. (ઇ. લા. રી. અલ્હાબાદ વા. ૧ પાનું ૪૭૮) ના કા-મમાં હકીકત એવી હતી કે એક **म** ઘણાં વર્ષ સુધી **ग** ની સાથે તે **ग** ની રાખેલી સ્ત્રી તરીકે રેહેલી હતી. આવા વ્યવહારથી રહ્યાના અવેજમાં **ग** એ તા. ૨૮ માર્ચ સને ૧૮૬૯ને રોજ એક દસ્તાવેજ લખી રજીષ્ટર કરાવી આપ્યો, એવી મતલબનો કે મારે અમૂક રકમનું વર્ષાસન **म** ને આપવું, અને તે રકમ બાબત મારી સ્થાવર મીલકતનો ભાગ જવાબદાર છે. પછી **म** એ **ग** ની વારસ તેની પરણેત સ્ત્રી હતી તેના ઉપર સદરહુ ક-

રારની રૂઇએ વાર્ષિક રકમ લેવા દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વખતના કાયદા પ્રમાણે તે કરારનો અવેજ અનીતીનો નથી, તેમજ તે કાયદા પ્રમાણે તે અવેજની ખામીના કારણથી તે રદ બાતલ નથી. વળી ઠરાવવામાં આવ્યું કે म તે નાણાં વસૂલ કરે તે પહેલાં તેણીએ એમ બતાવવું જોઈએ કે ग ની જે સ્થાવર મીલકતનો ભાગ તેના લેણા બદલ જવાબદાર છે તે મીલકતમાંથી અગર તેની બીજી મીલકતમાંથી પ્રતીવાદીઓએ નફો લીધો છે.

એક સખસના ઉપર જે કોર્ટને હુકમનામું કરવાની હકુમત નહી હતી, તેવી કોર્ટથી હુકમનામું કરવામાં આવ્યું. તે હુકમનામાની બજાવણીમાં તેને પકડવામાં આવ્યો, તે દરમિયાનમાં તે સખસે પોતાને છુટવાને માટે તે હુકમનામાવાળાને હુકમનામાની રકમનું તથા ખતના સ્ટાંપનું તથા તે તૈયાર કરામણી ખર્ચની જુજ રકમ થએલી તેનું ખત લખી આપ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ખત પોતાને અટકાવ થવાના કારણથી લખી આપેલું છે અને તે અવેજ વિના લખી આપવામાં આવેલું છે, અને તે હુકમનામાવાળાએ તે ખત તૈયાર કરાવવાને તથા સ્ટાંપને માટે જે જુજ ખર્ચ આપેલું તે યોગ્ય રીતે જે આ ખતનો અવેજ શબ્દ કેહેવામાં આવે છે, તે "અવેજ" થતો નથી, માટે તે ખત રદ બાતલ છે. બંદેઅલ્લી વિ. બાંસપટર્સીંગ (ઇ. લા. રી. ૪ અલ્હાબાદ પાનું. ૩૫૨.)

મનાલાલ વિ. બેંક ઓફ બેંગાલ (ઈ. લા. રી. અલ્હાબાદ વા. ૧ પાનું. ૩૦૯) ના કામમાં કેટલીક હુંડીયો લખવામાં આવેલી, પણ તે લખનારે દેવાળું કહાડયાથી કબુલ કરનારે તે હુંડીયોનાં નાણાં લેહેણાં થાય ત્યારે જો તે સીકારવામાં ના આવે તો, તેની જામીની દાખલ અમુક સ્થાવર મીલકત ગીરો આપી. પછી તે હુંડીયો શીકારવામાં નહી આવવાથી, તે ગીરોખતની રૂઈએ દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૭૨ નો આકટ ૯ મો કરાર બાબતનો છે. તેમાં "અવેજ" શબ્દ છે, તેના અર્થ પ્રમાણે આ ગીરોના કરારનો અવેજ નથી, માટે તે આકટની કલમ ૨૫ મીના ઠરાવ પ્રમાણે તે રદ બાતલ છે.

ધીરજકુંવર વિ. બીકરામીજીતસીંગ ( ઇ. લા. રી. અલ્હાબાદ વા. ૩ પાનું. ૭૮૭) ના કામમાં ઠરાવવામાં આવેલું છે કે, એકાદી સ્ત્રી સાથે અમુક સખસને આગળ સંગ થઇ ગએલો તે અવેજમાં અમુક "અલાવંશ" આપવાને તેણીને જે વચન આપવામાં આવેલું હતું. તેમાં ઠરાવ્યું કે એ અવેજ અનીતીનો અવેજ નથી. આવું વચન આપનારે જેને વચન આપેલું છે, તેણીએ આગળ ખુશીથી નોકરી બજાવેલી તેનો બદલો તેણીને આપવાને પોતાને માથે રાખેલું છે. માટે કરાર આકટમાં અવેજની જે વાખ્યા બતાવવામાં આવી છે, તે પ્રમાણે આ કરારમાં અવેજ હોવાની જરૂર નથી.

વાદીએ અમુક બજાર બનાવવામાં ખરચ કર્યું, તેના અવેજમાં પ્રતીવાદીઓની તે બજારમાં દુકાનો છે, માટે તેમની દુકાનોની મારફતે જે માલ વેચાય તે ઉપર વાદીને કમીશન આપવાને પ્રતીવાદીઓએ લખત કરી આપેલું, તે લખત ઉપરથી હક્ક ઠરાવવાને દાવો કરવામાં આવ્યો. વાદીએ બજાર બનાવવામાં જે નાણાં ખર્ચેલાં છે, તે પ્રતીવાદીઓની ખાયસ ઉપરથી તેમ વાદીને માટે તેઓએ ખુશીથી ખરચ કરેલાં છે, એમ નથી, પણ તેને ત્રીજા પક્ષકારોને માટે તે ખરચ ખુશીથી કરેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ

કરાર સને ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨ (ડ) પ્રમાણેના કરારનો સદરહુ ખરચ કાંઈ અવેજ નથી, માટે તે આકટની કલમ ૨૫ ની રકમ ૨ માં તે કરારનો સમાસ થતો નથી. દુરગાપ્રસાદ વિ. બળદેવ (ઇ. લા. રી. અલ્હાબાદ વા. ૩ પાનું. ૨૨૧)

હુકમનામામાં વ્યાજ અપાવેલું નહી, તેમ છતાં હુકમનામાની રકમનું વ્યાજ આપવા કરાર કરવામાં આવેલો, તે હુકમનામું કરનારી કોર્ટની મંજુરી વિના કરવામાં આવેલો, તેથીઠરાવવામાં આવ્યું કે સને ૧૮૮૨ ના આકટ ૧૪ મા (દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા) ની કલમ ૨૫૭ अ જેટલી હુકમનામાનું દેવું પતાવવા સંબંધી લાગુ છે, તે પ્રમાણે તે કરાર રદ બાતલ છે. પરંતુ જે કરાર રદ બાતલ હોય તે બાકીના કરારથી જુદો પાડી શકાય તેવું હોય તો. તે બાકીનો કરાર નાબુદ થતો નથી. પરંતુ જયારે પક્ષકારો પોતેજ અમુક લેહેણું અગર દેવું એક રકમનું રદ બાતલ ગણે તેમજ બળવાન ગણે તો, તે તમામ કરાર રદ બાતલ છે, માટે તેની રૂઇએ મુખ્ય દેણદાર ઉપર તેમ જામીન ઉપર દાવો ચાલી શકતો નથી. દવલતસીંગ વિ. પાંડુ (મુ. હા. રી. વા. ૯ પાનું. ૧૭૬).

એક કરાર એવો કરવામાં આવ્યો હતો કે અમુક નાણાં લેઇ ખેડાણ અને પડતર જમીન ઉપર સરકારનું મેહેસુલ ઓછું કરાવી આપવું, અને તેમ જો ન થાય તો લીધેલા પઇશા પાછા આપવા. આ કરારની રૂઇએ પ્રતીવાદીને આપેલા પઇશા પાછા લેવા દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે કરારનો અવેજ ગેરકાયદેસર છે, એમ ગણી કરાર નાબુદ ઠરાવી શકાતો નથી. (૨ મ. હા. રી. પાનું. ૨૪૩)

માગણી કે અરજ ઉપરથી કાંઇ કૃત્ય કરવામાં આવ્યું હોય તે અરજ કોઇ ત્રાહિત સખસેજ કરી હોય તો, તેમાં કાંઇ અવેજ છે નહી, એમ સમજવું. દુરગાપ્રસાદ વિ. બળદેવજી (ઇ. લા. રી. ૩ અ. પાનું ૧૨)

"કબુલાત." **(ઈ). પ્રત્યેક વચન તથા વચનોનો પ્રત્યેક જોડબંધ સમુદાય જ્યારે એક બીજાનો અવેજ હોય, ત્યારે તે વચનને તથા સમુદાયને કબુલાત કેહેવી.**

'પરસ્પર વચનો.' **(ફ). જે વચનો એક બીજાનો અવેજ કિંવા એક બીજાના અવેજનો ભાગ હોય, તે વચનોને પરસ્પર વચનો એવું નામ આપ્યું છે:**

"નિરર્થક કબુલાત." **[ગી]. જે કબુલાતને કાયદાના જોરથી અમલમાં લાવી શકાતી નથી, તેને નિરર્થક કબુલાયત એવું નામ આપ્યું છે:**

"કરાર." **[હ]. જે કબુલાયત કાયદાના જોરથી અમલમાં લાવી શકાય છે, તેને કરાર કેહે છે.**

"નિરર્થક થવા યોગ્ય કરાર." **(આઇ). જે કબુલાયત તેના એક કિંવા અધિક પક્ષકારની ઇચ્છા ઉપરથી કાયદા મુજબ અમલમાં આણી શકાય, પણ બીજા એક કિંવા અધિક પક્ષકારની ઇચ્છા ઉપરથી અમલમાં લાવી શકાતી નથી, તે કબુલાયતને નિરર્થક થવા યોગ્ય કરાર કેહે છે.**

"નિરર્થક કરાર." **[જ]. જે કરારને કાયદાના જોરથી અમલમાં લાવી શકાતો બંધ થાય તે કરાર જે વખતે સદરહુ મુજબ અમલમાં લાવી શકાતો બંધ થાય, તે વખતે નિરર્થક થાય છે.**

રદ બાતલ અને રદ થવા જેવા કામો વચ્ચે જે તફાવત છે, તે અગત્યનો છે, રદ બાતલ છે તે કદી કાયદેસર ગણાતો નથી, તેથી તે કદી મંજુર પણ રાખવામાં આવતો નથી, ને રદ થવા લાયકનાં જે કામ છે તે જ્યાં સુધી જેને રદ કરવાને સત્તા છે, તેવા સખસે રદ કર્યાં નથી, ત્યાં સુધી તે મંજુર છે.

---

## બાબ ૧ લો.

## સુચના જણાવવી, સ્વીકારવી, તથા રદ્દ કરવી, એ વિશે.

### કલમ ૩ જી.

સુચના જણાવવી, સ્વીકારવી, તથા રદ્દ કરવી, એ વિશે. **જે કૃત્ય કરીને કિંવા ન કરીને કોઇ સુચના કરનાર, કિંવા તે સુચના સ્વીકારનાર, કિંવા સુચના અથવા સુચનાનો સ્વીકાર રદ કરનાર પક્ષકાર અનુક્રમે સદરહુ સુચના કર્યાની, કિંવા તે સ્વીકાર્યાની, કિંવા તે સુચના અથવા સુચનાનો સ્વીકાર રદ કર્યાની વાત જણાવવાનો ઈરાદો કરે, અથવા જે કૃત્ય કરવાનું કિંવા ન કરવાનું પરિણામ એવું હોય કે તે ઉપરથી વાત મજકુર જણાય, તેવું હરકોઇ કૃત્ય કર્યાથી કિંવા ન કર્યાથી સદરહુ મુજબની સુચના કરવાની તથા સુચનાનો સ્વીકાર કરવાની, તથા સુચના તથા સ્વીકાર રદ કરવાની વાત જણાય છે એમ સમજવું.**

### ટીકા.

આ કલમ ન્યુયોર્ક સીવીલકોડની કલમ ૭૯૬ માંથી લીધેલી છે. આ કલમના શબ્દો ઉપરથી ખુલ્લુ જણાય છે કે કરારની સુચના કરવામાં આવે, સ્વીકારવામાં આવે અને તે રદ કરવામાં આવે, તે સ્પષ્ટ શબ્દોથીજ થવું જોઇએ, એમ કાંઇ નથી. પરંતુ આ આક્ટની ૫, ૬, ૭, ૮, ૯, કલમો ઉપર જે ટીકા કરવામાં આવી છે, તે ઉપર આ બાબતમાં કેટલુંક લક્ષ રાખવું જોઈએ.

..કોઇ પક્ષકારો આગલ્યો કરાર રદ કરી નવો કરાર કરે તો, તેમાંના એક માણસે પાછલ્યો કરાર તોડયો, તેથી આગલ્યા કરારની શરતો પ્રમાણે ચલાવવાનો બીજા પક્ષકારનો હક્ક થતો નથી, પણ નવા કરારમાં તેવો ખાસ ઠરાવ લખેલો હોય તો, તેમ થઇ શકે. રાજા કાળીપ્રસાદસીંગ વિ. ગ્રાન્ટ. (હેર રીપોર્ટ વા. ૨ પાનું. ૨૩૯)

### કલમ ૪ થી.

જણાવવું ક્યારે પુરૂં થાય છે. **જે સખસને કાંઇ સુચના કરી હોય તેને તે સુચના જ્યારે જાણ્યામાં આવે, ત્યારે તે સુચનાનું જણાવવું સમાપ્ત થયું એમ સમજવું.**

સુચનાનો સ્વીકાર જણાવવાને સારૂ કાંઈ કૃત્ય કરયાની કિંવા ન કરયાની વાત સુચના કરનાર તરફ જ્યારે એવી રીતે રવાના થાય કે, તે સ્વીકારનારના અખતીયારમાં રેહે નહી, ત્યારે તે સ્વીકારનું જણાવવું સદરહુ સુચના કરનારની વિરૂદ્ધ સમાપ્ત થયું એમ સમજવું.

અને તે વાત સુચના કરનારના જાણ્યામાં આવે ત્યારે સ્વીકાર કરનાર વિરૂદ્ધ તે સમાપ્ત થયું એમ સમજવું;

રદ કરયું એ જણાવવા માટે કાંઇ કૃત્ય કર્યાની કિંવા ન કર્યાની વાત જે સખસને તે જણાવવાનું છે તે સખસ તરફ એવે પ્રકારે રવાના થાય કે તે રદ કરનારના અખત્યારમાં રેહે નહી, ત્યારે રદ કર્યું એ જણાવવું સદરહુ રદ કરનારના વિરૂદ્ધ સમાપ્ત થયું એમ સમજવું;

અને જે સખસને તે જણાવવાનું હોય તે સખસના જાણ્યામાં તે આવે, ત્યારે તે જણાવવું સખસ મજકુર વિરૂદ્ધ સમાપ્ત થયું એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

(अ) કંઇ એક કિંમત લઇને એક ઘર વેચીશ, એવી अ પત્રદ્વારે ब ને સુચના કરેછે. ब ને તે પત્ર પોહોંચે ત્યારે તે સુચનાનું જણાવવું સમાપ્ત થાય છે.

(ब) अ ની સુચના ब પત્રદ્વારે સ્વીકારીને તે પત્ર ટપાલ માર્ગે મોકલે છે.

એમાં સ્વીકારવાનું જણાવવું પત્ર ટપાલમાં નાખે ત્યારે अ વિરૂદ્ધ, અને તે પત્ર ब ને પોંહાંચે ત્યારે ब વિરૂદ્ધ સમાપ્ત થયું.

(क) अ પોતાની સુચના તાર મોકલીને રદ કરે છે.

તાર રવાના થાય ત્યારે રદ કરવું अ વિરૂદ્ધ સમાપ્ત થયું; बને તાર પોહોંચે ત્યારે ब વિરૂદ્ધ સમાપ્ત થયું.

(ब) પોતાનો સ્વીકાર તાર મોકલીને રદ કરે છે. તાર રવાના થાય ત્યારે बનું રદ કરવું ब વિરૂદ્ધ સમાપ્ત થયું, અને તાર अને પોહોંચે ત્યારે अ વિરૂદ્ધ સમાપ્ત થયું.

## ટીકા.

કરારની સુચના, સ્વીકાર, અને તે રદ કરવાની બાબત જણાવવાની હકીકત તે સુચના કરનાર, સ્વીકારનાર અને રદ કરનારના વિરૂદ્ધ અને તેમજ જેને સુચના કરવામાં આવી હોય, અને જેના લાભમાં તે સ્વીકાર કરવામાં આવ્યો હોય અને જેના વિરૂદ્ધ તે રદ કરવામાં આવ્યો હોય, તેના વિરૂદ્ધ કયારે થાય છે તે આ કલમમાં ખુલ્લુ બતાવેલું છે. આ કલમના ઠરાવનો વિચાર કરતાં સાફ જણાશે કે તે ઠરાવનો આધાર વ્યાજબીપણા ઉપર છે. પરંતુ તે વ્યાજબીપણું હમેશાં બરોબર લક્ષમાં રેહેતું નથી. માટે આ બાબતમાં સવાલ ઉઠતો, આ કલમ તે વિશે ઘણો સંતોષકારક ખુલાસો બતાવે છે.

આ કાયદાથી સ્વીકાર અથવા રદ કરવું, ટપાલના કાગળથી થયું હોય, ત્યારે તે સ્વીકાર અથવા રદ કરવાની સુચના કરનાર તથા સ્વીકારનારની વચમાં કેવી અસર થાય છે તે બાબતમાં ભીન્નતા માલમ પડે છે. તેવી ભીન્નતા ઇન્ગ્લીશ લામાં નથી. તેમાં તો એવો ઠરા-

વ છે કે જ્યારે પોસ્ટની મારફતે કાગળ લખી કાંઇ માગણી કરી અને તેજ પોસ્ટની મારફતના કાગળથી સ્વીકારવામાં આવી તો, તે સ્વીકારનો કાગળ પોસ્ટમાં નાંખ્યો કે તુરતજ બંને પક્ષકારો વચ્ચે એ કરાર સમાપ્ત થાય છે, ઈંગ્લીશ લા પ્રમાણે કોઈ માણસ શેર રાખવાની અરજીઓ કરે તે ઉપરથી તેને શેર આપવામાં આવે, અને એ શેર આપ્યાની ખબર ટપાલમાં નાખી કે શેર રાખનારા સાથે સંપુર્ણ કરાર થયો, એમ થાય છે. પછી એ શેર રાખવાને તે ના પાડે તો ચાલે નહી. પણ શેર આપ્યાની નોટીસ પોસ્ટમાં પડતાં પેહેલાં એ શેર નહી રાખવાની ખબર તેણે આપી હતી, એમ જો તે શાબેત કરે તોજ, તે શેરહોલડરમાંથી નીકળી શકે.

## કલમ ૫ મી

સુચના તથા સ્વીકાર રદ કરવા બાબત.

**કોઇ સુચનાના સ્વીકારનું જણાવવું સુચના કરનાર વિરૂદ્ધ સમાપ્ત થયાની અગાઉ તે સુચના કોઇ પણ વખતે રદ કરી શકાય છે, પણ ત્યાર પછી તે રદ કરી શકાતી નથી.**

**કાંઇ સ્વીકારનું જણાવવું સ્વીકારનાર વિરૂદ્ધ સમાપ્ત થયાની અગાડી તે સ્વીકાર કોઈ પણ વખતે રદ કરી શકાય છે, પણ ત્યાર પછી તે રદ કરી શકાતો નથી.**

### દ્રષ્ટાંત.

**અ પોતાનું ઘર બ ને વેચવાને પત્રદ્વારે સુચના કરે છે, અને તે પત્ર ટપાલ માર્ગે મોકલે છે.**

**બ પત્રદ્વારે સુચના સ્વીકારે છે અને તે પત્ર ટપાલ માર્ગે મોકલે છે.**

**બ એ સ્વીકારનું પત્ર ટપાલમાં નાખ્યું તેના પેહેલાં ગમે તે વખતે કિંવા ટપાલમાં નાખે તે ક્ષણે, અ પોતાની સુચના રદ કરી શકેછે, પણ ત્યાર પછી તે રદ કરી શકતો નથી.**

**બ ના સ્વીકારનું પત્ર અ ને પોહોચ્યાની પેહેલાગમે તે વખતે, કિંવા પોહોંચે તે ક્ષણે, બ પોતાનો સ્વીકાર રદ કરી શકે છે, પણ ત્યારપછી તે રદ કરી શકતો નથી.**

### ટીકા.

સુચના કયારે રદ થઇ શકે છે, તે સવાલનો જવાબ આ કલમના પેહેલા ભાગમાં બતાવેલો છે. સુચના સ્વીકારનો કાગળ તથા તે કાગળ રદ કરવાનો પાછળથી ટપાલમાં નાંખેલો કાગળ બંને એકજ વખતે આવી પોહોચે તો, તે સાથે વાંચવા જોઈએ, તેથી સદરહુ કરાર સમાપ્ત થયો નથી, એમ નક્કી થશે. સુચના અને સ્વીકારના નિયમનું એવું ધોરણ છે કે સુચના સ્વીકાર કરતાં સુધી સ્વીકાર કરનાર ઉપર કોઇ વાતનું બંધન આવતું નથી, તેથી સુચના કરનાર ઉપર બંધન થવું ન જોઇએ. માટે કોઈ સુચના કરનારે સુચનાને સ્વીકાર કરવા સારૂ કાંઇ મુદત બાંધી હોય તો, તે મુદતના અંદર સુચના આપનાર પોતાની સુચના રદ કરી શકે છે.

જેમકે અમુક માલ મુકરર કરેલી કીમતથી વેચવો એવી સુચના કરવામાં આવી હોય, તે એવા વચનની સાથે કે અમુક દીવશ સુધી તે માલ ખુલ્લો રાખવો તો તે સુ-

ચના અવેજ વિનાની છે. માટે તે સ્વીકારતા પેહેલાં હર કોઇ વખતે તે રદ થઇ શકે છે. માટે સ્પષ્ટ કરાર કરવામાં આવેલો ના હોય તો, આવા વચનથી જે સખસે સુચના કરી હોય, તે સખસને દરમિયાન વખતમાં તે માલ ત્રીજા સખસને વેચાણ આપવાને અટકાવ થતો નથી. માટે હેડ વિ. ડીગન, ૩ મુડી એન્ડ રાયન પાનું. ૯૭ ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે પ્રતીવાદીએ વાદીને અમુક ઉન ત્રણ દીવશમાં વેચવાની સુચના કરી, અને તે સુચના ત્રણ દીવસમાં સ્વીકારવાને વાદી ગયો, પણ તે વખતે તેને કેહેવામાં-આવ્યું કે તે ઉન બીજાને વેચાણ આપવામાં આવેલું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરાર થએલો નથી, કારણ કે જ્યારે વાદીએ તે સુચના સ્વીકારયાનું કહયું ત્યારે પ્રતીવાદીએ તે કબુલ કરયું નથી.

સુચના રદ કરવા બાબતનો આ કલમનો ૧ લો ભાગ ન્યુયોર્ક સીવીલકોડની કલમ ૭૫૧ માંથી લીધેલો છે. બંને પક્ષકારો એક મત થાય તે પેહેલાં હરકોઈ પક્ષકારને પોતાની વાત ચીતમાંથી નીકળી જવાને અધિકાર છે.

સરકારે એક જાહેરનામું કાહાડી એક વખતે એક સખ્સને બક્ષીસ આપી, ત્યાર પછી તે બક્ષીસ બીજું જાહેરનામું કાઢી રદ કરી શકાતી નથી. (૮ મું. હા. રી. પાનું. ૧)

સુચના કરનારે પોતાના વિરૂદ્ધ સ્વીકાર પુરો થતા પેહેલાં કોઇ પણ વખતે પોતાની સુચના રદ કરવાના અખત્યાર ખોતો નથી. આ નિયમનું ધોરણ એ છે કે સ્વીકાર કરતાં સુધી સ્વીકાર કરનાર ઉપર કાંઇ વાતનું બંધન થતું નથી; અને તેટલા માટેજ સુચના કરનાર ઉપર પણ કાંઇ વાતનું બંધન થતું ના જોઇએ. કુક વિ. આક્ષલી (૩ ટર્મ. રી. પાનું. ૬૩૫.)

આ કલમ વાંચતાં સાફ જણાય છે કે તેને લગતી કલમ ૭ મી તે સાથે વાંચવી જોઇએ.

## કલમ ૬ ઠી.

રદ કરવાના પ્રકાર.

**સુચના નીચે લખેલે પ્રકારે રદ થાય છેઃ**

**(૧) રદ કર્યાની ખબર સુચના કરનારે સામાવાળાને જણાવ્યાથી;**

**(૨) સદરહુ સુચનામાં તેને સ્વીકારવા સારૂ નીમેલી મુદત થઇ ગયાથી, અથવા એ પ્રમાણે કાંઈ મુદત નીમી ન હોય તો, યોગ્ય મુદતમાં સ્વીકાર કર્યાની વાત ન જણાવ્યાથી;**

**(૩) સુચના સ્વીકાર્યા પેહેલાં જે શરત પુરી કરવી જોઈએ, તે સ્વીકારનારે પુરી ન કરયાથી; અથવા.**

**(૪) સુચના કરનાર મર્ણ પામ્યો હોય અથવા ગાંડો થયો હોય, અને તે મર્ણ પામ્યો કિંવા ગાંડો થયો એ વાત સ્વીકાર કરયાં પેહેલાં સ્વીકારનારને માલમ પડી હોય, તો તે મરણ કિંવા ગાંડપણુંથી.**

## ટીકા.

સુચના પક્ષકારોની રૂબરૂની મુલાકાત વખતે થઇ હોય, પણ તેઓ જુદા પડતાં સુધી

તે સ્વીકારવામાં આવી ન હોય તો, તે રદ કરી ગણાય છે, અને પાછળથી કરેલો સ્વીકાર કામમાં આવતો નથી. યોગ્ય મુદત આવા કામમાં પક્ષકારો જુદા પડે તેજ વખતે પુરી થઇ એમ સમજવું.

સુચના જ્યાંહાં સુધી સામા પક્ષકારના જાણવામાં ના આવી હોય, ત્યાં સુધી તે રદ કરી શકાય છે, તેથી ખેપીયા સાથે મોકલે તો સુચનાનો પત્ર પાછો મંગાવી તે રદ કરી શકાય છે.

યોગ્ય મુદત એ કેટલી તે હરેક પ્રસંગે હકીકત ઉપર આધાર રાખે છે અને તે ઠરાવવાનું કામ કોર્ટનું છે. રામગ્રા ગેટ હોટલની કંપની વિ. ગોલ્ડસ્મીડ (લો. રી. એક્સચેકર. વા. ૧ પાનું. ૧૦૯)

સુચના સ્વીકારવાને જેત મુદત ઠરાવવામાં આવેલી હોય, અને તે મુદત પૂરી થાય તો, તે સુચના પણ બંધ થાય છે. કલમ ૫ મી નીચે બતાવ્યા પ્રમાણે અમુક મુદત સુચના સ્વીકારવાને આપેલી હોય તેથી તે સુચના• કરનાર બંધનમાં નથી, પણ જેને તે સુચના કરવામાં આવી હોય તેને તેથી એમ કર્યું થાય છે કે તે મુદત પૂરી થયા પછી તે સુચનાનો સ્વીકાર કબુલ કરવામાં આવશે નહી.

આ કલમમાં "સ્વીકાર કર્યાની વાત નહી જણાવ્યાથી" એવા શબ્દો છે તેની સાથે કલમ ૫ મીમાં બતાવેલા ઠરાવની શરત છે. તે ઠરાવ પ્રમાણે સ્વીકારનો પત્ર ટપાલમાં બીડવામાં આવે એટલે સ્વીકારવાની વાત જણાવી થાય છે. માટે તે પત્ર આપવામાં દેર થાય અગર તે બીલકુલ આપવામાં ના આવે તો, તેથી કાંઇ તેમાં તફાવત થતો નથી. માટે આ કલમ સબંધીમાં સુચના કરનાર એમ કહી શકતો નથી કે મારી સુચના રદ થયેલી છે, કારણ કે સ્વીકારનો પત્ર ખરી રીતે રવાને કરવામાં આવેલો છે, પણ ઠરાવેલી મુદતમાં અગર યોગ્ય મુદતમાં તે પત્ર પોહોચ્યો નથી, તોપણ કોઇ સખસે અમુક ઠરાવેલી મુદતમાં સ્વીકારની હકીકત• ખરી રીતે પોહોચે એવો ઠરાવ કરેલો હોય તો, તેને તે રદ કરવાને કાંઇ અટકાવ થતો નથી. પોલોક આન કોંટ્રાક્ટ પાનું. ૩૬

ઇંગ્રેજી લામાં જે એવો ઠરાવ છે કે, જો કે સુચના કરનારના મરણની ખબર થતા પેહેલાં સુચના કબુલ કરવામાં આવી હોય, તોપણ તેના મરણ પછી અગર તે દિવાનો થયા પછી તે સુચના કબુલ કરવામાં આવી હોય તો, તે સુચના રદ બાતલ થાય છે, તેના કરતાં આ કલમની ચોથી રકમમાં ઠરાવ છે તે થોડો સખત લાગે છે, જે હકીકત બનવાથી સુચના રદ થાય છે, તે હકીકતની ખબર હતી. એમ બતાવવુંજ જોઇએ, એવું આ કલમમાં ઠરાવવામાં આવ્યું છે. આવોજ નિયમ એજંટનો અખત્યાર રદ કરવા બાબત આ આકટની કલમ ૨૦૮ મીમાં ઠરાવેલો છે.

હું ખરીદ કરીને અમુક માલ આપીશ એવું પ્રતીવાદીએ વાદીને લખી જણાવેલું, પણ તે કાગળ સરનામાની ચુકથી પોહોચવો જોઇએ તે કરતાં વાદીને બે દીવશ મોડો પોહોચ્યો. વાદીએ પણ તેનો જવાબ પોસ્ટ મારફતે મોકલ્યો હતો, પણ ઉપરના વીલંબથી ઠરાવવામાં આવ્યું કે તે કરાર પુરો કરાવવાનો વાદીને હક્ક છે. ( આડમા વિ. લીન્ટસેલ બાર્નવાલ એન્ડ આલડરસન્સ રી. પાનું. ૬૮૧). આ પ્રમાણે ઠરાવવામાં મુદ્દો એ હતો કે વાદીએ ટપાલના કાગળથી સ્વીકાર કર્યો અને પ્રતીવાદીની સુચના વાદીને પોહોચી એટલે

પુરી થઇ, એમ ગણવામાં આવ્યું હતું.

આ કલમની ૩ જી રકમમાં બતાવેલા ઠરાવ સાથે આ આકટની કલમ ૮ મી લક્ષમાં રાખવાની છે.

## કલમ ૭ મી.

સ્વીકાર વગર શરતનો હોવો જોઇએ.

### કોઈ સુચનાને વચનનું રૂપ આપવાને સારૂ.

**(૧) તેનો સ્વીકાર બિન શરતનો તથા નિશ્ચય પુર્વક હોવો જાઇએ;**

**(૨) તે સુચના અમુક રીતે સ્વીકારવી જોઇએ એવું તેમાં ન બતાવ્યું હોય તો, તેનો સ્વીકાર કોઈ હમેશ મુજબની તથા યોગ્ય રીતે બતાવેલો હોવો જોઇએ. સુચના મજકુર કેવી રીતે સ્વીકારવી જોઇએ તે તે સુચનામાં બતાવ્યું હોય, અને તે રીતે તેનો સ્વીકાર થયો ન હોય તો, સુચના કરનારને સ્વીકાર મજકુર જણાયા પછી પોતાની સુચના તેમાં બતાવેલી રીતેજ સ્વીકારવી જોઇએ, બીજી રીતે સ્વીકારવી જોઇએ નહી, એવો આગ્રહ સુચના કરનાર મજકુર યોગ્ય મુદતમાં બતાવી શકે છે; પરંતુ તે જો એ પ્રમાણે ન કરે તો, તેણે તે સ્વીકાર માન્ય કર્યો એવું સમજવું.**

## ટીકા.

સ્વીકાર બળવાન થવાને જે શરતો હોવી જોઇએ તે આ કલમમાં બતાવવામાં આવી છે. સુચના અને સ્વીકારના શબ્દોમાં કાંઈક તફાવત હોય તો, તે સ્વીકારનું વચન થતું નથી. શરતી સ્વીકાર કરવામાં આવે તો, તે ખરી રીતે નવી સુચના છે. માટે જ્યારે **અ** એ **બ** નું ઘર કબજા સાથે અમુક તારીખથી લેવાની માગણી કરી હોય, પણ **બ** એ તે ઘર તે તારીખથી નહી પણ ત્યાર પછી બીજી તારીખથી આપવાને કબુલ કર્યું તો, તે કાંઇ સ્વીકાર થતો નથી. જ્યારે ઉપર પ્રમાણે સામી સુચના કરવામાં આવે અને તેની ના પાડવામાં આવે એટલે કરાર કરવાનું કામ બંધ થયું થાય છે. માટે જે સખસે તે સામી સુચના કરી હોય, તે અસલ સુચના પાછળથી કબુલ કરી શકતો નથી. અથવા **અ** એ એવી શરતથી **બ** નો ઘોડો માગ્યો કે તે એકલો જોડેથી બરાબર ચાલી શકે તેવો જોઇએ. **બ** એ તે માગણીનો સ્વીકાર એવી રીતે કર્યો કે એવડા હારનેસમાં તે બરાબર ચાલશે. આ બંને મુકરદમાઓમાં એ સ્વીકાર બંધનકારક ગણાયો નહી. (જાર્ડન વિ. નોરટન, ૪ મીશન અને વેલ્સ, બી. રી. પાનું. ૧૫૫)

જેને સુચના કરવામાં આવી હોય તેને સુચના કરનાર એમ લખે કે તમારો જવાબ નહી આવે તો, મારી સુચના તમે સ્વીકારી છે, એમ હું માનીશ, તો તેમ લખવાથી તે નકારનો જવાબ જણાવવાનો અથવા જવાબ નહી લખવાથી બંધનમાં આવવાનો બોજો, સામા પક્ષકાર ઉપર તે સુચના કરનાર નાખી શકતો નથી. જનરલ કામનપ્લીઝ વા. ૩૧ પાનું. ૨૦૪

કોઈ એક મીલકત થોડા થોડા ટુકડાથી વેચવાની જાહેર કરી વેચવા મુકી હતી, તેમાંની એક શરત એવી હતી કે કરારની તારીખથી બે મહીનામાં વેચાણનું કામ પુરૂં કરવું

અને ખરીદદારે જે દસ્તાવેજમાં કરારની શરતો લખેલી છે તેના ઉપર સહી કરવી. **म.** નામના સખસે મીલકતના માલીકના એજંટ **व.** નામના સખસને તેમાંના કેટલાક ભાગ એક હજાર રૂપીયા માટે ખરીદવાની માગણી કરી. **व.** એ જવાબ આપ્યો કે વેચાણની શરતો પ્રમાણે તમારે ખરીદ કરવી અને તમારી માગણી માલેકને જણાવીશું. ત્યાર બાદ થોડા દીવશ પછી **व.** એ **म.** ને જણાવ્યું કે શરતો પ્રમાણે એ મીલકત તમને આપવાને માલેકે કબુલ કરયું છે, અને અમે સોલીસીટરને જણાવ્યું છે કે વેચાણનો કબાલો તઇયાર કરી અમારા તરફ મોકલશો. **म.** એ કાગળ લખીને જવાબ વાળ્યો કે એ જગા ઉપર ઇમારત બાંધવી કિંવા નહી તે બાબત મારી માગણીનો ફરીથી વિચાર કરવો જોઈએ. **व.** એ કાગળથી જવાબ વાળ્યો કે સ્વીકાર કાંઇ શરતી નથી, તેથી ઈમારત બાંધવી કિંવા નહીં એ **म.** ની ખુશીની વાત છે, લખેલો કરાર **म.** ના તરફ મોકલવામાં આવ્યો, પણ તેણે સહી કરવાની ના પાડી અને વેચાણ લેવાની પણ નાખુશી જણાવી. પણ તેમાં ઠરાવવામાં આવ્યું કે સ્ટેટયુટ આફ ફ્રાડ પ્રમાણે માલેક શબ્દથી ખરીદદારને ખાત્રી મળેલી હતી, માટે સદરહુ કરાર પુરો કરવાનુ હુકમનામુ થઈ શકે છે.

પત્રદ્વારે કરાર થઇ શકે છે, એવો કાયદાનો નીરમાણ છે, અને તેમાં એમ લખ્યું હોય કે રીતીસરનો કરાર કરવામાં આવશે. તેટલા ઉપરથી એ કરાર નકામુ થતું નથી, પણ સુચનામાં એવો ઠરાવ હોય કે સ્વીકાર લખાણથી થશે તો જ્યા સુધી લખાણ થયું નહી હોય, ત્યાં સુધી એ વ્યવહાર બંધનકારક ગણાશે નહી.

કોઇ બાબતમાં સુચના વિરૂદ્ધ કાંઇ બીજી સુચના કરવામાં આવેલી હોય અને તે બીજી સુચના નાકબુલ કરવામાં આવે તો, તે સામી સુચના કરનારો મુળ સુચનાને વળગી શકતો નથી. જેમકે કાંઈ મીલકત હજાર રૂપીયા માટે વેચવાની સુચના થઇ, તેના વિરૂદ્ધ રૂ. ૯૫૦) માટે એ ચીજ માગવાની સુચના થઈ, તે નામંજુર કરવામાં આવી. હવે એ રૂ. ૯૫૦) થી માગણી કરનાર હજાર રૂપીયા આપવા કહીને મીલકત માગી શકતો નથી

યોગ્ય રીતનો સ્વીકાર થયો છે કિંવા નહી, એ નક્કી કરવામાં પક્ષકારો વચ્ચે ચાલેલા સઘળા તુમાર ઉપર વિચાર કરવો જોઇએ.

મંગાવેલા માલની સાથે કોઇ આગંતીગ બીજો માલ પણ બગતીયામાં દાખલ કરી મોકલે, તેથી મંગાવેલા માલની સુચના કાંઇ રદ થઇ શકતી નથી, પણ વગર મંગાવેલા માલ બાબત તકરાર ઉભી થઇ શકે. લેવી વિ. ગ્રીનના મુકરદમામાં આ વિશે તકરાર થઈ હતી. એલીસ્ટ એન્ડ બ્લાકબર્ન વા. ૮ પાનું. ૫૭૫

કરારની શરતો પૂરી થાય અને તેના ઠરાવો કબુલ કરવામાં આવે એટલે પછી તે કરારના ઠરાવોનું રીતસર લખત કરવાને પક્ષકારોનો ઇરાદો હોય, તેથી તે કરાર કાંઇ ઓછો બંધનકારક છે, એમ નથી. માટે ફાઊલ વિ. ફ્રીમેન (૯ વી. સી. જુનીઅર્સ. રી. ૩૫૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે કરારમાં તમામ ઠરાવો દાખલ કરયા હોય, પછી તે કરાર એકાદા સખસને યોગ્ય કરાર તઈયાર કરવાને જોઈતી હકીકત તરીકે મોકલી દેવામાં આવે તો, તેથી તે કરારમાં વધારો કરવાનો ઇરાદો હતો, એમ ગણાતું નથી, પણ તે ફક્ત શાંકિત ભાષામાં લખવાને મોકલવામાં આવ્યો છે, એવું થાય છે. માટે જો તે યુક્ત રીતનો કરાર હોય તો, તે બંધનકારક થાય છે. પણ આ ઠરાવમાં રીજવે વિ. વાટનના કામના હાઉસ ઓફ

લાર્ડસે ઠરાવ કરેલો છે, તેથી ઘણો ફેરફાર થયેલો છે. તે કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે કરાર "સોલીસીટર" તરફ નમુના પ્રમાણે લખવાને મોકલી દેવામાં આવ્યાથી પક્ષકારોનો ઇરાદો તે લખવામાં આવતાં સુધી બંધનકારક નથી, એવો કેટલેક દરજ્જે પૂરાવ થાય છે. વળી રીજ્યે વિ. વાર્ટનના કામમાં લાર્ડ ક્રાનવર્થસાહેબે કહેલું છે કે "તે સખસોએ રીતસર કરાર લખવાની ઇચ્છા રાખી છે, તેથી એમ ધારવામાં આવે કે જો કે પેહેલાં થએલા કબુલત સ્પષ્ટ હોય, તોપણ તે પ્રથમની કબુલતથી તે સખસો બંધનમાં નથી એવું ધારવામાં આવે તે વિરૂદ્ધ હું તકરાર કરૂં છું. પણ પાછળથી કરાર કરવાનો ઇરાદો પક્ષકારોનો હોય તો, તે પ્રથમની સમજુતી તે કરાર નથી, એ બાબતનો મજબુત પુરાવ થાય છે. પણ લાર્ડ સેન્ટ લીઓનાર્ડસે તેથી જુદા પડીને ઠરાવ્યું કે કરાર પૂરો થએલો છે, માટે સોલીસીટર તરફ મોકલવાથી તેમાં કાંઇ અસર થતો નથી, કારણ કે સોલીસીટર તે કબુલાતના ઠરાવોમાંથી એકે ઠરાવનો ફેરફાર કરી શકતા નથી. બે દલાલોએ વેચાણના કરારના ઠરાવો અરસપરસ કબુલ કર્યા, અને તેમની વચમાં જે લખત થયું તેમાં છેવટે એવા શબ્દો હતા કે "કરાર યોગ્ય રીતીએ". તેમાં ઠરાવવામાં આવ્યું કે આ શબ્દોથી એવો અર્થ નીકળતો નથી કે રીતસર કરાર લખીને આપવામાં આવે નહી, ત્યાં સુધી તે કાંઇ કરાર નથી. પણ તે શબ્દો વધારે નિર્ભયતાને માટે પુર્ણ શબ્દો બતાવવાને ફકત ઇરાદાના છે. સબબ આવો ઈરાદો છતાં, પણ તેથી તે કરારના પક્ષકારો બંધનમાં છે. જમીન વેચવા સંબંધી લખીત કરાર હોય તેમાં એવા શબ્દો વધારાના લખવામાં આવ્યા હોય કે "અમારો સોલીસીટર તે જમીન ઉપરના હક્ક પસંદ કરે તે શરત સાથે" તો તેનો ફક્ત એટલો હેતુ જણાય છે કે તે હક્કનો હમેશાંની રીતી પ્રમાણે તપાસ કરવો જોઇએ. અને તે પસંદ રાખવો જોઇએ. પણ તે વિશે યોગ્ય કોર્ટમાં નિર્ણય કરાવવામાં આવે તો, સોલીસીટર જે હરકતો લે તે હરકતોને તે પાત્ર છે. તેમજ "હમેશાંના ઠરાવો" એવા શબ્દો હોય, તેથી તે કરાર કાંઇ ઓછો પૂર્ણ છે, એમ નથી. હાર્ટ વિ. હાર્ટ. (૧૮ ચ. ડી. ૬૭૦).

કરારની બાબતમાં રીતસર કાંઇ કરવાને કાયદાની ફરજ ના હોય, પણ તે કરારના પક્ષકારોએ તે રીતસર કરવાને પસંદ કર્યુ હોય તો, તે પક્ષકારના ઇરાદા બાબત અનુમાન કરવાનું ફક્ત કારણ બને છે. જેમકે જમીનના વેચાણની બાબતમાં તે જમીન ઉપરનો હક્ક ખરીદદારને મળવા બાબતમાં કેટલીક નમુના મુજબની વીધી કરવાની કદી જરૂર હોય, તોપણ તે નમુના પ્રમાણે પૂર્ણ કરવામાં આવે નહી, તેથી પુરા થયેલા કરાર વિરૂદ્ધ કાંઇ અનુમાન થઇ શકતું નથી. ૮ મદ્રાસ હા. કો. રી. પાનું. ૧

આ કલમનો પરીણામ એવો જણાય છે કે જે વખતે સુચના કબુલ કર્યાનું છેવટનું કામ કરવામાં આવે, તે વખત જો સુચના રદ કર્યાની તે કબુલ કરનાર પક્ષકારને ખબર ના હોય, અગર તે રદ કર્યાની તેમને ખબર આપવામાં આવી ના હોય તો, તે કબુલ કર્યા ના કામથી તે સુચના રદ થવા લાયક રેહેતી નથી. પણ તે કબુલ કરવાનું કામ યોગ્ય મુદતમાં અગર ઠરાવેલી મુદતમાં થવું જોઇએ.

એક કામમાં સુચનાની શરતોનો તાર મુકવામાં ચુક થઇ હતી. જેને સુચના કરવામાં આવી હતી તેણે એ સુચનાનો ઇરાદો પોતાને સમજાયો તે અર્થમાં તેણે તે સુચનાનો સ્વીકાર કર્યો, પણ હેતુની શરતોમાં સમતી ન્હોતી, તેથી કરાર ઉત્પન્ન થયો ન્હોતો. (હેન-

કલ વિ. પેપ. લા. રી. એકસચેકર પા. ૬ પાનું. ૭)

'ઇંગ્રેજી લા' પ્રમાણે હાંશીયામાં લખવાથી તેમાં કાંઈ ફેરફાર થયો, એમ થતું નથી. ફેરફાર થવાને એવું જોઈએ કે તે ઉપર સહી થએલી જોઇએ અગર તે દસ્તાવેજની રૂપમાં તેથી કાંઇ ફેરફાર થવો જોઇએ. એ. ડી. વિરૂદ્ધ કામનાથ. ઈ. લા. રી. ૩ ક. પાનું. ૨૨૦

## કલમ ૮ મી.

શરતો પૂરી કીધાથી કિંવા અવેજ લીધાથી સ્વીકાર થાય છે.

**સુચનાની શરતો પુરી કરયાથી, અથવા પરસ્પર વચનનો કાંઇ અવેજ આપવાનું સુચના સાથે જણાવ્યું હોય તે અવેજ લીધાથી, સુચના સ્વીકારી એમ થાય છે.**

## ટીકા.

કોઇ જાહેરનામા ઉપરથી કોઇ માણસ તેમાં કહેલું કામ કરે છે તો અહીયાં સુચના અને સ્વીકાર બંને થાય છે. મારી સાથે પરણશે તેને સારૂ હું સારો બંદોબસ્ત કરી જઇશ, એવું જાહેર કરવા ઊપરથી કોઈ પરણે તો, એ કૃત પણ સુચના અને સ્વીકાર થાય છે.

ઘણાક કરારો એકલા ફરીયાદીને લાગુ થાય છે, જેમકે જો કોઈ જાહેરખબરના જવાબમાં વાદીને જોઇતો સામન હું પુરો પાડીશ, એવું કોઇ માણસ કબુલ કરે, અને તેનું ટેન્ડર મોકલેલું સ્વીકારવામાં આવે તો, પછી અવેજ વગરનો એ કરાર છે, એમ ગણી શકાશે નહી.

સ્વીકાર કબુલ કરવાની હકીકત જણાવવા વિષે આ કલમમાં બે દાખલા આપેલા છે. તે દાખલા મોહોએ બોલીને કબુલ કરયા બાબતના નથી, પણ કલમ ૩ માં ઠરાવ્યા પ્રમાણે તે કબુલ કરનારના કૃત્યથી તે જણાવ્યા બાબતના છે. સુચનામાં જે શરત બતાવવામાં આવી હોય તે કબુલ કરનાર બજાવે અગર કબુલ કરનારને જે અવેજ આપવા માંડેલો હોય તે તે સ્વીકારે, તેથી એ સાટુ ગર્ભીત રીતે કબુલ રાખ્યું ગણાય છે. જેમકે માલનો બદલો આપી મારો માલ જોઇએ તે લેઇ જાઓ, એવા ઠરાવથી વાદી પોતાની કાંઇ ચીજ આપવા કાઢે અને પ્રતીવાદી એ વિશે કાંઈ બોલ્યા વગર તે માલ લેઇ જાય. તેમાં ઠરાવ્યું કે આ સાટુ ગર્ભિત કરારથી સંપૂર્ણ થાય છે, અને તેનો બદલો આપવાને પ્રતીવાદી બંધાય છે. ડગડેલ વિ. લોવરીંગ. લા. રી. ૧૦ કામન પ્લીસ. પાનું. ૧૯૬

## કલમ ૯ થી.

વચનો સ્પષ્ટ તથા ગર્ભિત હોયછે.

**કોઇ વચન પૈકીની સુચના અથવા સ્વીકાર જેટલે દરજજે શબ્દો વડે કરયો હોય, તેટલે દરજજે તે વચનને સ્પષ્ટ વચન કહેવું. એવી સુચના કિંવા એવો સ્વીકાર શબ્દો શિવાય બીજી રીતે જેટલે દરજજે કરયો હોય તેટલે દરજજે તે વચનને ગર્ભિત વચન કેહેવું.**

## ટીકા.

આ કલમમાં સુચના અગર કબુલાત સ્પષ્ટ રીતે કયારે થઇ કેહેવાય, અને ગર્ભિત રીતે ક્યારે થઇ કેહેવાય તે બતાવેલું છે, અને તેને સામાન્ય રીતની અક્કલના આધારનો

નિયમ છે. મુકાબલો કરતાં ભાગ્યેજ એવું નીકળી શકે કે વધારે જરૂરના વ્યવહારમાંજ આખું વચન અગર તેનો ભાગ ખરી અને સ્પષ્ટ રીતે થએલો હોય છે. કોઇ કોઈ વખત તો કાંઇ પણ કહેવામાં આવેલું નથી હતું. કોઇ કોઇ વખત કરારના મુખ્ય ઠરાવો બતાવવામાં આવે છે, અને બાકીની બાબત પક્ષકારોની વર્તણુંક અને વ્યવહારના પ્રકાર ઉપરથી સમજવાને રાખવામાં આવી હોય એ બધી ગર્ભિત કરારની રીત છે. એકાદો માણસ એકાદી દુકાનમાં પેસે, અને દુકાનમાં વેચવા મુકેલી વસ્તુનો તે ઉપયોગ કરે તો, તે સખસ અને તે દુકાનના માલેકની વચમાં અરસપરસ એવી રીતનાં વચન થાય છે કે, વેચવા મુકેલી વસ્તુ તે સખસે વાપરી તે વાપરવાને તે દુકાનદારે તેને પરવાનગી આપી છે, અને તે વાપરનાર સખસે તે વસ્તુની જે કીમત જાહેરાંત રીતે બતાવેલી હોય અગર વ્યાજબી રીતે માલમ પડે તે એ દુકાનદારને આપવી. પછી આ બાબતમાં એક શબ્દ પણ બોલવામાં આવ્યો ના હોય તેની ચીંતા નહીં.

આવી રીતના ઘણા દાખલા બતાવી શકાય છે, પણ ઘણુંકરીને કાંઇક લખવામાં અગર કેહેવામાં આવ્યું હોય છે, માટે જેટલું લખવામાં અગર બોલવામાં આવ્યું હોય તેટલી બાબતમાં કરાર સ્પષ્ટ છે, પણ બીજી વધારાની બાબત ગર્ભિત રાખવામાં આવી હોય છે. ગર્ભિત કરાર કોને કહેવો તે દરેક કામની આશપાશની હકીકત ઉપરથી સમજવાનું છે. ઘણુંકરીને કાંઇક રીવાજ અગર ચાલ હોય છે, તે ઉપરથી પક્ષકારોના ઇરાદા બાબત અંદેશો રેહેતો નથી. પરંતુ જ્યારે રીવાજ અગર ચાલ ના હોય ત્યારે હકીકત પ્રમાણે પક્ષકારને વચન આપવાનો સંભવ હોય તો, તેનો વિચાર કરવાથી ગર્ભિત વચન સમજાય છે. માટે એકાદો સખસ એવી શરત કરે કે જે સખસ નાણાં આપશે તેના અવેજમાં મારે તેની નોકરી કરવી, તેથી જે સખસે તે સખસને નોકર રાખ્યો હતો તેનો મુસારો આપવો પડશે એવું તેનું ગર્ભિત વચન થાય છે. (ચર્મવાડ વિ. કવીન. લા. રી. કવીનબેંચ પાનું. ૧૭૩). પણ પક્ષકારોનું જે માનવું અગર ઇરાદો હોય તે શિવાય કામની હકીકત ઉપરથી વ્યાજબીરાહે અને સ્વભાવિક રીતે ગર્ભિત કરાર જે નીકળતો હોય, તેજ થવો જોઈએ.

ઇંગ્લીશ લા પ્રમાણે સ્પષ્ટ કરાર એ છે કે, જે કરારની શરતો લખાણુથી અથવા મોઢેથી બોલીને તે કરાર કરતી વખતે જાહેર કરવામાં આવી હોય, અને ગર્ભિત કરાર એ છે કે અમુક કામ બદલ પોતે બંધાવવાને માટે કાંઇ કરાર કરયો ના હોય, પણ કાયદાના અર્થ ઉપરજ તેનો આધાર રહેલો છે. જેમકે કોઇ સખસ કોઇ દુકાનદારને ત્યાંથી માલની કીમત નક્કી કરયા શિવાય તે માલ લેઇ જાય. આ ઠેકાણે એ માલની વ્યાજબી કીમત આપવાની, એ તે ખરીદદારનું ગર્ભિત વચન સમજવું જોઇએ. એવા ઘણા દાખલા હોય છે કે જેમાં સ્પષ્ટ કરાર લખેલો કે મોઢાનો હોતો નથી. તેવા કામોમાં ઇંગ્લીશ લા પ્રમાણે પક્ષકારોની વર્તણુંક અને હકીકતો ઉપર વિચાર કરવો પડે છે, અને તે ઉપરથી હરેક માણુસની કબુલત અને જવાબદારીનો વિચાર થાય છે. જેમકે હું કોઈ માણુસને મારૂ કામ કરવા રાખું તો તે માણસની મેહેનતના પ્રમાણુમાં તેને મારે પઇશા આપવા પડશે એમ ગર્ભિત કરાર થાય છે. બ્લાકસ્ટન કમેન્ટરી વા. ૨ પાનું. ૪૪૩ તથા જ્યુરી વિરૂદ્ધ બરક ટ્રોન્ટ. વા. ૫ પાનું. ૩૦૨. ૭ વી. રી. પાનું. ૩૭૭ તથા ૩૮૪. તેમજ કોઇ એક માણુસની

અરજ ઉપરથી બીજાએ પઇસા આપ્યા હોય અને તે બક્ષીસ છે, એમ હકીકતો ઉપરથી માલમ પડતું ન હોય તો, એ રૂપિયા પાછા આપવા એ ગર્ભિત કરાર થાય છે. ૭ વી. રી. પાનું. ૩૮૭.

જો કોઇ એક માણુસ બીજાને પોતના જમાન થવા કેહે અને તે થાય, પછી જમાનને રૂપીયા જોડવા પડે તો, તે પાછા આપવાને માટે મુળધણી બંધાયલો છે, અને તે ગર્ભિત કરાર થાય છે. ગર્ભિત્ત કરાર વિશે સવીસ્તર ખુલાસા વીલ્ડ ચીફ્જસ્ટીસે કંડેલ વીરૂદ્ધ હાઉસનના મુકરદમામાં બતાવેલા છે. ને કોમનબેંચ રી. વા. ૪ પાને. ૩૭૬ મેથી માલમ પડશે. તેમજ ચીટી આન કંટ્રાકટને પાને ૫૫ મેથી માલમ પડશે

વ્યાજ આપવાનો કરાર દેશ રીવાજ ઉપરથી ઘણી વખત ગર્ભિત કરાર ગણાએલો છે. પણ જ્યાં તેવા રીવાજ ના હોય ત્યાં વ્યાજની જવાબદારીને માટે સ્પષ્ટ કરારની જરૂર છે. હિંદુસ્થાનના ફેંસલાઓની અપીલોના કામમાં આ ધારો પ્રીવીકાંઉસીલે ઘણી વખત લગાડેલો છે. જુઓ જગમોહન ગોઝ વિરૂદ્ધ કેસરીચંદ. ૯ મુર્સ ઈ. અ. પાનું. ૨૫૬

હુંડીઓ અને વાયદાચીઠી, પ્રામીસરીનોટોનું વ્યાજ મળી શકે છે, એવો આ દેશના વેહેપારનો રીવાજ છે, અને સન ૧૮૪૧ના આકટ ૨૬ માની કલમ ૩ તથા ૮૦ મીથી આ રીવાજ માન્ય કરવામાં આવ્યો છે.

રીવાજ ઉપરથી વ્યાજનું વ્યાજ પણ મળી શકે છે, ધોંડુ જગનનાથ વિરૂદ્ધ નારાયણ રામચંદ્ર. મુ. હા. રી. વા. ૧ પાનું. ૪૭

મુંબાઇ તથા કલકત્તાની કોર્ટોમાં મુદ્દલના બમણા કરતાં જાદે વ્યાજ હીંદુશાસ્ત્રને અનુસરીને અપાવતા નથી. ૩ મું. હા. રી. પાનુ. ૨૩. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૮૬૭. પણ મદ્રાસ હાયકોર્ટ એવી કાંઇ હદ બાંધતા નથી, અને કરાર પ્રમાણે વ્યાજ અપાવે છે. રી. આનાજીરાવ વિરૂદ્ધ રઘુબાઇ. મ. હા. રી. વા. ૬ પાનું. ૪૦૦

કેટલાક કામોમાં વ્યાજ જો દેવાના ભાગ તરીકે માગી શકાતું ન હોય, તોપણ નુકશાન તરીકે માગી શકાય છે. જેમકે અમુક ગીરો ઉપર ધીરેલી રકમ તથા વ્યાજ અમૂક તારીખે આપવાને ગીરોઆપનારે કરાર કર્યો હોય, પણ તે તારીખે તે ના આપે તેથી જો કે વ્યાજ આપવાનો સ્પષ્ટ કરાર ના હોય, તોપણ તે તારીખ પછી નુકશાન તરીકે વ્યાજ વસુલ કરી શકાય છે, પણ તે લેહેણાના કરારના ભાગ તરીકે વસુલ થઈ શકતું નથી. પ્રથમ દર્શનીક રીતે વ્યાજના દરનો આધાર નુકશાનના માપ ઉપર હોય છે, પણ તે દર આપવાને કાંઈ ગર્ભિત વચન નથી હતું, માટે જ્યારે તે દર વધારે અને અસાધારણ હોય, ત્યારે તે માપ પ્રમાણે કોર્ટો અપાવતી નથી. એક જમીન વેચાણ આપવાનો કરાર પૂર્ણ નહી કરી તે તોડવામાં આવ્યો હોય તો, અનામત મૂકેલા નાણાના ઉપયોગ બાબત વ્યાજનું નુકશાન થાય તે ખાસ નુકશાન તરીકે વસુલ થઇ શકે છે. માબરલી વિ. રોબીન્સ. ટાનટન્સ રીપોર્ટ. શી. પી. વા. ૫ પાનું. ૬૨૫. વળી વ્યાજની બાબતમાં સન ૧૮૩૯ નો આકટ ૩૨ મો છે, તે લક્ષમાં રાખવો.

## બાબ ૨ જો.

## કરાર તથા નિરર્થક થવા યોગ્ય કરાર, તથા નિરર્થક કબુલાયત વિશે.

### કલમ ૧૦ મી.

કહી કબુલાયતો કરાર કરવાને લાયક હોય એવા પક્ષકારોની રાજી

કરાર થાય છે. **ખુશીથી આપેલી સમતિથી કરેલી, તથા કાયદેસર અવેજને માટે અને કાયદેસર ઉદ્દેશ માટે કરેલી, તથા આ આકટમાં સ્પષ્ટ રીતે નિરર્થક ઠરાવી નથી એવી, સર્વ કબુલાયતોને કરાર સમજવા.**

**કોઇ કરાર લખેલો અથવા સાક્ષીદારોની રૂબરૂ થવો જોઇએ, એવું બ્રીટિશ ઇંડિયામાં અમલમાં હોનારા તથા આ આકટ ઉપરથી સ્પષ્ટ રીતે રદ્દ નહી કરેલા જે કાયદામાં ફરમાવ્યું હોય તે કાયદામાં, અથવા દસ્તાવેજ નોંધવા વિષે જે કાંઈ કાયદા હોય તેમાં, આ આકટમાંના કોઈ પણ નિયમથી કંપેશ થતુ નથી.**

## ટીકા.

અમુક શરત કાયદા પ્રમાણે અમલમાં લાવવા લાયક છે કિંવા નહી અગર તે કરાર છે કિંવા નહી, તેનો વિચાર કરવામાં નીચેની ચાર બાબતો જોવી જોઈએ.

૧ કરાર કરવાને પક્ષકારો લાયક છે કિંવા નહી.

૨ તેઓની સ્વતંત્ર રીતની કબુલત છે કિંવા નહી.

૩ કાયદેસર અવેજ છે કિંવા નહી, અને

૪ કાયદેસર હેતુ છે કિંવા નહી.

માટે જે શરતો સ્પષ્ટ રીતે રદ્દ બાતલ ઠરાવવામાં આવી ના હોય, તે શરતોના સબંધમાં સદરહુ બાબતો વિશે આ આકટ પ્રમાણે ચાલવામાં આવ્યુ છે, એમ ખાત્રી થાય તો, તેનો કાયદેસર અમલ થઇ શકે છે. પક્ષકારની લાયકી બાબતમાં એટલે કલમ ૧૧ અને ૧૨ મીમાં વ્યવસ્થા કરવામાં આવી છે. કબુલતને ઘણીક જુદી જુદી બાબતોથી અસર થાય છે, તે વિશે કલમ ૧૩ અને ૩૨ માં ઠરાવ કરવામાં આવ્યો છે. અને અવેજ તથા હેતુ વિશે કલમ ૨૩ અને ૨૫ મીમાં ઠરાવ કરવામાં આવેલો છે. બાકીની કલમો બીજા બાબમાં કેટલાક કરારો સ્પષ્ટ રીતે રદ્દ બાતલ ઠરાવવામાં આવ્યા છે, તે વિશેની છે. બીજા કરારો એવા રદ્દ બાતલ થએલા હોય છે કે જે અમલમાં આવવાને અશકય ગણાય, તેવા થાય છે, અગર જે કરાર કરયા પછી કાયદા વિરૂદ્ધના થાય છે, તે કલમ ૫૬ મીમાં બતાવેલા છે.

બેશક કેટલાક દાખલાઓ છે કે જેમાં કેટલાક આધારના ગ્રંથો પ્રમાણે પુરાવમાં લખત હોવું જોઇએ છે. પરંતુ એકે કામમાં આ બાબતમાં હિંદુશાસ્ત્રના ફરમાન કરતાં વધારે છે, એમ ગણી શકાતું નથી.

સ્ટેટયુટ આફ ફ્રાડની કેટલીક કલમોથી પ્રેસીડેન્સીના શેહેરોમાં કેટલાક કરાર લખેલા હોવાની જરૂર હતી, પણ આ કાયદાથી એ વળી રદ્દ થઈ છે. બ્રીટીશ ઈન્ડીયામાં હવે થોડાકજ એવા કરાર રહ્યા છે કે જેને સારૂ લેખની કે શાહેદોની હાજરીની જરૂર હોય. ચીફજસ્ટીસ સ્કોટલાન્ડ કેહેછે કે હિંદુશાસ્ત્ર પ્રમાણે કોઇ પણ કામમાં લેખી કરારની જરૂર નથી, પણ એવો લેખ હોય તો તે વિશેષ પુરાવામાં ગણાય. મનટેનારાયા પરાજ વિરૂદ્ધ ચેકરી વેનતેરાજ (મ. હા. રી. વા. ૧ પાનું. ૧૦૦). મદ્રાસ અને બંગાળા

ઈલાકાને માટે કેટલાક ખાસ કાયદાના ઠરાવો છે, તે પ્રમાણે અમુક વ્યવહાર બાબત લખત હોવુંજ જોઇએ, પરંતુ મુંબાઈ ઇલાકામાં જીલ્લાઓની અંદરનો હેવો કોઇ કાયદો હોય એમ જણાતું નથી. તોપણ નીચેના મુકરદમાઓમાં લેખની જરૂર છે. (૧.) વેચાણ થઇ શકે એવા દસ્તાવેજોની બાબત સન ૧૮૮૧ ના ૨૬ મા કાયદા પ્રમાણે હવે ચાલવાનું છે, અને એ કાયદાથી સન ૧૮૪૦ નો આકટ ૬ ઠો રદ થયો છે. (૨) મદ્રાસમાં સન ૧૮૬૫ ના આકટ ૮ માની કલમ ૭ પ્રમાણે ભાડુતની બાબતમાં પટાની કેટલેક દરજ્જે જરૂર બતાવેલી છે. (૩) તેમજ મદ્રાસના સન ૧૮૬૭ ના આકટ. ૯ માની કલમ ૪ પ્રમાણે રૂ. ૧૦૦) ઉપરાંતના કોઈ પણ કરાર ત્યાની મ્યુનીસીપાલીટીને કરવા હોય તો, તેને લખવાની જરૂર છે. (૪) પંજાબના સન ૧૮૭૩ ના આકટ ૪ થા પ્રમાણે રૂ. ૨૦) ઉપરાંતના હરકોઇ કામ બાબત ત્યાંની મ્યુનીસીપાલ કમીટીએ કરાર કરવાના હોય તો, તે લખેલા હોવા જોઇએ. (૫) તેમજ બંગાળના સન ૧૮૭૬ ના કાયદા ૪ થાની કલમ ૧૪ પ્રમાણે કલકત્તા શેહેરના મ્યુનીસીપલ કમીશનરોને રૂ. ૧૦૦૦) ઉપરાંતની બાબતના કોઇ પણ કરાર કરવાના હોય તે લખેલા જોઇએ (૬). સન ૧૮૭૬ ના આકટ ૫ માની કલમ ૩૯ થી પ્રગણાની મ્યુનીસીપાલીટીને કરાર બાબતમાં કેમ ચાલવાનું છે તે માલમ પડશે. (૭.) મુંબાઈના મ્યુનીસીપાલ કારપોરેશનને કરારોની બાબતમાં કેવી રીતે વર્તવાનું છે તે બાબત સન ૧૮૭૨ ના આક્ટ ૩ જાની કલમ ૫૪ મી છે (૮) ટ્રસ્ટ આકટની કલમ ૫ પ્રમાણે તથા ટ્રાન્સફર ઓફ પ્રોપરટી આકટની કલમ ૫૪ તથા ૧૦૭ મીથી લેખી દસ્તાવેજોની જરૂર માલમ પડે છે, પણ કલમ ૯ માં કહ્યું છે કે કાયદા પ્રમાણે જે ઠેકાણે લેખ થવાની જરૂર નથી, ત્યા મીલકતનો બદલો લેખ વગર પણ થઇ શકશે. (૯). કંપનીઓના કરારો વિશે સન ૧૮૮૨ના આકટ ૬ ઠાની કલમ ૬૭ જુઓ. (૧૦). સન ૧૮૭૧ ના આકટ ૩ જાની કલમ ૧૭ અને ૪૯ પ્રમાણેના કેટલાક કામોના દસ્તાવેજ રજીસ્ટર થએલા હોય તો. વધારે હક્ક મળે છે, તેથી તે બાબતમાં લખત રજીસ્ટર કરાવવાની અવશ્ય છે, એમ એક રીતે કહીએ તો ચાલે. (૧૧). આ આકટની કલમ ૨૫ મા પ્રમાણે અવેજ વગર કરેલા કરાર સ્વભાવિક પ્યાર અને માયાના સબબથી થએલા હોય તે અને (૧૨). મુદત ગએલુ લેહેણું આપવાની કબુલત. (૧૩) સન ૧૮૬૬ ના ૧૦ મા આકટ પ્રમાણે ઈન્ડીયન કંપનીઓના મેંમોરેનડમ અને આરટીકલ આફ આસોસીએશન તથા લવાદોની સોંપણી અને શેરના ટ્રાન્સફર. (૧૪) વાંહાણનું ટ્રાન્સફર મરચંટ સીપીંગ આકટ ૧૭ તથા ૧૮ વીકટોરીયાના બાબ ૧૦૪ કલમ ૫૫. (૧૫) સ્થાવર મીલકતના વેચાણ બાબતમાં સન ૧૮૫૪ ના આકટ ૩૧ મા મુજબ જે કામોને ઈગ્લીશ લા લાગુ પડતો હોય તેવા વેચાણ દસ્તાવેજો. (૧૬) ચોપડીઓમાંનો, નાટકોમાંનો, ગાયનોમાંનો, નકશામાંનો, કાપીરાઇટ બીજાને સોંપવા બાબતના લેખ.

ઉપરની બાબતોમાં લખેલા કરાર જોઇએ, તોપણ અહિંયાં એટલું કેહેવુ જરૂરનું છે કે સન ૧૮૭૨ નો આકટ ૧લો પુરાવ બાબતનો છે તે આકટની કલમ ૯૨ ના ૪ થા વિશેષ ઠરાવ પ્રમાણે કેટલાક દસ્તાવેજ ખાસ તરીકેના ગણવામાં આવ્યા છે. ઉપરની કલમો તે કાયદાઓમાં છે, એટલે તે વાંચતાં જણાશે કે તે કલમો પ્રમાણે તે દસ્તાવેજ એવા અગત્યના ગણવામાં આવેલા છે કે, પછી તેને અસર કરે તેવી બીજી થોડીજ બાબતો છે.

કાર્લીસલેશ નેપ્યુ અને કંપની વિ. હરમુકરાયના કામમાં વાદી પાસેથી અમુક માલ ખરીદ કરવાને પ્રતીવાદીએ કરાર કર્યો, તે માલનો વાદીઓ વેહેપાર કરનારા છે. વાદીની પેહેડીના છાપેલા નમુના હતા તે ઉપર આ વેચાણ બાબતનો કરાર લખેલો હતો. તે નમુનામાં છાપેલા એવા શબ્દો છે કે "જે હાલ ઉતરે છે, અગર સદરહુ વખારમાં છે, અને હાલ વાંહાણ ઉપર છે." ખરી રીતે જોતાં તે પક્ષકારોને સારીપેઠે ખબર હતી કે જે માલ વેચવાનો કરાર કરવામાં આવ્યો છે તે વખારમાં નથી, તેમ વાંહાણ ઉપર પણ નથી. આવી હકીકત છતાં ઠરાવવામાં આવ્યું કે ઉપર બતાવેલા છાપેલા શબ્દો કાંઇ પક્ષકારો વચ્ચે થએલા કરારનો ભાગ નથી. (ઇ. લા. રી. ૯ ક. પાનું ૬૭૯).

**ड** એ એક ઘર **प** ને વેચાણ આપ્યું, અને તેનું વેચાણખત લખી આપીને તે રજીસ્ટર કરાવ્યું. પણ **प** એ તે ઘરની કીમત આપેલી નહી હતી, તેથી તેને તેનો કબજો મળેલો નહી હતો. તે વેચાણખત રજીસ્ટર થયા પછી થોડી મુદ્દતે **प** એ તે વેચાણ ખત ઉપર એવો શેરો કર્યો કે હું કીમતનાં નાણાં આપી શકયો નથી, માટે તે વેચાણ ખત પાછું આપ્યું છે. પછી તે **प** ઉપર વાદીનું હુકમનામું થયેલું તેની રૂઇએ **प** નો તે ઘર ઉપરનો હક્ક સબંધ જપ્ત કરી વેચવામાં આવ્યો. તેમાં વાદી તે મકાનનો ખરીદદાર થયો, અને **ड** ઉપર તેનો કબજો લેવા દાવો કર્યો. નીચેની કોર્ટેએ આ દાવો કાહાડી નાંખ્યો, એવા કારણથી કે તે મીલકત **प** ને મળેલી નહી હતી, કારણ તેને જે વેચાણ કરી આપવામાં આવેલું હતું તે અપૂર્ણ હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે **ड** એ **प** ને તે મકાન વેચાણ આપેલું તે અપૂર્ણ નહી હતુ. તે દસ્તાવેજથી તે મકાનનું માલેકપણું **ड** ને એકદમ આપવામાં આવેલું છે, માટે તે મકાનનો **प** માલેક થએલો છે. વળી વેચાણખત ઉપર જે શેરો કરવામાં આવ્યો છે તે રજીસ્ટર કરાવવામાં આવ્યો નથી. તેથી તે મીલકતને કાંઇ અસર થતો નથી, અને **ड** એ **प** ને જે વેચાણખત કરી આપેલું છે તે રજીસ્ટર કરાવેલું છે, સબબ હિંદુસ્થાનના પુરાવ આકટ (સન ૧૮૭૨ ના આકટ ૧ લા) ની કલમ ૯૨ ના વિશેષ ઠરાવ ૪ પ્રમાણે તે રદ કરવા બાબત મુખજુબાનીનો કરાર મંજુર થઇ શકતો નથી. માટે **प** નો હક્ક સંબંધ ખરીદ કરનાર તરીકે વાદી તે મકાનનો માલેક થયેલો છે. પણ **ड** નો તે મકાન ઉપર કીમત બાબત હક્ક સંબંધ છે. માટે તે કીમત આપવી જે બાકી હોય તે આપ્યા વિના વાદી તે મકાનનો કબજો મેળવી શકતો નથી, એવું ઠરાવ્યું (ઉદેલાલ મોતીરામ વિ. દેવું બીન ધોંડીબા. ઇ. લા. રી. ૨ મુંબાઇ પાનું. ૫૪૭).

માનકુંવર વિ. જસોદાકુંવર (ઇ. લા. રી. ૧ મું. પાનું. ૪૭૮) ના કામમાં એક **म** નામની ઓરત એક **ग** સાથે ઘણા વર્ષ સુધી તેની રાખેલી ઓરત તરીકે રહેલી હતી. તે પ્રમાણે રહ્યાના અવેજમાં **ग** એ તા. ૨૮ માર્ચ સન ૧૮૬૯ ના રોજ એવો કરાર લખી આપી રજીસ્ટર કરાવ્યો કે મારે **म** ને અમુક રકમ વાર્ષિક આપવી, અને તે રકમની જવાબદારી મારી અમુક સ્થાવર મીલકતના ભાગ ઉપર છે. પછી તે **म**. એ **ग** ની વારસ તેની પરણેત ઓરત ઉપર તે કરારની રૂઇએ નાણાં લેવા દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વખતના કાયદા પ્રમાણે તે કરારનો અવેજ અનીતીનો નથી, તેમ તેજ કાયદા પ્રમાણે અવેજની ખામીના કારણથી તે રદ બાતલ નથી. વળી ઠરાવવામાં આવ્યું કે

**મ** આ નાણું પ્રતીવાદીઅણુ પાસેથી વસુલ કરી શકે તે પેહેલાં તેણીએ એમ બતાવવું જોઇએ કે જે સ્થાવર મીલકતનો ભાગ દાવાવાળી રકમ બાબત જવાબદાર છે, તે ભાગમાંથી અગર **ગ** ની બીજી મીલકતમાંથી પ્રતીવાદીઅણે તે દાવો વસુલ થાય તેવો નફો લીધો છે.

રામગુલામ વિ. જાનકીરામ (ઈં. લા. રી. વા. પાનું ૧૨૪)ના કામમાં એક ગીરોનો થોડોક અવેજ ગીરોરાખનારનાં ગીરોઆપનાર ઊપર એ હુકમનામાં કરવામાં આવેલાં, તે હુકમનામાની રકમોનો હતો. પણ તે નીકાલ દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૮ મીના ઠરાવ પ્રમાણે નોંધાવવામાં આવેલો નહી હતો. ગીરોરાખનારે ગીરોનો અમલ કરાવવાને દાવો કર્યો. તેમાં ગીરોઆપનારે તકરાર કરી કે તે નીકાલ સદરહુ કલમ ૨૫૮ મી પ્રમાણે કોર્ટમાં નોંધાવવામાં આવેલો નથી, માટે તે હુકમનામાવાળો અવેજ નીષ્ફલ થએલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે અવેજ બળવાન છે.

દરેક પટો અગર પટા બાબતનો લખેલો કરાર પુરાવમાં ગુજારતા પેહેલાં તે રજીષ્ટર કરેલો હોવો જોઇએ. પરંતુ અમુક શરતથી અમુક જમીનનો પટો લેવા બાબત જે દરખાસ્ત એક સખસે બીજા સખસને કરેલી હોય, તે કબુલ કરવામાં આવી ના હોય તો, તે રજીષ્ટર કરાવવાની જરૂર નથી, કારણકે તે દરખાસ્ત કરવાથી જેને તે કબુલ કરવામાં આવી હોય છે તો, તે કરાર લખેલો થાય છે. વાદી પાસેથી પ્રતીવાદીએ અમુક દરથી કેટલાક વિઘા જમીન રાખેલી છે. વાદીએ અમારે પ્રતીવાદી સાથે નવો કરાર થએલો છે એમ કહી પ્રતીવાદી ઉપર ચડેલી સાંથ લેવા દાવો કર્યો. તે નવો કરાર વધારે દરનો છે. નીચેની અપીલકોર્ટના અભિપ્રાયમાં આવ્યું કે આ નવો કરાર ખરી રીતે કોઇ દીવસ પણ થએલો નથી, તેથી જુના કરાર પ્રમાણે જે દર હતો, તે પછી વ્યાજબી હોય કિંવા નહી, પણ તે જુના દરથી વાદીનું હુકમનામું કરવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ઠરાવ બરોબર છે. સૈયદ સંફદારેઝા વિ. અમઝાદઅલ્લી. (ઈં. લા. રી ૭ ક. પાનું —)

તા. ૯ માર્ચ સને ૧૮૭૪ ના રોજના મુંબાઇ ગેઝીટના એક પાને એવી જાહેરખબર પ્રસિદ્ધ કરવામાં આવી છે કે પુના જીલ્લામાં જુનારની નજીક આંગર ગામમાં અમુક સ્થાવર જંગમ મીલકત વેચવાની છે. તે જાહેરખબર વાંચી વાદીએ તે મીલકતના માલેકની વિધવા અને તે વિધવાના સોલીસીટરો સાથે તે મીલકતનો અમુક ભાગ ખરીદ કરવાને ભાંજગડ ચલાવી. તા. ૨૬ મે સને ૧૮૭૪ ના રોજ વાદીએ તે સોલીસીટરો ઉપર એવો પત્ર લખ્યો કે અમુક શરતોની સાથે રૂ. ૧૪૦૦૦) વેચાણની કીમતના આપવાને તૈયાર છું, માટે જો તે માગણી કબુલ કરવામાં આવે તો બાહાના તરીકે રૂ. ૧૦૦૦) અનામત આપવાને તેણે પોતાની ખાયસ બતાવી. બીજે દીવસે તે સોલીસીટરોએ વાદીને લખીત ખબર આપી કે તે વીધવાએ તે માગણી કબુલ કરી છે, માટે તમારે તમારા પત્રમાં લખ્યા પ્રમાણે બાહાનાનાં નાણાં અનામત આપવાં. આ ઊપરથી તેજ તારીખે વદીએ તે સોલીસીટરોને ત્યાંહાં રૂ. ૧૦૦૦) અનામત મુક્યા અને એક આના નાના સ્ટાંપ ઊપર તેમની તેણે પોહોચ લીધી. તે પોહોચમાં એવું કેહેવામાં આવ્યું કે વાદીએ જે મીલકત રૂ. ૧૪૦૦૦) માટે ખરીદ કરવાને કબુલ કર્યું છે તે મીલકતને પેટે આ રકમ આપવામાં આવી છે. વાદીની સાથે કરાર પુરો કરી તેને તે મીલકતનો કબજો આપવાને બદલે તે વિ-

ધવાએ તે મીલકત બીજાને વેચાણુ આપી. (તા. ૯ માર્ચના રોજની જાહેરખબર, તા. ૨૬ મેના રોજનો વાદીનો કાગળ (આંક. ૪) અને તેમની તા. ૨૭ મે સને ૧૮૭૪ના રોજની પોહોચ (આંક. ૫) સંપુર્ણ રીતે ફુલબેંચના ફેંસલામાં બતાવવામાં આવ્યાં છે). વાદીએ પેહેલા ખરીદદાર તરીકે વિશેષ રીતે અમલ કરાવવાનો દાવો તે વિધવા તથા બીજા ખરીદદારો ઊપર કરી તેમાં પાછળથી કરેલું વેચાણુ રદ કરાવવા, તથા વાદીને તે મીલકતનું વેચાણુ પ્રતીવાદી લખી આપે, એવી પ્રતીવાદીને ફરજ પાડવાનું માગેલું, તેમાં એવી તકરાર કરવામાં આવી છે કે, ચાર દસ્તાવેજોમાંના ત્રણુ દસ્તાવેજો એટલે નંબર ૩, ૪ અને ૫ ના દસ્તાવેજો સને ૧૮૭૭ ના આકટ ૩ જા ની કલમ ૧૭ પ્રમાણે રજીષ્ટર કરાવવા જોઇએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે, (૧) તકરારી કાગળ (આંક. ૩) જેથી વાદીએ તે મીલકત વેચાણુ લેવાને માગેલી તે, તથા તે વેચનાર (નંબર. ૧ ની પ્રતીવાદીઅણુ) તરફથી તેણીના આટરનીએ માગણી કબુલ કર્યા (આંક. ૪) નો પત્ર લખેલો, તેનો રજીસ્ટર (સને ૧૮૭૭ ના ૩ જા) આકટની કલમ ૧૭ની રકમ ૨ માં સમાસ થતો નથી. માટે જો કે તે રજીસ્ટર કરાવવામાં આવેલા નથી, તોપણ વેચાણુ કરયાના પુરાવા તરીકે તે પુરાવમાં દાખલ કરાવવા લાયક છે. વાદીની જે માગણી કબુલ કરવામાં આવેલી તે એવી શરતથી કબુલ કરવામાં આવેલી છે કે, વાદી જો રૂ. ૧૦૦૦) બાહાના તરીકે આપે તો તે કબુલ છે, તેથી તે નાણાં આપવામાં ના આવે ત્યાંહાં સુધી તે મીલકત ઊપરનું માલેકપણું કાયદેસર અગર ન્યાયની રૂઇએ વાદીને મળતું નથી. (૨) બાહાનાના નાણાની પોહોચ રૂ. ૧૦૦૦), (આંક. ૫) ની છે તેનો રજીસ્ટર (સને ૧૮૭૭ ના ૩ જા) આકટની કલમ ૧૭ ની રકમ ૩ માં સમાસ થાય છે, કારણુ કે તેથી રૂ. ૧૦૦૦) કરતાં વધારે કીમતની સ્થાવર મીલકત ઉપર હક્ક સબંધ ઉત્પન્ન કર્યા બાબત અવેજ પોહોચ્યાની અગર વસુલ થયાની કબુલત થાય છે; અને તે રજીસ્ટર કરાવવામાં આવેલી નથી, માટે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. જો કે તે લખેલી પોહોચ છે, તોપણ પુરાવ (સને ૧૮૭૨ ના ૧ લા) આકટની કલમ ૯૧ મી. પ્રમાણે તે વસુલ શાબેત કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ થઇ શકે છે. (૩) રજીસ્ટર (સને ૧૮૭૭ ના આ. ૩ જા] આકટની કલમ ૧૭ ની રકમ ત્રીજીમાં તમામ અગર થોડો અવેજ આપવામાં આવ્યો હોય, તેનો સમાસ થાય છે (૪) સવાલ એવો રેહે છે કે નંબર. ૩ અને ૪ ના પત્રો જે પક્ષકારોની વચમાં લખાયા છે, તેથી જો કે તે કરાર સંપુર્ણ રીતે બાહાનાનાં નાણાં અનામત આપી બીજા કાંઇ બોજા વિનાનો થાય છે, તોપણુ (સને ૧૮૭૧ ના ૮ મા) રજીષ્ટર આકટની કલમ ૧૭ પ્રમાણેના તે દસ્તાવેજો છે, એમ ગણી શકાય કિંવા નહી. (૫) ત્રીજા સખસની સાથે કપટ કરી જે સખસ અમુક દસ્તાવેજ કરી આપવામાં, તે કબુલ કરવામાં અને તે રજીસ્ટર કરાવવામાં આવેલો હોય, તે દસ્તાવેજની રૂઇએ દાવો કરે અને તે દસ્તાવેજ કરી આપનાર સાથે તે મળી ગએલો હોય તો, રજીસ્ટર આકટ (સને ૧૮૭૧ ના આકટ ૮ મા) ની કલમ ૪૮ નો ફાયદો મળવાનો તેનો હક્ક નથી. માટે એકાદા પક્ષકારનો મીલકત ઉપર વ્યાજબી રીતે પ્રથમ હક્ક હોય અને તે હક્કની ખબર ખરી રીતે હોય, તેમ છતાં તે પ્રથમ હક્કવાળાની સાથે કપટ કરી તે હક્ક બાબતનો દસ્તાવેજ રજીસ્ટર કરાવેલો હોય, તેથી તે પ્રથમ હક્કવાળાનો પ્રથમ હક્ક જતો નથી. (૬) જે દસ્તાવેજ કાયદેસર નથી અગર કપટ ભરેલો છે, તે રજીસ્ટર કરાવવામાં આવ્યો હોય તેથી કાંઇ બ-

ળવાન થતો નથી. (૭) રજીસ્ટર આક્ટ (સને ૧૮૭૧ ના આક્ટ ૮ મા) ની કલમ ૪૮ મીમાં મુખજુબાનીના કરારની સાથે કબજો હોય તેના લાભમાં જે અપવાદ ઠરાવવામાં આવ્યો છે, તેનું કારણ એછે કે જે પક્ષકાર પાછળના રજીસ્ટર કરાવેલા ખત ઉપર આધાર રાખતો હોય તેને સદરહુ કબજાના કારણથી અગર જો તે યોગ્ય રીતે હુંશીયાર રહ્યો હોત તો, તે મીલકત ઉપર બીજાનો પ્રથમ હક્ક છે, એમ તેને ખબર થઈ શકે. સબબ જે કામમાં પ્રથમનો મુખજુબાનીનો કરાર હોય, પણ કબજો તે સાથે ના હોય, પણ તેની જો ખરી રીતે ખબર હોય તો, કાયદા કરનારનો હેતુ સંપુર્ણ રીતે પાર પડે છે. વામન રામચંદ્ર વિ. ધોંડીબા ક્રીશ્નાજી (મુ. હા. રી. વા. ૪ પાનું ૧૨૬).

તેજ પ્રતાબસીંગ વિ. ચાંપા કાળીકુંઅર અમાર પરતાસીંગની વિધવા (ઇ. લા. રી. ૧૨ ક. પાનું ૯૬) ના કામમાં મી. જસ્ટીસ વીલસનસાહેબે નીચેની મતલબનો ફેંસલો આપ્યો છે.

વાદીઅણ એક હિંદુ વિધવા છે, તેણીએ પોતાના ધણીની વારસ તરીકે પોતાના ધણીની મીલકત લેવા દાવો કરયો છે. તે મરનારનો ફકત પ્રતીવાદી એકજ ભાઇ છે. આ બેઉ ભાઇઓ એક વખત મીતાક્ષરા પ્રમાણે મજીયારા હિંદુ કુટંબના અંગભૂતો હતા, તેમાં કાંઈ અંદેશો નથી. જો તે મરનારના મરણની વખતે તે ભાઇઓ જુદા હોય તો, તે મરનારની વારસ તેની વિધવા છે, માટે તેણીનો તે મીલકત લેવાનો હક્ક થાય છે. જો તે તારીખે તે બેઉ ભાઇઓ મજીયારે હોય તો, તે વિધવાનો વારસ તરીકે તે મીલકત લેવાનો હક્ક નથી, પણ તમામ મીલકત પ્રતીવાદીને મળે છે. સબબ નિર્ણય કરવાનો ફકત સવાલ એવો હતો કે વાદીઅણના ધણીના મરણની તારીખે બેઉ ભાઇઓ મજીયારે હતા કે જુદા થએલા હતા. ૧૨૮૭ ના કારતક માસની શીરૂઆત જે સન ૧૮૭૯ ના નવંબર માસના મધ્યભાગની વખતને મળતી આવે છે, ત્યાં સુધી બેઉ ભાઇયો મજીયારે હતા, તેમાં કાંઇ પણ અંદેશો નથી. પરંતુ ત્યાર પછી તરતજ એટલે તા. ૧૮ ફેબ્રુવારી સન ૧૮૮૦ ના રોજ તે બેઉ ભાઈએ એક દસ્તાવેજ કરયો છે તે એવી રીતનો છે કે "૧૨૮૭ ના ફસલી શાલના કારતક માસની ત્રીજ સુધી આપણે મજીયારે અને અવિભક્ત અને એકઠા હતા. પરંતુ સદરહુ કારતગ માસની ચોથથી આપણે ખાવા પીવામાં (અને તમામ વાતે) જુદા થયા છીએ, અને આપણી પાસે કુટંબી સામાન તથા જંગમ મીલકત એટલે ત્રાંબા પીતળનાં વાસણ તથા સોના રૂપાની ચીજો અને ઉનનાં કપડાં વિગરે છે તથા ઇટો માટીનાં બાંધેલાં મકાનો છે, તે આપણે માહસી પ્રગણામાં મોજે તાલેબપોરના રેહેવાશી અને તેના ભાગના માલેક ક્રીશ્નબલ્લભ ઓઝા છે, તેની મારફતે આપણી વચ્ચે વેહેચી લીધાં છે, અને આપણું ઘર તથા ફુલવાડી જે બારણા આગળ હતી તે તથા તે ઘરની તથા "ફીલખાના"ની પછવાડે જમીન હતી તે ચાલતી શાલના પોસમાસની ૩૦ મીના રોજ આપણા સગા કાકા બાબુ સુરજ પ્રકાશસીંગની મારફતે વેહેચી લીધું છે." આ ઉપરથી તેઓ એમ કેહેવા લાગ્યા હતા કે અમુક તારીખે અમે જુદા થયા હતા. પછી તેઓ એમ કેહેતા કે મજીયારી મીલકતમાંનો કેટલોક ભાગ અમે વેહેચેલો છે, અને ત્યાર પછી જે મીલકત હજુ વેહેચવાની બાકી રહેલી તે મીલકતની તેઓ વ્યવસ્થા કરતા હતા. પછી કહ્યું છે કે "જ્યાં સુધી અમો સહીયો કરનારાઓ પંચ નીમીએ નહી ત્યાં સુધી સદરહુ વેહેચણ અને ફારકતીઓ કરવી અશક્ય છે."( પછી તેઓએ બાબુ સુરજ પ્રકાશસીંગ, બાબુ

રઘુબંશ નારાયણસીંગ અને કીશ્નબલભ ઓઝાને પંચ નીમ્યા છે, તેમાં એવું લખ્યું છે "અને એવુ લખત કરી કહીએ છીએ કે સરદહુ પંચોએ અમારા દાવા સંબંધી અમારી હકીકત લેવી અને માલ મીલકતની યાદ તપાશી શુદ્ધ અંતઃકર્ણ તથા પ્રમાણીકપણાથી તે બાબતનો નીકાલ કરી સરખે ભાગે નીમો નીમ તે મીલકત વેહેચીને તેનો ઠરાવ કરવો. સદરહુ ઠરાવ અને ફેંસલા બાબત અમો તથા અમારા વારસોને કાંઇ વાંધો ઇયાને તકરાર નથી, તેમ અમે અને અમારા વારસો કાંઈ વાંધો અને તકરાર કરીશું નહી." તે દસ્તાવેજ ત્યાર પછી થોડાક દીવશે એટલે તા. ૨૦ ફેબ્રુઆરી સન ૧૮૮૦ ના રોજ રજીસ્ટર કરાવવામાં આવેલો છે. તે દસ્તાવેજ થતા પેહેલાં થોડીકજ મુદત ઉપર તા. ૭ નવેંબરના રોજ એટલે તે દસ્તાવેજમાં જે તારીખે તે ભાઇયો જુદા થયા લખ્યું છે એ તે પછી ઘણી પાછળથી એક બીજો દસ્તાવેજ મુખ્યત્યારનામાનો મ્હોટો ભાઈ પ્રતીવાદી છે, તેણે પોતાના દીકરાને લખી આપ્યો છે. આ હમેશાંની રીતી પ્રમાણેનું કુલમુખત્યારનામું હતું. અને તેમાં પ્રતીવાદીએ પોતેજ કહેલું છે કે મેં પ્રથમ જે મુખત્યારનામું મારા ન્હાનો ભાઇ કે જે વાદીઅણુનો ધણી થાય તેને લખી આપ્યું હતું, તેને ઠેકાણે છે. હવે આ લખાણ છે તે જુદાપણા અને વેહેચણના વિચારને અનુસરતું છે. જો તે દસ્તાવેજો એકલાજ હોત તો, પક્ષકારોએ પોતાનું દીલ જુદા થવાને કરેલું હતું, અને તેની મીલકતનો તે ભાગ વેંહેચાઈ ગએલો છે, અને તે પોત પોતાના કબજામાં છે, અને બાકીની મીલકત વેંહેંચી લેવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે, એમ બીલકુલ ખુલ્લું થાય છે. માટે તે પ્રમાણે તે વાદીઅણુના લાભમાં નિશ્ચેકાર્ક થાય. પણ તે વિરૂદ્ધ શું છે? તે રદ કરવાને એમ કેહેવામાં આવ્યું છે કે તે દસ્તાવેજ થયા પછી થોડીક મુદતમાં તે દસ્તાવેજમાં બતાવેલા તેમના કાકા સુરજ પ્રકાશસીંગ પોતાનું ઘર જે આ બેઉ ભાઈયોના ઘરથી સુમારે ૨૦ કોસ દુર છે, ત્યાંથી તે બેઉ ભાઇયોના ઘર આગળ આવ્યા, અને તેમની વચમાં કજીયો થયાનું તે કાકાએ સાંભળ્યું અને તે કાકાને કાંઇ વેહેચણની વાત કેહેવામાં આવી નહી હતી, પણ સદરહુ મુખત્યારનામાની બાબતથી ન્હાનાભાઈને ગુસ્સો લાગેલો તે કેહેવામાં આવ્યું હતું. તે કાકો કહે છે કે તે બેઉ ભાઇયોની વચમાંના કજીયાનો નીકાલ કરી તે મુખત્યારનામું છોડી દેવામાં આવ્યું, અને ન્હાનાભાઇને આપવામાં આવ્યું. તેથી કજીયો સમાઈ ગયો, અને આગળની માફક તેઓ મીત્રાચારી ઉપર આવ્યા. આ પ્રમાણે તેને તેઓએ પોતાના ભરૂસાનો ગણેલો, તેમ છતાં તેમણે તેને આ ફારકતી બાબત બીલકુલ કહેલું નથી. બીજો સાક્ષી જે બોલાવવામાં આવ્યો છે તે કીશ્નબલભ ઓઝો છે. તેણે કહ્યું છે કે મેં કોઇ દીવશ તેવી જાતના દસ્તાવેજનું સાંભળ્યું નથી, તેમ વેહેચણનો કોઈ વખતે વિચાર કર્યા બાબત પણ મેં સાંભળ્યું નથી, અને મને કોઈ દીવશ પંચાત કરવાનું પણ કહ્યું નથી, અને મેં પંચ તરીકે કોઇ દીવશ કાંઇ કામ કર્યું નથી. અમારી નજરમાં આવે છે કે નીચેની કોર્ટના જડજે આ પુરાવ નામંજુર કરવાને સંતોષકાર્ક કારણો બતાવ્યાં છે. તેની સાથે પ્રતીવાદીની પોતાની સાહેદી છે તે ઘણી બાબતોમાં અસંતોષકાર્ક છે. બીજી બાજુ તરફ કેટલોક મુખજુબાનીનો પુરાવ છે, તે વખતે ઘણો કીમતી નથી. પરંતુ અમુક પુરાવ બીન તકરારી છે તે એ છે, કે આ ફારકતીનો દસ્તાવેજ કર્યા પછી કેટલીક મુદતે અને તે ભાઇયો પોતાની વચમાંનો કજીયો પતાવી

પાછા એકઠા મજીયારે રેહેવા લાગ્યાની જે મુદત કહેલી છે તે પછી લાંબી મુદતે આ ભાઇયોએ વેહેંચણ કરાવવાને ખરેખરા ઇલાજ લીધા હતા. અમારા અભિપ્રાયમાં આવે છે કે જુલાઇ સન ૧૮૮૦ માં પ્રતીવાદી પોતેજ મ્હોટો ભાઇ છે, તેણે મોજે બાઝીદપુરમાં પોતાના હિસ્સા બાબત રેવન્યુ હિસાબમાં પોતાનું નામ જુદુ દાખલ કરાવવાને અરજી કરી હતી, તે અરજી વધારે અગત્યની છે, કારણ કે તે અરજી ઉપરથીજ અમારા જોવામાં આવે છે કે તે બેઉ ભાઇયોના મજીયારા ભાગની બાકીના ચોદઆની ભાગમાંથી બેઆની વેહેચણ કરવામાં આવેલી હતી અને તેમાં તેણે જે માગેલું હતુ તે એકઆનીના હિસ્સા બાબત માગેલું હતું, એવા કારણથી કે મારા પોતાના સહહિસ્સેદારોની સાથે રહી રેવન્યુ ઇયાને મેહેસુલ ભરવાની મુશકેલી પડે છે, અને સહ હિસ્સેદારો મેહેસુલ ભરવામાં કસુર કરે તો, તે મીલકત વેચાવવામાં આવે તેવી તે મીલકત બાબત ધાસ્તી રેહે છે. ન્હાનાભાઇએ પણ તે વેહેચણનો અમલ કરાવવાને ખરી રીતે ઇલાજ કરેલો હતો, કારણ કે તા. ૬ જાન્યુએરી સન ૧૮૮૧ ના રોજ તેણે મોજા સાગુની વીગરેમાં પોતાનો સોળઆનીમાં બેઆની ભાગ હતો તે, અને બાકીની ચૌદ આનીમાંથી બેઆની ભાગ તેના ભાઇ તેજ પ્રતાપસીંગનો છે, તેની વેહેચણ કરાવવાને અરજ કરેલી હતી. ન્હાનાભાઇના મરણ પછી આ પ્રોસીડીંગ ફરીથી જોવામાં આવ્યું. અમારા અભીપ્રાયમાં આવે છે કે તા. ૨૧ અગષ્ટ સન ૧૮૮૨ ના રોજ તે કામ બંધ રાખવાને પ્રતિવાદીએ અરજ કરેલી હતી. તેથી તે પ્રમાણે હુકમ કરવામાં આવ્યો હતો. સબબ અમારા અભિપ્રાયમાં આવે છે કે તે બેઉ ભાઇયોએ કજીયો પતાવ્યો કેહેવામાં આવ્યો છે, ત્યાર પછી લાંબી મુદતે અને એક ભાઇએ તો મરનારના મરણ સુધી વેહેચણ કરાવવાને ખરી રીતે ઇલાજ કરેલો હતો. માટે એક બાજુ તરફ ઘણોજ અસંતોષકારક પુરાવ છે તેના વિરૂદ્ધ બીજી બાજુ તરફ સંતોષકારક અને ખરેખાત ઘણો પુશ્કળ પુરાવ છે. સબબ આ ઉપરથી એમ નીકળે છે કે આ દસ્તાવેજ વેહેંચણનો દસ્તાવેજ છે, અને પક્ષકારોએ તે કોઇ દીવસ છોડેલો નથી, અને તે વેહેચણનો અમલ કરાવવાને તેઓ ઈલાજ કરે ગયા છે. માટે જે હકીકત અમારી નજરમાં તદન સાચી લાગે છે તે હકીકતના આધારથી નીચેની કોર્ટે ઠરાવ કરેલો છે. પરંતુ અમારી રૂબરૂ કાયદાના સવાલની તકરાર કરવામાં આવી છે. અને એવું કેહેવામાં આવ્યું છે કે આવી જાતના વેહેચણ અને જુદાપણાના કરારનો અમલ કરી ખરી રીતે વેહેચણ કરવામાં આવી ના હોય અને હિસ્સેદારોના પોત પોતાના કબજા અને ભોગવટામાં પોતાનો હિસ્સો આવેલો ના હોય તો, તે કરારનો અમલ થઇ શકતો નથી. અમારી નજરમાં આવે છે કે કાયદા પ્રમાણે તે તકરાર મજબુત નથી. આ બાબતમાં જે ઠરાવથી અમે બંધાએલા છીએ તે પ્રખ્યાત ઠરાવ અપોવીયર વિ. રામાસુબા આઇયનના કામનો છે. તેમાં એવો નિયમ ઠરાવવામાં આવ્યો છે કે "હિંદુશાસ્ત્ર પ્રમાણે અવિભક્ત હિંદુ કુટંબના ખરેખરા વિચાર મુજબ તે કુટંબનો કોઇ પણ અંગભુત એમ કહી શકતો નથી કે અમુક અંગભુતનો મજીયારી અવિભક્ત મીલકતમાં અમુક નક્કી ભાગ છે. અવિભક્ત કુટંબનો કોઈ પણ અંગભુત ભાડુ લેવાની જગોએ જઇ કલેકટર અગર તે ભાડાના "રીસીવ્હર" પાસેથી પોતાનો અમુક હિસ્સો લેવાને દાવો રાખી શક-

તો નથી. અવિભક્ત મીલકતની ઉપજ અવિભક્ત કુટંબના નિયમ પ્રમાણે મજીયારી પેટી અગર કોથળીમાં લાવી રાખવી જોઇએ, અને પછી તે કુટંબના અંગભુતોને ભોગવવાની જે રીતી હોય તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવી જોઇએ. પરંતુ અવિભકત કુટંબના અંગભુતો પોતાની મેળે જ્યારે એમ કબુલ કરે કે અમુક મીલકત હવે પછી અમુક હિસ્સેદારોના પોત પોતાના માલેકપણાની ગણશે, ત્યારે તે કબુલતવાળી મીલકતના મજીયારા ભોગવટાનું અવિભકત માલેકપણું જતું રહે છે. સબબ તે મીલકતમાં દરેક અંગભુતનો અમુક નક્કી કરેલો હિસ્સો છે, માટે જો કે તે મીલકત ખરી રીતે જુદી કરી વેહેંચવામાં આવી ના હોય, તોપણ તે જુદી લેઇ જુદી ભોગવવાનો દાવો કરી શકે છે." તેજ કોર્ટમાં પાછળના બે મુકરદમાઓમાં તેજ બાબતનો વિચાર કરવામાં આવ્યો હતો. એક તો જોય નારાયણગીરી વિ. ગીરીશચંદ્ર માઈતીનો મુકરદમો છે. તે મુકરદમો કરારની રૂઈએ નહી હતો, પણ એક હુકમનામાની રૂઈએ હતો, તેમાં એવો નિયમ ઠરાવવામાં આવ્યો છે કે "નામદારસાહેબોની નજરમાં આવે છે કે જે હુકમનામું વાંચવામાં આવ્યું તેનો હેતુ શીબપ્રસાદગીરીને વડાળવાની મીલકતમાંથી જુદો હિસ્સો આપવાનો છે. તેના શબ્દો પ્રમાણે સ્થાવર મીલકતમાંથી આઠ આનાનો કબજો મળવા દાવો કરેલો, તે કબજો અપાવેલો છે. વળી તેથી તે જ્યારથી પોતાના પીત્રાઈ ભાઇના ઘરમાં ભેગો રેહેતો હતો, તે ઘર છોડયું ત્યારથી એટલે જુદા થયા કેહેવામાં આવ્યું છે તે તારીખથી તેને દરમિયાન ઉપજ અપાવી છે. આ પ્રમાણે છે તો નામદારસાહેબોના અભિપ્રાયમાં આવે છે કે આ દાવાના શબ્દ પ્રમાણે તે વહેંચણનો દાવો નથી, તોપણ તે હુકમનામાથી ગમે તે રીતે પણ વેહેંચણ કરવામાં આવી છે, કારણ કે તેથી આપોવીયર વિ. રામાસુબા આયનના કામમાં બતાવેલા નિયમ પ્રમાણે મજીયારી મીલકત રેહેતી નથી, એવો અસર થાય છે. તે પણ પછીનો મુકરદમો ચીદમબરમ ચેતીયાર વિ. ગૌરી નાચીઅરના કામમાં તેજ કોર્ટે વેહેંચણના જેવા હુકમનામાની વ્યવસ્થા કરતાં કહેલું છે કે "આ કારણોથી નામદારસાહેબોના અભિપ્રાયમાં આવે છે કે જેમ ભાઈઓ પ્રથમ જુદા થએલા ના હોય અને તેમની વચમાં મીલકત નીમો નીમ વેહેચી લેવામાં આવે અને પછી જુદા થાય તેવું હક્કનું હુકમનામું હોય, તે પ્રમાણેનો તા૦ ૨૪ અગષ્ટ સન ૧૮૭૧ ના રોજનો ઠરાવ છે. જો આ પ્રમાણે હોય તો, જો કે મીલકતની વેહેંચણ ખરી રીતે સંપુર્ણ થએલી ના હોય, તોપણ તે કામનો આપોવીયર વિ. રામાસુબા આયનના કામના ઠરાવમાં સમાસ થાય છે. આ આધારો ઉપરથી અમને એમ કાયમ થએલું જણાય છે કે જુદા થવાનો અને વેહેંચણનો કરાર અગર જુદા થયાનું તથા વેહેંચણનું હુકમનામું હક્ક સબંધ હાલ જુદો કરી વેહેંચણ કરવાનું હોય તો, પછી તે કરાર અગર હુકમનામાના ખરી રીતે ખુંટ વિગરે નક્કી કરી જુદો કબજો ભોગવટો લેવાનું કામ તે કરાર અગર હુકમનામાનો અમલ કરતાં સુધી બંધ રાખવામાં આવ્યું હોય, તોપણ તે વખતથીજ પક્ષકારો જુદા થયા એ પ્રમાણે તે કરારનો અગર હુકમનામાનો અમલ થાય છે. હવે આ કામમાં જે કરાર છે તેના અર્થ બાબત અમને કાંઈ આનાકાની . લાગતી નથી. તે કરાર આગળ જુદાપણું થયા બાબતનો છે, એટલે કે તે દસ્તાવેજ થયો તે વખતે જે જુદાપણું કરવામાં આવેલું તે અને તે દસ્તા-

વેંજ વખતે હક્કની વેહેંચણ કરવામાં આવેલી અને બાકીની જે મીલકત વેહેંચવામાં આવેલી નહી તે બાબત ઠરાવ કરવામાં આવેલો, તે બાબતનો છે. કેટલાક આધારો બીજી બાજુ તરફથી બતાવવામાં આવ્યા છે. પેહેલાંના કેસની તારીખ જોતાં શીવદયાળ * તેવારી વિ. જદુનાથ તેવારીનો કેસ છે, તેમાં જસ્ટીસ દ્વારકાંનાથ મીત્તરે ફેંસલો આપેલો છે. તેમાં અને આ કામમાં અમો જે વિચાર કરીએ છીએ તેમાં કાંઇ વિરૂદ્ધપણું અમારા જોવામાં આવતું નથી. તે ફેંસલામાં જે બાબતની વ્યવસ્થા કરવામાં આવી છે, તે દીકરાઓની વચમાં અગર દીકરાના દીકરાઓની વચમાં વેહેંચણ થાય ત્યારે મા અગર વડીઆઇનો જે હક્ક છે, તે બાબતની છે. આવા કામમાં મા અગર વડીઆઇનો જ્યાં સુધી દીકરા અગર તેમના દીકરા મઝીઆરે હોય ત્યાં સુધી કાંઈ હક્ક થએલો નથી હતો, અને ફેંસલો છે તે ઉપરથી અમે સમજીએ છીએ તે પ્રમાણે તેથી એટલું નક્કી કરવામાં આવ્યું છે કે મા અગર વડીઆઇને જે વેહેંચણથી હક્ક મળે છે તે હક્ક પૂર્ણ કરવાને તે વેહેંચણ પુરી કરી નાંખવી જોઇએ, કે જેથી ફક્ત વેહેંચણનું હુકમનામું અગર ફક્ત કરાર થાય એટલુંજ નહી, પણ હુકમનામું અગર કરાર અમલમાં આવેલો જોઇએ. બીજો ઠરાવ બાબાજી પરશરામ વિ. કાશીબાઇના કામનો છે. તે કામમાં વેહેંચણનું હુકમનામું કરવામાં આવેલું હતું, પણ તેનો અમલ કરવામાં આવેલો નહી હતો. તેથી વિદ્વાન જડજોએ ઠરાવ્યું કે હાલ જુદાપણું થએલું નથી, પરંતુ તેવો ઠરાવ તે હુકમનામાનો અર્થ કરી તેઓએ કરેલો છે. તે હુકમનામાનો ઇરાદો હાલ જુદાપણું કરવાનો નથી, પણ જ્યારે વેહેંચણનો અમલ થાય ત્યારે પરીણામે જુદાપણું થાય એમ તેઓએ માનેલું છે. માટે તે વિદ્વાન જડજોએ તે કામમાં વિચાર કરેલો છે, તે વિચાર અમે આ કામમાં કરીએ છીએ, તેથી વિરૂદ્ધ નથી. એક વધારાનો આધાર અંબીકાદત્ત વિ. સુખમાનીકુંવરના કામનો બતાવવામાં આવ્યો છે. તે કામમાં પ્રતીવાદીઓએ જુદાપણું બતાવેલું હતું. સબબ ટરનર જસ્ટીસે જે કહેલું છે તે એ છે કે "વેહેંચણ થએલી છે એવી પુક્ત રીતની હકીકત પ્રતીવાદીઓએ બતાવવાની છે, પરંતુ ૧૮૫૪ માં માનેશરરામ અને ધનેશરરામની વચમાં તકરાર હતી, અને તેઓની પાસે તે વખતે જે મીલકત હતી તેમાં તેઓનો જે હક્ક હતો, તે નક્કી કરવામાં આવેલો અને તેઓના મરણ પછી તેમના દીકરાઓના નામે તેજ પ્રમાણે તે મીલકત દાખલ થઇ, તે શિવાય ખરી રીતે ભરૂસો રાખવા લાયક કાંઇ પણ પુરાવ નથી. ઘણી અગત્યની હકીકત કે હિસ્સા નક્કી થયા પ્રમાણે નફાનો જુદો જુદો ભોગવટો થએલો છે, એવું બતાવવાને નાકી કાંઈ પણ નથી. હિસ્સા નક્કી થઇને રેવન્યું દફતરમાં કેટલીક મીલકત ઉપરના હક્ક જુદા જુદા દાખલ થએલા છે, તેજ ફક્ત તે હક્ક સબંધ જુદો છે, એમ શાબેત કરવાને અગત્યનો પુરાવ છે. એવું બતાવવું જોઇએ કે ભાગીયાઓનો ઇરાદો પોતાનો હક્ક સંબંધ જુદો જુદો કરવાનો હતો, અને તે ઇરાદાનો અમલ કરચો છે, એમ બતાવવું જોઈએ." ફક્ત આ શબ્દોજ એકલા વિચારમાં લેઇએ તો, એમ સમજવામાં આવી શકે કે જુદા થવાને જે વેહેંચણનો વિચાર કરવામાં આવ્યો હોય તે વેહેંચણનો પ્રથમ અમલ કરવાની જરૂર છે. જો આ પ્રમાણે હોય તો, પ્રીવીકૌંસીલના જે ફેંસલાથી અમે બંધાએલા છીએ તે ફેંસલાને તે શબ્દો ભાગ્યેજ અનુસરતા હોય, એમ અમને જણાય છે. તે કામમાં કંમનશીબને લીધે રીપોર્ટમાં એમ કહેલું નથી કે જે કરારની વ્યવસ્થા કોર્ટને કરવાની

હતી તે કેવા પ્રકારનો કરાર હતો. માટે અમારે એમ ધારવું જોઇએ કે તે એવા પ્રકારનો કરાર હતો કે જેથી સ્પષ્ટ રીતે અને વગર ચુકે હાલ જુદા થવાને ઠરાવવામાં આવેલું નહી હતું. સબબ અમારી નજરમાં આવે છે કે કાયદાની બાબતમાં તેમજ હકીકતની બાબતમાં નીચેની કોર્ટનો ઠરાવ છે તે બરોબર છે. માટે આ અપીલ ખર્ચ સાથે કાહાડી નાંખવી જોઇએ.

## કલમ ૧૧ મી.

કરાર કરવાને કોણ લાયક છે.

**પોતે જે કાયદાને તાબે છે તે કાયદા મુજબ જે સખસ લાયક ઊંમરે પોહોંચેલા હોય તેવા, તથા જેની સાવધ બુદ્ધિ હોય તેવા, તથા પોતે જે કાયદાને તાબે છે તે કાયદા મુજબ જેને કરાર કરવાની અશકતતા ન હોય તેવા, સર્વે સખસો કરાર કરવાને લાયક છે.**

## ટીકા.

આ કલમ ઇંગ્રેજી લાને અનુસરીને કરી છે, તેના શબ્દો પ્રમાણે દરેક સખસ પોતાના ધર્મશાસ્ત્રમાં બતાવેલી પાકી વયની હદ પ્રમાણે જ્યારે પાકીવયનો થાય, ત્યારે કરાર કરવાને લાયક થયો કેહેવાય. પરંતુ સગીરતાને માટે જ્યારથી સન ૧૮૭૫ નો આકટ ૯ મો થએલો છે, ત્યારથી હિંદુસ્થાનમાં જે રેહેવાશીઓ થએલા છે તેમની તે આકટમાં ઠરાવેલા નિયમ પ્રમાણે પાકીવય ૨૧ વર્ષની સમજવાની છે. માટે તે નિયમ પ્રમાણે જ્યારે પાકી વય થાય ત્યારે તે પાકી વયવાળો સખસ કરાર કરવાને લાયક થાય છે. તે આકટમાં સારાંશમાં એવો નિયમ છે કે એકાદો સખસ પૂર્ણ ૧૮ વર્ષની વયનો થાય ત્યાં સુધી તે ન્હાની વયનો છે. પરંતુ ન્હાની વયની તે હદમાંથી જે સખસોના કોર્ટથી વાલી નીમવામાં આવેલા હોય, અગર "કોર્ટ આફ્ વાર્ડસ"ના હવાલામાં જે સખસો હોય તે સખસો બાતલ છે. તેવા વાલીપણાવાળા કીંવા કોર્ટ આફ્ વાર્ડસના હવાલા. નીચેના સખસો જ્યારે પૂર્ણ ૨૧ વર્ષના થાય છે, ત્યારે તે પાકીવયના ગણવામાં આવે છે, એવું સદરહુ આકટમાંજ ઠરાવવામાં આવ્યું છે. પરંતુ તે આકટના ઠરાવોથી લગ્નની બાબતમાં કાંઈ કામ કરવાનો કરાર ઓછી ઉમરનો કરી શકે છે, જેમકે ૧૪ વર્ષની ઉમરના મરદને ૧૨ વર્ષની સ્ત્રી લગ્નના કરાર કરવાને લાયક છે. (ક. વી. રી. વા. ૨ પાનું ૨૬) પેહેરામણી ઇયાને મેહેર અગર પલ્લાની બાબતમાં કાંઇ કરવાને, છેડા છૂટકો કરવાને અને દત્તવિધાન સબંધી કાંઇ કરવાને પણ હરકત નથી, અને તેમજ મહારાણીસાહેબની હિંદુસ્થાનની કોઇ પણ વર્ગની પ્રજાના ધર્મ કિંવા ધર્મ સંબંધી ક્રિયા અગર રીવાજને હરકત થતી નથી, અને તેમજ તે આકટ અમલમાં આવતા પેહેલાં, એટલે તા. ૨ જુન સન ૧૮૭૫ ના પેહેલાં તે વખતના નિયમ પ્રમાણે જે કોઇ પાકી ઉમરના થએલા હોય તેને કાંઇ હરકત થતી નથી. માટે હિંદુસ્થાનની પ્રજાની મુખ્ય કોમો છે, તેમાં તેમના ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે કેટલી ઉમરે પાકી વય થાય તે અહીંયાં બતાવ્યું હોય તો, કેટલુંક સુગમ થાય. માટે અહીંયાં બતાવવામાં આવે છે.

હિંદુશાસ્ત્ર પ્રમાણે ન્હાની વય પંદરમું વર્ષ પુરૂ થાય ત્યાં સુધી ગણાય છે. મુસલમાની શરેહ પ્રમાણે પાકી વયનાં ચીન્હ માલુમ પડે ત્યાં સુધી ન્હાની વય ગણવામાં આવે છે. પણ જો તેવાં ચીન્હ માલુમ પડતાં ના હોય તો, છોકરાની ન્હાની વય ૧૮ મું વર્ષ પુરૂ

થાય ત્યાં સુધી અને છોકરીની ૧૭ મું વર્ષ પૂરૂ થાય ત્યાં સુધી ગણવામાં આવે છે. પણ કેટલાક આધારો એવા છે કે છોકરો અગર છોકરીનું પંદરમું વર્ષ પુરૂ થાય ત્યાં સુધી ન્હાનીવય ગણવામાં આવે છે. ઇંગ્રેજી "લા" પ્રમાણે ૨૧ મે વર્ષે પાકી વય ગણાય છે.

ન્હાની વયની અંદર કરેલા કરાર રદ બાતલ છે. પરંતુ કોઈ ન્હાની વયનો એટાદી ભાગીદારીમાં ભાગીયો થાય તો તે બાબતમાં આ કાયદાની કલમ ૨૪૭ અને ૨૪૮ માં વિશેષ ઠરાવ કરવામાં આવ્યો છે. કલમ ૨૪૮ મી પ્રમાણે ન્હાનીવયમાં કોઇ સખસ ભાગીદાર થયો હોય, અને તે પાકીવયનો થયા પછી યોગ્ય મુદતમાં પોતે ભાગીયો નથી એવી નોટીસ આપે નહી તો, પછી તે ભાગીદાર તરીકે જવાબદાર છે. તેમજ મીલકત બીજાને આપવા સબંધી (ટ્રાન્સફર ઓફ પ્રોપરટી) આકટ છે તેની કલમ ૧૨૭ મીમાં એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે જેને મીલકત બક્ષીસ આપવામાં આવે તે કરાર કરવાને લાયક ના હોય, અને બક્ષીસ આપેલી મીલકત અમુક કરાર સાથેના બોજાની હોય, અને તેમ છતાં તે કબુલ કરે અને તે કરાર કરવાને લાયક થયા પછી તે બોજાની વાત જાણ્યા છતાં તે મીલકત રાખે તો, તે બોજો તેના ઉપર બંધનકારક છે. આ અપવાદો શિવાય ન્હાની વયમાં કરેલાં કૃત્યો મંજુર રાખવામાં આવે, તોપણ તે અમર નગરનાં છે. પણ જો આ આકટની કલમ ૭૦ મી લાગુ થાય તે પ્રમાણેની હકીકત હોય અને વચન આપવામાં આવે તો, તે વચન આ આકટની કલમ ૨૫ ની રકમ ૨ જી પ્રમાણે અવેજ વિના પણ બળવાન થાય છે. માટે આગળનું વચન મંજુર રાખવામાં આવે તો, તે નવા વચન તરીકે પુરાવ થતો નથી.

મુસલમાની શરેહ પ્રમાણે સુની જાતના મુસલમાનમાં લગ્નના કરાર સગીરે કરેલા તે બુલીગતનાં ચીન્હ પ્રગટ થયા પછી તુરત રદ કરાવવાની કોસીસ કરવામાં ના આવે તો, તે કાયમ રેહે છે, અને જો વિરૂદ્ધ શાબેત ન થાય તો ૯ વર્ષની છોકરી થઇ કે તેને તે ચીન્હ થયાં છે, એમ સમજવામાં આવે છે. ને શીઆ મુસલમાનોમાં એવો નિયમ છે કે મ્હોટી ઉમરના થઇ બચપણામાં થએલું લગ્ન કબુલ રાખે તોજ, એ લગ્નનો કરાર કાયમ ગણાય છે. કોઇ છોકરાઓનું લગ્ન તેની સગીર ઉમરમાં તેના માબાપ શિવાય બીજાએ કર્યું હશે તો, તે છોકરૂં લાયક ઊમરનું થયા પછી રદ કરાવી શકે છે, પણ મા બાપનું કરાવેલું હોય તો. તે રદ કરાવી શકતો નથી.

ઇંગ્રેજી કાયદા પ્રમાણે પરણેલી ઓરત કરાર કરવાને અયોગ્ય ગણાય છે, તોપણ તેના ધણીના એજંટ તરીકે કરાર કરવાને તેણીને સત્તા છે. ધણીની સમતી કે ગર્ભિત અખત્યાર વગર તેની ઓરતે કરેલા કરાર ધણીને બંધનકારક નથી. અખત્યાર બે રીતનો માન્ય થાય છે, (૧) તો તે ધણીના એકઠી રહેલી હોય ત્યારે ઘરનું કામકાજ ચલાવવાને સારૂ તેને સત્તા હોય છે, તેથી તેવા વખતે કરેલા કરાર અને (૨) ધણી તેણીનું અન્નવસ્ત્ર પુરૂ પાડતો ના હોય તેવી જરૂરને માટે કારાર કરવાની તેણીને સત્તા છે. પરણેલી ઓરતે ધણીના અખત્યાર ઉપરાંત કાંઇ કરાર કરયો હોય, ને તે પાછળથી ધણીએ મંજુર રાખ્યો હોય તો તેને સારૂ પણ ધણી જવાબદાર છે. કુંવારી ઓરતે પરણતા પેહેલાં કાંઇ કરાર કરયો હોય તેમાં તેના ધણીને સામેલ કરવો જોઇએ. (૧) પરણેલી ઓરતની મી-

લકત બાબત હિંદુસ્તાનનો ૧૮૭૪ નો ૩ જો આકટ છે તથા સન ૧૮૬૫ ની શાલનો ઇન્ડીઅન સકસેશન આકટ. તથા છેડા છુટકાને માટે સન ૧૮૬૪ નો ૪ થો આકટ છે. (૨) હિંદુશાસ્ત્ર પ્રમાણે પરણેલી ઓરતને પોતાની ખાસ મીલકત શિવાય બીજી બાબતમાં કરાર કરવાને અયોગ્ય ગણેલી છે, પણ જયારે તેની કમાઇ ઉપર ધણીના ગુજરાનનો આધાર હોય તેવી ઓરતોના કરેલા કરાર મંજુર ગણાય છે, તેમજ ધણી ગેરહાજર હોય અથવા શરીર કે મનની નબળાઇથી પોતાના કુટંબનું ગુજરાન ચલાવવા અશક્ય હોય, તે વખતમાં તેની ઓરતે કુટંબના પોષણ સારૂ કાંઈ કરાર કરયા હોય, તે મંજુર ગણાય છે.

આ દેશમાં યુરોપીયનોની બાબતોમાં આકટોમાં બે ઠરાવો છે. હિંદુસ્થાનના વારસાના આકટની કલમ ૪ માં ઠરાવવામાં આવ્યું છે કે જે પુરૂષ અગર સ્ત્રી પરણેલાં હોય નહી અને જે કરી શકે તે પુરૂષ અગર સ્ત્રી પરણવાથી તે કરવાને ના લાયક થતાં નથી. પરંતુ આ ઠરાવના અમલની બાબતમાં જે સખસો પરણેલા હોય તેમાંનું એકાદ હિંદુસ્થાનમાં ઇંગ્રેજી રાજ્યની અંદર રેહેવાશી થએલું હોય, તેમની બાબતમાં મર્યાદા રાખવામાં આવી છે. માટે જે સખસો હિંદુસ્થાનના રેહેવાશી હોય પણ કોઈ બીજી જગોએ જઇ રહ્યા હોય તેમના લગ્નોને કાંઇ હરકત થતી નથી. સન ૧૮૭૪ નો ૩ જો (પરણેલી સ્ત્રીની મીલકત સંબંધીનો) આકટ છે તેમાં એવો ઠરાવ છે કે જે સ્ત્રી પરણેલી હોય તે સ્ત્રી અગર તેણીનો ધણી તેમના લગ્નની વખતે હિંદુ, મુસલમાની, બુધ, શીખ અગર જૈનધર્મને માનતા ના હોય, તેમનામાં તે પરણેલી સ્ત્રીનો મુસારો અગર આમદાની તેની જુદી મીલકત છે. માટે તે સંબંધી તે સ્ત્રી દાવો કરી શકે છે, એટલુંજ નહી પણ તે મીલકત વિષે અગર તેના આધારથી જે કરજ કાહાડવામાં આવેલું હોય તે, તે મીલકતમાંથી વસુલ થવું જોઇએ.

જે સખસ ન્હાની ઉમરનો, ભ્રમીસ્ટ મનનો નથી અથવા નીશાના કારણથી અથવા પરણેલી ઓરત અથવા રાજના દુશ્મન અથવા બારવટીઆ તરીકે નલાયક થએલો ન હોય, એવા માણસો કરાર કરવા લાયક છે. હિંદુશાસ્ત્રમાં પણ દિવાનાપણું, સગીરતા, દગો, ભુલ, જુલમ વિગરે કારણો ઉપરથી કરારોને રદ બાતલ ગણેલા છે. કોલબ્રુક ડાયજેસ્ટ વા. ૨ પાનું ૧૦૩.

દિવાનાની બાબતમાં તેની સાથે કરેલા કરાર વિષે ઇંગ્રેજી લા પ્રમાણે કાંઈ સ્થીર નિયમ નથી, પણ ચીટી આન કંટ્રાકટ પાને. ૧૩૩ મે હાલના ફેંસલાને અનુસરીને લખ્યું છે કે બાળક અને દિવાનો આ બને એકસરખા ગણવા જોઈએ, અને જરૂરી બાબતમાં ફકત તેવો કરાર કરવાને શકતીવાન છે, પણ કોર્ટ આપ એકચેકરે ઠરાવ્યું છે કે દિવાનાની હાલત સામા પક્ષકારને ખબર ના હોય અને તેના દિવાનાપણાનો કાંઇ લાભ લીધો ના હોય અથવા દિવાનો થતો પેહેલાં ઠરાવ કરેલો હોય, અને તેનોજ માત્ર કરાર થાય તો, તે કરાર રદ બાતલ ગણાતો નથી.

કાયદા પ્રમાણે પુખ્ત નીશામાં આવેલો માણસ પોતે શું કામ કરે છે તે સમજી શકતો ના હોય, તેવા વખતમાં તેના છાટકાપણાનો લાભ લેઇ કાંઇ કરાર કરાવ્યો હોય તો, તેવા કરાર રદ ગણ્યા છે. પરંતુ નીશામાં કરેલા કરાર નીશો ઉતર્યા પછી તે માણસે કબુલ રાખ્યા હોય તો, તે કરાર નીશાના વખતમાં થએલો છે તેટલાજ કારણ ઉપરથી તે રદ ગણાશે નહી.

પશી વિરૂદ્ધ મહાદેવ પ્રસાદ, (ઇ. લા. રી. ૩ અ. પાનું. ૧૨૨) ના કેસમાં ઠરાવવામાં આવ્યું હતું કે, ધણીજ જરૂરની અને નહી ચાલે તેવી હકીકતો ન હોય તો, ધણીની મીલકત ઉપર સ્ત્રી પૈસા લેઇ શકે નહી.

વળી નથુભાઇ ભાઇલાલ વિરૂદ્ધ ઝવેર રાયજી, (ઇ. લા. રી. ૧ મું પાનુ. ૧૨૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે કોઈ હિંદુ સ્ત્રી એવી સ્થિતીમાં કરાર કરે કે જેથી કરીને તેનો ધણી જવાબદાર થઇ શકે નહી, પણ તેમાં તે પોતેજ જવાબદાર થાય, અને તે પણ તેની પાસે જેટલું સ્ત્રીધન હોય તેટલે દરજ્જે સુધી થાય.

બંધાઅલી વિ. બનપતસીંગ, (ઇ. લા. રી. ૪ અ. પાનું. ૩૫૨) ના કેસમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે જે કોર્ટને હકુમત નથી, તેવી કોર્ટના હુકમનામાની રૂઇએ સ્ત્રીને કેદ કરી હોય તો, તે ધણી સખતાઇ કેહેવાય.

પાકાવય બાબતનો (સન ૧૮૭૫નો ૯ મો) આકટ છે, અને તેની કલમ ૨ ફકત કરાર કરવાને લાયકાઇ સંબંધી છે, અને તેની મર્યાદા કરાર આકટની કલમ ૧૧ મીથી રાખવામાં આવી છે, અને તે દાવો કરવાની લાયકાઇ સંબંધી નથી. દાવો કરવાની લાયકાઇ બાબતનો સવાલ તો ફકત કામ ચલાવવાની રીતી બાબતનો છે, માટે તે વિષે તો દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાના બાબ ૩૧ મા પ્રમાણે ચાલવાનું છે. પી. ઉથાઈ ઉમા વિ. કેરથીરા પોકીલ મમદ (ઈ. લા. રી. મ. વા. ૩ પાનું. ૨૪૮)

## કલમ ૧૨ મી.

કરાર કરવાને સાવધ બુદ્ધિનો કોને સમજવો.

**જે સખસ કરાર કરતી વખત તે કરાર સમજવાને, તથા પોતાના નફા નુકશાન ઉપર તે કરારથી શું પરિણામ થશે એ વિશે કોઈ સમજદાર માણસ માફક નીર્ણય કરવાને શકત છે તે સખસ કરાર કરવાના કારણસર સાવધ બુદ્ધિનો છે એમ સમજવું.**

**જે સખસ ઘણુંકરીને હમેશાં દિવાનો રહેતો હોય પણ કોઇ કોઈ સમયે સાવધ બુદ્ધિનો થતો હોય, તે સખસ સાવધ બુદ્ધિમાં હોય તે વખતે કરાર કરી શકે છે.**

**જે સખસ ઘણુંકરીને હમેશા સાવધ બુદ્ધિમાં હોય, પણ કોઈ કોઈ સમયે દિવાનો થતો હોય, તે સખસ દિવાનો હોય તે વખતે કરાર કરી શકતો નથી.**

### દ્રષ્ટાંતો.

**(अ). દિવાનાના દવાખાનામાં રાખેલો એક દિવાનો આંતરે આંતરે સાવધ બુદ્ધિનો હોય છે. એ દિવાનો સાવધ બુદ્ધિમાં હોય તે વખતે કરાર કરી શકે છે.**

**(ब). એક સાવધ બુદ્ધિનો માણસ તાવ આવ્યાને લીધે બેભાન થયો છે અથવા દારૂ પીઇને એટલો છાકટો થયો છે કે તે કરારની શરતો સમજી સકતો નથી, કિંવા તે કરારથી પોતાના નફા નુકશાન ઉપર શું પરિણામ**

**થશે એ બાબત સમજદાર માણસ માફક તે નિર્ણય કરી શકતો નથી; એ માણસ સદરહુ બેભાની અથવા કેફ રેહે ત્યાં સુધી કોઈ કરાર કરી શકતો નથી.**

## ટીકા.

આ કલમમાં એવા શબ્દો છે કે "પોતાના નફા નુકશાન ઉપર તે કરારથી શું પરિણામ થશે એ વિષે કોઈ સમજદાર માણસ માફક નિર્ણય કરવો", તેથી એમ નીકળે છે કે તે સાવધ બુદ્ધિનો થવાને કરારના ફક્ત ઠરાવો સમજે તેના કરતાં કાંઇક વધારે સમજનો હોવો જોઇએ. કરાર કરનાર પક્ષકારને તે કરારથી શો નફો નુકશાન થવાનું તે સમજ્યાની અને તેનો નિર્ણય કરવાની તેનામાં લાયકાઇ હોવી જોઈએ.

ઇંગ્રેજી" લા" પ્રમાણે કોઈ સખસે એકાદા ગાંડા માણસની સાથે તેને ડાહ્યો સમજી મીલકત વેચાણ આપવા અગર લેવાનો કરાર કરયો હોય તો, જેઓ તેને સાવધ બુદ્ધિનો છે, એમ સમજી તેની સાથે વ્યવહાર કરે, તેમની વિરૂદ્ધ તે કરાર રદ થતો નથી. જો પણ તેવો કરાર થએલો તે ઈકવીટીકોર્ટ બીજા પક્ષકારને તેના ગાંડાપણાની ખબર ના હોવાથી ગાંડા માણસ સાથે રદ કરતા નથી, તોપણ તે કરારનો વિશેશ રીતે અમલ કરવાને પણ ઠરાવ કરતા નથી. આ આકટ પ્રમાણે આ ભેદ, ઉપર લક્ષમાં રાખવામાં આવ્યો નથી, માટે જ્યારે કરાર કરવામાં આવે ત્યારે કરાર કરનાર સખસના મનની સ્થીતી જોવાની છે. માટે જો કરાર કરનાર સખસની નાલાયકાઇ માલુમ પડે તો, તે કરાર રદ થાય છે. સબબ જેને તે કરાના આધારથી નાણું અગર અવેજ મળેલો હોય તે આ આકટની કલમ ૬૫ મી પ્રમાણે તે નાણાં અગર અવેજ અગર તેનો બદલો પાછો આપવાને બંધાએલો છે.

હાલ વિ. વારનના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે પ્રથમ તો દરેક સખસના મનની સ્થીતી ચોકસ છે, એવું અનુમાન થાય છે, પણ સામાન્ય રીતે દિવાનાપણું શાબેત થાય તો, વખતે વખતે તે દિવાનો સાવધ બુદ્ધિમાં આવે છે, તે શાબેત કરવાનો બોજો તેવું કેહેનાર પક્ષકારના ઉપર છે. માટે તેવું કેહેનાર પક્ષકારે તે દીવાનો જે તોફાની ચીન્હો કરતો, તે કરતો બંધ થયો છે એટલુંજ નહી, પણ તેના મનની સ્થીતી પાછી એવી ચોકસ થએલી છે કે તે જે કરતો તે પૂર્ણ રીતે સમજવાને લાયક હતો, એવું શાબેત કરવું જોઈએ. આ કલમ એવી રીતે ઘડવામાં આવી છે કે જેથી કરાર કરનાર પક્ષકાર તે કરતી વખતે નીશામાં હોય તો, તેનો પણ તેમાં સમાસ થાય છે, એમ આ કલમ નીચેના બ દ્રષ્ટાંતથી સ્પષ્ટ જણાઇ આવે છે. પરંતુ દિવાના અગર નીશાખોર માણસને અગર જે તેને તેની જરૂરીયાત વસ્તુઓ પુરી પાડવાને બંધાએલો હોય તેને તે આપવામાં આવી હોય તો, તે વિશેનો કરાર બળવાન છે, એમ આ આકટની કલમ ૬૮ મીમાં સાફ ઠરાવેલું છે.

## કલમ ૧૩ મી.

"સમતિ એટલે શું.

**બે કિંવા વધારે સખસો કાંઇ એકજ વાતનો એક સરખો અર્થ સમજીને તેમ કબુલ હોય તો, તે વાતમાં તેઓની સંમતિ છે એમ સમજવું.**

## ટીકા.

કોલબ્રુકસાહેબે પોતાની કરાર ઉપરની ટીકામાં કહેલું છે કે "જે કરાર અગર શરતથી પક્ષકારો બંધાવવાના હોય, તે પક્ષકારોની બાબતમાં જે ઠરાવવામાં અને વચન આપવામાં આવ્યાં હોય, તે સબંધી અવશ્યે કરીને તે કરારમાં કબુલત હોવી જોઇએ, કારણ બેઉ પક્ષકારની તેની કબુલત ના હોય તો તેના બંધનપણા બાબત કાંઇ પણ કરાર થઈ શકતો નથી, તેમ અરસપરસ અનુસરતા હકો ઊત્પન્ન થતા નથી. કબુલત સ્પષ્ટ અગર ગર્ભિત એવી બે પ્રકારની થાય છે, અગર ફકત અનુમાનીક અથવા ગર્ભિત થાય છે. ચીન્હ ઉપરથી સ્પષ્ટ ખુલી કબુલત થાય છે, જેમકે ચાળા, બોલવું અગર લખવું. ગમે તે ભાષામાં બોલેલા અગર લખેલા કરારના શબ્દો હોય તેની ચીંતા નહી, પણ તે ભાષા કરાર કરનાર પક્ષકારોએ સમજવી જોઇએ. ચાળા કરી કબુલત આપવી તે વધારે અપુર્ણું છે, અને તેવી કબુલત હમેશાંની નથી હતી, તોપણ ચાળાના ચીન્હની કબુલત પુખ્ત રીતની પણ થઇ શકે છે. જેમકે કબુલત કરવાને ડોકું હલાવવું. સ્પષ્ટ કબુલત પ્રથમ કરેલી હોય, અગર અરસ્પરસ કરવામાં આવી હોય અગર પાછળથી કરવામાં આવી હોય તેને કેહે છે.

કાંઇ કામ કરવામાં ના આવે અને જે સખસ કબુલત આપતો ના હોય, તે કામ કરવામાં આવે નહી, તોપણ તે સહન કરે તેવું હોય તો, તે ગામન કબુલત છે. માટે તેવી હકીકતમાં તે ચુપ રેહે તો, તે માણસે પૂક્ત રીતની કબુલત કરી એવું તેનું ચીન્હ થાય છે. કારણ જો કે, તે કબુલ કરતો નથી તેમ તે ઈનકાર પણ કરતો નથી; પરંતુ તેવી વખતે એવી હકીકત હોવી જોઇએ કે દરેક બાબત મજબુત રીતનું અનુમાન થાય તેવી રીતની મળતી હકીકત આવવી જોઇએ, અને વિરૂદ્ધ અનુમાન થાય તેવી કાંઇ પણ કલ્પનાનું સંભવિતપણું હોવું નહી જોઇએ.

જે કૃત્ય ખુશીથી કરવામાં આવ્યું હોય અગર કરવું છોડી દીધું હોય, તોપણ તેથી કબુલત માલુમ પડે અને નક્કી મંજુરી આપી જણાય એમ પ્રતક્ષ રીતે જણાતું ના હોય, પણ આડી રીતે તેમ કરયું થતું હોય તો, જે સખસ તે ઊપરથી નક્કી શું સમજવું તે જાણતો હોય તેની કબુલતનું અનુમાન કરવાને કારણ બને છે. એકાદો સખસ અમુક કામ થાય તે વખત હાજર હોય, અને તે શું થાય છે તેથી જાણીતો હોય, અને તેમાં તેના પોતાના હક્કથી તે થતું હોય તો, જે તે કરવામાં આવેલું હોય તેમાં તે સખસની કબુલત છે એમ અનુમાન થાય છે. પરંતુ તે વખતે તેને બોલવાને કાંઇ પણ હરકત કરવામાં આવી હોય તો, તેવું અનુમાન થતું નથી, તેને પોતાના હક્કની માહેતી હોવી જોઇએ, પણ એકાદો માણસ અમુક કામ પોતાની અજ્ઞાનતાથી કરવા દે તો, તેનેઃ કાંઇ અસર થઈ શકતો નથી. તેનું ચુપ રેહેવું તેની ખુશીથી હોવું જોઇએ, કારણ કે જો કાંઈ ફરજ પાડવાથી તેને બોલવાને અગર કાંઇ કરવાને હરકત થએલી હોય તો, તેના ચુપ રેહેવાથી અને કાંઇ નહી કરવાથી તેની કબુલતની કલ્પના કરવાને કાંઈ કારણ નથી.

સ્પષ્ટ કબુલતના આધારથી થએલા કરારમાં અનુમત છે, એવું અનુમાન થાય છે. પરંતુ કાંઇક શરત જે બતાવવામાં આવી ના હોય, પરંતુ હકીકત પ્રમાણે સ્વભાવિક રીતે અવશ્ય કરીને તેનો સમાસ થતો હોય તો, તેનો તેવો અસર થાય છે. જેમકે એકાદા સખસને મેડા

ઉપરનો ઓરડો ભાડે આપવામાં આવ્યો હોય તો તે સખસનો દાદરેથી જે રસ્તે થઈ તે ઓરડામાં જવાતું હોય તે રસ્તે થઈ જવા આવવાનો હક્ક તેને ભાડે આપ્યો થાય છે. દરેક કરારમાં વળી ગર્ભિત કબુલત હોય છે, માટે એકાદો સખસ પોતાની તરફનો કરાર પુરો કરવાને કસુર કરે અગર ના પાડે તો, તેથી જે નુકશાન થાય તે તેને સોસવું પડે છે. (ફ્રોલ બ્રુકસ ટ્રીટિ આન કંટ્રાક્ટ પાનું ૪૩ થી. ૪૫.)

જેમકે શુદ્ધ વેપારને લાયક શણના વેચાણ બાબત વેચનાર સેંટપીટર્સબર્ગનું શણ વેચવાનું સમજ્યો હતો, અને ખરીદદાર રાઈગાનું શણ જે ઊંચી જાતનું કેહેવાય છે તે લેવાનું સમજયો હતો. ખરીદદારને શણની હકીકત કેહેવામાં દલાલે ચુક કરી. તે કામમાં ઠરાવવામાં આવ્યું કે કરાર થયો ન્હોતો, કેમકે પક્ષકારોની સમતી ખરેખર એકજ જાતના વેચાણની ચીજ વિશે થઇ ન્હોતી. (થારનટન વિ. કમ્પરસ્ટોર ટાન્ટન વા. ૫. પાનું ૭૮૬)

એક દલાલની મારફતે વહાંણ ભાડે રાખ્યા બાબતનો દરેક પક્ષકારની સાથે જુદો જુદો કરાર કરયો હતો, તેનું ભરતીયું દરેક કરારને સરખી રીતે લાગુ થતું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એકજ અર્થ સમજીને કરાર થયો નથી, એટલા માટે ભરતીયા ઉપરથી દાવો થઇ શકતો નથી. (સ્મીડ વિ. ટાઇડન લા. રી. કવીન્સ બેંચ વા. ૯ પાનું.૫૪૬)

વીમાખતમાં જે વહાંણમાં માલ મોકલવામાં આવ્યો હતો તે વહાણનું નામ ખોટું લખેલું હતું. તેમાં ઠરાવ્યું કે વહાણનું નામ ગમે તે હોય તે બાબત એકકે પક્ષકારને દરકાર ન્હોતી, કારણ કે જે વહાણમાં તે માલ ખરેખર ચઢાવેલો તે વહાણમાંના માલનો વીમો ઉતરાવવાનો તેમનો ઇરાદો હતો તો, નામની ચુક કાંઈ અગત્યની નથી, અને એટલા માટે ભુલ છતાં પણ એ કરાર વ્યવહાર ઉપયોગી ઠરાવવામાં આવ્યો. (આઇતાઇડસ વિ. પાસીફીક ઇન્સુરન્સ કંપની, લા. રી. કવીન્સ બેંચ. વા. ૪ પાનું ૬૭૪).

કોઇ માણસ એક ચીજ ખરીદ કરે, ને જે ચીજ તેને ખરીદ કરવાનો વિચાર હોય તે તેને મળે તો, જે કામમાં તે આવશે એમ ધારીને તે ચીજ તેણે લીધી હોય તે કામને માટે સદરહુ ખરીદ કરેલી ચીજ નકામી માલમ પડે, તેથી તે એમ તકરાર કરી શકતો નથી કે મેં એ ચીજ ખરીદ કરવાની સમતી આપી નથી. (ચાન્ટર વિ. હોપકીન્સ, માનસન એન્ડ વેલ્સબી વા. ૪ પાનું. ૩૯૯)

તા. ૩ માર્ચ સન ૧૮૮૧ ના રોજ **ન** એ કાનપુરમાં કલકત્તાની પેહેડી ઊપર ઇંગ્રેજીમાં એક બીલ **ફ**ના લાભનું લીધું, અને તે બીલ **ફ**ના એજંટને આપ્યું. પરંતુ તે એજંટ ઈંગ્રેજી સમજતો નહી હતો. **ફ**ના તે એજંટે તે બીલ કેવા પ્રકારનું છે તે નક્કી કરયા વિના તા. ૧૦ માર્ચ સન ૧૮૮૧ ના રોજ સુધી રાખી મુકયું. તે તારીખે કલકત્તાની જે પેહેડી ઊપર તે બીલ લીધેલું તે નાદાર થઇ. પછી **ફ** એ તે બીલ બાબત આપેલાં નાણાં લેવા **ન** ઉપર દાવો કરયો. એવા કારણથી કે તેના એજંટે પોતાના ઉપર બીલ લખાવી લેવાનું કહેલું, અને કલકત્તાની પેહેડી ઉપર લખાવવાને કહેલું નહી હતું. **ન** એ તે દાવાના જવાબમાં કહ્યું કે **ફ**ના એજંટે તેના પોતાના ઉપરનું બીલ લખાવી લેવાનું કહેલું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બીલની બાબતમાં બેઊ પક્ષકારોએ ભૂલ કરેલી છે, તેથી તે બીલનું વેચાણ રદ બાતલ છે, એમ ધારીએ તોપણ **ફ** તે બીલની રકમ **ન** પાસેથી

વસુલ કરી શકતો નથી, કારણ કે તેના એજંટે આટલી બધી વાર તે બીલ કેવા પ્રકારનું છે તે નક્કી કરવા વિના રાખી મુકયું અને દાદ મળવાને અરજ કરવાને કસૂર કરી તેનો તે તકસીરવાન થએલો છે. નાઈટીંગેલ વિ. ફીટઝુલા. (ઇ. લા. રી. ૪ એ. પાનું ૩૩૪)

## કલમ ૧૪ મી.

"રાજી ખુશીથી આપેલી સંમતિ" એટલે શું.

**નીચે લખેલી રીતે સંમતિ ઉત્પન્ન થઇ ન હોય, ત્યારે તે સંમતિ રાજી ખુશીથી આપી એમ સમજવું–એટલે,**

**(૧). પંદરમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબની સખતીથી, અથવા**

**[૨). સોળમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબના ગેરવ્યાજબી દાબથી, અથવા**

**(૩). સત્તરમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબના કપટથી, અથવા**

**(૪]. અઢારમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબની ગેરસમજુતી કર્યાથી, અથવા**

**(૫). ચુકથી, પરંતુ કલમ ૨૦ મી ૨૧ મી તથા ૨૨ મીમાંના ઠરાવ કાયમ સમજવા.**

**ઉપર લખેલી રીતે સંમતિ ઉત્પન્ન થઈ એમ કયારે સમજવું કે જ્યારે સદરહુ મુજબની સખતી કિંવા ગેરવ્યાજબી દાબ કિંવા કપટ કિંવા ગેરસમજુતી કિંવા ચુક ન હોત તો, સંમતિ આપવામાં આવત નહી એવું હોય ત્યારે.**

## ટીકા.

આ કલમમાં સખતાઇ અગર બીજી બાબતો બતાવી છે, તેમાંનું કાંઇ પણ હોય તો, તેથી કબુલ કરનારની મરજી તદન હતીજ નહી, એમ થતું નથી. તેવી રીતે થએલો વ્યવહાર જો કે દોષ રાખવા લાયક છે તોપણ તે અવશ્યે કરીને રદ બાતલ નથી. બીજી બાજુ તરફ બળાત્કાર અગર કપટ એવી રીતનું હોય છે કે જેથી મરજી હતી એવો વિચાર થાયજ નહી, અને તેથી વ્યવહાર રદ બાતલ થાય. જેમકે કોઈ સખસ ઉપર પ્રત્યક્ષ શરીરના બળથી એક દસ્તાવેજ લખી આપવાની ફરજ પાડવામાં આવી હોય, અગર જો તેનું નામ ખોટું બનાવટથી લખેલું હોય તો, તે કરવામાં તેણે કાંઇ ખુશી વાપરી છે એમ થતું નથી, માટે તેથી કાંઈ પણ કાયદેસર વ્યવહાર થયો થતો નથી. જે વ્યવહાર તદન રદ બાતલ છે અને જે રદ કરવા લાયક છે તેની વચ્ચમાં જે ભેદ છે, તે એ છે કે પેહેલા પ્રકારનો વ્યવહાર બાહાલ અગર મંજુર રાખી શકાતો નથી, પણ બીજા પ્રકારનો વ્યવહાર બહાલ કિંવા મંજુર રાખી શકાય છે (ફોસ્ટર વી. માકીનન. લા. રી. ૪ કામન પ્લીઝ, ૭૦૪).

ફકત ગમે તેવી રીતની મજબુત અંદેશા ભરેલી હકીકતથીજ વ્યવહાર રદ કરવા લાયક હોય, તોપણ પક્ષકાર વિચાર કરીને પાછળથી જે કૃત્ય કરે તેથી તે મંજુર રાખવામાં આવ્યું થાય છે. પછી અસલ ધાર્યું કરીને તે રદ કરાવી શકે તેવું હોય તેની ચીંતા

નહીં' કાયદા વિરૂદ્ધનો કરાર રદ બાતલ છે. કપટથી કરાવેલો કરાર રદ કરવા લાયક છે. પેહેલા પ્રકારનો કરાર કોઇ રીતે બળવાન થતો નથી. પરંતુ બીજા પ્રકારનું બળવાન પણું થઇ શકે છે, તેનો આધાર એ કરારથી જે સખસ ઠગાએલો હોય તેની મરજી ઉપર છે. તે જો મંજુર રાખે તો બળવાન ગણાય. (ડી મોન્ટમોરન્સી વિ. ડેવેરોક્સ,, કલાર્ક, એન્ડ ફીનલી. પાનું. ૧૮૮)

એક લખેલો દસ્તાવેજ રજીસ્ટર થએલો હતો, તેમાં અવિભક્ત કુટંબના પોતાના બે ભાઇઓનો હક્ક પણ કબુલ કરેલો, તેના બદલામાં એક જણે કબુલ કરેલું કે મારો પોતાનો હિસ્સો તમારા શિવાય બીજા કોઇને વેચવો નહી, અગર ગીરો આપવો નહીં, અને જો તેની વ્યવસ્થા કરવાની મારી મરજી હોય તો, તમારી પાસેથી અમુક રકમ લેઇ તેની વ્યવસ્થા કરૂં. આવો કરાર છતાં તે સખસે પોતાનો હિસ્સો બીજા સખસને ગીરો આપ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજા સખસે તે ગીરો અમલમાં લાવવાને દાવો કરેલો, તેમાં સદરહુ કરાર બળવાન છે, અને તે ગીરોઆપનારના ભાઈઓ વિરૂદ્ધ આપેલું ગીરો બરાબર નથી. લખમીચંદ વિ. તોરીલાલ. (ઈં. લા. રી. ૧ અ. પાનું. ૬૧૮)

## કલમ ૧૫ મી.

"સખતી" નાં લક્ષણો.

એકાદા માણસને કાંઈ કબુલાયત કરવાની જરૂર પાડવાના ઇરાદાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં જે કૃત્ય કરવાની મનાઇ કરી છે, તેવું કોઇ પણ કૃત્ય કરવું કિંવા કરવાની ધાસ્તી આપવી અથવા ગમે તે કોઇ માણસની હાની થાય એવી રીતે કોઇ પણ મિલકત કાયદા વિરૂદ્ધ અટકાવીને રાખવી કિંવા અટકાવીને રાખવાની ધાસ્તી આપવી, એને સખતી કેહેવી.

ખુલાસો.—જે ઠેકાણે સખતી કરવામાં આવે તે ઠેકાણે હિંદુસ્થાનનો ફોજદારી કાયદો અમલમાં છે કિંવા નહી, એ વાત જરૂરની નથી.

### દ્રષ્ટાંત.

**અ.** મોટા સમુદ્રમાં એક અંગ્રેજી વાંહાણ ઉપર **બ** પાસેથી એવું કૃત્ય કરીને એક કબુલાયત કરાવે છે કે, તે કૃત્ય હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે સાપ્રાધ ધમકી થાય.

પછી કરાર તોડયા બાબતનો દાવો **અ** કલકત્તામાં **બ** ઉપર માંડે છે.

**અ** એ કરેલું કૃત્ય ઈંગ્લંડના કાયદા પ્રમાણે ગુન્હો થતો નથી, અને તે કૃત્ય કરયું તે વખતે તથા તે ઠેકાણે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૫૦૬ અમલમાં ન્હોતી, તોપણ **અ** એ સખતી કરી એમ સમજવું.

## ટીકા.

માલ ચોરાઇ જશે અથવા તેને નુકશાન થશે એવી ધાસ્તીથી કાયદા પ્રમાણે જેટલી હીમત વાપરવી જરૂરની છે, તેટલા દરજ્જાની સાધારણ હીમત જેનામાં હોય છે, તેવા કોઇ પણ સખસનું સ્વઅખત્યારપણું જતું નથી. (સ્કોટ વિ. બીલ. આડોલફ્સ એન્ડ

એલીસ રીપોર્ટ. વા. ૧૧ પાનું. ૯૮૩) જે કૃતને સકતાઇ કેહેવામાં આવી હોય તે કાયદા વિરૂદ્ધ હોવી જોઇએ. કોઇ સખસને કાયદામાં ફરમાવ્યા મુજબ કેદમાં રાખવામાં આવ્યો હોય તે માણુસ પાસેથી વાદી તેની સ્થાવર મીલકતનો દસ્તાવેજ અથવા પોતાનું લેહેણું પતાવવાને સારૂ તથા પ્રતીવાદીના છુટકારાને સારૂ ખત કરાવી લેઇ શકે છે. (જુસ્ટીનીયન્સ ઇન્સ્ટીટયુડ. વા. ૨ પાનું. ૪૮૨)

આ કલમ પ્રમાણે જે કૃત્ય અગર ધાસ્તી કરવાની પીનલકોડમાં મનાઇ કરવામાં આવી હોય, પછી તે કાંઈ મીલકત સબંધી અગર કોઇની જાત સબંધી હોય તો, તે સખતાઇ છે, અને કાંઇ મીલકત ખોટી રીતે અટકાવવી તે કાયદા પ્રમાણે ઘણુંકરીને ગુન્હો નથી, પણ દિવાની રાહાનું અપકૃત્ય છે, તે પણ એક રીતની સખતાઇ છે, એમ ખુલ્લુ બતાવવામાં આવ્યું છે. રોમન અને ઇંગ્રેજી "લા"માં સાધારણ રીતની દ્રઢતાવાળા માણુસને સારા આધારવાળી ધાસ્તી આપવામાં આવેલી ના હોય તો, તેથી કરાર રદ ગણવાને કાંઇ કારણ થતું નથી. પરંતુ આ કલમમાં સખતાઇની વાખ્યા ઓહોળી કરવામાં આવી છે. આ કલમ પ્રમાણે જબરાઇ અગર ધાસ્તી હરકોઈ સખસની હોઇ શકે છે. પણ રોમન અને ઇંગ્રેજી "લા" પ્રમાણે જે સખસ કરાર સાથે સબંધ રાખતા ના હોય તેવાને જબરાઇ કરવામાં આવે અગર ધાસ્તી આપવામાં આવે તો, તે કરાર રદ કરવાને કાંઈ કારણ થતું નથી. સ્મીથ વી. મોંનટીથ (મીશન એન્ડ વેલ્સબી. રી. ૪૨૭). પણ એકાદા સખસના કુટંબને શાંતી અગર આબરૂ વિરૂદ્ધ ધાસ્તી આપવામાં આવે તો, તેવી ધાસ્તીનો ફકત અપવાદ છે. માટે વીલીયમ વિ. બેલી (લા. રી. ૧ હાઉસ અપ લાડસ. ૨૦૦) ના કામમાં જે ઠરાવ કરવામાં આવ્યો છે, તે એવા કારણુથી કે બાપની કબુલત તેના દીકરા ઊપર જુઠો દસ્તાવેજ કરયા બાબત ફરીયાદ ચલાવવાની ધાસ્તી આપી કરાવવામાં આવી છે. વળી આ કલમ પ્રમાણે જબરાઇ અગર ધાસ્તી હરકોઇ સખસ કરે, તોપણ ચાલી શકે છે. પરંતુ ઈંગ્રેજી "લા"પ્રમાણે તો જે કરાર કરાવનાર પક્ષકાર હોય તેની અગર તેના એજંટની અગર તે પક્ષકારની કબુલત કિંવા માહેતી સાથે કોઇ સખસની કરેલી જબરાઇ અગર ધાસ્તી હોવી જોઇએ. આ બાબતમાં આ આકટમાં રોમન "લા"ના નિયમ પ્રમાણે ઠરાવ કરવામાં આવેલો છે, એટલે જબરાઇ અગર ધાસ્તી કોણે અને કોની સામે કરવામાં આવી તેનો દરકાર રાખવામાં આવ્યો નથી. તોપણ આ નિયમ ઉપરથી એક અપવાદ તો કબુલ કરવામાં આવ્યો જણાય છે. તે અપવાદવાળી હકીકત એવી છે કે એકાદો સખસ ચોરોના કબજામાં આવી પડે અને પછી તે પોતાના બચાવનો યત્ન કરવાને એક રસ્તે જનાર સખસને ઇનામ આપી લલચાવે, તે છે. માટે તેવી હકીકતના કારણુથી જો કે વચન જબરાઇ અગર ધાસ્તી વાપરવા ઊપરથી મેળવવામાં આવ્યું હોય, તોપણ તે બળવાન છે. કનીંગહામ સાહેબની ટીકાનું પાનું ૭૦ થી ૭૨.

એક સખસ ઊપર અમુક કોર્ટને હુકમનામું કરવાની હકુમત નહી હતી, તેમ છતાં તે સખસ ઉપર તે કોર્ટે હુકમનામું કરયું, તેની બજાવણીમાં તેને પકડવામાં આવ્યો, તે દરમિયાનમાં તે સખસે પોતાને છુટવાના કારણુસર તે હુકમનામાની રકમનું તથા ખતના સ્ટાંપની તથા તૈયાર કરામણી ખર્ચની મુજ રકમનું હુકમનામાવાળાને ખત લખી આપ્યું.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ખત અટકાવ થવાના કારણથી લખી આપવામાં આવ્યું છે, અને તે અવેજ વિના લખી આપવામાં આવ્યું છે, અને ખતના સ્ટાંપ તથા તે તૈયાર કરામણીનું જે જુજ ખર્ચ છે તે આ ખતનો યોગ્ય રીતે જે "અવેજ" શબ્દ કેહેવામાં આવે છે, તે અવેજ શબ્દ નથી, સબબ તે ખત રદ બાતલ છે. બંદાઅલી વિ. બાંસપટસીંગ (ઇ. લા. રી. અલ્હાબાદ વા. ૪ પાનું ૩૫૨)

## કલમ ૧૬ મી.

"ગેરવ્યાજબી દાબ"નાં લક્ષણો.

**નીચે લખેલે પ્રસંગે દાબ વાપરયો હોય, તેને ગેરવ્યાજબી દાબ સમજવો.**

**(૧). જે સખસ ઉપર બીજા કોઇ સખસે વિશ્વાસ રાખ્યો હોય, કિંવા જે સખસને બીજા કોઈ સખસ ઉપર કોઈ ખરેખરો કિંવા દેખાઈતો અધિકાર હોય, તે સખસ સદરહુ બીજા સખસ કરતાં પોતાની સ્થિતિ એવીતો વધારે ફાયદાવાળી કરવા સારૂ તે વિશ્વાસનો અથવા અધિકારનો ઉપયોગ કરે, કે વિશ્વાસ અગર અધિકાર મજકુર તેને ન હોત તો, સદરહુ સ્થિતિ તેને પ્રાપ્ત થાત નહી તો, તે પ્રસંગે.**

**[૨). ઘડપણ કિંવા મંદવાડ, કિંવા મનમાં કિંવા શરીરના દુઃખથી જે સખસનું મન અશક્ત થયું છે તેવા સખસ જોડે એવી કાંઇ વર્તણુંક ચલાવવામાં આવે કે, વર્તણુંક મજકુર થઇ ન હોત તો, જે વાતની સંમતિ પોતે ન બતાવત તે વાતની સંમતિ તે વર્તણુંક ઉપરથી સખસ મજકુર બતાવે તો તે પ્રસંગે; પછી તે વર્તણુક સખતી થતી ન હોય તો, ચિંતા નહીં.**

## ટીકા.

આ કલમમાં ગેરવ્યાજબી દાબ છે, તે નિતી સબંધીમાં છે. માટે કલમ ૧૫ મીમાં "સખતાઇ" શબ્દ શરીર સંબંધી છે, તેથી તે વિરૂદ્ધ છે.

ગેરવ્યાજબી દાબ, એવા છે કે જ્યાં પક્ષકારો વચેનો સંબંધ તેમાંના એકને માટે લાભ મળે એવી રીતે વાપરવામાં આવ્યો હોય, કે જે લાભ તે સંબંધ ન હોય તો મળત નહી. બીજા વર્ગના એટલે શરીર સંબંધીના દાબો એવા છે કે જ્યાં ઉપર મુજબનું કામ કરવાને એકાદ પક્ષકારની માનસીક અથવા શરીર સંબંધીની અશક્તાનો ઉપયોગ કરયો હોય. પેહેલા વર્ગના દાબોમાં આટર્નિ તથા અસીલ, ડાકટર તથા દરદી, વાલી તથા સગીરના ટ્રસ્ટીઓ તથા જેમની તરફના ટ્રસ્ટીઓ હોય તેમના ધર્મગુરૂઓ તથા તેમના ભક્તો વચેના કાર્યનો સમાસ થાય છે, એટલે ખરૂં જોતાં જ્યાં જ્યાં ખરેખરા અગર દેખીતા અખત્યારથી કાર્યના એક પક્ષકારને બીજા પક્ષકારની ખુશીની પૂર્ણ સ્વતંત્રતા છીનવી લેઇ તેને શરતો ફરમાવ્યાનું સાધન મળ્યાનું ગણવામાં આવે, તેવાં કાર્યોનો સમાસ થાય છે. આવા બધા કામોને પ્રસંગે કોઇ પણ કામમાં કાયદો કપટનું અનુમાન કરે છે, અને જે સખસ ઉપર વિશ્વાસ રાખવામાં આવ્યો હોય તે સખસ ઉપર પોતે શુદ્ધ બુદ્ધિથી ચાલ્યો છે, એવું શાબેત કરવાનો બોજો નાંખે છે. (હિંદુસ્તાનના પુરાવ આકટની કલમ ૧૧૧).

કોઇ "આટર્નિ" પોતાના અસીલ સાથે કજીયાવાળી બાબત સબંધી કરાર કરે, ત્યારે તેમાં ગેરવ્યાજબી દાબ વાપરવામાં આવ્યો છે, એવું અનુમાન કરવામાં આવે છે, માટે ખરીદદાર એમ બતાવવાને બંધાએલો છે કે અમુક કરારના તમામ ઠરાવો વ્યાજબી અને યોગ્ય છે. આર. એ. પુરાંગ વિ. મનીયા હલવાની (૧ બે. લા. રી. પાનું. ૯૫).

લાયન વિ. હોમ (લા. રી. ૬ ઈકવીટી. ૬૫૫)ના કામમાં વાદીયણ એક વધારે ઘરડી થએલી વિધવા અનિશ્ચીત પ્રકૃતીની હતી. ને પ્રતીવાદી એમ બતાવતો હતો કે હું હયાત મનુષ્ય અને મરણ પામેલાની વચમાં પરલોકના મધ્યસ્થ તરીકે છું. તે પ્રતીવાદીએ તે વાદીઅણને એવું માનવાને લલચાવી કે તેણીના મરનાર ધણીની મરજી મને પોતાના દત્તક દીકરા તરીકે ગણવાની હતી. આ પ્રમાણે તથા તેવીજ બીજી હકીકતો કહી પ્રતીવાદીએ વાદીઅણને પોતાને ભારે રકમ આપવાના દસ્તાવેજો લખી આપવાને લલચાવી. દાવો કરવાનો હેતુ આ દસ્તાવેજો રદ કરવાનો છે. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે વીચીત્ર બક્ષીસથી અગર તે શિવાય કાંઈ મધ્યસ્થપણાથી આવી રીતે મેળવેલી મીલકત રેહેવા દેવાની મનાઇ કરવાને અગર તે અટકાવવાને સ્પષ્ટ કાયદો અને ખુલ્લુ કારણ છે, એમાં કાંઇ શક નથી.

ગેરવ્યાજબી દાબ કરારના એકાદા પક્ષકારના મનને દુઃખ આપી કરવામાં આવે છે. તે વિશેનો સારો દાખલો વીલીયમ્સ વિ. બેલી (લા. રી. હાઉસ આફ લાર્ડસ. વા. ૧ પાનું. ૨૧૮) ના કામમાં બતાવેલો છે. તે કામમાં દીકરાએ પોતાના બાપના નામની જુઠી સહી બનાવેલી હતી, અને જુઠા બનાવેલા દસ્તાવેજો અમુક સરાફોને ત્યાંહાં અનામત મુકેલા હતા. તે જુઠા દસ્તાવેજ બનાવ્યાની તે સરાફોને ખબર પડવાથી બાપના ઊપર ફરીયાદ ચલાવવાની દેહેસત આપ્યા શિવાય દબાણ કરી તેના દીકરાના કરજના જામીન આપવાને લલચાવ્યા. હાઊસ ઓફ લાર્ડસમાં લાર્ડ વેસ્ટબરી સાહેબે કહ્યું છે કે દિવાની રીતની જવાબદારી બાપ પોતાને માથે ના રાખે તો, દીકરાના ઉપર ફોજદારી ફરીયાદ ચાલે, અને તેમાં તે નક્કી ગુન્હેગાર થશે, એવી માહેતીની સાથે બાપે તે દિવાનીરાહાની જવાબદારી પોતાને માથે રાખવાને તેને કેહેવામાં આવ્યું હોય તો, તે સ્વતંત્ર અને ખુશીથી થએલો એગ્રીમેન્ટ છે કિંવા નહી. આ એક સવાલ છે, તે વિશે તેઉ સાહેબે કહ્યું છે કે એકાદા અઘોર અપ્રાધીના બાપ પાસેથી આવી રીતે હકીકત છતાં તે અપ્રાધીના કરજના જામીન લેવામાં આવે તો, તે લેનાર નિર્ભય નથી, અને નિર્ભય થવો પણ નહી જોઇએ. બીજાના કરજના જામીન આપવાનો કરાર ગમે તેમ હોય, પણ તે અવેજ વિનાનો કરાર છે, માટે જે સખસ તે કરાર કરે તે સખસની સ્વતંત્ર અને ખુશી ભરેલી એજંસીના આધારથી તે કરાર થવો જોઇએ. પરંતુ એટલું ખુલ્લું છે કે તેણે તે પ્રમાણે કરવું જોઇએ, તે ડાહાપણ ભરેલું છે કિંવા નહી તે વિચારવાની શકતી જે બાપને પોતાના દીકરાને દુખદાયક સ્થીતીમાં રેહેવા દેઈ તે દિવાની રીતે પોતાને માથે જવાબદારી રાખવાની ના કેહે અગર તે જવાબદારી પોતાને માથે રાખે, તે બાપની પાસેથી બીલકુલ લેઈ લેવામાં આવે છે. માટે આવી રીતના વ્યવહારમાં જે સ્વતંત્રતા અને વિચાર કરવાની શકતી તે વ્યવહાર બળવાન થવાને જરૂર છે, તેવી સ્વતંત્રતા અને વિચાર કરવાની સાથે બાપે આવી હકીકત હોય અને દીકરાના કરજનીજામીની આપી છે, એવું થતું નથી, એમ આ કામનો વિચાર કરતાં અમારી નજરમાં આવેછે.

આ આકટ મંજુર કરવામાં આવ્યો તે વખતે કૌંશીલમાં તે બાબત ઘણો વાદવિવાદ ચલાવવામાં આવેલો હતો. તેમાં બંગાળાના લેફટેનન્ટ ગવરનરસાહેબના વિચારમાં આવેલું છે કે જે સખસો સંસારીક રીતે ઊતરતા હોય, અજ્ઞાન હોય અગર અનુભવ વિનાના હોય તેઓ જેની સાથે વ્યવહાર કરે તેઓ તેવા સખસનો ફાયદો લે તેવો સંભવ હોય તો, તેમની બાબતમાં આ ઠરાવ ઘણો બસ થતો નથી. તેથી તેઊ સાહેબે તે કલમમાં એક દ્રષ્ટાંત વધારવાનું કહ્યું તે એ કે, તવંગર અને અખત્યારવાળો જમીનદાર પોતાના ગરીબ અને અજ્ઞાન ખેડુતને એવી રીતે લલચાવે કે, જેથી જો તે સ્વતંત્ર ખેડુત હોય તો, અમુક વર્ષો સુધી અમુક નીપજ વાવે તેવી શરત ના કરે તેવી શરત તેના અજ્ઞાન અગર અનુભવ વિનાના ખેડુત કરે, બીજી બાજુ તરફથી એમ કેહેવામાં આવ્યું છે કે જે વ્યવહાર કોર્ટોના વિચારમાં જુલમી આવે તેવા જુલમી વ્યવહાર રદ કરવાને કોર્ટોને સોંપવું તે ભયંકર છે, અને આ કલમથી પુકત રીતનો ઠરાવ કરવામાં આવ્યો છે. પછી જે દ્રષ્ટાંત બાબત લેફટેનન્ટ ગવરનરસાહેબે દરખાસ્ત કરી હતી તે છેવટે છોડી દેવામાં આવ્યું, અને આ કલમની સાથે જે બીજાં દ્રષ્ટાંતો જોડવામાં આવ્યાં હતાં તે પણ છોડી દેવાને તે વખતેજ કૌંસીલે ઠરાવ કર્યો. તોપણ જે દ્રષ્ટાંતો છે તે ઉપરથી કેવા પ્રકારના કામોમાં આ કલમ પ્રમાણે વ્યવસ્થા થઈ શકે તે માલુમ પડે છે. માટે આધાર સાથે નહી, તોપણ જે ગેરવ્યાજબી દાબથી કરાર રદ કરવા લાયક થાય છે, તે ગેરવ્યાજબી દાદના પ્રકારનો તે ઉપરથી ખુલાસો થાય છે.

## કલમ ૧૭ મી.

'કપટ'નાં લક્ષણો. કોઇ કરારના કોઇ પક્ષકારને કિંવા તેના મુખત્યારને ફરેબ દેવાના તથા કરાર મજકુર કરવાને લલચાવવાના ઇરાદાથી, સદરહુ કરારના બીજા પક્ષકારે કરેલાં, અથવા તેણે આંખ આડા કાન કરવાથી થયેલાં અથવા તેના મુખત્યારે કરેલાં, નીચે લખેલાં કૃત્યોને કપટ સમજવું, તથા કપટ એ શબ્દમાં સદરહુ નીચે લખેલાં કૃત્યોનો સમાવેસ થાય છે એમ જાણવું.

(૧.) એકાદી વાત ખરી નહીં છતાં તે ખરી છે એવું જે માનતો નથી, તે સખસ તે વાત ખરી છે એ મુજબ સુચવે, એ કૃત્ય.

(૨.) કંઈ એક વાત કોઇ સખસના જાણ્યામાં કિંવા માન્યામાં હોય, તે સખસ કાંઇ કૃત્ય કરીને તે વાત છુપાવે, એ કૃત્ય.

(૩.) વચન પુરૂં કરવાનો ઈરાદો બિલકુલ નહી છતાં વચન આપવું, એ કૃત્ય.

(૪.) ફરેબમાં નાંખે એવું બીજું કાંઇ પણ કૃત્ય.

(૫.) જે કૃત્ય કરવું કિંવા ન કરવું એ કપટ છે, એમ કાયદામાં વિશેષે કરીને ફરમાવ્યું હોય તે કૃત્ય કરવું કિંવા ન કરવું.

ખુલાસો—કોઈ સખસે કરાર કરવાની ઈચ્છા રાખવી કે ન રાખવી એનો જે વાત ઉપર આધાર હોવાનો સંભવ હોય, તેવી વાત વિશે માત્ર મુગા

બેશી રેહેવું એ કપટ થતું નથી; પણ જ્યારે તે કામની હકીકત એવી હોય કે તે ઉપર વિચાર રાખતાં મુંગું બેસનારે બોલવું જોઇએ એ તેનો ધર્મ છે, ત્યારે કિંવા કાંઈ ન બોલવું એજ બોલ્યા જેવું હોય, ત્યારે માત્ર મુંગુ બેસવું એ પણ કપટ છે, એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

(अ.) अ હરરાજીથી એક ઘોડો ब ને વેચે છે, અને તે ઘોડો એબવાળો છે એવું अ ને માલમ છે. ઘોડો એબવાળો હોવા વિશે अ, ब ને કાંઈ કેહેતો નથી. એમાં अ એ કપટ કરયું એમ થતું નથી.

(ब.) ब, अ ની છોકરી છે તે હમણાંજ લાયક ઉમરે પોહોંચી છે. હવે એ પક્ષકારોનો સબંધ એવો છે કે, ઘોડો એબવાળો હોય તો તે ब ને કેહેવું એ अ નું કામ છે.

(क.) ब, अ ને કેહે છે કે "આ ઘોડો એબ વિનાનો છે, એ વાતની તું ના નહી પાડે તો, તે એબ વિનાનો છે એમ હું સમજીશ;" अ કાંઈજ બોલતો નથી. अ કાંઇ બોલ્યો નહી એ વાત એ પ્રસંગે બોલ્યા બરાબર છે.

(ड.) अ અને ब વેહેપારી છે તેઓ એક કરાર કરે છે. ભાવ ફેરફાર થયા વિશેની ખાનગી ખબર अ ને મળી છે, અને તે એવી છે કે તે ઉપર કરાર કરવાનું કામ અગાડી ચલવાનું કે નહી એ બાબતની अ ની ઇચ્છાનો આધાર રહયો છે. ब ને તે ખબર अ ને કેહેવાની ફરજ નથી.

## ટીકા.

આ કલમ પ્રમાણે પ્રથમ એટલું વિચારવાનું છે કે, જે કૃત્યો તેમાં બતાવવામાં આવેલાં છે તેમાંનું કાંઇ પણ બીજાને ઠગવાના ઈરાદાથી. અગર કરાર કરવાને લલચાવવાના ઇરાદાથી કરવામાં આવ્યું છે કે નહી, ને જો આવ્યું હોય તો, તે કપટ છે. ઇગ્લંડમાં કાંઈ એવો જવાબ આપવામાં આવે કે ઉપરના બે કૃત્યમાંથી એક કૃત થએલું છે, અગર ઈકવીટી કોર્ટમાં, તે કરાર રદ કરવાનું એક કારણ છે તો, પછી તે બેઉ શરતો ત્યાં ફકત નામની જોઇએ છીએ. જે કામમાં વિશેષ રીતે અમલ કરવાના કરારનો દાવો વિશેષ જવાબ તરીકે હોય અગર છેવટની કલમમાં બતાવ્યા પ્રમાણે પક્ષકારો વચ્ચે સંબંધ હોય, તે શિવાય કોઈ કામમાં ઠગવાનો ઇરાદો છોડી દેઈ શકાતો નથી, એમ જણાય છે. પરતુ જે કામમાં તેવો ઈરાદો શાબેત થઈ શકતો નથી અને તે નથી એમ પણ કેહેવામાં આવ્યું હોય, તોપણ વારંવાર ઠગવાનો ઇરાદો છે, એમ ગર્ભીત રીતે "કામન લા" પ્રમાણે થાય છે. માટે એકાદો સખસ જાણતો હોય કે અમુક વચન જે હું આપું છું તે ખોટું છે, તેમ છતાં કાંઈ પણ કપટ ભરેલા હેતુ વિના તેવું વચન આપે તો, કાયદા પ્રમાણે તેનો તેવો ગર્ભિત ઇરાદો છે, એમ થાય છે.

જે સખસ ફરીયાદ કરતો હોય, તેની સાથે સબંધ રાખનાર જેસખસે અમુક બાબત બતાવી અગર કહી છે તે, તે છે, એવું બતાવવાને કાંઇ પણ હોવું જોઇએ. માટે એક "પ્રાસપેકટસ" લોકોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલું હોય, અને તેમાં લોકોને કહેલું હોય કે

તેઓએ "શેર" લેવા અને તે ઉપર ભરૂસો રાખી જેઓ શેર મળવાને અરજ કરી શેર લે, તે સદરહુ "પ્રાસપેકટસ" કાહાડનારને તે "પ્રાસપેકટસ"ના મજકુરથી જવાબદાર ઠરાવી શકે છે. પરંતુ જેઓને તે "પ્રાસપેકટસ" કાહાડનાર તરફથી તે શેર મળેલા ના હોય તેમ છતાં બજારમાંથી તે "પ્રાસપેકટસ" ઉપર ભરૂસો રાખી કાંઇ શેર ખરીદ કરે તો, તે "પ્રાસપેકટસ" ઉપર ભરૂસો રાખી તે ચાલ્યો તેથી તેની બાબતમાં જેઓ જવાબદાર હોય તેમને તે "પ્રાસપેકટસ" માં બતાવેલી બાબત ખોટી હોય તે વિશે જાણે તેમણે જાતે તે કરેલું હોય તે પ્રમાણે જવાબદાર ઠરાવવાને તેનો સબંધ થતો નથી. પીક વિ. ગર્ની. (લા. રી. ૬ હાઉસ આફ લાર્ડસ. પાનું ૩૯૦)

બીજું કે કરાર રદ થવા લાયક કરવાને કપટ ભરેલું કામ કરારના પક્ષકારે કરેલું હોવું જોઇએ, અગર તેણે આંખ આડા કાન રાખી કરવા દીધેલું અગર તેના એજંટનું કરેલું હોવું જોઇએ.—માટે જ્યારે બાપ દીકરાની વચમાં થએલી ગોઠવણમાં બાપે અને ત્રીજા સખસે તે વ્યવહારમાં કપટ કરેલું હતું અને તે ત્રીજો સખસ તે બાપને મદદ કરવામાં હતો. તેમાં એમ વિચારવામાં આવ્યું હતું કે એ કરાર એ વ્યવહારના એક ભાગને સારૂ તે સારો વ્યવહાર થાય, પછી તે બીજા ભાગમાં રદ કરવા લાયક હોય તેની ચીંતા નહી. એકાદો પક્ષકાર પોતાને ફાયદો થવાને કપટ ભરેલા ઇરાદાથી પક્ષકારોની વચે અમુક ગોઠવણ કરાવે તો, તેમાં કાંઇ હરકત થઇ શકે નહી. ધારો કે એકાદો માણસ પોતાને ફાયદો મેળવવાના ઇરાદાથી બાપ દીકરાની વચ્ચે અમુક ગોઠવણ કરાવે અને પછી દીકરાની સાથે તે વ્યવહાર અમુક રીતે કરે તેમાં તે માણસનો હેતુ જો કે ઘણોજ અયોગ્ય છે, તોપણ બાપ દીકરાની વચમાંની તે ગોઠવણનો ન્યાય તે ગોઠવણના ગુણદોષ ઉપરથી કરવાનો છે. એલામી વિ. સાબીન (ફીલીપ્સ. રી. પાનું ૪૩૮). ત્રાહીતે અમુક કરારમાં કપટ કર્યું હોય તો, તે અગત્યનું નથી. માટે કોઇ બીજાને કપટ ભરેલી હકીકત કેહેવાથી એકાદો સખસ એક કંપનીના શેર લે, પણ તે કપટ ભરેલી હકીકત કેહેનારે તે કંપની તરફથી તે કહેલું ના હોય તો, તે કપટના કારણથી તે શેર લેવાને લલચાએલો માણસ તે કરાર સદરહુ કપટના કારણથી રદ કરી શકતો નથી. (નીકલ્સ કેસીસ, લા. જરનલ. ચાન્સરી પાનું. ૨૫૭) તેમજ બીજી તરફ એક કંપનીનું કપટ ભરેલું કેહેવું હોય તેથી કોઈ સખસ કોઇ શેરહોલડર પાસેથી શેર ખરીદ કરે તો, તે કંપનીના કપટના કારણથી તે શેર ખરીદ કરવાના વ્યવહારમાંથી તે છુટો થઈ શકતો નથી. "ડયુરાન્ટી"નો મુકરદમો (લા. જરનલ. ન્સરી. વા. ૨૮ પાનું ૩૭) જુઓ.

એજંટના કરેલા કપટની બાબતમાં આ આકટની કલમ ૨૩૮ નીચે બતાવવામાં આવશે.

કપટ ભરેલી હકીકત થવાને જે હકીકત ખોટી હોય તે હકીકત કેહેનારના માનવામાં તે ખોટી હોવીજ જોઇએ. માટે જ્યારે તદન ભુલથીજ એકાદો સખસ બીજાને આડો દોરે તો, તે કાંઇ કપટ નથી. એકાદો સંદેસો મોકલવામાં તારની કંપનીએ ભૂલથી જવનો વધારે જથો જોઇતો નહી હતો છતાં વાદી પાસે વાંહાણ ઉપર ચડાવરાવ્યો, અને બજાર મંદુ પડવાથી તેને ભારે નુકશાન થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો તે કંપની ઉપર દાવો કરવાનો હક્ક નથી, કારણ કે તે કંપનીએ તે સંદેસો જુઠો છે, એમ જાણ્યા છતાં કાંઈ મોકલ્યો નથી. ડીકસન વિ. રયુટર્સ ટેલીગ્રાફ કંપની (૩ કામન પ્લીસ ડીવીઝન પાનું. ૧)

ઇરાદાની બાબતમાં ખોટું સમજાવવું તે કરાર રદ થાય તેવું કપટ નથી. તે પ્રમાણે એક કામમાં ઠરાવવામાં આવ્યું છે કે અમુક કારણ કેહેવામાં આવેલું હોય, તે કારણસર પ્રતીવાદીએ સમજાવ્યું હોય કે હું અમુક ઇમારત વાપરવાનો છું, અને તે ઉપરથી બાદીએ તે ઇમારતનો પટો આપ્યો, પણ પ્રતીવાદીએ તે વાપરવાને કોઈ દીવશ ઇરાદો રાખ્યો નથી, અને ખરી રીતે તે વાપરી નથી. ફ્રીટ વિ. હીલ. (૨૩ લા. જરનલ કામન પ્લીસ પા. ૧૮૫). જોપણ ત્રીજી અને ચોથી રકમ છે તે ઉપરથી ઇરાદાની સુચના સમજવાને બસ છે, તોપણ જે સખસે આવી સુચના કરી હોય તે પૂરી પાડવાને તે કસુર કરે તો, તેટલાજ કારણથી તેવી સુચનાને કપટ તરીકે ગણવી નહી જોઇએ. ખરી રીતે ઇરાદાની હકીકત છે તે જો કાંઇ પણ હોય તો, તે વચન છે, અને તે આધારથી તે ગણવી જોઇએ. એલડરસન વિ. માડિસન (એકસચેકર ડી. ૨૮૩). વળી કેટલીક હકીકતો જો કે જુઠી હોય છે, તોપણ તેના શબ્દે શબ્દનો અર્થ કરવાનો ઈરાદો હોતો નથી, અને તેવો અર્થ કરવામાં આવતો નથી, તેથી તેને લીધે કાંઇ ખોટો અસર થતો નથી, માટે એકાદા "પ્રોસપેકટસ" માં અતિસ્યોકતી કરી મ્હોટી મ્હોટી જાહેરખબરો કરવામાં આવી હોય, લીલામ કરનારાએ જે ચીજ વેચવાની હોય તેની ખુબીનાં વખાણ કરી મોટી ભાષા લખી હોય, તોપણ તેની ખુબ તેની જે લાયકાઈ હોવ છે તે પ્રમાણે થાય છે, માટે તેથી કોઈ ઠગાતું નથી. (જેનીંગ્સ વિ. બ્રાઊટન, ૨ બીવન્સ રીપોર્ટસ. ૩૯૫). પરંતુ જ્યારે અમુક હકીકતની ખાસ હકીકત કેહેવામાં આવી હોય, જેમકે અમુક જગાએ કાટનાં લાકડાં છે તે સરાસરી અમુક ઉંચાઇનાં છે, અને તે હકીકત જુઠી હોય અને તે જુઠી છે, એમ કોઇ સખસ જાણતો હોય, અગર તે વિશે કાંઇ પણ જાણતો ના હોય, તેમ છતાં તેણે તે કહી હોય તો, તેથી બેશક કપટ થાય છે. (બ્રુક વિ. રાઉથવેટ, હેર. રી. વા. ૫ પાનું. ૨૯૮). આ કલમના ઠરાવોમાં કાયદાની બાબતમાં જે ખોટું સમજાવવામાં આવ્યું હોય તેનો સમાસ સ્પષ્ટ રીતે થતો નથી. તોપણ ઇગ્લાંડમાં એવો મજબુત રીતે અભિપ્રાય બતાવવામાં આવ્યો છે કે એકાદા "ડીડ" ના અસર બાબત કપટ ભરેલી રીતે સમજાવવામાં આવ્યું હોય તો, તે "ડીડ"ની રૂઇએ કરેલા દાવામાં જવાબ તરીકે તે ઉપર આધાર રાખી શકાય છે.

ખરી રીતે અમુક બાબત છુપાવવામાંજ આવે તો, તે ઉપરથી હરકત કરવા લાયક ઠગાઇ થાય છે, એટલે તે થવાને ફકત બોલવામાં ના આવે તે વિરૂદ્ધ તે બાબત છુપાવવાના વિચારથી પક્ષકારે ખરી રીતે કાંઇ કરેલું હોય તે છે. એકાદા સખસની માહેતીમાં જેટલી અગત્યની હકીકતો હોય તેટલી તમામ ખુલ્લી પાડવાને તે બંધાએલો નથી. પરંતુ તેણે બીજા પક્ષકારથી છુપાવવાને કાંઇ યુક્તી વાપરવી નહી જોઇએ. માટે એક વાંહાણમાં જે ખામીયો હતી તે ખામીઓની સાથે તે વેચવામાં આવ્યું. પણ તે વેચાણ કરતાં અવલ જે રસ્તે તે વાંહાણ હતું તે રસ્તેથી તે વેચાણ લેનારે લીધું અને તેનું તળીયું તેના જાણવામાં હતું કે મજબુત નથી, તેમ છતાં તે તપાશી શકાય નહી તે પ્રમાણે તરતું રાખ્યું, અને પછી એવી જુઠી હકીકત કહી કે તે વાંહાણ ગોદીમાંથી કાહાડયું અને તેનું પેડું જેવું સારૂ હતું તેવુંજ તે સારૂ છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ એક કપટ છે.

તેમજ એક મહાગનીના લાકડામાં એક બાજુએ ખડબચડું હોય અને તે છુપાવવાને તે બાજુ ફેરવવામાં આવે તો, તે ખરી રીતે છુપાવ્યું થાય છે. તેમજ ઘોડાઓની ઉમર છુપાવવાને જુદી જુદી રીતની યુક્તીયો વાપરવામાં આવી હોય તો, તે ખરી રીતે છુપાવવામાં આવી થાય છે. અમુક મીલકત ખર્ચ જતાં દર વર્ષે નવસો રૂપીયાની આમદાનીની છે એમ બતાવવામાં આવે, અને તે કોલકરાર થતાની અંદર અમુક દીવાલ દુરસ્ત કરવાની જરૂર છે, એ વાત છુપાવવાનો ઉદ્યોગ ચલાવ્યો, તેથી ખરીદ કરનાર ઉપરનું બીલ હતું તે રદ કરવામાં આવ્યું. તેમજ એક મકાન વેચનાર તે મકાનની એક દીવાલ ખામી ભરેલી છે, એમ જાણતો હોય, તેમ છતાં તેના ઉપર કેગીલ કરાવી કાગળ ચોહોડે તો, તે વેચનારે તે બાબત ખરી રીતે છુપાવી થાય છે, માટે ખરીદદારે આપેલી કીમત તે પાછી લેઇ શકે છે. પીક વિ. ગર્ની (લા. રી. ૬ હાઉસ આફ લાર્ડસ પાનું ૩૯૦) ના કામમાં લાર્ડ ચેલમ્સ ફોર્ડના વિચારમાં આવ્યું કે, મારા જાણવામાં એકે કામ નથી કે જેમાં એકાદો સખસ અગત્યની હકીકત જાણતો હોય, તે કેહેવાને ફક્ત નિતિસર બંધાએલો હોય, પણ કાયદેસર બંધાએલો ના હોય, તેમ છતાં તેણે તે હકીકત છુપાવી તેટલાજ કારણથી કાયદા પ્રમાણે તેના ઉપર દાવો ચાલ્યો હોય. જ્યારે હકીકત એવી હોય કે વધારેમાં વધારે બને તેટલું ધ્યાન આપ્યા છતાં તે હકીકત માલુમ પડી શકે તેવું ના હોય તો, ફક્ત ચુપ રેહેવાના કારણથી તે કપટ ભરેલું છે, એમ ગણવું જોઇએ કિંવા નહી એ શક ભરેલું છે. આવા કામમાં યુક્તિનો કાંઇ પ્રસંગ નથી, અને એકાદો વેચનાર જો કે ખામીની બાબત જાણતો હોય તોપણ તે બાહાર પાડતો નથી, પછી તે એમ પણ જાણતો હોય કે તે ખરીદદારને માલુમ પડી શકે તેવું નથી તો, તે સખસ જેમ એકાદો સખસ તે ખામી માલુમ પડી શકે તેથી તે છુપાવવાને કાંઇક યુક્તી વાપરે તેના સરખો છે. લાર્ડ સેંટ લીયોનાર્ડસસાહેબે કહેલું છે તેમાં 'ભેદ' છે. જેમકે એકાદી મૂખ્ય દીવાલમાં ચીરો પડયો હોય તે ઉપર છોવરાવીને તે ખામીની સાથે વેચે, એમ જાણીને કે જે હું બતાવતો નથી તે નાશવંત છે, એમ ખરીદદારને માલુમ પડી શકે તેવું નથી, તેમાં અને જે માણસ એમ જાણતો હોય કે આ પ્રમાણે ખામી છુપાવવાથી તેની ખબર પડયા વિના તે તમામ ખામીયોની સાથે તે વેચે તો, જેટલો ભેદ છે તેટલો ભેદ છે. દરેક કામમાં ખરીદદાર ઠગાય છે.

ઇંગ્રેજી "લા" પ્રમાણે એકાદી જમીન વેચનારે તે ખરીદદારને તે જમીન ઉપરના તમામ અગત્યના હક્કોથી માહીત કરવો જોઇએ. માટે તેવી હકીકત જાણ્યા છતાં તે છુપાવે તો, પછી તે ખરીદદારનો બચાવ થાય છે. વેચનારની તરફથી ધ્યાન આડું જાય અગર અંદેશો દુર થાય તેવો કીંચીત યત્ન કરવામા આવે તો, નિરપ્રાધી રીતે જે ચુપ રેહેવામાં આવે છે તે પછી ખરી રીતે છુપાવ્યું થાય છે. પણ ખરીદદાર તે છુપાવવાને કસુર કરે તો, તે ખામી છુપાવવી તે અગત્યની નથી, કારણ કે તેથી કાંઇ કરાર કરવાને લલચાવવામાં આવ્યું, એમ થતું નથી. ખરીદદારને જે વસ્તુ ખરીદ કરવાની હોય તે તપાસવાને કસુર કરે તો, પછી તે વસ્તુમાં જે ખામી હોય તે છુપાવવાની બાબત અગત્યની નથી, કારણકે તેથી કરાર કરવાને લલચાવવામાં આવ્યું થતું નથી. હોર્સફાલ વિ. થોમ્સ (૩૧ લા. જરનલ એકચેકર. ૩૨૨) ના કામમાં વાદી પાસેથી પ્રતીવાદીએ એક બંધુક ખરીદ કરેલી તેથી તે

બદલ આપેલી હુંડી ઉપરથી દાવો કરવામાં આવેલો હતો, તેમાં પ્રતીવાદીએ તકરાર કરી કે વાદીએ મને છેતર્યો છે. તે બંધુક વાદીએ પ્રતીવાદીના હુકમથી કરેલી, અને પ્રતીવાદીએ તે તપાસ્યા વિના સ્વીકારી છે. પછી તે વાપરતાં ખામી માલુમ પડી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીની તકરાર ચાલી શકતી નથી, કારણ કે તે બંધુક લેવરાવવામાં વાદીએ પ્રતીવાદી ઉપર કાંઈ યુક્તી વાપરી નથી, તેમ જે વાત ખરી નથી એમ જે પક્ષકાર જાણતો હતો તે તેણે ખરી છે, એમ કાંઈ કહેલું નથી. તેમ ખરી વાત દબાવવામાં આવી નથી.

આ કલમની ૪થી રકમ જેમ તે કલમની બીજી રકમો ન્યૂયોર્ક સીવીલકોડ પાનું ૭૫૭ માંથી પસંદ કરવામાં આવી છે, તેમ તે પણ તેમાંથીજ પસંદ કરવામાં આવી છે. આ કલમની પાંચમી રકમ "ટવીન્સ"ના મુકરદમામાં લાર્ડ કોકસાહેબે જે નિયમ દાખલ કરેલો છે, તે નિયમના આધારથીજ કરવામાં આવી છે. ( ૨૦ કોક પાર્ટ. ૩ પાનું ૨૧૨). કેમકે કપટ અને ઠગાઇ આ વખતમાં આગળના વખત કરતાં વધારે થાય છે. માટે તે કામમાં તમામ કોર્ટે ઠરાવેલું છે કે કપટ વિરૂદ્ધના તમામ સ્ટાટ્યુટનો અર્થ કપટ બંધ થાય તેવા ફાયદા ભરેલી રીતે ઊદારતાથી કરવો જોઈએ.

એક પક્ષકાર ચુપ રેહે તેથી કરાર કરવાને બીજા પક્ષકારની ખુશીને અસર થતો હોય, તોપણ તે ચુપ રેહેવાથી કપટ થતું નથી. જેમ વેચાણમાં પક્ષકારોએ તપાસ કરી સાવધ રેહેવાનું છે તેમજ બીજા કરારોમાં પણ છે. માટે તેવી શરતથી જે પક્ષકારો કરાર કરવાને ચાહાતા ના હોય, તેમણે આ ઠરાવ કરી પોતાનો બચાવ કરવો જોઇએ. આ સામાન્ય નિયમના ખુલાસામાં બે અપવાદો ઠરાવવામાં આવ્યા છે. પહેલો અપવાદ એવો છે કે જે પક્ષકાર ચુપ રેહેતો હોય તેની બોલવાની ફરજ હોય, અને બીજો એ છે કે તેના ચુપ રહેવાથી તે બોલ્યા સરખું થતું હોય. પેહેલો અપવાદ ખુલાસામાં બોહોળી રીતે બતવવામાં આવ્યો છે, તેથી એમ જણાય છે કે કલમ ૧૯મીમાં જે વર્ગના કરારોનો સમાસ થાય છે, તેના કરતાં વધારે વર્ગના કરારોનો તેમાં સમાસ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. બોલવાની ફરજ અમુક વ્યવહારમાં જે રીવાજ હોય તેથી ઉત્પન્ન થઇ શકે છે. માટે અમુક માલ વેચવામાં જ્યારે એવું કેહેવાનો હમેશાં રીવાજ હોય કે તે માલને દરીયાથી નુકશાન થએલું છે, તેમ છતાં તે હકીકત દબાવી રાખવામાં આવે તો, તે કપટ ભરેલું છે. જોન્સ વિ. બ્યુઊડન. (૪ ટાન્ટસ. રી. પાનું ૮૪૭)

પણ જ્યારે હકીકત એવી હોય કે અમૂક બાબતની માહેતી એકજ પક્ષકારને હોય તો, તે બાબત બાહાર પાડવાને તે બંધાએલો છે, અને તે વખતે "કાવીએટ એમટોર" (ખરીદદારે સાવધ રેહેવું જોઇએ)નો નિયમ ઉપર બતાવેલો છે, તે લાગુ થતો નથી. માટે જ્યારે એકાદો દેણદાર પોતાના લેહેણદાર સાથે પોતાના દેવાનો તોડ જોડ કરે, અને તે દેણદારના જાણવામાં પોતાની મીલકતની કીમત બરોબર ના હોય, પણ તે સાચી રીતે કેહે નહી તો, તેવા કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે લેહેણદાર તે તોડજોડનો ઠરાવ રદ કરી પોતાનું તમામ લેહેણું વસુલ કરી શકે છે. વાઈન વીરૂદ્ધ મીચલ. (મુડી એન્ડ રોબીનસન્સ રી. ૩૩૭). દરીયાના વીમાના કરારો જેનો વીમો ઉતારવામાં આવતો હોય તેના કેહેવા ઉપરથીજ તદન થાય છે, માટે તે વીમાવાળા

માલને જોખમ થવાની જે લાગતી બાબતો હોય તે કેહેવાની તેની ફરજ છે. પણ જો તે બાબત નીરપ્રાધી રીતે કેહેવામાં આવી ના હોય તો "પોલીસી" રદ થવા લાયક થાય છે. કાર્ટર વિ. બોહમ. (સ્મીથ્સ લીડીંગ કેસીસ. પાનું ૫૫૫).

પરંતુ પક્ષકારોને કરાર બંધનકાર્ક થયા પછી જે હકીકત થાય અગર જાણવામાં આવે, તે જાણનાર સખસે કેહેવીજ જોઇએ, એવી તેની ફરજ નથી. તેથી એક વીમો ઉતરાવનારે પોલીસી ઉપર સહી કર્યા પછી, પણ તે લખી આપતા પેહેલાં જોખમને લાગતી બાબત જાણી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હકીકત કેહેવાને તે બંધાએલો નથી. કોરી વિ. પાટન (લા. રી. કવીન્સ બેંચ. પાનું. ૩૦૪).

કાંઇ વેહેવારની જવાબદારી લાગુ પડતા પેહેલાં. હકીકતો બદલાએલી છે, એમ કોઇ માણસ જાણતો હોય, એમ છતાં તે માણસ મુળ હકીકતો કહી બીજાને કરાર કરવાને લલચાવે તો, તે સામો માણસ એ બાબત જવાબદાર નથી, કેમકે પાછળથી બદલાએલી હકીકત જણાવવાની પેહેલા પુરૂપની ફરજ હતી. ટરેલ વિ. બેરીંગ (લા. જરનલ ચાન્સરી અપીલ્સ વા. ૩૩ પાનું ૫૨૧).

કાંઇ કૃત કરીને છુપાવી મુગા બેશી રેહેવું તે વિશે લાર્ડ માન્સફીલ્ડે ખુલ્લું બતાવેલું છે કે "જે વાત ખાનગી રીતે ગમે તે પક્ષકારના જાણવામાં હોય તે વાતથી સામા પક્ષકારને અજાણ્યો રાખી કરાર કરાવી લેઇ શકતો નથી. જે કારણો ઉપર બંને પક્ષકાર વિચાર કરી શકે તેવી રીતે તે કારણો ખુલાં હોય, ને પછી તે વિષે ગમે તે પક્ષકાર ચુપ બેશી રેહે તો, તેથી કપટ થતું નથી. કાર્ટર વિ. બોઅમ (૩ બરોજ. રી. પાનું. ૧૯૦૫)

જે બક્ષીસનામું કાયદેસર ઉદ્દચુરી છે તે જુદા પક્ષકારની વચેના બીજા દાવામાં લેહેણદાર વિરૂદ્ધ કપટ ભરેલું ઠરાવવામાં આવે, તેથી તે નીરર્થક થઈ શકતું નથી. તારીણી ચરણ બાનરજી વિ. મેટલાન્ડ (બંગાળ લા. રી. વા. ૧૨ પાનું ૪૩૩)

કોઇ માણસ પોતે કપટ કર્યુ છે એમ કહી પોતે કરી આપેલો દસ્તાવેજ નીરર્થક કરી શકતો નથી. ડોડ રાબર્ટસ વિ. રાબર્ટસ (બાર્નવેલ એન્ડ આડોલ્ફસ વા. ૨ પાનું ૩૬૭)

## કલમ ૧૮ મી.

"ગેરસમજુતી કરવી" એનાં લક્ષણો.

**ગેરસમજુતી કરવી એનો અર્થ નીચે મુજબ થાય છે, તથા તેમાં નીચે લખ્યા મુજબની વાતોનો સમાવેશ થાય છે—**

**(૧.) કંઇ વાત ખરી નહીં છતાં, તે ખરી છે એવું કોઈ સખસ માનતો હોય, તોપણ જે ખબર તેને મળી છે તે ઉપરથી જેટલી ખાત્રીથી તે વાત કેહેવી યોગ્ય હોય, તેથી વધારે ખાત્રીથી નિશ્ચય પુર્વક કેહેવી.**

**(૨.) જે કામ કરવાનો પોતાનો ધર્મ છે તેમાં કોઇ સખસ એવી કાંઇ કસુર કરે કે તેનો ફરેબ દેવાનો ઇરાદો ન હોય, તોપણ તે ઉપરથી બીજો કોઈ સખસ અથવા તે સખસથી પોહોચેલા હક ઉપર દાવો રાખનાર કોઇ સખસ કાંઇ ભુલથાપમાં પડયાથી તેને કાંઈ હાનિ થાય એવી રીતે સદરહુ કસુર કરનારને અથવા તે કસુર કરનારથી પોહોચેલા હક ઉપર દાવો રાખનાર કોઈ સખસને કાંઇ ફાયદો થાય તો તે કસુર.**

**(૩) જે વસ્તુ બાબત કબુલાયત થાય તે વસ્તુના તત્વ યાને સારરૂપી પ્રકાર વિશે તે કબુલાયતના એકાદ પક્ષકારને એકાદી ચુક કરાવવી; પછે તે ચુક ગમે તેવે નિષ્કપટપણે થઈ હોય, તેની ચિંતા નહી.**

## ટીકા.

આ કલમમાં જે ઠરાવ છે તેથી જેમાં નીતીસર કસુર નથી તેમ ઠગવાની ઇચ્છા નથી, તેવી બાબતની વ્યવસ્થા કરવામાં આવી છે. મતલબ સ્પષ્ટ જણાય છે કે દરેક સખસે કરાર કરતી વખતે એવા સાવધ રેહેવું જોઇએ કે, પોતાની ગફલતથી અગર અકસ્માત રીતે પણ સામા પક્ષકાર અગર તેની તરફથી દાવો ઇયાને હક રાખનાર આડો દોરવાય નહી, અથવા તેને કાંઇ હરકત અથવા કાંઈ નુકશાન થાય નહી. આ કલમની પેહેલી રકમમાં "ખાત્રીથી નિશ્ચય પૂર્વક કેહેવી," એવા શબ્દો છે, તે વિશે કેહેવું જોઇએ કે તેની કલમ ૧૭ મીમાં "હકીકત ની સૂચના" શબ્દો છે, તે સાથે મુકાબલો કરતાં ગર્ભિત રીતે એમ નીકળવું જોઇએ કે આ પેહેલી રકમ પ્રમાણે જે મજકુર ખરો ના હોય, તે તદન સ્પષ્ટ રીતે કહેલો જોઇએ, અને એવી ભાષામાં કહેલો નહી જોઇએ કે જેથી તે સાંભળનાર માત્ર જુઠનું અનુમાન કરી શકે. જ્યારે કોઇ સખસ ઈરાદા પૂર્વક જે વાત સાચી ન હોય તેવી વાત કેહે, ત્યારે તે જુઠી વાત પ્રતક્ષ રીતે કેહેવામાં આવી હોય અગર આડી રીતે સૂચવવામાં આવી હોય, અને તેથી જેમ કરાર રદ થવા લાયક થાય છે, તેવોજ તેનો અસર થાય છે. પરંતુ જ્યારે એકાદો સખસ શુદ્ધ અંતઃકરણથી ઇરાદા વિના બીજાને આડો દોરે ત્યારે ખાત્રીથી નિશ્ચયપૂર્વક કેહેવામાં બરોબર આવેલું ન હોય તો, તેથી કરાર રદ થતો નથી. આ કલમની બીજી રકમ ઉપથી એમ જણાય છે કે જે બાબતમાં કાંઇ વાત જાહેર કરવી અગર અમુક બાબત નક્કી કરી તેની ખબર આપવી અગર રીતસર ચાલવાને અગર કાંઇ સાવધગીરી રાખવાને કરારના પ્રકાર ઉપરથી જે પક્ષકારને બંધન થતું હોય તેને તે તમામ અગર તેમાંની કાંઈ બાબત કરવી રહી જાય, અને તે રહી જવાથી તેને ફાયદો થાય, અને બીજા પક્ષકારને હરકત થાય તે પ્રમાણે તેથી આડો દોરાઇ તેને ગેરફાયદો થાય, અને પછી તે કસુર કાંઇ ઠગવાને અગર બીજા પક્ષકારને કરાર કરવાને દોરાવવાના ઈરાદા વિના કરી હોય, તોપણ તે બાબતને આ રકમ લાગુ થાય છે. જ્યારે એકાદો મુખ્ય પોતાના એજંટને કાંઇક ખબર આપવાને કસુર કરે અને એજંટ નિરપ્રાધી રીતે ખોટી હકીકત કેહે, તેથી તે મુખ્ય ફાયદો લે તો, તેને પણ આ રકમ લાગુ થઇ શકે છે. એજંટ કોઇ સખસ સાથે કપટ કરે, અને તેમાં મુખ્ય કોઈ રીતે સામેલ ન હોય અને નીરપ્રાધિ હોય. તોપણ તે એજંટના કપટથી થએલો વ્યવહાર રદ થવા લાયક છે, એમાં કાંઈ શક નથી. રાબીન્સ વિ. વીકહામ. ( ગીફર્ડ વા. ૧ પાનું. ૩૫૫). પરંતુ મુખ્ય અગર એજંટ કપટ કરવામાં ન હોય, તોપણ જે વાત સાચી ના હોય તે મુખ્યે કહી હોત તો, કપટ થાય તેવું હોય તેવી હકીકત એજંટ કેહે અને તેથી કરારનો બીજો પક્ષકાર ઠગાય તે બાબતમાં ઘણી તકરારો કરવામાં આવી છે. કોર્નફુટ વિ. ફૌક (મેસન એન્ડ વેલ્સબી. રી. પાનું ૨૩૮)ના કામમાં એક મકાન લેવાને પ્રતિવાવાદીએ ના પાડી, એવા કારણથી કે વાદીએ તથા બીજા સખસોએ તેની સાથે મળી જઈ મને છેતરેલો છે. વાદીના એજંટે તે મકાન

કાંઇ પણ હરકત વિનાનું છે એમ સમજાવેલું હતું. પરંતુ નજીકની ગંદકીને લીધે રેહેવા લાયક રહેલું નહી હતું. આ બાબત વાદીને ખબર હતી, પણ તેના એજંટે જે ઉપર પ્રમાણે સમજાવેલું તેની તેને ખબર નહી હતી, અને વાદીને પણ ખબર નહીં હતી કે આવી રીતે સમજાવવામાં આવ્યું છે. કોર્ટના ઘણા મતથી ઠરાવવામાં આવ્યું કે પ્રતિવાદીનો જવાબ છે તે કાંઇ કામનો નથી, કારણ કે વાદીનું કપટ શાબેત થએલું નથી. તોપણ લોર્ડ આબીનજરે તે વાત કબુલ કરી નહી, અને તેઉ સાહેબે ઠરાવ્યું કે એજંટે જે સમજાવ્યું છે તેથી જો કે મુખ્ય બંધાએલો નથી, તોપણ તે એજંટના ખોટા સમજાવવાથી જે કરાર કરવામાં આવ્યો છે, તે કરારનો તે મુખ્ય ફાયદો લેઇ શકતો નથી, પછી તે એજંટને તેમ સમજાવવાને અખત્યાર આપવામાં આવ્યો હોય કિંવા નહી તેની ચિંતા નહી. ત્યાર પછી એક કામમાં પણ "કવીન્સ બેંચે" લોર્ડ આબીનજરનો સદરહુ અભિપ્રાય પસંદ કરેલો હતો. તે અભિપ્રાય એવો છે કે "નીતીસર કપઠ હોય કિંવા નહી, પણ જો ખરીદદાર પોતાના વ્યવહારમાં ખરી રીતે ઠગાયો હોય તો, કાયદા પ્રમાણે તેનો તેમાંથી બચાવ થાય છે. અમારી નજરમાં આવેછે કે મુખ્ય અને તેનો એજંટ આ કારણસર એકજ છે. માટે સવાલ માત્ર એટલો છે કે ખરીદદાર તે બેમાંથી એકેથી છેતરાયો છે કિંવા નહી, અને તે બેઉમાંથી દરેકનાં દીલમાં શું હતું તેનો સવાલ નથી." ફુલર વિ. વીલસન. (કવીન-બેંચ. રી. ૫૮). ત્રીજી રકમના શબ્દો ચોખા છે, પણ તે કોઇક વખત ઉપયોગમાં આવે એમ જણાય છે.

## કલમ ૧૯મી.

સમતી રાજીખુશીથી આપેલી ન હોય તો, કબુલાયતો નિરર્થક થવા યોગ્ય છે.

**જ્યારે સખતીથી કિંવા ગેરવ્યાજબી દાબથી કિંવા કપટથી કિંવા ગેરસમજુતી કરવાથી કાંઇ કબુલાયતમાં કોઇની સંમતિ થઇ હોય, ત્યારે જે પક્ષકારની સંમતિ સદરહુ પ્રકારે થઇ હોય તે પક્ષકારની ઇચ્છા ઉપરથી કબુલાયત મજકુર નિરર્થક થવા યોગ્ય કરાર છે, એમ સમજવું.**

**કોઈ કરારના કોઇ પક્ષકારની સંમતિ કપટથી અથવા ગેરસમજુતી કરવાથી મેળવેલી હોય તો, પક્ષકાર મજકુરને યોગ્ય લાગેથી તે એવો આગ્રહ બતાવી શકે છે કે કરાર મજકુર અમલમાં લાવવો જોઇએ, તથા બતાવેલી વાત ખરી હોત તો જે સ્થિતિમાં પોતે હોત. તેજ સ્થીતીમાં પોતાને મુકવો જોઇએ.**

**અપવાદ.—અગર જો એવી સંમતિ સત્તરમી કલમ મુજબની કપટ યુક્ત ગેરસમજુતીથી કિંવા મુગા બેશી રેહેવાથી મેળવવામાં આવી હોય, તોપણ જે પક્ષકારની સંમતિ સદરહુ મુજબ મેળવવામાં આવી છે તે પક્ષકારને ખરૂં શું છે એ વાત સાધારણ ઉદ્યમ વડે શોધી કાહાડવાનાં સાધનો હતાં. એમ હોય, તો કરાર મજકુર નિરર્થક થવા યોગ્ય છે, એમ સમજવું નહી.**

**ખુલાસો.—કોઈ એક પક્ષકાર સાથે કપટ કરયું હોય કિંવા તેને ગેરસમજુતી કરી હોય, તોપણ તેણે કરારમાં સંમતિ આપી તે જો સદરહુ કપટ કિંવા ગેરસમજુતીને લીધે આપી ન હોય તો, કરાર મજકુર સદરહુ કપટ કિંવા ગેરસમજુતીના કારણથી નિરર્થક થવા યોગ્ય છે, એમ જાણવું નહી.**

## દ્રષ્ટાંતો.

[अ.] बने ફરેબ દેવાના હેતુથી તેને अ એવું ખોટું બતાવે છે કે મારા કારખાનામાં દરસાલ પાંચશો મણ ગળી થાય છે, અને તેમ કરીને તે કારખાનું વેચાતુ લેવાને बने લલચાવે છે. बनी મરજીમાં આવે તો તે કરાર નિરર્થક થવા યોગ્ય છે.

(ब.) अ ગેર સમજુતી કરીને ब ના મનમાં એવું ખોટું આણે છે કે अ ના કારખાનામાં દર સાલ પાંચશો મણ ગળી તૈયાર થાય છે. ब કારખાનાના હિસાબ તપાસી જોય છે; અને તે ઉપરથી એવું દેખાય છે કે તેમાં ફક્ત ચારસો મણ ગળી તૈયાર થતી આવી છે. એ પછી ब તે કારખાનું વેચાતું લે છે. अએ ગેરસમજુતી કર્યાને લીધે તે કરાર નિરર્થક થવા યોગ્ય છે, એમ જાણવું નહીં.

(क.) अ કપટથી बने કેહે છે કે મારી મિલકત ઉપર કાંઈ જવાબદારી નથી. તે ઉપરથી ब તે મિલકત વેચાતી લે છે. પણ મિલકત મજકુર ગીરો મૂકેલી છે. ब તે કરાર નિરર્થક કરાવી શકે છે, કિંવા એવો આગ્રહથી કરી શકે છે કે કરાર મજકુર અમલમાં આણવો જોઇએ, અને ગીરોમાંથી મિલકત મજકુર છોડાવી આપવી જોઇએ.

(ड.) अनी મીલકતમાં કાચી ધાતુની ખાણ લાગી છે એવો बने શોધ લાગ્યો છે. ધાતુની ખાણ લાગી છે એ વાત ब, अથી છુપાવવાના ઉપાય કરે છે તથા છુપાવે છે. अને તે વાત માલુમ ન હોવાને લીધે बને તે મીલકત કમી કીંમતે વેચાણ મળી શકે છે. अ ની મરજીમાં આવેથી તે કરાર નીરર્થક થવા યોગ્ય છે.

(इ.) ब મરયા પછી કાંઇ મીલકત अને મળવાનો अનો હક્ક છે. ब મર્ણ પામે છે. बના મર્ણની ખબર क ને પડી છે અને क તે ખબર अ ન જાણે એવું કરીને મીલકત મજકુર ઉપરનો अનો હક્ક સબંધ પોતાને વેચવાને अને લલચાવે છે. એ વેચાણ अની મરજીમાં આવેથી નિરર્થક થવા યોગ્ય છે.

## ટીકા.

આટવુડ વિ. સ્માલ (કલાર્ક એન્ડ ફીનલીરી. પાનું ૪૪૭)ના કામમાં લાર્ડ બ્રાગહામ સાહેબે કહેલું છે કે "સાધારણ રીતની કપટ ભરેલી વર્તણુંક, બદદાનતવાળો હેતુ, ઠગવાનો યત્ન, અને ઠગવાનો ઈરાદો, અમુક વ્યવહારને લાગતો હોય એટલુંજ નહી, પણ તે વ્યવહાર તે કારણથી થાય અને તેથીજ કરાર કરવામાં આવે એવું ના હોય તો, તેનો તમામ બદદાનતવાળો હેતુ, તમામ કપટ, તમામ ઇરાદો હોય, તે બધું નકામું છે.

જ્યારે સખતાઇ, ગેરવ્યાજબી દાબ કિંવા કપટથી અગર ખોટી સમજુતી કરવાથી કોઇ સખસની કરાર કરવામાં કબુલત મેળવવામાં આવી હોય, ત્યારે તેનો ઈલાજ નીચે પ્રમાણે છે: એટલે કે (૧) તે કરાર કોરાણે રાખી નુકશાની લેવા દાવો કરે, અગર જો વિ-

શેષ ન્યાયના આટકની કલમ ૩૫ મીમાં તેનો સમાસ થાય તેવું હોય તો, તે કરાર રદ કરાવવાનો દાવો કરે. (૨) નુકશાનીનો અગર વિશેષ રીતે કરારનો અમલ કરાવવા તેના ઉપર દાવો કરવામાં આવે તો, તે કરારનો અમલ કરવાને તે ના કહી શકે છે, અને પોતાનો બચાવ કરી શકે છે, અને (૩) તે તેવા કરારને બળવાન ગણી તેનો વિશેષ રીતે અમલ કરાવવાને અગર તે બાબત નુકશાની લેવાને દાવો પણ કરી શકે છે.

પેહેલા બે ઇલાજો કરવામાં તે કરાર રદ કરવાને પસંદ કરવામાં આવે છે, માટે તેને તે કરારની રૂઈએ જે કાંઇ ફાયદો મળેલો હોય, તે જેટલો પાછો આપી શકે તેટલો તેણે પાછો આપવો જોઈએ, એવું આકટની કલમ ૬૪ મીમાં સ્પષ્ટ ઠરાવવામાં આવેલું છે. માટે જો તે કરાર કરવામાં આવ્યો નહી હોત, અને જે સ્થીતીમાં પક્ષકારો હોત તેજ સ્થીતીમાં પક્ષકારોને પાછા રાખવા એવો છેવટ પરીણામ થાય છે. કરાર રદ કરવાનું કારણ કપટ છે, એવું જે કામમાં બતાવવામાં આવે તેમાં અને જે કામમાં વિશેષ રીતે અમલમાં લાવવાના દાવાના જવાબનાં કપટ છે, એમ કેહેવામાં આવતું હોય તેમાં, કપટના અસરની બાબતમાં ઘણો ભેદ છે, એમ ચાન્સરી કોર્ટે ઠરાવેલું છે. કપટને લીધે કરાર રદ કરવાના દાવાના કામમાં એ વાત શાબેત કરવાને જે પુરાવ જોઈએ તે કરતાં જવાબમાં કપટની તકરાર ઉઠાવેલી હોય તો, તે શાબેત કરવાને ઘણો ઓછો પુરાવ હોય તો, તેથી પણ ખાત્રી થાય છે. પરંતુ આ ભેદ આ આકટમાં વિશેષ રીતે અમલ કરવા બાબત બતાવેલો છે, તે શિવાય બતાવવામાં આવ્યો નથી. તોપણ કોર્ટોનો જે વ્યાજબીરાહે અખત્યાર છે તેની મર્યાદા બાંધવામાં આવી છે, અગર જે કામોમાં પ્રતિવાદી એવી હકીકત શાબેત કરી શકે નહી કે જેનો આ આકટની કલમ ૧૫, ૧૬, ૧૭ અને ૧૮ મીના એકે ઠરાવમાં સમાસ થાય તો, તેવા તમામ કામોમાં વિશેષ રીતે અમલ કરવાની દાદ આપવાને કોર્ટો બંધાએલી છે, એમ ધારવાને કાંઈ કારણ નથી. વિશેષ ન્યાયના આકટની કલમ ૨૨-૨૬ માં સ્પષ્ટ ઠરાવવામાં આવ્યું છે કે જે કામમાં જે હકીકતથી કરાર કરવામાં આવ્યો હોય, તે હકીકતથી પ્રતીવાદી કરતાં વાદીને ગેરવ્યાજબી રીતનો ફાયદો થાય તો, કોર્ટ વિશેષ રીતે અમલ કરવાની દાદ ના અપાવે એવો પોતાનો કુલ અખત્યાર વાપરી શકે છે. પછી વાદીની તરફનું કાંઈ કપટ ના હોય અગર તેની તરફથી કાંઇ ગેરસમજુતી આપવામાં આવી ના હોય તેની ચીંતા નહી. આ કલમની બીજી રકમમાં જે હકીકતના આધારથી વિશેષ રીતે અમલ કરવાનો દાવો રાખવામાં આવે, તે હકીકતનો ફકત દાખલો બતાવવામાં આવ્યો છે.

જે સખસ પોતાની મરજીમાં આવે તો અમુક કરાર રદ કરી શકે, તે કેવી શરતો હોય તો કરી શકે, તે વિશે આ આકટમાં કાંઇ નથી. પરંતુ જે સખસ એમ કેહેતો હોય કે હું ઠગાયો છું તેની તરફની કસુર હોય અગર તે કરાર કોરાણે રાખવાથી ત્રીજા પક્ષકારના હિતને હરકત થાય તેવું હોય તો, કોર્ટો તે કરારને કોરાણે રાખી શકે એવુ ભાગેજ ધારી શકાય. મહમદ મોહીદીન વિ. ઓટાઈ અમાચ (૧ મ. હા. રી. પાનું ૩૯૦). એકાદા સખસને કપટ છે એવી ખબર પડે, ત્યાર પછી તે કરારનો અમલ કરવાને આગ્રહ કરે, અગર તેમાં તે સખસ પોતાનો ભાગ કરે, અગર તે કરાર કાયમ અને બળવાન છે એવી

સાધારણ વર્તણુંક ચલાવે તો, તે કપટની વાત તેણે છોડી દીધી, એમ થાય છે. જેમકે શેરોના એક ખરીદદારને એમ માલુમ પડે કે તે વેચનારે જે સમજાવેલું છે તે કપટ ભરેલું છે, તેમ છતાં તે શેર પોતાના છે, એમ તે વ્યવસ્થા કરે જાય છે. તેમાં ઠરાવ્યું કે જો તે કપટમાં પાછળથી કાંઇ નવી હકીકત શોધી કાહાડે, તોપણ તે કારણ કોરાણે રાખવાને તેને અટકાવ થાય છે. કયાંપબેલ વિ. ફ્લેમીંગ (આડોલફ્સ એન્ડ એલીસ રી. વા. ૧ પાનું ૪૦). વળી અમુક કામ અમુક કીમતે કરવાને વાદીએ માથે લીધું, અને કેટલું કામ હતું તે વિશે પ્રતીવાદીએ પોતાને ફ્રેબ દીધેલો છે એમ માલમ પડવા પછી, પણ તેણે તે કામ પુરૂ થયું ત્યાં સુધી કર્યાં કર્યું, તેમાં ઠરાવ્યું કે કરારની શરતો મુંજબ તે ફક્ત વસુલ કરી શકે છે, કારણ કે કરાર હજુ ચાલુ છે એ પ્રમાણે માનવાને તેણે પસંદ કર્યું હતું. સેલવે વિ. ફાગ (મીશન એન્ડ વેલ્સબી વા. ૫ પાનું ૮૩).

કલો વિ. એલ અને એન ડબલ્યું, આર કંપની (લા. રી. ૭ એકસચેકર પાનું. ૩૫) ના કામમાં થોડી મુદત ઉપર એવી રીતે ઠરાવ કરવામાં આવ્યો છે કે "આવા કામમાં સવાલ એ છે કે જે સખસની સાથે કપટ કરવામાં આવેલું છે તેને કપટની વાતની ખબર છતાં, તેણે તે કરાર કોરાણે નહી કરવાને પસંદ કરેલું છે કે કોરાણે કરવાને પસંદ કરેલું છે? અગર તેણે કાંઇ પણ પસંદ કરેલું નથી? અમારી નજરમાં આવે છે કે જ્યાં સુધી તેણે બેમાંથી એકે પસંદ કરેલું નથી ત્યાં સુધી દરેક રીતીએ તે કરારનો અંત લાવવાનો તેનો હક્ક રેહે છે, પણ તે એવી શરતની સાથે કે તે વિચાર કરતો હોય તે દરમિયાનમાં ત્રીજો સખસ મીલકત ઉપર હક્ક સબંધ મેળવે, અગર દેર કરે તેથી તે અપકૃત્ય કરનારની સ્થીતીને હરકત થાય તો, પછી તેનો તે કરાર રદ કરવાનો હક્ક છે, તે હક્કનો અમલ થતો અટકે છે, અને કરાર રદ કર્યા વિના મુદત જવા દે તો, તે કરાર કાયમ રાખવાને તેણે કરેલું છે, એવો પુરાવ થાય છે. એકાદા પક્ષકાર વિરૂદ્ધ કપટ શાબેત થાય અને પછી જો તે એમ કેહે કે બીજા પક્ષકારની કસુર છે તો, તેને એવું બતાવવાનું છે કે તે બીજા પક્ષકારને તે સાચાપણાની ક્યારે ખબર પડી અને જાણી જોઈને તેણે પોતાનો હક્ક બતાવેલો નથી. લીંડસે પેટ્રોલીયમ કંપની વિ. હર્ડ. (લા. રી. ૫ પ્રીવીકાંઉસીલ કેસસ પાનું ૨૨૧)

ઇંગ્રેજી ફેંસલાઓમાં સ્પષ્ટ રીતે ઠરાવવામાં આવેલું છે કે કરાર રદ કરવા લાયક છે, એવું ગણવાનો કુલઅખત્યાર હોવાથી જો ત્રીજા પક્ષકારના હક્કને હરકત થાય તેવું હોય તો, તે અખત્યારનો અમલ થઇ શકતો નથી. વેસ્ટર્ન બેંક આફ સ્કોટલંડ વિ. આડી. (લા. રી. સ્પેશી. અ. ૧૪૫). જેમકે એકાદો સખસ એકાદી કંપનીમાં શેરહોલડર થવાને કપટથી લલચાય, અને તે શેરહોલડર રેહે તે દરમિયાનમાં તે કંપની સાથે જે લેહેણદારો વ્યવહાર કરે, તે લેહેણદારો બાબતની જવાબદારી તે સખસ તે શેર રદ કરી દુર કરી શકતો નથી. હેંડરસન વિ. રોયલ બ્રીટીશ બેંક (૨૬ લા. જ. કવીન્સ બેંચ. ૧૧૨). અગત્યની હકીકત બાહાર નહી પડવાના કારણથી દરીયાના વીમાની "પોલીસી" રદ કરવા લાયક હોય, પરંતુ વીમો ઉતારનારાએ તે રદ કરવાને મુદત જવા દીધી તો, જેનો વીમો ઊતારવામાં આવ્યો હોય છે તે, તેથી એવું માનવાને લલચાય છે કે તે રદ કરવાનો તેમનો

તેમનો ઇરાદો નથી, અને તેથી બીજો વીમો ઉતરાવવો નહી, એમ પણ લલચાય છે, માટે "અંડરરાઇટરો" પછી તે કરાર રદ કરવાને માગી શકતા નથી. મોરીસન વિ. યુનીવરસલ મેરીન ઇનસ્યુરન્સ કંપની (લા. રી. ૮ એક્સચેકર. ૨૦૫). પરંતુ વિશેષ ન્યાયના આકટની કલમ ૩૬ મીથી ઉપરનો છેવટ ઠરાવ જે કામમાં ફક્ત ભુલના કારણથી રદ કરવાનું માગવામાં આવે, તેમાંજ તે લાગુ કરવાનું રાખેલું છે. આ આકટની કલમ ૬૪ અને ૧૦૮ મી જોવી.

જો કરાર બળવાન છે એમ ગણવાને તે સખસ પસંદ કરે તો, તેનો વિશેશ રીતે અમલ કરાવવા દાવો કરી શકે છે, અને તેની સાથે બીજા પક્ષકારના કપટથી અગર ખોટું સમજાવવાથી જે નુકશાન થયું હોય, તે નુકશાન બદલ કંપનસેશન લેવાનો તે દાવો રાખી શકે છે. (વીશેશ ન્યાયના આકટની કલમ ૧૯); અગર જો ખોટી સમજુત એવી બાબત ની હોય કે જે ઉપર તે બીજા પક્ષકારનો કાંઈ પણ દાબ હોય તો, તેની પાસે તે સમજુત બરોબર કરાવવાને તેને ફરજ પાડી શકાય છે. માટે એકાદો સખસ ખોટી સમજુતો આ-પી બીજાને અમૂક લગ્ન કરવાને લલચાવે તો, તે સમજુતો બરાબર કરી આપવાને તે બંધાયેલો છે. હામર્સલી વિ. ડી. બીયલ. (કલાર્ક એન્ડ ફીનલી. પાનું ૪૫), આવા કામમાં ખરી રીતે જોતાં કરાર થએલો અને તે ટુટેલો છે, એમ થાય છે.

ઇંગ્રેજી "લા"માં "ડીડ" બાબત પ્રતીબંધનો જે નિયમ છે તે નિયમ પ્રમાણે જે વેચાણખતથી અમૂક મીલકત વેચાણ આપવામાં આવી હોય, પછી એક પક્ષકારથી તે મીલકતનો કબજો છોડાવવાને દાવો કરવામાં આવે તો, તે વેચાણખત લખી આપવામાં મારૂં પોતાનું કપટ છે, એવી તકરાર પોતાના બચાવમાં તે પક્ષકાર કરી શકતો નથી. ડો. વિ. રાબર્ટસ. (બારનવાલ એન્ડ આડોલ્ફસ, રી. પાનું ૩૬૭), પરંતુ જે કાયદા વિરૂદ્ધ કારણસર તે મીલકતની વ્યવસ્થા કરવામાં આવી હોય તે કારણ પૂરૂ કર્યાવિના રહેલું હોય તો, જે પક્ષકાર તે વ્યવસ્થા દુર કરવાને માગતો હોય તે સદરહુ બીજા પક્ષકારના જેવો નથી. જે નિયમ ઇગ્લંડમાંજ બરોબર રહેલો નથી, તે આ દેશમાં વધારે સખતાઇથી લા-ગુ કરી શકાતો નથી. એક દસ્તાવેજના આધારથી જ્યારે બીજો પક્ષકાર અગર તેની તરફથી દાવો રાખનાર પોતાની સ્થાતીમાં ફેરફાર કરવાને લલચાયો હોય, ત્યારે તેને હરક-ત થાય તે પ્રમાણે તે દસ્તાવેજ, એટલે જીલ્લાઓની અંદર થતા સાધારણ રીતના દસ્તા-વેજો વિરૂદ્ધ તકરાર કરવાને ન્યાય, ઇકવીટી, અને શુદ્ધ અંતઃકર્ણ પ્રમાણે અટકાવ થવો જોઇએ. પુરમસીંગ વિ. લાલજીમલ. (ઇ. લા. રી. ૧ અ. પાનું ૧૧૦)

આ કલમમાં જે અપવાદ છે તે જ્યારે કબુલત ખોટી રીતે સમજાવી અગર ચુપ રહીને મેળવવામાં આવી હોય, ત્યારેજ તે કપટ ભરેલી ગણી લાગુ થાય છે.

જો એવી હકીકત હોયછે કે એકાદો પક્ષકાર ઠગાઇ કેહેતો હોય તેને તેનું સાચાપણું શોધી કાહાડવાના ઇલાજ હતા, અને તે ઇલાજનો ઉપયોગ કરવામાં આવેલો છે તો, તેની કબુલત ઠગાઇથી લેવામાં આવી નથી, એવું બતાવવાને તે લાગતી હકીકત છે. જે હકીકત ઉપરથી તેણે કરાર કરેલો હોય, તે પોતાની સમજ ઉપર ભરૂસો રાખી બેશી રેહે તો, પૂછી તે હકીકત સાચી નથી તે વિશે ફરીયાદ કરી શકતો નથી. એક કામમાં એક ખાણુની કીમત બાબત ગેર સમજુતી કરવામાં આવી, અને વાદી શેરો લેવાનો હતો, પણ તેણે પોતે તે ખાણુપર

જાઇ તેની સ્થીતી તપાશી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ગેરસમજુત ઉપર તેણે કાંઈ આધાર રાખ્યો નથી, માટે તે કરાર તે દુરસ્ત કરી શકતો નથી. જેનીંગ્સ વિ. બ્રૌટન. (ડીજેક્ષ, મેકનાટન એન્ડ ગારડન્સ રી. પાનું ૧૨૬)

જે કુટુંબના અંગભૂતોનું અમુક મીલકતના માલેક તરીકેનું હિત હોય તે દરેક અંગભુતને જે મ્હોટો અંગભુત વહિવટદાર તરીકે વ્યવહાર કરતાં છેતરાતો હોય તે બાબતમાં હરકત લેવાનો હક્ક છે. જે સખસ વહીવટદાર અને ત્રીજા પક્ષકારની વચમાં થએલા કરારથી છેતરાતો હોય, તેનો તે કરાર તદન રદ કરાવવાનો હક્ક છે. રાવજી જે સારંગપાણી વિ. ગંગાધર ભટ. (ઇં. લા. રી. મૂ. વા.૪ પાનું. ૨૯)

જે પક્ષકાર અવેજ જોઇએ તેટલો નથી, એવા સબબથી અમુક વ્યવહાર રદ કરવાને માગે, તેણે એમ બતાવવું જોઇએ કે તે કરાર કરતી વખતે શું થાય છે તે તેના સમજવામાં નહી હતું અગર તેના ઉપર કાંઇ પણ દબાણ કરવામાં અવેલું હતું. બંગાળાના એડ મીનીસ્ટ્રેટર વિરૂદ્ધ જોગેસ્વરરાય (ઈં. લા. રી. ક. વા. ૩ પાનું ૧૯૨ )

કાળીગંજમાં અમુક ગોળામાં બધા મળીને ૯૫૦ મણ ચોખા હતા, તે બને અમુક દરથી વેચાણ આપવાને અ એ તેની સાથે કરાર કર્યો, તે જગોની નજીકમાં બ રેહેતો હતો, અને તેણે એવું કબુલ કરયું હતું કે અમુક તારીખ પેહેલાં તે ચોખા હું ત્યાંહાંથી તોળી લઇશ. બ એ આ કરાર ક ને સોંપ્યો, તેથી બ એ ૧૩૦ મણ ચોખા લીધા, અને રૂ. ૧૦૦૦) આપ્યા; પણ પાછળથી તેણે બાકીના ચોખા લેવાની ના કહી, એવા કારણથી કે જેવા ચોખા બાબત કરાર કરવામાં આવ્યો છે તેના કરતાં તે ઊતરતી જાતના છે, તેટલામાં ગોળા અકસ્માત બળી ગયા અને ચોખાનો પણ નાશ થયો. પછી વસુલ આપેલાં નાણાં કાપી બાકીની કીમતનાં નાણાં લેવા અ એ બ ઉપર દાવો કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ સંપુર્ણ છે, અને વેચેલા ચોખાને જોખમ લાગે તેના બોજા સાથે તેનું માલેકપણું કરાર આકટની કલમ ૭૮ અને ૮૬ પ્રમાણે બ ને મળ્યું છે, કારણકે તે કરાર નક્કી કરેલા માલ બાબત હતો, અને તે બદલ બ એ બાહાનું આપેલું છે, અને થોડાક ચોખા પણ લેવામાં આવેલા છે, અને જ્યાં સુધી કલમ ૧૯ માં સમાસ થાય નહી, ત્યાં સુધી જેવી ખાત્રી કેહેવામાં આવી હતી, તેવી ખાત્રી લાયક ચોખા નથી એમ શાબેત કરી બ તે કરાર રદ કરી શકતો નથી; પણ તેને તો તે પ્રમાણે કરવાને અટકાવ થયેલો છે, કેમકે જો તેણે યોગ્ય હુંશીયારી રાખી હોત તો, તે ચોખા નીચી જાતના છે, એવું તેને માલમ પડી શકત. સોશી મોહનપાળ ચોધ્રી વગેરે વિ. નોબો ક્રીસ્ટો પોડીર (ઇ. લા. રી. ક. વા. ૪ પાનું. ૮૦૧)

એક સખસના ઉપર અમુક કોર્ટને હુકમનામું કરવાની હકુમત નહી છતાં, તેના ઉપર તે કોર્ટે હુકમનામું કરયું. તે હુકમનામાની બજાવણીમાં તેને પકડવામાં આવ્યો, તે દરમિયાનમાં તે સખસે છુટવા સારૂ તે હુકમનામાની રકમનું ખત લખી આપી તેમાં તે ખતના સ્ટાંપની તથા તે તઇયાર કરાવવામાં જે જુજ રકમ થઇ હતી તે ઉમેરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ખત અવેજ વિના લખી આપવામાં આવ્યું છે, અને સ્ટાંપ અને ખત તૈયાર કરામણી જે જુજ ખર્ચ છે તે યોગ્ય રીતે જે "અવેજ" શબ્દ કેહેવામાં આવે છે, તેવો અવેજ નથી. માટે તે ખત રદ બાતલ છે. બંદાઅલી વિ. બાસપટસીંગ (ઇ.

લા. રી. અ. વા. ૪, પાનું ૩૫૨ )

## કલમ ૨૦ મી.

હકીકત વિશે બન્ને પક્ષકારોની ચુક થઇહોય તો, તે કબુલાયત નિરર્થક છે.

કોઈ કબુલાયતમાં અવસ્ય જરૂર હોય એવી કોઇ હકીકતની વાત વિશે કબુલાયત મજકુરના બંને પક્ષકારોની ચુક થઈ હોય તો, તે કબુલાયત નિરર્થક છે.

ખુલાસો.—જે વસ્તુ વિશે કબુલાયત થઇ છે તે વસ્તુની કિમત વિશે ખોટો અભિપ્રાય ઠરાવ્યો હોય તો, તે અભિપ્રાયને હકીકતની વાત વિશેની ચુક સમજવી નહી.

### દ્રષ્ટાંતો.

(अ.) ઇંગ્લંડથી મુંબઈ આવતો કોઇ માલ રસ્તામાં છે એવું ધારીને તે માલ ब ને વેચવાની કબુલાયત अ કરે છે. પછવાડેથી એવું માલમ પડે છે કે, જે વાંહાણમાં તે માલ આવતો હતો તે વાંહાણ કરાર થયો તે દિવસની અગાડીજ ભાગીને તે માલ સમુદ્રમાં ગયો. આ હકીકતની ખબર બન્નેમાંથી એકુ પક્ષકારને ન્હોતી. સદરહુ કબુલાયત નિરર્થક છે.

(ब.) ब પાસેથી અમુક ઘોડો વેચાતો લેવાની કબુલાયત अ કરે છે. પછાડીથી એવું માલમ પડે છે કે કરાર થયો તે વખતે તે ઘોડો જીવતો ન્હોતો, અને તે હકીકત બનેમાંથી એકુ પક્ષકારને માલમ ન્હોતી. એ કબુલાયત નિરર્થક છે.

(क.) ब હયાત છે ત્યાં સુધી अનો કોઇ મિલકત ઉપર હક્ક છે, તે મિલકત कને વેચવાની કબુલાયત अ કરે છે. કબુલાયતની વખતે ब જીવતો ન્હોતો અને તેના મર્ણની ખબર એકુ પક્ષકારને ન્હોતી. એ કબુલાયત નિરર્થક છે.

### ટીકા.

દ્રષ્ટાંતોમાં જે દાખલા આપેલા છે તે ઉપરથી સાફ જણાય છે કે, અમુક વસ્તુ બાબત બેઉ પક્ષકારો કરાર કરે, પણ તે કરાર કરતી વખત તે વસ્તુ છેજ નહીં, એવી તેમની માહેતી ના હોય અને પછી તેમને તે નથી એવી ખબર પડે તો, તે કરાર રદ થાય છે. આ નિયમના આધારથી એમરસન (લા. રી. ૧ ચાન્સરી અપીલ્સ પાનું. ૪૩૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એક કંપનીના શેર ખરીદ કરવાનો કરાર કરવામાં આવે, પણ તે કંપની સમેટવાની અરજી કરવામાં આવી છે તેવી. તે કરાર કરતી વખત કરારના પક્ષકારોને ખબર નહી હતી. પછી તે સમેટવાને અરજી કરવામાં આવી છે, એવી ખબર પડી. તેથી ઠરાવવામાં આવ્યું કે તે કરારનો તે શેર ખરીદ કરનાર વિરૂદ્ધ અમલ થઈ શકતો નથી. આજ નિયમ જમીનના વેચાણની બાબત તકરાર ઉઠે ત્યારે લાગુ થાય છે, તેથી જમીન અગર તે ઉપરનો હક્ક સબંધ મુળમાં હોયજ નહી

તો, તેનું વેચાણ થઈ શકતું નથી, માટે તેનો ખરીદદાર પોતે આપેલા અવેજનાં નાણાં પાછાં લેઈ શકે છે. તેમજ એકાદા સખસનો અમુક મીલકત ઉપર હક્ક હોય, પણ તેની તેને માહેતી ના હોય, અને તે મીલકત તે સખસ બીજા પાસેથી ખરીદ કરે, તેમાં જો કે કપટ શાબેત થાય નહી, તોપણ સાધારણ ચુકના કારણથી તેને માગેલી દાદ અપાવી શકાય છે. જાન્સ વિરૂદ્ધ પ્લીફોર્ડ (૩ ચાન્સરી ડીવીઝન પાનું. ૭૭૯)

કરારના હેતુની બાબતમાં પણ ભુલ હોય, અગર કરારવાળી બાબતમાં જે જરૂરીયાત ગુણો જોઇએ તે વિષે પણ ચુક હોય, અને બેઉ પક્ષકારોએ તે વિશેની ચુકથી કરાર કરેલો હોય તો, તે કરાર નાબુદ થાય છે. એકાદો સખસ જે વસ્તુ ખરીદ કરે તે તેને મળે તો, પછી તે ખરીદીનો કરાર એવા કારણથી રદ કરી શકતો નથી કે તે વસ્તુ સાથે અમુક ફાયદો જોડાએલો છે, એમ હું ભુલથી માનતો હતો, પણ ખરી રીતે તે ફાયદો જોડાયેલો જણાતો નથી. કારણ કે તેમાં તમામ અવેજ નિષ્ફળ જતો નથી. કેનેડી વિ. પાનામા મેલ કંપની. (લા. રી. ૨ ક્વીન્સ બેંચ પાનું ૫૮૦). પક્ષકારે એમ માનીને પટો કરયો હોય કે સરકાર આ વધવાનો નથી, પણ પાછળથી તે મીલકત ઉપર આકાર વધારવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે આકાર વધવાથી તે પટો બંધનકારક છે, તેમાં કાંઇ કમી થતું નથી. બાબશેટી વિ. વેંકટરામાના કામમાં (ઈં. લા. રી. ૩ મું. પાનું ૧૫૪).

થાર્નટન વિ. કેમ્પસ્ટર (૫ ટ્રાન્ટસ, રી. પાનું. ૭૮૬) ના કામમાં એવી હકીકત હતી કે "મજબુત વેહેપાર લાયક શણ" દસ ટન વેચવું, પરંતુ તે વેચનારનો ઇરાદો સેંટપીટર્સબર્ગનું શણ વેચવાનો હતો, અને ખરીદદારનો ઇરાદો "રીગા" નું શણ ખરીદ કરવાનો હતો. દલાલે ખરીદદારની રૂબરૂ તે શણનું વર્ણન કરવામાં ચુક કરેલી હતી, તેમાં કોર્ટે ઠરાવ્યું કે તે કરાર થએલો નથી. તેમજ જમીનના વેચાણમાં વેચનારના હક્ક સબંધની બાબતમાં અંગત્યની રીતનું ખોટું વર્ણન કરવામાં આવ્યું હોય તો, તે હક્ક કબુલ કરવાને ખરીદદાર બંધાએલો નથી, માટે તે પ્રમાણે વેચાણ રદ કરાવી શકાય. જેમકે પ્રાઇસ વિ. નાર્થ (૨ વાઇ અને સી. પાનું ૬૨૦) ના કામમાં જમીન વેચવામાં મીલકત જેટલી વેચી કેહેવામાં આવી હતી તેને બદલે ખરી રીતે આવી હતી તે જમીન ૧૪ એકર હતી, પણ પછી એવું માલમ પડયું કે ત્યાંના એકરનું માપ વધારે હોવાથી તે જમીન ૨૭ એકર બરોબર થતી હતી, તેમાં કોર્ટે છેવટે ઠરાવ્યું કે. આ કાંઇ કરાર સુધારવાનું કારણ નથી, પણ ઉલટું તે કરાર તદન રદ કરવાનું કારણ છે. માટે કરાર રદ કરયો. કેમકે જેટલી મીલકત વેચી કેહેવામાં આવી હોય તેના કરતાં ખરી રીતે તે ઘણી હોય અગર તેથી ઘણી ઓછી હોય તો, તે વેચાણનો કરાર રદ થાય છે.

પક્ષકારોના ઇરાદા અને હેતુમાં ભુલ હોય તેમાં અને ઇરાદો બતાવવાના શબ્દોમાં ભુલ હોય, તેમાં જે તફાવત છે, તેજ ગણવો જોઈએ. એકાદો દસ્તાવેજ સુધારવાથી બરોબર ઇલાજ થતો હોય તો, તેવી ભુલના કારણથી તે કરાર રદ થતો નથી. તેવા કામોમાં કરાર તો છેજ, પણ જે શબ્દોમાં તે ઇરાદો બતાવવામાં આવ્યો હતો તે શબ્દો પક્ષકારોનો હેતુ બતાવવાને બરોબર નહી હતા. ડફીફ વિ. પાર્કર (લા. રી. ૫, ઈકવીટી. પાનું ૧૩૧) વિશેશ ન્યાયના આકટની કલમ ૩૧ મી જોવી. પરંતુ બીજી તરફ જ્યારે શબ્દના રૂપના ઊપયોગમાં ભુલ હોય,

તેથી બંધન ઊત્પન્ન થતું હોય, પણ તે ઉત્પન્ન કરવાનો પક્ષકારોનો ઇરાદો ના હોય તો, તે વિશેના દાવામાં તે ભુલનો જવાબ તે દાવાનો સંપૂર્ણ જવાબ થાય છે. વેક વિ. હાર્પ- (લા. જરનલ. એકસચેકર. પાનું ૨૭૩) ના કામમાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે મારો ઇરાદો એજંટ તરીકે સહી કરવાનો હતો, પણ ભુલથી હું જાતે બંધાએલો છું. કોર્ટે ઠરાવ્યું કે આ તકરાર સારી વ્યાજબી છે, કારણ આવી હકીકતથી ઇકવીટી પ્રમાણે કરારમાંથી તે કાંઈ પણ શરત વિના છુટો થઈ શકે છે.

હિંદુસ્થાનના પૂરાવ આકટની કલમ ૯૨ ના ૧ લા વિશેષ ઠરાવ મુજબ એમ બતાવવાને મુખજુબાનીનો પૂરાવ દાખલ થઈ શકે છે કે, લખેલો કરાર ભુલથી કરવામાં આવ્યો છે.

તા. ૩ માર્ચ સન ૧૮૮૧ ના રોજ **न.** એ કાનપુરમાં કલકત્તાની પેહેડી ઊપર ઇંગ્રેજીમાં એક બીલ **फ** ના લાભનું લીધું, અને તે બીલ **फ** ના એજંટને આપ્યું. પરંતુ તે એજંટ ઇંગ્રેજી સમજતો નહી હતો. **फ** ના તે એજંટે તે બીલ કેવા પ્રકારનું છે, તે નક્કી કર્યો વિના તા. ૧૦ માર્ચ સન ૧૮૮૧ ના રોજ સુધી રાખી મુક્યું, તે તારીખે કલકત્તાની જે પેહેડી ઉપર તે બીલ લીધેલું તે નાદાર થઇ. પછી **फ** એ તે બીલ બાબત આપેલાં નાણાં લેવા **न** ઉપર દાવો કર્યો, એવા કારણથી કે તેના એજંટે પોતાના ઊપર બીલ લખાવી લેવાનું કહેલું હતું, અને કલકત્તાની પેહેડી ઊપર તે લખાવવાને કહેલું નહી હતું. **न** એ તે દાવાના જવાબમાં કહ્યું કે **फ** ના એજંટે તેના પોતાના લાભમાં તે બીલ લખાવવાનું કહેલું નથી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બીલની બાબતમાં બેઊ પક્ષકારોએ ભુલ કરેલી છે, તેથી તે બીલનું વેચાણ રદ બાતલ છે, એમ ધારીએ તોપણ **फ** તે બીલની રકમ **न** પાસેથી વસુલ કરી શકતો નથી, કારણ કે તેના એજંટે આટલી બધી વાર તે બીલ કેવા પ્રકારનું છે તે નક્કી કર્યા વિના રાખી મૂક્યું, અને દાદ મળવાને અરજ કરવાને કસુર કરી તેનો તે તકસીરવાન થએલો છે. નાઇટીંગેલ વિ. ફીઝમુલા. (અલ્હાબાદ વા. ૪ પાનું ૩૩૪)

કોઇ જણશની ધારેલી કીંમતની કબુલાત કરવા લલચાવવાનો હેતુ હોય, પણ તે કબુલાત કરવાને અવશ્ય જરૂરની બાબત તે ભાગ્યેજ થઇ શકે. આ તફાવતનું દ્રષ્ટાંત. બાર વિ. ગીબસનના કામમાં સારૂ મળી આવે છે. આ કામમાં પ્રતીવાદીએ કબુલત કરી કે મને એક વાંહાણ વેચવાનો અખત્યાર છે. જે વાંહાણને પાછળથી જણવામાં આવ્યા પ્રમાણે વેચાણ કરતી વખતે ગાબડી નીકળ્યાથી નુકશાન પોહોચેલું હતું. કોર્ટે ઠરાવ્યું કે તે વાંહાણની વાંહાણ તરીકેની હયાતી બંધ પડી હોત તો કબુલાત ટુટત, પણ જો તે હજુએ વાંહાણ દાખલ હયાત હોય તો, પછી ગમે તો તેને નુકશાન પોહોચ્યું હોય તોપણ કબુલાત ટુટતી નથી, કારણ કે કબુલાત ઉપરથી તેની સ્થીતી વિશેની કાંઈ પણ ફરજ નીકળતી નથી. (મીશન એન્ડ વેલ્સબી વા. ૩ પાનું ૩૯૦)

## કલમ ૨૧ મી.

કાયદા વિશેનીચુકનું પરિણામ. **બ્રિટિશ ઇંડિયામાં ચાલુ હોય એવા હરકોઈ કાયદા વિષેની કાંઇ એક ચુક થયાને લીધે કોઇ કરાર થયો એ સબબ ઉપરથી તે**

**કરાર નિરર્થક થવા યોગ્ય થતો નથી; પરંતુ બ્રિટિશ ઇંડિયામાં ચાલુ ન હોય એવા કોઈ કાયદા વિશે ચુક થઇ હોય તો, તેનું પરિણામ હકીકતની ચુકથી જે પરિણામ થાય છે તેવુંજ થાયછે.**

## દૃષ્ટાંતો.

**હિંદુસ્તાન મધ્યેના મુદતના કાયદા મુજબ અમુક એક કરજ રદ્દ થયું છે, એવી ખોટી ધારણાને લીધે अ તથા ब કાંઇ એક કરાર કરે છે, તે કરાર નિરર્થક થવા યોગ્ય નથી.**

**ફ્રાન્સ દેશમાં હુંડી બાબત જે કાયદા ચાલે છે તે વિશેની ખોટી ધારણા ઉપરથી अ તથા ब કાંઈ એક કરાર કરે છે. તે કરાર નિરર્થક થવા યોગ્ય છે.**

## ટીકા.

કાયદાનો સાધારણ નિયમ છે કે, કાયદાની અજ્ઞાનતાની તકરાર ચાલી શકતી નથી. અમુક હકીકતની એક સખસને ખબર કરયા છતાં તે સખસ નાણાં આપે, પણ તે સખસના જાણવામાં એવું ના હોય કે તે હકીકતથી તેનો કાયદેસર બચાવ થાય છે. પછી એ હકીકત જાણીને આપેલાં નાણાં પાછાં લેવા માગે તો, તે નાણાં પાછાં વસુલ મળી શકતાં નથી. બીલબી વિ. લીમલી. (ઇસ્ટર્ન રી. પાનું ૪૬૯).

ઈકવીટી કોર્ટોને એવો અખત્યાર છે કે કાયદાની અને હકીકતની ભુલ જેની હોય તેનો બચાવ તે કરી શકે છે, પણ તે પ્રસંગે તે કામમાં એવું હોવું જોઈએ કે જે સખસને નાણાં અગર બીજી મીલકત મળી હોય તે, તે નાણાં અગર મીલકત રાખે તો, તે વાજબી નથી, એવું ઠરાવવાને વ્યાજબી કારણ છે, અગર અમૂક સખસની અજ્ઞાનતાનો અઘટીત ફાયદો લેવામાં આવેલો છે, એમ અંદેશો રાખવાને પણ કાંઇ કારણ છે. હિર્ચફીલ્ડ વિ. એલ. બી. એસ. સી. કંપની (ક્વીન્સબેં ડીવીઝન પાનું ૧.) ના કામમાં એવો મજબુત અભિપ્રાય બતાવવામાં આવ્યો છે કે એકાદા દસ્તાવેજના હેતુ બાબત કપટભરેલી હકીકત બતાવવામાં આવી હોય તો, તે દસ્તાવેજના આધારથી કરેલા દાવામાં તે તકરાર જવાબ તરીકે ઘણી ઉપયોગી થઇ શકે છે.

બીચાંપ વિ. વીનના કામમાં સામાન્ય કાયદાની ભુલ અને દસ્તાવેજના અર્થની ભુલમાં તફાવત છે. જેવી તકરાર ઉઠાવવામાં આવી છે કે જો ચુક છે તો, તે કાયદાની ચુક છે, અને કાયદાની અજ્ઞાનતાની તકરાર ચાલી શકતી નથી. તે વિષે લાર્ડ ચેમ્સફોર્ડસાહેબે કહેલું છે કે એ વાત બતાવવામાં આવી છે તો તે વિષે મારા વિચારમાં આવે છે કે, "જે પક્ષકારની કાયદા સબંધી ભૂલ કેહેવામાં આવી છે તે આ કામની ખાસ હકીકત પ્રમાણે એક ઇનામના દસ્તાવેજનો અંદેશા ભરેલો અર્થ કરવાથી થએલી છે. આ હકીકતની ચુકથી કાયદાના પ્રખ્યાત નિયમની અજ્ઞાનતા ઘણી જુદી છે. વળી એવાં ઘણાં કામો થએલાં છે કે જેમાં કાયદાની ભુલ હોય, અને તે સાથે બીજી હકીકત મળેલી ના હોય, તેમ છતાં ઇકવીટી પ્રમાણે જે સખસે તેવી ભૂલના અસરથી પોતાની મીલકતની વ્યવસ્થા કરેલી હોય, તે સખસને દાદ અપાવવામાં આવેલી છે."

**કુપર વિ. ફીપ્સ (લા. રી. હાઊસ આફ લાર્ડસ વા. ૨ પાનું ૧૪૯) ના કામમાં પક્ષકારે-**

એ એક માંછલાં પકડવાની જગો જાણે અરજદારના કાકાની છે, અને તે તેના મરણ પછી તેની દીકરીઓને મળેલી એમ સમજી તેની વ્યવસ્થા થવા દીધી, અને પોતે પોતાની હયાતી સુધીના ભાડુવાત તરીકે પોતાના કાકાની દીકરીઓ પાસેથી એ જગ્યો ભાડે રાખી, પેણ પછીથી તેને માલુમ પડયું કે તે જગો તો ખરી રીતે પોતાનીજ છે, માટે તે પ્રમાણે તેણે માગ્યું કે ખોટી સમજ એટલે ભુલના કારણથી જે કરાર થયો છે તે રદ કરી અને પાછો સોંપાવવાનો હુકમ થવો જોઈએ. આ કામનો ફેંસલો આપતાં લાર્ડ વેસ્ટબરીએ કાયદાના અમુક નિયમનો અર્થ લાગુ કરવા વિશે કેટલુંક બોલીને કહ્યું છે કે "માલેકપણાનો ખાનગી હક્ક તે હકીકતની બાબત છે. વળી કાયદાની બાબતનો પરીણામ હોય, પરંતુ જો પોત પોતાના હક્ક બાબત અરસપરસ અને ખોટી સમજના કારણથી એકસરખી રીતે ભુલ થએલી હોય તો, એવા કારણને લીધે પરીણામે કરાર રદ થવા લાયક થાય છે, હવે આ પક્ષકારોની બાબતમાં તેવી હકીકત છે. અપીલના પ્રતીવાદીઓ એમ માનતા હતા કે તે મીલકત ઉપર અમારો હક્ક છે, અને અરજદાર સમજતો હતો કે તે બાબતમાં હું ત્રાહિત છું, પણ ભુલ માલુમ પડી આવી છે, તેથી તે કરાર ચાલી શકતો નથી."

આવા કામમાં એકાદો સખસ મીલકતની વ્યવસ્થા જાણે પોતે માલેક હોય તેવી રીતે કરતો હોય, અને તે મીલકત પોતાની ના હોય એટલુંજ નહીં, પણ ખરી રીતે બીજા પક્ષકારની હોય તો, તે ભુલ એવી છે કે જેથી તમામ વ્યવહાર રદ બાતલ થાય છે—તેમાં અવેજ બીલકુલ નથી હતો, માટે કાયદાની અજ્ઞાનતાથી તે ભુલ થઈ હોય તો, તે અગત્યની વાત નથી, એમ જણાય છે. બીગહામ વિ. બીગહામ (૧ વીરી. સીનીયર્સ. રી. પાનુ. ૧૨૬).

પરરાજ્યનો કાયદો એ હકીકત પ્રમાણે ગણવામાં આવે છે, અને તે તે પ્રમાણેજ શાબેત થઈ શકે છે, એમ હિંદુસ્થાનના પુરાવ આકટની કલમ ૩૮ મી લક્ષમાં રાખતાં જણાય છે.

એક ખતની રૂઈએ દાવો કરવામાં આવેલો, તેમાં પ્રતીવાદીએ તકરાર કર્યા છતાં અમુક રકમનું હુકમનામું થએ વ્યાજ આપવાનો ઠરાવ નહી છતાં વાદીએ વ્યાજ સાથે બજાવેલું છે, અને તે ઠરાવ હુકમનામામાં નથી, એ વાત બદદાનતથી છુપાવી હું ન્હાની વયનો હતો તે વખતે વ્યાજ સાથે આ ખત લખાવી લીધું, એવી પ્રતીવાદીએ તકરાર ઉઠાવી. તેમાં ઠરાવ્યું કે આ ભુલ એવી નથી કે કરાર રદ થઇ શકે, પણ હિસાબ દૂરસ્ત થઇ શકે છે. ગોકળદાસ ગોપાળદાસ વિ. મર્લી વિગરે (ઇ. લા. રી. ૩ ક. પાનું ૬૦૨).

આ કામમાં અપીલવાળાઓ મલબાર જીલ્લામાં અમુક દેવાળયના વંશપરંપરાના વહિવટદાર છે. તેઓના વિચારમાં આવ્યું કે અમે જે કરજ "દેવળાય"ના કારણસર કાહાડેલું છે, તે કરજ આપીં શકીશું નહી, અને અમારો વહિવટ જોઈએ તેવો નથી. તા. ૬ એપ્રીલ સન ૧૮૭૯ ના રોજ તેઓ તથા કારનાન રામા વરીયારે તે દેવું આપવા સારૂ રૂ. ૮૦૦૦) ધીરવાને અપીલના પ્રતીવાદીને લલચાવ્યો. આ નાણાં ધીરવાના અવેજમાં તેણે વહિવટ કરવાના હક્કનો ૯૬ વર્ષ સુધીનો પટો કબુલ કર્યો, અને કાનમ ઉપર દેવાળય છે તે દેવાળયની મીલકતમાંથી તે નાણાં વસુલ કરવાનું તેણે કબુલ

કર્યું, તેમ કરવાને અપીલવાળાઓએ તમામ સેહેલાઈ આપવાને કબુલ કર્યું. તેથી અપીલના પ્રતીવાદીએ કબુલ કર્યું. કે અપીલવાળાઓને તેમ તેમના કુટંબની મીલકતને તે દેવા બાબતમાં જવાબદાર ગણવામાં આવશે નહી. આ મતલબનો દસ્તાવેજ અ નીશાનનો તા. ૬ ઠી એપ્રીલ સન ૧૮૭૯ ના રોજ અપીલવાળાઓએ અપીલના પ્રતીવાદીને લખી આપ્યો છે. અપીલના પ્રતીવાદીના કેહેવા પ્રમાણે તેણે રૂ. ૪૦૦૦) રોકડા આપ્યા અને બાકીના રૂ. ૪૦૦૦) નું અ ને ખત લખી આપ્યું. આ ઉપરથી અપીલના પ્રતીવાદીએ "ઉરાલય" (વહિવટ કરવાના) હક્કના અસાઇનની તરીકે તે વહિવટ લીધો. તેથી તેણે તે દેવાળયના જે ભાડુઆતો ચડેલું ભાડુ આપતા નહી હતા તેમાંના એકના ઉપર તેની પાસેથી કબજો છોડાવવાને સન ૧૮૮૦ ના નંબર ૩૭૩ નો દાવો કર્યો. તે ભાડુઆતે તે "અસાઇનમેંટ" ઈયાને પટો નાબુદ છે એવી તકરાર કરી. પરંતુ અપીલવાળાના કુટંબના પ્રતીનીધીએ તે દાવાવાળો દસ્તાવેજ કાયમ રાખ્યો. તોપણ સન ૧૮૮૨ ના ફેબ્રુઆરી માસમાં તે દાવાનો ફેંસલો અપીલના પ્રતીવાદીના વિરૂદ્ધ આખરે કરવામાં આવ્યો, એવા કારણથી કે દેવાળયનું ટ્રસ્ટીપણું "અસાઇન" કરી શકાતં નથી. ત્યાર પછી અપીલવાળાઓએ પાછો વહિવટ લીધો. તેથી અસલ તે મીલકત ચડાવી આપવામાં આવી ને તારીખથી રૂ. ૪૦૦૦) દર વર્ષે દર શેંકડે ૧૨ ટકાના વ્યાજ સાથે લેવાને અપીલના પ્રતીવાદીએ આ દાવો કર્યો, આ દાવામાં અપીલવાળાઓએ સામી તકરાર ત્રણ કારણોથી કરી. એટલે કે જે રકમ રોકડી આપવામાં આવી છે તે ફકત રૂ. ૩૦૦૦) ની આપવામા આવી છે, અને અપીલવાળાએ ખરી હકીકતની માહેતી છતાં "ઉરાયલ" હક્ક ચડાવી લેવાને કબુલ કરેલું હતું, માટે તેવી માહેતી છતાં તેણે જે આપેલું છે તે પાછું લેવાને તે દાવો કરી શકતો નથી, અને અમે કાંઈ તે કરાર રદ કરયો નથી, અગર તે કરારની શરતો ટુટે તે પ્રમાણે બીજી રીતે અમે ચાલ્યા નથી, સબાર્ડીનેટ જડજના અભિપ્રાયમાં આવ્યુ કે ફકત રૂ. ૩૦૦૦) રોકડા આપવામાં આવ્યા હતા, તેમાંથી અપીલવાળાઓએ રૂ. ૨૯૩૮) પોતાના "તારવાડ"ના દેવામાં આપેલા છે, અને જે નાણાં લેવામાં આવેલાં છે તે "દેવાળય"ના ફાયદામાં વાપરવારમાં આવ્યાં હતાં, એવું બતાવવામાં આવ્યું નથી. અપીલના પ્રતીવાદીએ મુખત્યુઆનીનો પુરાવ રૂ. ૧૦૦૦) ઉરાયલ હક્કના ૯૯ વર્ષના પટાનું અસાઇનમેંટ મેળવવાના ખરચ સારૂ જુદા મુકેલા છે, તે બતાવવાને અપીલના પ્રતીવાદીએ ગુજારેલો છે, તે કરતાં તેના કુટંબના અંગભૂતોની વચમાં સન ૧૮૮૦ ના નંબર ૫૦૯ ના કામમાં આંક ડ વાળો હિસાબ અપીલવાળાના કારનાવને ફાઈલ કરેલો છે, તે ઉપર તેઉએ વધારે ભરૂસો રાખેલો છે. ત્યાર પછી સબારડિનેટ જડજે હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૬૫ મી બતાવી છે, તેથી દેવાળયની તમામ મીલકત તે દાવાની જવાબદારીમાંથી છુટી થયેલી છે. તેથી તેઉએ સન ૧૮૮૦ ના નંબર ૩૭૩ ના કામમાં છેવટ હુકમનામું થયું તે તારીખથી તે વસુલ થતાં સુધી દર વર્ષે દર શેંકડે ૧૨ ટકાના વ્યાજ તથા ખર્ચ તથા તે ઉપર હુકમનામાની તારીખથી દર વર્ષે દર શેંકડે ૭ ટકા વ્યાજ સાથે રૂ. ૩૦૦૦) અપીલવાળાઓએ આપવા એવું હુકમનામું કરયું. વળી તેમણે ઠરાવ્યું છે કે અપીલવાળાની તારવાડની મીલકત તે દાવા સારૂ જવાબદાર છે.

આ હુકમનામું જેટલું બેઉ પક્ષકારોના વિરૂદ્ધ છે, તેટલી બાબતમાં બેઉ પક્ષકારોએ આ હુકમનામા બાબત હરકત લીધી. અપીલવાળા તરફથી એવી તકરાર કરવામાં આવી છે કે જે હક્ક સબંધ ચડાવી આપવામાં આવેલો, તે કાયદા પ્રમાણે ચડાવવા લાયક નહી હતો, એવું સંપુર્ણ રીતે જાણ્યા છતાં જે નાણું આપવામાં આવેલાં છે તે લેવાનો દાવો ચાલી શકતો નથી, અને અમે अ નીશાનના દસ્તાવેજની શરતો વિરૂદ્ધ ચાલ્યા નથી, અને અમારા તારવાડના માલેકપણાની મીલકત તેમના દાવામાં જવાબદાર ઠરાવવી જોઈએ, તેવી દાદ દાવાની અરજીમાં માગવામાં આવી નથી. બીજી બાજુ તરફ અપીલના પ્રતીવાદીએ તકરાર કરી છે કે રૂ. ૪૦૦૦) માંથી રૂ. ૧૦૦૦) નહી આપવા બાબતનો ઠરાવ છે, તે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૧ મી પ્રમાણે પુરાવના વજન વિરૂદ્ધ છે, અને સન ૧૮૮૦ ના અસલ નંબર ૩૭૩ ના કામમાં આખરનું હુકમનામુ થયા તારીખથી વ્યાજ અપાવવાને બદલે अ નીશાનના દસ્તાવેજની તારીખથી ૧૨ ટકાનું વ્યાજ અપાવવું જોઇએ. अ નીશાનના દસ્તાવેજથી તે ૯૬ વર્ષના પટાથી "ઉરાયલ" હક્ક કાયદા પ્રમાણે અસાઇન કરવા લાયક છે, એવું માનવું ભુલ ભરેલું છે, એ કબુલ કરવામાં આવેલું છે. જે પુરાવ ઉપરથી અપીલવાળા અગર અપીલનો પ્રતીવાદી જાણતો હતો કે તે અસાઇનમેંટ નાબુદ છે, એવો કાંઈ પુરાવ અમને બતાવવામાં આવ્યો નથી. માટે જે હક્ક મતલબમાં "ટ્રસ્ટ" છે, તે હક્ક બીજાને આપવા સબંધી કાયદાની અરસપરસ ભુલ છે. પરંતુ અપીલવાળાને ધીરેલી રકમ પાછી વસુલ આપવાને તે બંધાએલો છે, એવું બતાવવાને તે મીલકત ચડાવી આપવાની બાબત ઉપર અપીલવાળાના પ્રતીવાદીને તે આધાર રાખવાની જરૂર નહી હતી. अ નીશાનના દસ્તાવેજ ઉપરથી એમ બતાવવામાં આવ્યું છે કે તેઓએ અપીલના પ્રતીવાદીને એવું સમજાવેલું હતું કે, અમારે આ કરજ લેવાને દેવાસમનું દેવું આપવાને સારૂ ગરજ છે. તેથી તે દેવું આપવાને તે રકમ ધીરવામાં આવી હતી. જો આ સમજાવવું શુદ્ધ અંતઃકર્ણનું હોત અને અપીલના પ્રતીવાદી પાસેથી કરજ લેઇ "દેવાસમ"નું દેવું આપ્યું હોત તો, દેવાસમની મીલકતમાંથી "ઊરાલરો" તરીકે તે કરજ આપવાને સંપુર્ણ બંધન થાત. પણ જેવી હકીકત માલુમ પડી છે તે પ્રમાણે તે કરજે લીધેલાં નાણાં પોતાનું તારવાડ તરીકેનું દેવું વાળવામાં વાપરયાં કે જેથી તેઓ દેવાસમનું દેવું આપી શકે, તોપણ તેઓએ કરાર તોડયો, માટે તેઓનું અપીલના પ્રતીવાદીને કરજ વસુલ આપવાનું બંધન છે, તે સંપૂર્ણ થાય છે. ૯૬ વર્ષને પટે "ઊરાયલમાં" હક્ક ચઢાવી આપવાનો કરાર છે, તેથી તેને પોતાના બંધનમાંથી છુટવાને એક ખાસ રીતી ઠરાવવામાં આવી છે. પરંતુ તે કરાર કાયદેસર નહી હોવાથી જો તેનો અમલ થઇ શકતો ના હોય તો, તે કારણથી તેમને તે કરજ પાછું વસુલ આપવાનું બંધન છે તે પુરૂં કરવામાં આવ્યું, એમ થઇ શકતું નથી. એલકીંગટનના અને બ્રીજર્સના કામમાં લોર્ડ કેર્નસાહેબના ઠરાવ્યા પ્રમાણે, એકાદો કરાર એવો હોય કે જે બંધન વિશે કરાર કરવામાં આવ્યો હોય, તે બંધન અમુક રીતે પુરૂ કરવામાં આવશે તો, તે કરાર, જે અસલ કરારથી તે બંધન ઉત્પન થએલું હોય, તે કરાર સાથેનો કરાર છે. પછી તે બેઉ શરતો એકજ કરારમાં મીશ્ર કરવામાં આવી હોય તેની ચિંતા નહીં. જે

કાયદાનો એવો નિયમ છે કે કાયદાની ભુલ કરવાથી એકાદા કરારનો પક્ષકાર તે કરારમાં-માંથી છુટો થતો નથી, તે નિયમમાં ફેરફાર કરવાનો કરાર આ આકટની કલમ ૬૫ મીનો ઈરાદો નથી એમ ધારીએ, તોપણ અમારા અભિપ્રાયમાં આવે છે કે તે કરજ પાછું આપવાને એકસરખો કરાર કરવામાં આવ્યો છે, તે નિષ્ફળ થએલો છે માટે અપીલના પ્રતીવાદીનો પોતે ધીરેલી રકમ પાછી વસુલ લેવાનો હક્ક છે. જે એવી તકરાર છે કે સબાર્ડીનેટ જડજે એમ ઠરાવેલું છે કે અપીલવાળાની તારવાડ તરીકેની મીલકત તે કરજ બાબત જવાબદાર છે, તે ભુલ છે, તે વિશે અમારા જોવામાં આવે છે કે દાવાની અરજીમાં એવી દાદ માગવામાં આવી છે કે અપીલનો પ્રતીવાદી જે માગે તે અને કોર્ટને વ્યાજબી અપાવવું જણાય તે દાદ અપાવવી જોઈએ. જે રકમ કરજે લેવામાં આવી છે, તે "દેવાસમ" નું દેવું આપવામાં વાપરી છે, એવું બતાવવામાં આવ્યું નથી, માટે "દેવાસમ" ની મીલકત જવાબદાર ઠરાવી શકાતી નથી. બીજી બાજુ તરફ રૂ. ૩૦૦૦) માંથી રૂ. ૨૯૩૨) અપીલવાળાના તારવાડને દેવું હતું તે આપવામાં વાપરવામાં આવેલા છે, એમ શાબેત થએલું છે, અને આ પ્રમાણે છે તો, હુકમનામાવાળી રકમ બાબત તારવાડની મીલકત જવાબદાર ઠરાવવામાં આવી છે, તે બરોબર છે. ક્રિશ્ના વિગરે વિ. શંકર વરમા (ઈં. લા. રી. ૯ મ. પાનું. ૪૪૧)

## કલમ ૨૨ મી.

હકીકત વિશે કરારના એક પક્ષકારની ચુક થઇ હોયતો માત્ર તેજ કારણથી કરાર નિરર્થકથવા યોગ્ય થતો નથી,

**કરારમાંના કોઈ એક પક્ષકારની કોઈ હકીકતની વાત વિશે ચુક થવાને લીધે કોઇ કરાર થયો, તેટલાજ કારણથી કરાર મજકુર નિરર્થક થવા યોગ્ય થતો નથી.**

## ટીકા.

જ્યારે કરારના ઠરાવો અગર પક્ષકારોએ બતાવેલો ઈરાદો બીનચુકે એકજ હેતુ બતાવતો હોય તો, એમાંથી એકે પક્ષકાર એમ કહી શકતો નથી કે મારો ઇરાદો કાંઇક જુદો હતો, જો એક પક્ષકારના જાણવામાં હોય કે બીજો પક્ષકાર ભુલથી અમુક કામ કરે છે, તેમ છતાં તે બીજા પક્ષકારનો બચાવ ના કરે તો, કપટ બાબત ખબર કરવાની ફરજ તોડયા બાબતનો સવાલ થાય છે. પણ જો આ પ્રમાણે નાહોય તો, દરેક સખસ પોતાના બતાવેલા ઇરાદાથી બંધાએલો છે, કારણ કે જો તેમ ના થાય તો હમેશાં કરારનો પક્ષકાર ભુલના કારણથી કરાર રદ કરાવી શકે. માટે એકાદો ખરીદદાર જો એમ ધારતો હોય કે એક વસ્તુ અમુક કારણસર ઉપયોગમાં આવશે, પછી તે કારણસર ઉપયોગમાં આવે નહી, અગર તેની કાંઇ ખાસ કીમત હોય તો, તે એમ કહી શકતો નથી કે તે વ્યવહાર મારી દેખીતી કબુલત બાબત છે, તે ખરી નથી. ચાન્ટર વિ. હોપકીન્સ (મીશન એન્ડ વેલ્સબી વા. ૪ પાનું ૩૯૯)

ખોટો નમુનો બતાવવાની વેચનારની ચુક થાય, તેથી તેણે કરેલો કરાર તેને માટે રદ થવા લાયક નથી, કારણ કે તેના કૃત્યથી તે એમ કહી શકતો નથી કે જે હેતુ ખરીદદાર સમજેલો છે તેથી હું જુદું સમજેલો છું. સ્કાટ વિ. લીટલ ડેલ (૨૭ લા જરનલ. ક્વીન્સ બેંચ પાનું ૨૦૧). પરંતુ જો ખરીદદારના જાણવામાં એમ હોય કે તે વેચનાર ખોટું સમજેલો છે તો, તે કરાર રદ થવા લાયક થાય છે. સ્મીથ વિ. હ્યુંમ્સ (લા. રી ક્વીન્સ બેંચ વા. ૬ પાનું ૬૧૦).

જે હેતુથી કરાર કરવામાં આવે તે હેતુમાં ભૂલ થવામાં આવે, તેથી કોઈ સખસ કરાર કરવાને લલચાય તે કારણથી તે કરાર કોરાણે કરવાને કારણ થતું નથી. પ્રતીવાદીઓ ધારતા હતા કે અમારી કંપની એક બીજી કંપનીને મળી જવાની ગોઠવણ સંપૂર્ણ થયેલી છે, તેથી તે બીજી કંપનીનું કરજ આપવાને તેઓએ એક બીલ આફ એક્સચેંજ આપ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બીલ (હુંડી)ની રૂઇએ કરેલા દાવામાં એવો જવાબ ચાલતો નથી કે, તે બીલ અમે ભૂલથી આપેલું છે, કારણકે અમારી કંપની મળી ગએલી છે, એવી હમારી ધારણા હતી તે ખોટી પડી છે. માલીન્શ વી. ફ્રીમેન (ક્વીન્સ રી. પાનું ૨૫).

જે કામમાં ખરીદદારની ખરીદ કરવામાં ફક્ત બેપરીકરાઇ હોય, તો તેને તે માફ થઇ શકતું નથી. વિશેષ ન્યાયના આકટની કલમ ૨૮ મી જોવી.

## કલમ ૨૩ મી.

કહી જાતનો અવેજ તથા કારણો કાયદેસર છે તથા નથી.

**કોઇ કબુલાયતનો અવેજ કિંવા ઉદ્દેશ નીચે લખ્યા મુજબનો ન હોય, તો તે અવેજ કિંવા ઉદ્દેશ કાયદેસર છે;**

**જે અવેજ કિંવા ઉદ્દેશની કાયદામાં મનાઈ કરી હોય તેવો; કિંવા જેનો પ્રકાર એવો હોય કે તેને મંજુર રાખ્યો હોય તો, કોઇ પણ કાયદાનો ઠરાવ વ્યર્થ થઇ પડે તેવો; કિંવા જેમાં કપટ હોય તેવો; કિંવા**

**જે બીજા સખસના શરીરને કિંવા મિલકતને હાનિકર્ત્તા હોય, કિંવા જેનો અર્થ સદરહુ મુજબની હાનિ કરવાનો થતો હોય તેવો; કિંવા જેને કોર્ટ અનીતિનો અથવા રાજ્યનીતિ વિરૂદ્ધ ગણતી હોય, તેવો.**

**ઉપલી દરેક બાબતમાં કબુલાયતનો અવેજ કિંવા ઉદ્દેશ ગેરકાયદે છે, એમ સમજવું. જે કબુલાયતનો અવેજ કિંવા ઉદ્દેશ ગેરકાયદે હોય, તે દરેક કબુલાયત નિરર્થક છે.**

### દ્રષ્ટાંતો.

**(अ.) अ પોતાનું ઘર દસ હજાર રૂપીઆને માટે ब ને વેચાતું આપવાની કબુલાયત કરે છે. अ એ ઘર વેચવાનું જે વચન આપ્યું તેનો અવેજ ब એ દસ હજાર રૂપીઆ આપવા કબુલ કરયા છે, अ ને ब એ દસ હજાર રૂપીઆ આપવાનું વચન આપ્યું તેનો અવેજ; अ**

એ ઘર વેચવાનું વચન આપ્યું એ થાય છે. એ અવેજો કાયદેસર છે.

(ब.) क ને ब ના એક હજાર રૂપીઆ દેવા છે, તે क છ મહીનામાં ન આપે તો, ब ને તે રૂપીઆ આપવાનું વચન अ આપે છે. એટલી મુદત क ને આપવાનું ब વચન આપે છે. એમ એકે આપેલું વચન બીજાએ આપેલા વચનનો અવેજ થાય છે, અને તે અવેજ કાયદેસર છે.

(क.) ब એ अ ને કાંઇક રકમ આપી છે તે બદલ अ એવું વચન આપે છે કે ब નું વાંહાણ એક અમુક સફરમાં ભાગી જાય તો તેની કિંમત ब ને હું ભરી આપીશ. અહીં ब એ જે રકમ આપી તેનો અવેજ अ નું વચન છે. અને अ એ જે વચન આપ્યું તેનો અવેજ ब એ આપેલી રકમ છે; અને એ અવેજો કાયદેસર છે.

(ड.) ब ના છોકરાનું પ્રતિપાલન કરીશ, એવું વચન अ આપે છે, અને ब તે બદલ અને દર સાલ એક હજાર રૂપીઆ આપવાનું વચન આપે છે; એમાં એક પક્ષકારનું વચન બીજા પક્ષકારના વચનનો અવેજ થાય છે, અને એ અવેજો કાયદેસર છે.

(ई.) પોતે કપટથી જે મિલકત મેળવી છે કિંવા મેળવે તે પોત પોતામાં વેહેંચી લેવા બાબત अ, ब તથા क એઓ કબુલાયત કરે છે. એ કબુલાયત નિરર્થક છે, કારણ કે તેનો ઉદ્દેશ ગેરકાયદે છે.

(फ.) अ એવું વચન આપે છે કે ब ને સરકારમાં નોકરી અપાવીશ. અને ब તે બદલ अ ને હજાર રૂપીઆ આપવાનું વચન આપે છે. એ કબુલાયત નિરર્થક છે, કારણ કે તેનો અવેજ ગેરકાયદે છે.

(ग.) अ એક જમીનદારનો મુનીમ છે, અને પોતાના ધણીના એક ખેતરનો પટો ब પાસેથી પૈસા લેઇને ब ને અપાવવાનું પોતાના ધણીને ન જણાવતાં, કબુલ કરે છે. अ તથા ब વચેની કબુલાયત નિરર્થક છે, કારણ કે તેનો અર્થ એવો થાય છે કે अ એ એ વાત છુપાવીને પોતાના ધણીની જોડે કપટ કરયું.

(ह.) अ, ब ને એવું વચન આપે છે કે અપહરણ કરયાના તોહુમત બદલ તારા ઉપર મેં મુકરદમો ચલાવેલો છે. તે હું બંધ પાડીશ, અને તે બદલ ચોરેલા માલની કિંમત પાછી આપવાનું વચન ब આપે છે. એ કબુલાયત નિરર્થક છે, કારણ કે તેનો ઉદ્દેશ ગેરકાયદે છે.

(आइ.) કાયદા કરનાર મંડળીએ કરેલા એક આકટના ઠરાવ મુજબ अ ની મિલકત ધારાની બાકીને સારૂ વેચવામાં આવે છે. જેની પાસે બાકી રહી છે તેણે તે મિલકત વેચાણ લેવી નહી એવી આકટ મજકુરમાં મનાઈ છે. अ જોડે બંદોબસ્ત કરીને ब તે મિલકત વેચાણ લે છે, અને ब એ જે કિંમત આપી તે अ પાસેથી મળેલી મિલકત મજકુર अ ને આપવાનું ब કબુલ કરે છે. એ કબુલાયત નિરર્થક છે,

કારણ કે જેની પાસે બાકી રહી તેહેજ મલકત મજકુર વચાણ લીધી એવું એ કાર્યનું પરિણામ કબુલાયત મજકુર ઉપરથી થાય છે; અને એમ થયાથી સદરહુ કાયદાનો હેતુ વ્યર્થ જાય છે.

(જ.) अ, ब નો મુખત્યાર છે તે એવું વચન આપે છે કે મુખત્યારપણાના સંબંધથી પોતાનું ब ની જોડે જે વજન છે તે क ના હિતને વાસ્તે વાપરીશ, અને તે બદલ अ ને રૂપીઆ એક હજાર આપવાનું વચન क આપે છે. એ કબુલાયત નિરર્થક છે કારણ કે તે અનીતિની છે.

(क.) अ પૈસા લઇને પોતાની છોકરી ब ને રાખ તરીકે આપવાનું કબુલ કરે છે. એ કબુલાયત નિરર્થક છે, કારણ કે એવે પ્રકારે પૈસા લઇને છોકરી આપવી એ વાત હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષાને પાત્ર ન હોય, તોપણ તે કબુલાયત અનીતિની છે.

## ટીકા.

હેતુ અને અવેજ એકજ છે. એક પક્ષકારનો જે હેતુ હોય છે, તે બીજા પક્ષકારનો અવેજ થાય છે. માટે તેમાંથી જો કાંઇ કાયદા વિરૂદ્ધ હોય તો, તે કરાર રદ થાય છે. આજ નિયમ આ કલમની નીચેની કલમમાં બોહોળી રીતે બતાવેલો છે. અવેજમાં અગર હેતુમાં થોડો ભાગ કાયદા વિરૂદ્ધ હોય તો, તેથી તમામ કરાર રદ થાય છે, પણ કલમ ૫૭ અને ૫૮ માં આ ઠરાવના અપવાદો છે, તે વિષે ઠરાવ કરવામાં આવ્યા છે, તે એવી મતલબના છે કે, જ્યારે બે પ્રકારનાં વચનો હોય તેમાં એક કાયદેસર હોય અને બીજું કાયદા વિરૂદ્ધ હોય તો, જે કાયદા વિરૂદ્ધ વચન હોય તેથી તે કાયદેસર વચનનો અમલ કરવાને અટકાવ થતો નથી. કલમ ૨૭ અને ૨૮ માં જે હકીકત બતાવી છે તે હકીકત જેટલે દરજ્જે હોય તેટલે દરજ્જેજ કરાર રદ છે, માટે તે કલમોમાં સમાસ થતા કરારોમાં જેટલો ભાગ કાયદા વિરૂદ્ધ હોય તેટલો ભાગ દુર થઇ શકે તો, તે કાયદેસર ભાગનો અમલ થઈ શકે છે. આ બાબતમાં ઈંગ્રેજી ઠરાવો છે તે પ્રમાણે આ નિયમ ઠરાવવામાં આવ્યો છે. કામના કાગળ જોતાંજ કરારનો અવેજ કોઇ રીતે કાયદા વિરૂદ્ધ જણાય તો, તે કોર્ટ લક્ષમાં લેવાનો કોર્ટનો હક્ક ઇયાને ફરજ છે. પછી તે વિશે પક્ષકારોએ તકરાર કરી હોય કિંવા નહી, તેની ચીંતા નથી.

આ આકટની કલમ ૨૬ અને ૩૦ મી છે, તેમાં કાયદા પ્રમાણે કરારો મને કરવામાં આવ્યા છે, તે છે, ઘણી ખરી બાબત કાયદા પ્રમાણે સ્પષ્ટ રીતે મને કરવામાં આવતી નથી, પરંતુ તે કરયા બાબત ગુન્હેગારી ઠરાવવામાં આવે છે, માટે તે ઊપરથી ગર્ભીત રીતે મનાઈ સમજાય છે. સબબ તેવી ગર્ભીત રીતે મનાઇ કરેલા કરારો કાયદા વિરૂદ્ધ છે. કાયદા પ્રમાણે જે કરારનો હેતુ એવો હોય કે જેથી કાયદાના ઠરાવ નહી જેવા થાય તેવા કરારનો અમલ થતો નથી. માટે કેટલાક કામોમાં સરકારી નોકરો વિગરેને અમુક વેચાણમાંથી ખરીદ કરવાની મનાઇ કરવામાં આવી હોય છે, માટે તેવો કોઇ સખસ તેવા વેચાણમાંથી ખરીદ કરવાનો કરાર કરે તો, તે રદ બાતલ થાય છે. ઇશન કીશોર આચારજી ચૌધ્રી વિ. હારીસચંદ્ર ચૌધ્રી (ઈ. લા. રી, અ. વા. ૩ પાનું ૪૨) ના કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે

કે, એક છોકરાના જનક માબાપને વાર્ષિક રકમ આપવાના અવેજમાં તે છોકરાને દત્ત આ-પવાનો કરાર કરવામાં આવ્યો છે, તે રદ બાતલ છે, એવા કારણથી કે. હિંદુશાસ્ત્રનો નિ-યમ તેથી પાર પડતો નથી, અને બીજું એવું કારણ છે કે તેથી તે છોકરાને નુકશાન છે.

સીતારામ વિ. મસામત આહીરી હીરાની (૧૧ બી. લા. રી. ૧૨૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે, અમુક હકીકત બને તો અમુક લગ્ન રદ સમજવું, એવો કરાર સુ-નીતિ વિરૂદ્ધ છે, માટે તે કરાર ચાલી શકતો નથી.

પ્રોતીમા આરટ વિ. ડુબીયા સરકાર (૯ બા. લા. રી. અ. ૫) ના કામમાં વાદીએ પ્રતીવાદીઓને પચાસ રૂપૈયા એવી શરતથી આપ્યા હતા કે, તુરંગમાંથી વાદીઅણુના ધ-ણીની તેઓએ (પ્રતીવાદીઓએ) તેણીને ફારકતી મેળવી આપવી. પછી તે કરાર તોડયા બાબત દાવો કરવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી તે નાણાં વસુલ કરી શક-તો નથી, કારણ કે તે કરાર કાયદેસર નથી, અને નીતિ વિરૂદ્ધ છે.

કમળાકંત ઘોઝ વિ. કાલુમહમદ મંડળ (૩ બી. લા. રી. એ. શી. પાનું ૪૪) ના કામમાં ચીફજસ્ટીસ હોલ્ટસાહેબે ઠરાવ્યું કે બાર્ટલેટ વિ. વીનોર (કાર્થીલ પાનું ૨૫૨) ના કામમાં એવું ઠરાવેલું છે કે સ્ટાટયુટથી અમુક બાબત કાયદા વિરૂદ્ધ ઠરાવેલી હોય, તે વિશે કાંઈ કરાર કરવામાં આવે તો, તે કરાર રદ બાતલ છે.

ચીમનસીંગ વિ. સુબરાન કુંઅર (ઇં. લા. રી. ૨ અ. પાનું ૯૦૨) ના કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે સન ૧૮૫૮ ના આકટ ૪૦ માં જે સખસ પાસે સર્ટી-ફીકટ હોય, તે સખસે દીવાની કોર્ટની મંજુરી વિના જે મીલકત બાબત તે સર્ટીફીકટ હોય તે ગીરો આપવી નહી, એવો ઠરાવ છે, તેમ છતાં તે મીલકત ગીરો આપેલી છે, તો, તે ગીરોનો કરાર રદ બાતલ છે, માટે જે સખસનો તે મીલકતમાં હક્ક સબંધ હોય, તે સખસના દાવા ઉપરથી તે કરાર રદ થાય છે.

શેઠ ગોકળદાસ વિ. મુર્લી (ઈં. લા. રી. ૩ ક. પાનું ૬૦૨) ના કામમાં હુકમનામાના દેણદારે એકાદો કરાર કરી જપ્તીવાળી મીલકત છોડાવેલી, એવી શરતથી કે હુકમનામાની રકમ જે ઉપર હુકમનામાથી વ્યાજ અપાવવામાં આવ્યું નથી, તે રકમ વ્યાજ સાથે હક્તેથી આપીશ. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે આ કરાર રદ બાતલ થતો નથી. વાદીએ સરકાર સાથે એવો કરાર કરયો કે ફોજ સારૂ હું અમુક ઘોડા રાખી-શ. પ્રતીવાદીએ સરકાર સાથે એવો કરાર કરયો કે હું તે ઘોડાઓને ઘાસ દાણો પુરો પાડીશ. પછી પ્રતીવાદીએ વાદી સાથે એવો કરાર કરયો કે જો વાદી ઘાસ દાણો ના લે તો, તેના અવેજ બદલ વાદીને દરેક ઘોડાને સારૂ મારે આટલું આપવું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરાર રદ બાતલ છે, કારણ કે તેથી સરકાર સાથે કપટ કરયું એમ થાય છે. વુલીસ વિ. બાલ્ડવીન (ડુગબાસ વા. ૨ પાનું ૪૫૦). જે વેહેપારીએ નીંદાખોર પુ-સ્તક વેચેલું હોય, તે વેહેપારી તેની કીમત વસુલ કરી શકતો નથી, તેમ તેવું પુસ્તક છાપનાર પોતાની મેહેનત બદલ કીમત પણ વસુલ કરી શકતો નથી. પોપલેટ વિ. સ્ટો-કડેલ (રાયન એન્ડ મુનીસ રી. વા. ૧ પાનું. ૩૩૭). તેમજ તેવા નીંદાખોર પુસ્તક પ્રસિદ્ધ કરનારને તેથી જે નુકશાન થએલું હોય તે નુકશાન ભરી આપવાના કરારનો અમલ પણ

પડી શકતો નથી. એક કામમાં એક દાખલો એવો બની ચુકેલો છે કે એક મેહેતાએ પોતાના શેઠના દલાલ સાથે એવો કરાર કરયો કે, મારા શેઠને સમજાવી તને કામ અપાવું તેમાં તને જે દલાલી મળે તે ઉપર અમુક ટકા તારે મને આપવા, તે કબુલત કાયદા વિરૂદ્ધ ઠરાવવામાં આવી. વી. ગણપતરાવ વિરૂદ્ધ આર. પ્રાણજીવનદાસ. (મું. હા. રી. વા. ૭ પાનું. ૯૧).

તેજ પ્રમાણે સંસારીક અનીતીવાળી સ્ત્રી રાખવા વિગરેની બાબતમાં કાયદા વિરૂદ્ધ છે. તેવી બાબતોથી ગુન્હો થતો ના હોય, તેથી કાયદો તેવી બાબતો બંધ કરવાની ફરજ પાડે નહી, તોપણ જે કરારોમાં તેવી બાબતો હોય તેવા કરારો અમલમાં લાવવાને કાયદા પ્રમાણે મદદ આપી શકાતી નથી. બ્રાઉન વિ. બ્રાઈન. (એક્સચેકર. ડીવીઝન પાનું. ૫). દુરાચરણી સ્ત્રીઓ મળી આવવાનું જે મકાન હોય તેમાં જે વસ્તુઓ વાપરવાને જોઈએ તે વસ્તુઓ તે કારણસર વેચેલી હોય, અગર ભાડે આપવાનો કરાર કરયો હોય, તે કરાર અગર તેવોજ કરાર કોઇ કીસબણ પોતાનો ધંધો ચલાવવાના કારણસર કરે તો, તે રદ બાતલ છે. માટે તેવી વસ્તુઓની કીમત અગર ભાડું વસુલ થઈ શકતું નથી. હામીલટન વિ. ચેંનજર (હલેરટોન અને નાર્મન રી. પાનુ. ૪૦).

જે નિયમો પ્રમાણે ઇંગ્રેજી મુકરદમાઓમાં ચાલવામાં આવે છે, તેજ આ દેશને લાગુ થાય છે. માટે એકાદા મકાનનો માલેક પોતાનું મકાન જાણી બુજીને કીસબણને રેહેવા સારૂ આપે તો, તેનું ભાડું વસુલ કરી શકતો નથી. ગૌરીનાથ મુકરજી વિ. માધુમાની પેશકર.(૯ બં. લા. રી. અ. પાનું. ૩૭)

કે દ્રષ્ટાંતમાં જે દાખલા આપેલા છે, તેમાં રાખેલી સ્ત્રી બાબતના કરારના દાખલા છે, અને ઇંગ્રેજી લા પ્રમાણે જે સખસને ખત લખી આપવામાં આવે તેથી તે સખસ અયોગ્ય વ્યવહારથી તે લખીઆપનાર સાથે રેહેવાને લલચાય તો, તે કરાર પણ રદબાતલ છે.

પરંતુ ધીરજકુંઅર વિ. બીક્રમાજીતસીંગ (ઇં. લા. રી. ૩ અ. પાનું. ૭૮૭) ના કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે, એકાદા સખસે પોતાની સાથે એક સ્ત્રી રહેલી હોય તે રહી ગયા બાદ તે વિશે કાંઇ રકમ આપવાને વચન આપેલું હોય તો, કલમ ૨૫ ની પેટા રકમમાં સમાસ થાય તે પ્રમાણેનું તે વચન છે. તેજ નિયમના આધારથી ધણી ધણીયાણીએ હવે પછી છુટા થવાને, અગર લગ્નથી નીમકહલાલી રીતે જે રેહેવું જોઈએ તે રેહેવાનું બંધન તોડયાના હેતુથી ખત કરી આપવામાં આવ્યું હોય તો, તે કાયદા વિરૂદ્ધ છે, કારણ કે લગ્ન થએલા માણસો આવી ગોઠવણ કરવાનો વિચાર કરે તે અનિતી ભરેલું અને સુનિતી વિરૂદ્ધ છે. પણ જ્યારે ધણી ધણીયાણી ખરી રીતે જુદાં થાય ત્યારે તે જુદાં થયા પછી તેમના હક્ક અને જવાબદારીઓ બાબત દસ્તાવેજ કરવામાં આવે તે કાયદા વિરૂદ્ધ નથી. રચાંડલ વિ. ગોલ્ડ. (૨૭ લા. જ. કવીન્સબેંચ. પાનું ૫૭), માટે આવા કરાર લખી આપવાનો કરાર, અગર તેમાં બતાવેલા ઠરાવોનો અમલ કોર્ટો કરી શકે છે. સાંડર્સ વિ. રોડ (૨૨ લા. જરનલ ચાન્સરી. પાનું. ૧૬૧)

એક સખસ એવો કરાર કરે કે બીજા સખસ વિરૂદ્ધ અમુક લીલામમાં મારે માગણી કરવી નહી, તો તે કરાર કાયદેસર નથી.

ઈંગ્રેજી રાજ્યની બાહાર દાણચોરી કરવાને માલ વેચવામાં આવ્યો હોય તો, તે

વેચાણના કરાર રદ બાદલ છે. માટે તે પ્રમાણે વેચેલા માલની કીમત વસુલ થઇ શકતી નથી. બીગ્સ વિ. લારન્સ. (ટરનર એન્ડ રસ્લસ રી. પાનું. ૪૫૪)

તેમજ પરદેશથી કોઈ માલ વેચનાર તે ખરીદ કરનારના હુકમથી અમુક રીતે ઈંગ્રેજ સરકારના મુલુકમાં દાણચોરી થવા સારૂ બીડે, અને તે વખતે તેઓ જાણતા હોય કે તે પ્રમાણે દાણચોરી થવાની છે, તો પછી જો કે તે વેચનારે ઇંગ્રેજ સરકારના મુલકમાં તે માલ લાવવામાં કાંઇ પણ ભાગ લીધો નહી હોય, તોપણ તે માલની કીમત વસુલ કરી શકતો નથી. વેમલ વિ. રીડ. (ટરનર એન્ડ રસલ્સ રી. પાનું. ૫૯૯).

તેમજ તે કારણથીજ ગુન્હાઓનું સમાધાન સામાન્ય નિયમ પ્રમાણે થઇ શકતું નથી. સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતીનો કાયદો મંજુર થયો ત્યાર પેહેલાં આ બાબત કેટલીક સફાઇ નહી હતી. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૧૩ અને ૨૧૪ પ્રમાણે એકાદો ગુન્હો છુપાવવાના અવેજમાં સંતોષ દાખલ કાંઇ કબુલ કરવું અગર માગવું અગર આપવું અગર આપવાને કબુલ કરવું અગર કોઇ સખસને કાયદેસર સીક્ષામાંથી બચાવવાનો ગુન્હો કરવો, અગર કોઇ સખસનો ન્યાય કરાવવાને તેના વિરૂદ્ધ કામ નહી ચલાવવાનો ગુન્હો કરવો, તે શીક્ષા કરવા લાયક છે. પરંતુ જે ગુન્હો કરવામાં ગુન્હો કરનારનો ઈરાદો નથી હતો, અને જે બાબત દિવાનીરાહે દાવો લાવી શકાય છે, તે બાબતનો સદરહુ નિયમને અપવાદ છે. અહીયાં જે ઈરાદો બતાવવામાં આવ્યો છે તે ગુન્હો બનવાને અવસ્યે કરીને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૮૦ પ્રમાણે ઇરાદો હોવો જોઇએ, તે ઈરાદો નથી. પરંતુ તે કાયદાની જુદી જુદી કલમો પ્રમાણે અવસ્યે કરીને ગુન્હો થવાને જે ખાસ ઈરાદો હોવો જોઇએ તે છે, અગર જેથી અમુક ગુન્હાઓમાં વધારાની શીક્ષા થાય છે તે છે. માટે જ્યારે અમુક કૃત્ય કરવાથી ગુન્હો થતો હોય, પણ તેમાં ઉપર પ્રમાણે ખાસ રીતનો ઇરાદો ના હોય, અને તે બાબત દિવાનીરાહે દાવો ચાલી શકે તેવું હોય તો, જે પક્ષકારને ઇજા થએલી હોય, તે તેનું સમાધાન કરવાને મુખત્યાર છે. તે કાયદામાં હુમલો કરવો તથા વ્યભીચાર એ બે ગુન્હાનું સમાધાન થઇ શકે છે, એમ બતાવેલું છે. એક ધણી છતાં બીજો ધણી કરવામાં આવે તો, તે બાબત દિવાની દાવો ચાલતો નથી, માટે તેનું સમાધાન પણ થઈ શકતું નથી, તેમ કલમ ૪૨૫ મી પ્રમાણે બીગાડનું પણ સમાધાન થઇ શકાતું નથી, કારણ કે બીગાડનો ગુન્હો થવાને બીગાડની વાખ્યામાં ખાસ ઇરાદો હોવો જોઈએ, એમ બતાવેલું છે. થોડી મુદત ઉપર મહારાણી વિ. રેહેમત (ઇ. લા. રી. મુ. વા. ૧. પાનું ૧૪૭) ના કામમાં ગુન્હાઓનું સમાધાન કરવા બાબતના સવાલનો વિચાર સંપુર્ણ રીતે કરવામાં આવેલો છે. તેમાં જસ્ટીસ વેસ્ટ સાહેબે કલમ ૨૧૪ મીના અપવાદમાં જે એવા શબ્દો છે કે "દિવાની દાવો કરી શકે" તેનો અર્થ "ફોજદારી કામ ચલાવ્યા વિના અગર તેને બદલે દાવો કરી શકે" તેવો કરેલો છે. હાલ સન ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૪૫ મીમાં આ વિશે ચોકસ ઠરાવ કરવામાં આવ્યો છે. તેથી વધારે સફાઇ થઈ છે.

સહપ્રતીવાદીએ અરજદારને નાણાં આપ્યાના અવેજમાં લગ્નનો છેડાછુટકો કરવાની બાબતના દાવાનું સમાધાન કરવું તે ઇગ્લંડમાં સુનીતી વિરૂદ્ધ છે. તે વિશેના કરારનો ચાન્સરી કોર્ટ અમલ કરતા નથી. ગીબ્સ વિ. હયુમ (૩૧ લા. જ. ચાન્સરી રી. પાનું ૩૭)

એકાદા દાવામાં સાક્ષી પુરવાને કરાર કરવામાં આવે તો, તે રદ બાતલ છે, કારણ કે તેમાં અવેજ નથી હતો, અગર જુઠી શાહેદી પુરવાનું વચન આપવામાં આવ્યું હોય તો, તે અવેજ દુરાચરણી છે, પી. યશામલ વિ. પી. રામાસામી ( ૩ મ. હા. રી. પાનું ૭)

વધારે આકાર મેળવવાને જે ખોટા ઇલાજ વાપરવાના હોય તો, તે વધારે આકાર મેળવવાનો કરાર કાયદેસર નથી. પીચાકટી વિ. નારાયણપા. ( ૨, મ. હા. રી. પાનું. ૨૪૩ )

એકાદા સખસનું અમુક દાવો ચલાવવામાં કાંઇ હિત ના હોય, તેમ છતાં તેવો દાવો ચલાવવાને કરાર કરે તો, તે સુનિતી વિરૂદ્ધ છે, તેને ઈંગ્રેજી"લા" પ્રમાણે "મેન્ટીનન્સ" કેહેવામાં આવે છે, અને જે કામમાં છેવટ હુકમનામું થાય તેમાંથી એકાદા સખસને હિસ્સો મળવાનો કરાર હોય તેને તે"લા" પ્રમાણે "ચાંપર્ટી" કેહેવામાં આવે છે. આ બેઉ પ્રકારના કરારો "કામન લા" પ્રમાણે ગુન્હા છે. માટે જે કરારમાં તેવી બાબત હોય તે કરારો કાયદા વિરૂદ્ધ છે. સ્ટીવન્સ વિ. બ્યાગ્રવેલ. ( ૧૫ વેસે રી. પાનું ૧૩૯ )

આજ કારણથી એકાદો અટર્ની પોતાના અસીલ સાથે એવો કરાર કરે કે, અમુક દાવામાં જે વસુલ થાય તેમાંથી તેને અમુક હિસ્સો આપવો તો, તે કયદા વિરૂદ્ધ છે. અર્લે વિ. હોપવુડ ( ૩૦ લા. જ. શી. પી. પાનું. ૨૧૭)

માટે અમુક મીલકત લેવાને પ્રતીવાદી કાંઇ કામ ચલાવે, અને તે લેવાને બસ થાય એટલો વાદી તેને પુરાવ પુરો પાડે અને તેના અવેજમાં પ્રતીવાદીને તે દાવામાં જે મળે, તેમાંથી વાદીને કાંઇ હિસ્સો મળે તેવો કરાર હોય તો, તે કાયદા વિરૂદ્ધ છે. સ્પ્રાય વિ. પોર્ટર; (૨૬લા. જ. ક્વીન્સબેંચ. બી. પાનું. ૬૪). બીજી તરફ આવીજ પ્રકારના દાવા ઘણાક સખસોપર થયા પછી હરકત નાંખવા સારૂ હોય તે દાવામાં બધાએ મળી એક બીજાને મદત કરવાનો કાંઇ કરાર કરે તો, તે કાયદા વિરૂદ્ધ નથી. તેમ ખરીદદારની સાથે વેચાણ આપનારે એવો કરાર કરેલો હોય કે વેચાણવાળી મીલકતને તે વેચાણ કરતાં પેહેલાં કાંઇ હરકત થએલી હોય તો, તે બાબત દાવો કરવામાં તે વેચાણ આપનારનું નામ તે ખરીદદાર વાપરી શકે; તો તે કરાર પણ ગેરકાયદેસર નથી. વીલીયમ્સ વિ. પ્રીથીરો (બીગહામ્સ રી. પાનું. ૩૯૦ ),તેવીજ રીતે અટર્નીની સાથે એવો કરાર થાય કે જો તેનો અસીલ દાવો હારે તો, તે અસીલ પાસેથી તે અટર્નીએ કાંઈ લેવું નહી, અને તેવા દાવામાં કાંઇ પણ નાણાં તેને અપાવવામાં આવે તેમાંથી અટર્નીએ ખર્ચ બદલ પણ કાંઇ લેવું નહી તો, તેવો કરાર પણ "ચાંપર્ટી" નથી, એમ ઠરાવવામાં આવ્યું છે.

રીસચર વિ. કમળા નાયકર ( ૮ મુંસ. ઈ. અ. પાનું. ૧૭૦ )ના કામમાં જુડીશીયલ કમીટીના અભિપ્રાયમાં આવ્યું છે કે "ચાંપર્ટી" અગર "મેન્ટીનન્સ" થવાને ઈંગ્રેજી લા પ્રમાણે જે લક્ષણો છે, તેજ આ દેશમાં તે વિશે છે. તેમાં સુનિતી અને ન્યાય વિરૂદ્ધ કાંઇક હોવું જોઇએ, જરૂર વિના કજીયો વધે તેવું કાંઇક હોવું જોઇએ, કાયદેસર હેતુ પ્રમાણે કાંઇક અનિતીનું હોવું જોઈએ, અને તે થવાને કાયદેસર રીતે જે બદદાનત થતી હોય, તેવું હોવું જોઈએ. પરંતુ "મેન્ટીનન્સ" અને "ચાંપર્ટી" વિશે જે ખાસ. ઈંગ્રેજી "લા" છે, તે હિંદુસ્થાનમાં દાખલ કરવામાં આવ્યો નથી. એવું રામકુમાર કુંડું વિ. ચંદ્રકાંતો મુકરજી (ઇ. લા. રી. ૨ ક. પાનું. ૨૩૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે, તેવોજ બીજો ઠરાવ

(મ. હા. રી વા. ૭ પાનું. ૧૨૮ મે) પણ છે. ગ્રાસ વિ. અમ્રીતાબાઈ દાસી (૪ બી. એલ. આર. પાનું ૧) ના કામમાં પણ ઠરાવવામાં આવ્યું છે કે "ચાંપર્ટી" અને "મેન્ટીનન્સ"ની બાબતમાં ઇંગ્રેજી સ્ટાટયુટ અને જે "કામન લા" છે, તે ઇલાકાના શેહેરોમાં લાગુ છે, એવો જે અભિપ્રાય બતાવવામાં આવ્યો છે તે હાલ ભુલ ભરેલો ગણવો જોઈએ. અહિંયાંની કોર્ટો એ ન્યાય અને શુદ્ધ અંતઃકર્ણના બોહોળા નિયમો લાગુ કરીને વિચારવું જોઇએ કે, મેન્ટીનન્સની બાબતનો જે દોષ અમુક વ્યવહાર ઉપર મુકવામાં આવ્યો છે, તે શુદ્ધ અંતઃકર્ણથી કરેલા દાવામાં ફકત હક્ક સબંધ મેળવવામાં આવ્યો છે કે ફકત લુટવાને અગર કજીઓ કરવાના કારણસર તે વ્યવહાર ગેરવાવ્બાજબી અગર રૂઢી વિરૂદ્ધ ઉભો કરેલો છે. ચેદામ બારા ચેટી વિ. રનજા. કે. એમ. વિ પંચાજા નાયકર, ( ૧૩ બી. લા. રી. ૫૦૯). અમુક મીલકત બાબત દાવો કરવામાં આવેલો હોય, તે મીલકત દાવો કરનારને મળે તો, એક સખસને તેમાંથી અમુક હિસ્સો આપવો, તેના અવેજમાં તે સખસે તે દાવો ચલાવવાને જોઈતાં નાણાં પુરાં પાડવાને વ્યાજબી રીતે કરાર કરયો હોય તો, તે સુનિતી વિરૂદ્ધ છે, એમ ગણવું નહી જોઇએ. એવા કેટલાક દાખલાઓની ધારણા સેહેજ થઈ શકે, જેમાં કેટલાક સખસોનો અમુક મીલકત ઉપર વ્યાજબી હક્ક હોય, તેમ છતાં તે મીલકત શિવાય તે બાબત ઈલાજ કરવાને તેમની પાસે બીજું કાંઇ પણ સાધન ના હોય તો તેવે પ્રસંગે ઉપર પ્રમાણેના કરાર વ્યાજબી ગણાય. (ઈં. લા. રી. ૫ ક. પાનું ૪). પરંતુ તે સખસની તેવી ગરજનો ફાયદો લેઇ તે નાણાં પુરાં પાડનારે અયોગ્ય રીતનો કરાર કરાવી લીધો હોય તો, તે વિશે ચોકસાઇથી તપાસવાનું છે; વળી તેમાં એમ પણ જોવું જોઈએ કે તે દાવો કરવાનો હેતુ અઘટીત તો નથી, અગર જુગટા જેવું તો નથી, અગર ખોટી રીતના દાવામાં મદદ કરવાથી અથવા ઉત્તેજન આપવાથી બીજા કોઇને ઇજા અગર જુલમ કરવાને તો કરયું નથી, કારણ કે જો તેમ હોય તો તે સુનિતી વિરૂદ્ધ છે, માટે તેનો અમલ થવો નહી જોઇએ. ગોકળદાસ જગમોહનદાસ વિ. લખમીદાસ ખીમજી (ઇ. લા. રી.૩ મું. પાનું ૪૦૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે હક્ક વાદીને આપવામાં આવેલો તે કપટના કારણથી સમાધાની રદ કરાવવાનો હક્ક આપવામાં આવેલો છે, અને તે વ્યવહારમાં બીજી રીતે વાદી કેવળ ત્રાહિત છે. માટે તે સમાધાની બંધનકાર્ક નથી, તેવો તેણે દાવો કરેલો છે, તે કાહાડી નાંખવામાં આવ્યો. સન ૧૮૮૨ નો મીલકત ચડાવી આપવાનો (ટ્રાનસ્ફર આફ પ્રોપરટી) આકટ છે તેની કલમ ૬ ઠીમાં સ્પષ્ટ ઠરાવવામાં આવ્યું છે કે, કપટના કારણથી નુંકશાની બાબત દાવો કરવાનો હક્ક બીજાને આપવાને મનાઈ કરવામાં આવી છે. તેમજ તે કલમમાં કાયદા વિરૂદ્ધ જે ઇજા કરવામાં આવી હોય, તે વિશેના નુકશાનનો દાવો કરવાનો હક્ક પણ બીજાને આપી શકાતો નથી, એવું ઠરાવવામાં આવ્યું છે. ફકત સગપણ અને મીલકતમાં એકસરખું હિત્ હોય, તેથી તે વિશેનો દાવે વ્યાજબીરાહે "ચાંપર્ટી" થતો નથી. હટલે વિ. હટલે. (લા. રી. ૮ કવીન્સએંચ. પાનું. ૧૧૨)

સાધારણ વ્યવહારમાં કાંઇ અટકાવ કરવામાં આવેલો હોય, અને તે અટકાવ જો પક્ષકારોના ફાયદા સારૂ ના હોય તો, તે અટકાવ બાબતના કરારો સુનિતી વિરૂદ્ધ છે, માટે તે કારણથી તે રદ બાતલ છે, સબબ જમીન વેચવી નહી અગર તેનો ઉપયોગ અમુક

રીતે કરવો નહી એવો કરાર હોયતો, તે સાધારણ રીતે રદ બાતલ છે. પરંતુ પડોશની જમીનના માલેકોની વચમાં એવો કરાર થયો હોય કે, જમીનના અમુક ભાગ ઉપર ઇમારત બાંધવી નહી, તે કરાર બળવાન થઈ શકે છે, કારણ કે તે બેઉ માલેકોના ફાયદાને સારૂ પણ હોય. આવી રીતના કરારનો જે સખસ તે જમીન તે કરારની માહેતી સાથે લે તેના વિરૂદ્ધ અમલ થઇ શકે છે, ટક વિ. મોકસહે. (૨ ફીલીપ્સ. રી. પાનું ૭૭૪)

એવો કરાર થાય કે જેનો પરીણામ અમુક ધંધો પોતાના હાથમાંજ રેહે અને બાકીના લોકો ધંધો કરવાને બરાબરી કરવામાંથી બાતલ થાય તો, તેવો કરાર અવસ્ય કરીને કાયદા વિરૂદ્ધ છે, એમ નથી. એક ખતમાં એવો ઠરાવ લખવામાં આવ્યો હોય કે તે ખત પેટે જે વસુલ આપવામાં આવે તે તે ખત ઉપર ભરેલું ના હોય તો, તે નામંજુર છે. માટે તે રદ બાતલ છે, કારણ કે સુનિતી તથા સારા અંતઃકર્ણ વિરૂદ્ધ છે એટલુંજ નહી, પણ તે ખત લખાવી પોતાનીજ કસુરનો તેથી ફાયદો લેઇ શકે. માટે આવો કરાર હોય, તોપણ કોર્ટ વસુલ બાબતનો મુખજુબાનીનો પુરાવ દાખલ કરે છે, શાહા ચેલમ ચેટી વિ. ગોવીંદાપા. (મ. હા. રી. વા. ૫ પાનું. ૪૫૧) અને નારાયણ વિ. મોતીલાલ રામદાસ (ઇ. લા. રી. ૧ મુ. પાનું. ૪૫)

એકાદો નાદાર પોતાના લેહેણદારોની જોડે તોડ જોડનો કરાર કરે, અને તેની સાથે તે લેહેણદારોમાંના એક લેહેણદારની સાથે ખાનગીરાહે એવી ગોઠવણ કરે કે જેથી તે લેહેણદારને બીજા લેહેણદારો કરતાં વધારે ફાયદો થાય, જેમકે તેને તેના લેહેણાનો વધારે સારો ફાયદો મળે અગર વસુલ કરવાની જામીની વધારે મળે તો, તે ગોઠવણ કપટ ભરેલી છે, માટે તે રદ બાતલ છે, કારણ કે દરેક લેહેણદારે પોતાના ફાળા પ્રમાણે પોતાના લેહેણામાંથી અમુક ભાગ છોડી દેવાને કબુલ કરેલું હોય છે, તેમ છતાં તે ફાળામાં ફેરફાર કરવાને એકાદો લેહેણદાર યત્ન કરે તો, તે બીજા લેહેણદારોની બાબતમાં કપટ છે. માલાલીયુ વિ. હાગસન ( ૨૦ લા. જ. કવીન્સબેંચ પાનું. ૩૩૯.), બ્લાકલાક વી. ડોબી. (૧ શી. પી. ડી. ૨૬૫). કોઇ દસ્તાવેજ ત્રાહિત બાબતમાં કપટ ભરેલો હોય, તોપણ તે તેના પક્ષકારોને બંધનકારક થઇ શકે છે. શા વિ. જેફ્રી (૧૩ મુર્સ, પી. શી. પાનું. ૪૩૨), પરંતુ લેહેણદારોની સાથે સામાન્ય રીતની ગોઠવણ થએલી ના હોય અને જે કરારનો હેતું બીજા લેહેણદારો કરતાં એક લેહેણદારને વધારે આપવાનો હોય અગર તેનો હેતુ કાયદેસર બજાવણી પાર પડે નહી તેવો હોય તો, તે કરાર કાંઈ અવસ્ય કરીને રદ છે, એમ નથી. વી. શંકરાપા વિ. ડી. કામાયા (મ. હા. રી. વા. ૩ પાનું ૨૩૧) તથા રાજન હરજી વિ. અરદેશર હોરમસજી. (ઇ. લા. રી. ૪ મું. પાનું ૯૦) .

જો લેહેણદાર એમ બતાવે કે મારા દેણદારે પોતાની અમુક મીલકત ફકત ઠગવાની યુકતી તરીકે ખોટી રીતે બીજાને ચડાવી આપી છે, અને તે આમવું ખરે ખરૂં નથી, અગર તે ખુશીથી પોતાના લેહેણદારોનું લેહેણું વસુલ થઈ શકે નહી, તે ઇરાદાથી બીજાને ચડાવી આપી છે તો, તે લેહેણદારનો તે ચડાવી આપવું રદ કરાવવાનો હક્ક છે. ગાનાબાઇ વિ. શી. શ્રીનીવાસ પીલાઇ. (મ. હા. રી. વા. ૪ પાનું. ૮૪)

મુસદી મહમદ કાઝમ શીરાઝી વિ. મીરજાઅલ્લી મહમદ સુસદ્રી વિગરે (મુર્સ ઇ.

અ. વા. ૬ પાનું. ૨૭) ના કામમાં મુંબાઇની સુપ્રીમકોર્ટમાં એક મુકરદમો ચાલુ હતો, તે દરમિયાનમાં તે મુકરદમાના પ્રતીવાદીની સ્થાવર મીલકત વેચવામાં આવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખરીદદારે ખરી રીતે અવેજ આપ્યો છે, એમ જ્યાં સુધી સંતોષકારક રીતે શાબેત થાય નહી, ત્યાં સુધી તે વેચાણ આપનારના લેહેણદારો વિરૂદ્ધ તે વેચાણ કપટ ભરેલું થાય છે.

જોસફ વિ. સોલાનો (૯ બી. લા. રી. ૪૪૧) ના કામમાં હકીકત એવી છે કે પ્રતીવાદીએ વાદી પાસેથી કેટલુંક જુદુ જુદુ કરજ કાહેડેલું, તેમાંનું થોડુંક તો કાયદા વિરૂદ્ધ હેતુ પાર પાડવાને કાહાડવામાં આવેલું. પ્રતીવાદીએ આ કરજની જમાની દાખલ પોતાના ઘોડા ગીરો લખી આપ્યા. આ ઘોડા વાદી વેચવાનો હતો, પરંતુ તે વેચવાની જાહેરખબર વાદીએ ખેંચી લીધી, તેના અવેજમાં પ્રતીવાદીએ સાત હજાર રૂપૈયાની બાકી દેવી છે તે ખરી છે એવી કબુલતનો કરાર કર્યો, અને તે રકમની પ્રામીસરી નોટો લખી આપી. તેમાં જસ્ટીસ મ્યાકપર્સન સાહેબે ઠરાવ્યું કે આ પ્રામીસરી નોટ જે અવેજ નો થોડોક ભાગ બરોબર નહી હતો, તેવા અવેજ બદલ લખી આપવામાં આવ્યું છે, માટે તે તમામ રદ બાતલ છે. જસ્ટીસ માર્કબીસાહેબે ઠરાવ્યું કે તે પ્રામીસરીનોટો તમામ બરોબર છે, કારણ કે બીજો કરાર કાંઇ પેહેલા કરારમાંથી ઉત્પન થયો નથી, અગર પેહેલા કરારના ઉપર આધાર રાખતો નથી. માટે તેમાં કોઇ કાયદા વિરૂદ્ધ નથી. પણ ચીફજસ્ટીસ કૌચસાહેબે ઠરાવ્યું કે તે પ્રામીસરીનોટો જેટલું કરજ કાયદેસર નહી હતું, તેટલી બાબતમાં કાયદેસર નથી. પરંતુ વાદીને પોતાના દાવાની અરજી દુરસ્ત કરી જેટલું તેનું કાયદેસર લેહેણું છે, તે વસુલ કરવાની પરવાનગી આપવી જોઇએ.

એકાદી કીસબણને માલ આપવામાં આવેલો હોય તો, તે માલની કીમત જેમ કાયદેસર કરારના આધારથી વસુલ થઇ શકે તે પ્રમાણે વસુલ થઇ શકે છે. પરંતુ જો વાદીના જાણવામાં પ્રતીવાદીઅણની વર્તણુંક હોય તો, તે વસુલ થઇ શકતી નથી. પીયર્સ વી. બ્રુકસ. (લા. રી. એકસચેકર વા. ૧ પાનું ૨૧૩); પણ ખરીદ કરેલી મીલકતનો કબજો લેવાને દાવો કરવામાં આવે, તેમાં ફકત એમ કેહેવામાં આવે કે, તે વેચાણ કાયદા વિરૂદ્ધ હેતુ પાર પાડવાનેજ નાણું જોઇએ, તે કારણસર કરવામાં આવ્યું છે તો, તે કાંઇ તે દાવાનો જવાબ નથી. રાજકીસ્ટો મોઇટ્રો વિ. કૈલાશચંદ્ર (ઇં. લા. રી. ૮ ક. પાનું. ૨૪)

"વોટ" ઇયાને અભિપ્રાય મેળવવાને કરાર કરવામાં આવ્યો હોય તો, તે કાંઇ અવશ્યે કરીને રદ બાતલ છે, એમ નથી. માટે બોલટન (ભાડન વિ. લા. રી. ૯ કવીન્સબેંચ. પાનું. ૫૫) ના કામમાં એક ધર્માદાની બાબતમાં વાદી અને પ્રતીવાદી બેઊ મદદ આપનાર હતા; અને તે ધર્માદાનો હેતુ તે મદદ આપનારાઓએ પસંદ કરેલો હતો. તેઓનો અભિપ્રાય તેમણે જેટલી રકમ મદદમાં આપેલી તેના પ્રમાણમાં હતો. તેમાં તેઓએ સ્પષ્ટ રીતે એવો કરાર કરચો છે કે પ્રતીવાદીની પસંદતા પ્રમાણે તે ધર્માદાનો જે હેતુ છે તે બાબતમાં વાદી ૨૮ અભિપ્રાય જો મેળવી આપશે તો, બીજી વખત પસંદ કરવાને પ્રસંગે વાદીને ગમે તેવા ધર્માદાના હેતુ બાબતમાં તે પ્રતીવાદી પણ ૨૮ અભિપ્રાય મેળવી આપશે. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીને વચન આપવાને કાયદેસર અવેજ હતો, અને તે કરાર સુનિતી વિરૂદ્ધ ગણી રદ થતો નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણે ફ પાસે માજીસ્ટ્રેટે બે જામીન

અમુક રકમ સુધી તેની વર્તણુંક સબંધીમાં જવાબ દે, એવા માગેલા હતા. તેથી स એ તેનો જામીન થવાને કબુલ કરયું, એવી શરતની સાથે કે फ મારી પાસે તે જામીનીની રકમ અનામત મુકે. फ એ તે રકમ અનામત મુકી અને स તેમાં જામીન થયો. જે મુદત બાબત स તે फ ની સારી વર્તણુંક વિશે જવાબદાર થયેલો હતો, તે મુદત જામીની તુટે તેવું કાંઇ પણ કૃત્ય फ ને કરયા વિના પુરી થઈ. પરંતુ स એ તે અનામત મુકેલી રકમ फ ને પાછી આપવાને ના પાડી. તેથી स એ તે રકમ લેવાને फ ઉપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરારનો અવેજ છે, તેથી કાયદાનો હેતુ પાર પડતો નથી. માટે તે અવેજ કાયદેસર નથી, સબબ फ નો કાંઈ દાદ મળવાનો હક્ક નથી. ફત્તેસીંગ વિ. સાનવલસીંગ (ઇ. લા. રો. મુ. વા. ૧ પાનું ૭૫૧)

એક કુટુંબની મીલકતના દરેક માલેકો તરફથી તે કુટુંબનો વડીલ સખસ વહીવટદાર તરીકે વેહેપાર કરે, અને તેથી તે કુટુંબનો બીજો સખસ ઠગાય તો, તે ઠગાનાર સખસનો સદરહુ વેહેપાર વિષે પુછવાનો હક્ક છે. વહીવટદાર અને ત્રીજા પક્ષકાર વચ્ચે જે કરાર થાય, ને તેથી જે સખસ ઠગાય તેનો તે કરાર રદ કરાવવાનો હક્ક છે. સવજી જનારદન સારંગ પાણી વિરૂદ્ધ ગંગાધર ભટ વિગરે. (ઈ. લા. રી. ૪ મુ. પાનું. ૨૯)

વાદીએ શીયામના મુલકમાં કાટ ખરીદ કરવાને એક સખસને આડતીયો નીમેલો હતો, તેને શીયામ સરકારે કાટ ચોરયાનો આરોપ મુકી કેદ કરેલો હતો, તેથી તે સખસે કેદમાંથી છુટવાને પોતા ઉપર જે આરોપ રાખેલો હતો, તે કાટની કીમત કરતાં વધારે કીમતથી ખરીદ કરવાને પ્રતીવાદી સાથે કરાર કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરાર સદરહુ સખસ કેદમાં હતો તેમાંથી છુટવાના કારણસર કરેલો છે, માટે વાદી તે રદ કરી શકે છે. મોસીયટ વિ. કેડીયા (ઈ. લા. રી. ૧ ક. વા. પાનું. ૩૩૦)

વાદીએ પ્રતીવાદી પાસેથી એક મકાન તથા ઈમારતો ખરીદ કરેલી, તેનો કબજો લેવા વાદીએ પ્રતીવાદી ઉપર દાવો કરયો. પ્રતીવાદીએ જવાબ આપ્યો કે અમો પ્રતીવાદી ઉપર ત્રીજા સખસે સાપ્રાધ વિશ્વાસઘાતનું ફોજદારી તોહમત રાખ્યા બાબત ફરીયાદ કરેલી, તે ખેંચી લેવાને તે ત્રીજા સખસને લલચાવવા સારૂ રૂસ્વત તરીકે અમુક નાણાં આપવાને જોઇતાં હતાં, તે સારૂ આ વેચાણ કરવામાં આવ્યું છે. નીચેની અપીલકોર્ટે ઠરાવ્યું કે પ્રતીવાદીનો આ જવાબ બરોબર નથી, કારણ કે તે કાયદા વિરૂદ્ધ કરારમાં વાદી કોઈ રીતે પક્ષકાર હતો, અગર તેને તેમાં નિસબત હતી, એવું બતાવવાને કાંઈ પણ પુરાવ નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમનામું બરોબર છે, કારણ કે ફોજદારી ફરીયાદ દબાવી દેવાને કરાર થએલો તે વાદીના જાણવામાં હતો, અગર તે કાયદા વિરૂદ્ધ કરાર પ્રમાણે કાંઈ પણ નાણાં આપવામાં આવેલાં છે તે તેના જાણવામાં હતું, તેવું બતાવવાને કાંઇ પણ પુરાવો નથી. રાજકીસ્ટો મોઇ વિ. કૈલાશચંદ્ર ભટાચારજી (ઇં. લા. રી. ક. વા. ૮ પાનું ૨૪)

म એ એક સરકારી હોડીનો ત્રણ વર્ષની મુદતનો ઇજારો રાખ્યો. અને તેણે તે ઇજારો આપનાર માજીસ્રેટની સાથે એવો કરાર કરયો કે તે માજીસ્રેટની પરવાનગી અગર પરવાના વિના તે ઇજારો તેણે કોઇ બીજાને પેટા પટા તરીકે આપવો નહી, અગર અસાઈન

કરવો નહી. પછી તે ઈજારામાંથી થતો નફો લેવાને **મ** એ **બ** ને પોતાના જેટલા સરખા હકથી તેમાં હીસ્સેદાર ઠરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે **મ** એ તે માજીસ્ટ્રેટની પરવાનગી વિના પેટા પટે આપવી નહી, અગર માજીસ્ટ્રેટની પરવાનગી વિના અર્પણ કરવી નહી, એવી ઇજારામાં શરત હોવાથી સદરહુ **બ** ને હિસ્સેદાર ઠરાવવામાં આવ્યો છે, તેને હરકત થતી નથી. ગૌરીશંકર વિ. મમતાઝઅલ્લીખાન (ઈ. લા. રી. અ. ૧ પાનું ૪૧૧).

**મ** ઘણા વર્ષ સુધી **ગ** સાથે તેની રાખેલી ઓરત તરીકે રહી. આવા વેહેવારથી રહયાના અવેજમાં **ગ** એ તા. ૨૮ મી માર્ચ સન ૧૮૬૯ ના રોજના લખેલા કરારની રૂઇએ **મ** ને વાર્ષિક રકમ આપવાને કબુલ કરયું, અને તે નાણાની જવાબદારી પોતાની સ્થાવર મીલકતમાંની થોડીક સ્થાવર મીલકત ઉપર રાખવામાં આવી હતી. આ કરાર રજીસ્ટર કરાવવામાં આવ્યો હતો. **મ** એ **ગ** ની વારસ તેની ઓરત ઉપર સદરહુ કરારની રૂઇએ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વખતના કાયદા પ્રમાણે તે કરારનો અવેજ અનિતીનો નહી હતો, તેમ તે કાયદા પ્રમાણે અવેજની ખામીના કારણથી તે રદ બાતલ નથી. વળી ઠરાવવામાં આવ્યું કે **મ** તે કરારની રૂઇએ નાણાં વસુલ કરી શકે તે પેહેલાં **મ** એ બતાવવું જોઈએ કે પ્રતીવાદીએ **ગ** ની જે સ્થાવર મીલકતના ભાગ ઉપર દાવાવાળી રકમનો બોજો રાખવામાં આવ્યો છે, તે મીલકતનો અગર **ગ** ની બીજી મીલકતમાંથી નફો લીધો છે, અને તે દાવાવાળાં નાણાં તેમાંથી વસુલ થઇ શકે તેવું છે, એવું માનકુંવર વિ. જસોદા કુંવર (ઇ. લા. રી. અ. વા. ૧ પાનું ૪૭૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

એક લખેલો કરાર રજીસ્ટર કરવામાં આવેલો, તેમાં **ह** એ પોતાના બે ભાઇઓ એ પોતાની મજીયારી અવિભક્ત મીલકતમાં તેનો હિસ્સો છે તે કબુલ કરયો, તેના અવેજમાં એવો કરાર કરયો કે મારે તમો ભાઇઓ વિના બીજા કોઇને મારો હિસ્સો વેચાણ કરી ચડાવી આપવો નહી, અગર ગીરો આપવો નહી. અને જો મારી મરજી તે આપી દેવાની થાય તો, અમુક રકમ લેઈ તમને તે આપું. તેમ છતાં **ह** એ તે લખેલો કરાર તોડયો, અને **ल** ને વાપર હક્ક સાથે પોતાનો હિસ્સો ગીરો આપ્યો. તે ગીરોનો અમલ કરાવવાને **ल** એ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ કરાર બળવાન છે, માટે તે ગીરો **ह** ના ભાઇઓ વિરૂદ્ધ બરોબર નથી. લક્ષ્મીચંદ વિ. તોરીલાલ (ઇ. લા. રી. અ. વા. ૧. પાનું ૬૧૮)

સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે નીમાયલા સગીરની સ્થાવર મીલકત ગીરો આપે તે તે આકટની કલમ ૧૮ તથા આ કલમ પ્રમાણે રદ છે. ચીમનસીંગ વિ. સુભરામ કુંઅર. (ઇ. લા. રી. અ. વા. ૨ પાનું. ૯૦૨)

રામગુલામ વિ. જાનકીરામ (ઇ. લા. રી. અ. વા. ૭ પાનું ૧૨૪) ના કામમાં એક ગીરોના થોડાક અવેજમાં ગીરોરાખનારનાં ગીરોઆપનાર ઉપર બે હુકમનામાં થએલાં તેની રકમ લેહેણી હતી, ગીરોરાખનારે ગીરોનો અમલ કરાવવાને દાવો કરયો. તેમાં ગીરોઆપનારે તકરાર કરી કે તે ગીરોનો અવેજ નીષ્ફળ થએલો છે, માટે તે ગીરોનો અમલ થઇ શકતો નથી. તેના આધારમાં એવું કેહેવામાં આવેલું છે કે તે ગીરોરાખનારે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૮ મી પ્રમાણે તે હુકમનામાઓના

નીકાલની વાત કોર્ટમાં નોંધાવેલી નથી, અને તે કલમનો ઠરાવ હજુ કાયમ છે. જસ્ટીસ હોલોવેસાહેબના અભિપ્રાયમાં આવ્યું કે તે હુકમનામાના નીકાલની બાબત કોર્ટમાં નોંધાવવામાં આવી નથી, તેથી અવેજ નીષ્ફળ થએલો છે, એમ થતું નથી, કારણ કે તે નીકાલ નોંધાવવાને તેણે કાંઈ કરાર કરયો નથી, અને ખરી રીતે તે નોંધાવવાની તેને જરૂર નહી હતી, કારણ કે તે કાંઇ હુકમનામું બજાવવાને માગી શકતો નથી. જો કે તે હુકમનામાં પુરાં થએલાં નથી, તોપણ ગુન્હેગારીને પાત્ર થયા વિના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૮ મી પ્રમાણે તે હજુ અમલમાં છે, અને વળી જો ગીરોઆપનારે તે નીકાલ દાખલ કરાવવાને જરૂરતું હતું, એમ ધાર્યું હોત તો, તેને કોર્ટમાં કલમ ૨૫૮ મી મુજબ અરજ કરવાનો ઈલાજ હતો. જસ્ટીસ મહમુદસાહેબના અભિપ્રાયમાં આવ્યું કે કોર્ટની બાહાર હુકમનામાનો નીકાલ કરવામાં આવેલો હોય, તે કરારના અવેજમાં નાબુદ થાય છે, એવું કરાર આકટમાં કાંઇ નથી. સબબ આવા અવેજના આધારથી જે કરાર હોય તેનો સદરહુ કલમ ૨૫૮ મીનો હેતુ નીષ્ફળ નહી થતાં અમલ થઇ શકે છે, માટે તે હુકમનામાની રકમો તે ગીરોનો બળવાન અવેજ છે.

એક કરાર એવો હતો કે વાદી જે નાતનો શેઠ છે, તેમના હુકમમાં પ્રતિવાદીઓએ રેહેવું; અને તેમણે પોતાનો કામ ધંધો પોતાની નાતના માણસો સિવાય બીજા કોઈની મદદમાં કરવો નહીં, અને અમુક માસીક રકમ પોતાના કુટંબની કુળદેવીમાં આપવી, વગેરે. કરાર પ્રમાણે ચાલવામાં આવે નહીં તો અમુક ગુન્હેગારી ઠરાવવામાં આવી છે. આ કરારનો અમલ કરવો એ સુનિતી વિરૂદ્ધ છે, માટે તેનો કાયદેસર રીતે અમલ થઈ શકતો નથી. વાઈએ લીંગા વિ. સામીનાડા (ઇં. લા. રી. ૨ મ. પાનું ૪૪)

પ્રતીવાદીએ અમુક ગામના ટોલનો એક વર્ષનો ઇજારો લેઇ વાદીને કરાર કરી આપી તે કરાર ઉપર સહી કરી હતી. પરંતુ મદ્રાસના સન ૧૮૭૧ ના આકટ ત્રીજા પ્રમાણે કમીશનરોનો તે ઉપર શીક્કો નહીં હતો. સદરહુ વર્ષ પુરૂં થયા પછી બાકી રહેલું લેહેણું લેવા કમીશનરો તરફથી પ્રેસીડેન્ટે પ્રતીવાદી ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે કરારમાં જે કરવું જોઇતું હતું તે તમામ વાદીએ કરેલું હતું, અને તે કરાર કમીશનરોએ જો કે રીતસર કરી આપેલો નહીં હતો, તોપણ તે પ્રમાણે બેઉ પક્ષકારો ચાલેલા હતા, માટે પ્રતીવાદી પોતાના જવાબમાં કેહે કે તે કરાર કાયદા પ્રમાણે નહીં હતો, એ ઇકવીટી, અને શુદ્ધ અંતઃકરણ વિરૂદ્ધ છે. વિઝ્યાનગરની મુનસીપાલીટીના પ્રેસીડેન્ટ વિરૂદ્ધ. વેંકાના (ઈં. લા. રી. ૨ મ. પાનું ૧૦૪)

## કલમ ૨૪ મી.

## નિરર્થક કબુલાયતો.

અવેજ તથા ઉદ્દેશ કાંઈ ભાગે ગેરકાયદે હોય તો, કબુલાયત નિરર્થક છે

એક કિંવા વધારે ઉદ્દેશ બદલ એકજ અવેજ હોય, ત્યારે તે અવેજનો કોઇ ભાગ, અથવા એકજ ઉદ્દેશ બદલ કેટલાએક અવેજ હોય, ત્યારે તે અવેજોમાંનો કોઈ પણ એક અવેજ કિંવા તેમાંના કોઈ પણ એક અવેજનો કોઇ ભાગ, ગેરકાયદે હોય તો, તે કબુલાયત નિરર્થક છે.

## દ્રષ્ટાંત.

**ગળીના એક કાયદેસર કારખાના ઉપર તથા બીજા પદાર્થોના એક ગેર-કાયદે વ્યાપાર ઉપર બની તરફથી ઉપરી તરીકે નજર રાખવાનું અ વચન આપે છે, અને દર વર્ષે દસ હજાર રૂપીઆ પગાર આપવાનું વચન બ આપે છે. એ કબુલાયત નિરર્થક છે, કારણ કે અએ આપેલા વચનના ઉદ્દેશનો તથા બએ આપેલા વચનના અવેજનો એક ભાગ ગેરકાયદે છે.**

## ટીકા.

ઉપરની છેવટની કલમ ૨૩ મીમાં છેવટનું વાક્ય છે તે ફકત આ કલમથી વિશાળ કરવામાં આવેલું છે. જ્યારે એકાદા કરારમાં અરસ્પરસ વચનો હોય તેમાં તે કરારના હેતુથી પક્ષકારોમાંના એક પક્ષકારને અસર થતો હોય તો, તે બીજા પક્ષકારને માટે તે અવેજ થાય છે. માટે પરીણામે જો એકાદા પક્ષકારે કાંઇ કાયદા વિરૂદ્ધ કરવાને વચન આપેલું હોય તો, તમામ કરાર રદ થાય છે. તે મુજબ દ્રષ્ટાંતમાં બતાવવામાં આવ્યું છે. કાયદા વિરુદ્ધ વેહેપારની નીઘેબાની રાખવી એવું અએ વચન આપેલું છે. અગર તેમ કરવાનો અનો હેતુ છે. તે બ એ દર વર્ષે રૂ.૧૦૦૦૦) આપવાને વચન આપેલું છે, તેનો અવેજ છે. પરંતુ તે કાયદા વિરૂદ્ધ છે, માટે તેથી તમામ કરાર રદ થાય છે. તે તમામ કરાર કાયદા વિરૂદ્ધ અવેજના કારણથી રદ થાય છે, તે ઠરાવ બરોબર ઇંગ્રેજી "લા"માંથી લેવામાં આવેલો છે. વેટ વિ. જોન્સ (૧ બીગહામ ન્યુ કેસસ પાતું ૬૫૬) ના કામમાં ચીફજસ્ટીસ ટીનડેલે કહેલું છે કે "અવેજનો કાંઇ ભાગ કાયદા વિરૂદ્ધ હોય તો, તે તમામ નહી જેવો થાય છે, કારણ કે જો અવેજ થોડો અગર તમામ કાયદા વિરૂદ્ધ હોય છે તો, પક્ષકાર તે વિશેના કરારનો અમલ કરી શકતો નથી." માટે એકાદા પક્ષકારને વચન આપવામાં આવેલું હોય તે કાયદેસર હોય, તોપણ જો તેનો અવેજ કાયદા વિરૂદ્ધ હોય તો, તે વચનનો તે અમલ કરી શકતો નથી. પરંતુ જે પક્ષકારને કાયદેસર અવેજ બદલ વચન આપવામાં આવેલું હોય, તે વચન થોડું કાયદેસર હોય અને થોડું કાયદા વિરૂદ્ધ હોય તો, જેટલું તે કાયદેસર હોય તેટલાનો તે અમલ કરી શકે છે. કરારનો થોડો ભાગ કાયદા વિરૂદ્ધ હોય, તો જેટલો તે કાયદેસર હોય તેટલાનો અમલ કરવાનો નિમય આ દેશમાં લાગુ કરવામાં આવેલો છે. પરંતુ સખતાઇથી અર્થ કરતાં આ કલમના શબ્દોથી તે નિયમ બાતલ થાય છે, કારણ કે તેથી એવું ઠરાવવામાં આવ્યું છે કે કરારનો હેતુ કાયદા વિરૂદ્ધ હોવાથી જેમ કરાર નાબુદ થાય છે, તેમજ અવેજ કાયદા વિરૂદ્ધ હોય તો, કરાર રદ થાય છે, અને કલમ ૨૭, ૨૮, ૫૭ અગર ૫૮ માં જે બાબતોનો સમાસ થાય છે તે શિવાય ઉપરના નિયમનો કાંઇ પણ અપવાદ કરવામાં આવ્યો નથી.

આ પ્રસંગે સદરહુ કલમો સારાંશમાં સગવડના કારણસર અહિયાં બતાવવામાં આવે છે. કલમ ૨૭ મી એવી છે કે જે કબુલાયત ઉપરથી એકાદ કાયદેસર ધંધો, વેહેપાર અગર કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ કરવામાં હરકોઇને હરકત થાય તેવી દરેક કબુલાયત જેટલી હરકત કરતા છે તેટલી નીરર્થક છે (આ કલમને પણ કેટલાક અપાવાદો છે તે તે

કાયદાની કલમ વાંચેથી માલુમ પડશે). કલમ ૨૮ મી એવી છે કે કબુલાયતના કોઇ પક્ષકારને કોઇ કરારની રૂઇએ અથવા તે સબંધે પ્રાપ્ત થએલા હક્કો ન્યાયની સાધારણ કોર્ટોમાં સીરસ્તા પ્રમાણેનું કાયદેસર કામ ચલાવીને અમલમાં આણવાને પક્ષકાર મજકુરને જે કબુલાતથી તદન હરકત થતી હોય, તેવી દરેક કબુલાત અથવા પક્ષકાર મજકુરે પોતાના હક્કો અમુક મુદતના અંદરજ સદરહુ પ્રમાણે અમલમાં આણવા એવું જે કબુલાયત ઊપરથી થતું હોય, તેવી દરેક કબુલાયત તેટલીજ પુરતી નીરર્થક છે, એમ સમજવું. (આ કલમને પણ કેટલાક અપવાદો છે, તે કરારના આકટમાં તે કલમ જોવાથી જણાશે.)

કલમ ૫૭ મી એવી છે કે, જ્યારે કોઇ સખસો પરસ્પર એવાં વચનો આપે કે એક તો અમુક વસ્તુઓ કાયદેસર હોય તે કરવી, અને બીજું કે અમુક વસ્તુઓ ગેરકાયદે હોય તે અમૂક હકીકતને સબંધે કરવી, ત્યારે સદરહુ પ્રથમ કહેલાં વચનો કરાર છે, એમ સમજવું. પરંતુ સદરહુ બીજાં વચનો નીરર્થક કબુલાયત થાય છે.

કલમ ૫૮ મીમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઈ બે વાતમાંથી એક વાત કરવી એવું વચન હોય, અને તેમાંથી એક વાત કાયદેસર હોય અને બીજી ગેરકાયદે હોય તો; સદરહુ કાયદેસર વાતજ માત્ર અમલમાં આણી શકાય છે.

સદરહુ કલમો ઊપરથી જણાશે કે જાણે તે આ કલમ ૨૪ મીના અપવાદજ છે. મતલબ જેટલે દરજે અવેજ અગર હેતુ કાયદા વિરૂદ્ધ હોય, તેટલે દરજ્જે કરાર નાબુદ થાય છે.

## કલમ ૨૫ મી.

અવેજ શિવાયની કબુલાયત નિરર્થક છે.

**૨૫. વગર અવેજે કરેલી કબુલાયત નિરર્થક છે, પરંતુ**

પરંતુ લખેલી તથા નોંધેલી હોય તે.

**(૧). તે લખેલી હોય તથા દસ્તાવેજ નોંધવા બાબત જે કાયદા વખતે વખત અમલમાં હોય તે મુજબ નોંધેલી હોય, તથા જે પક્ષકારો પરસ્પર નજદીકના સંબંધમાં હોય તે પક્ષકારો વચ્ચે સ્વભાવિક પ્રીતિ તથા માયાના સબબથી થએલી હોય તો; અથવા**

અથવા કાંઇ વસ્તુ કરી હોય તેનો બદલો આપવાનું વચન હોય તો,

**(૨). જે સખસે પોતાની મેળે ખુશીથી કોઈ બીજા સખસને માટે કાંઈ વસ્તુ કરી હોય, કિંવા કાયદાથી સદરહુ બીજા સખસે કરવાની ફરજ હોય એવી વસ્તુ પોતાની મેળે ખુશીથી સખસ મજકુરે તેને માટે કરી હોય, તે સખસને પુરે કિંવા થોડે ભાગે બદલો આપવાને સારૂ વચન તરીકે સદરહુ બીજા સખસે યાને વચન આપનારે તે કરેલી હોય તો; અથવા.**

અથવા મુદતના કાયદાથી રદ થયેલું કર્જ આપવાનું વચન હોય તો,

**(૩). દાવો ચાલવા બાબતની મુદતના કાયદાને લીધેજ માત્ર જે દેન કોઈ રૂપીઆ ધીરનારથી વસુલ કરી શકાતુ નથી, તે દેન તમામ કિંવા થોડે ભાગે આપવાને સારૂ કાંઈ વચન આપવામાં આવ્યું હોય અને તે વચન લખાણને રૂપે આપ્યું હોય, તથા વચન મજકુરની જવાબદારી જે સખસેના**

ઉપર રેહેવાની હોય, તે સખસે કિંવા તેના કુલમુખત્યારે કિંવા તેટલાજ કામ સારૂ અધિકાર આપ્યો હોય તેવા મુખત્યારે લખાણ મજકુરના ઉપર સહી કરી હોય તો;

કબુલાયત મજકુર નિરર્થક થતી નથી. સદરહુ વગર અવેજે કરેલી કબુલાયત નિરર્થક થતી નથી. ઉપલે કોઈ પણ પ્રસંગે કબુલાયત મજકુર કરાર થાય છે, એવું સમજવું.

ખુલાસો ૧.–કાંઈ બક્ષીસ ખરેખરી આપવામાં આવી ચુકી હોય તો, તે આપનાર તથા લેનાર મધ્યે તે બક્ષીસ કાયદેસર હોય, તેને આ કલમના કોઇ પણ મજકુરથી બાધ પોહોંચતો નથી.

ખુલાસો. ૨.–વચન આપનારે જે કબુલાયતમાં પોતાની સમતિ રાજી ખુશીથી આપી હોય, તે કબુલાયતનો અવેજ પુરતો નથી એટલાજ કારણ ઉપરથી કબુલાયત મજકુર નિરર્થક થાય છે, એમ સમજવું નહી; પરંતુ વચન આપનારે પોતાની સમતિ રાજી ખુશીથી આપી છે કે કેમ એ તકરારનો નિકાલ કરતી વખત અવેજ અપુરતો છે, એ વાત મુજરે પકડવાને કોર્ટ મુખત્યાર છે.

## દૃષ્ટાંતો.

(अ). अ કાંઈક અવેજ શિવાય ब ને એક હજાર રૂપીયા આપવાનું વચન આપે છે. એ કબુલાયત નિરર્થક છે.

(ब). अ સ્વભાવીક પ્રીતીથી તથા માયાથી પોતાના છોકરા ब ને રૂપીયા એક હજાર આપવાનું વચન આપે છે. अ જે વચનનો લેખ કરીને નોંધાવે છે. એ કરાર છે.

[क.) अ ને ब ના પૈસાની કોથળી જડી અને તે તેણે ब ને આપી. ब, अ ને રૂપીયા પચાસ આપવાનું વચન આપે છે, એ કરાર છે.

(ड.) ब ના બાળક છોકરાનું अ પ્રતિપાલન કરે છે, તેથી अ ને થતો ખરચ આપવાનું વચન ब આપે છે, એ કરાર છે.

(ड.) अ ને ब ના હજાર રૂપીયા દેવા છે. પરંતુ તે કરજ મુદતના કાયદાને લીધે વસુલ કરી શકાતું નથી. તે કરજ ખાતે પાંચસો રૂપીયા ब ને આપીશ એવા વચનના લેખ ઉપર अ સહી કરે છે, એ કરાર છે.

(ई.) એક હજાર રૂપિયાની કિંમતનો ઘોડો દશ રૂપિએ વેચવાનું अ કબુલ કરે છે. કબુલાયતમાં अ એ પોતાની સમતિ રાજી ખુશીથી આપી છે. અવેજ મજકુર અપુરતો છે, તોપણ તે કબુલાયત કરાર છે.

(ग). એક હજાર રૂપિઆની કિંમતનો ઘોડો દસ રૂપિએ વેચવાનું अ કબુલ કરે છે. કબુલાયતમાં પોતાની સંમતિ રાજી ખુશીથી આપી નથી, એમ अ નું કેહેવું છે. अ ની સંમતિ તેણે પોતે રાજી થઇને

**આપી હતી કે નહીં એનો વિચાર કરતી વખતે, અવેજ મજકુર અપુરતો છે, એ વાત કોર્ટે મુજરે પકડવી જોઇએ.**

## ટીકા.

સન ૧૮૭૨ નો હિંદુસ્થાનનો પુરાવ આકટ છે તેની કલમ ૧૧૪ મીમાં ક દ્રષ્ટાંત છે, તેમાં બતાવવામાં આવ્યું છે કે એકાદુ બીલ ઑફ એકસચેંજ સ્વીકારવામાં આવે અગર તે ઉપર શેરો કરવામાં આવે, એટલે તે સારા અવેજના બદલામાં સ્વીકારમાં આવ્યું, અગર તે ઉપર શેરો કરવામાં આવ્યો છે, એમ થાય છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે. આ ઠરાવ વેહેપારીઓના રીવાજ પ્રમાણે કરવામાં આવ્યો છે. તે રીવાજ પ્રમાણે બીલ આફ એકસચેંજ અગર પ્રોમીસરી નોટો જ્યાં સુધી વિરૂદ્ધ માલુમ પડે નહી, અગર ઓછામાં ઓછું સંભવિત લાગે, ત્યાં સુધી તે અવેજ સાથે કરી આપવામાં આવેલી છે, એમ અનુમાન થાય છે.

ઇંગ્રેજી "લા" પ્રમાણે શીક્કા સાથેના દસ્તાવેજો અવેજ સાથેના છે, એમ માનવામાં આવે છે, કારણ કે તેમાં જે રીતસર રીતે ચાલવામાં આવે છે, તેથી અવેજ ના હોય એવી ધાસ્તી રેહેતી નથી. પરંતુ આ નિયમ હિંદુસ્થાનમાં ચાલતો નથી. આગળથીજ રાજાસાહેબ પ્રલ્હાદ વિરૂદ્ધ બાબુ બુધુસીંગના કામમાં (બંગાળ લા. રી. વા. ૨ પ્રીવીકૌંસીલ પાનું ૧૧૧) ઠરાવવામાં આવેલું છે કે, શીક્કાવાળો દસ્તાવેજ હિંદુસ્થાનની કોર્ટોમાં અવેજ સાથેજ છે, એમ કબુલ થતો નથી.

જે માણુસ કાંઇ કરવાને કાયદેસર રીતે બંધાએલો છે તે કરવા બદલ તેને આપેલું વચન, એ વગર અવેજનું છે. જેમકે ખલાશી કરારની શરતોથી આખી સફર થાય ત્યાં સુધી નોકરી બજાવવા બંધાએલા હતા. તેઓને તે નોકરી ચાલું રાખવા બદલ વધું પગાર આપવાને આપેલું વચન નીરર્થક છે. સ્ટીલ્ક વિ. મીરીક (ક્યાંબેલ્સ રી. પાનું. ૩૧૭). વળી કોઈ સાક્ષીને કોર્ટમાં સાક્ષી પુરવા આવતાં જે વખતનું નુકશાન થાય તેનો બદલો આપવાનું વચન વગર અવેજનું છે, કારણ કે કાંઈ પણ આપ્યા વગર તે સાક્ષી કોર્ટમાં હાજર થવાને બંધાએલ છે. કોલીન્સ વિ. ગોડફ્રાર (બાર્નવેલ એન્ડ એડોલ્ફ રી. પાનું ૯૫૦)

આ કાયદા પ્રમાણે આ કલમની રકમ ૧ અને ૩ માં બતાવેલા પ્રકારના કરારમાં અવેજ ના હોય, તોપણ તે બળવાન ગણવામાં આવે છે.

આ કલમની બીજી રકમનો બીજો ભાગ તેના પેહેલા ભાગમાં જે બાબત વધારે સામાન્ય રૂપમાં બતાવવામાં આવી છે તેના દ્રષ્ટાંત તરીકે છે, તેનો મુકાબલો આ કાયદાની કલમ ૬૯ મી સાથે કરવો જોઇએ, તે કલમ ૬૯ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે "જે પૈસા આપવાની કોઇ સખસને કાયદાથી ફરજ હોય તે પૈસા આપવાની વાતમાં કોઇ બીજા સખસને સંબંધ હોય, અને તે કારણથી પૈસા મજકુર સદરહુ બીજો સખસ આપે, ત્યારે તે પૈસા તે બીજા સખસને પાછા મળવાનો હક્ક છે." તે કલમ ૬૯ મી પ્રમાણે વાદીએ કેહેવું જોઇએ કે દાવાવાળાં નાણાં આપવામાં મારે નિસબત હતી, પરંતુ આ કલમની રકમ ૨ જી પ્રમાણે તેવી નિસબત હતી એમ વાદીને કેહેવાની જરૂર નથી, પણ તેણે કેહેવું જોઇએ કે પાછળથી વચન આપવામાં આવેલું છે. આ રકમ પ્રમાણે જે હકી-

કત ઉપરથી નાણું આપવામાં આવે તે હકીકત ઉપરથી બંધન ઇયાને તે પાછાં વસુલ આપવામાં આવશે, એવો કરાર થતો નથી, પણ તેવું બંધન અથવા તે કરાર પાછળથી જે વચન આપવામાં આવે તેથી થાય છે.

ત્રીજો અપવાદ મુદતના કાયદા પ્રમાણે જે લેહેણું વસુલ કરવાને હરકત હોય તે સંબંધી છે. તે અપવાદ પ્રમાણે વચન લખેલું હોવું જોઇએ, અને તે નીચે જે સખસ જવાબદાર હોય તેની અગર તેના એજંટની સહી હોવી જોઇએ. આ ત્રીજો અપવાદ મુદતના કાયદા (સન ૧૮૭૭ ના આકટ ૧૫ મા) ની કલમ ૧૯ મીમાં જે ઠરાવ છે, તેથી બે બાબતોમાં ભીન્ન છે. એકતો આ અપવાદ પ્રમાણે મુદત બાહારનું લેહેણું હોય તે પણ ચાલે, પણ તેની સાથે તે વિશે લખેલું વચન હોવું જોઈએ. મુદતના કાયદાની કલમ ૧૯ મીમાં મુદતની અંદરનું દેવુ હોવું જોઇએ, અને તે કબુલ કરી તે નીચે દેણદાર અગર તેના ખાસ એજંટની સહી જોઇએ છે. લાલ મુખોપાધ્યા વિ. ધનપતસીંગ (ઇ. લા. રી. ૪ ક. પાનું ૫૦૦) ના કામમાં, તેમજ બીલીંગ્સ વિ. યુ. સી. એસ. બેંક (ઈ. લા. રી. ૩ અ. પાનું ૭૮૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે "દેવું" શબ્દમાં હુકમનામાના દેવાનો પણ સમાસ થાય છે.

સ્વભાવીક પ્યાર અને હેત શિવાય અમુક કરારનો બીજો અવેજ ન હોય તો. તે કરાર તુટવાથી કાંઇ નુકશાની લેવાનું કારણ બનતું નથી, રાજુબા વિ. કૃષ્ણારાવ રામચંદ્ર (ઇ. લા. રી. ૧ મું. પાનુ. ૨૭૩)

જુની નોટ મુદત બાહાર ગએલી, તે નોટની રકમ બાબત નવી બીજી પ્રોમીસરી નોટ કરી આપવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ નવી નોટની રૂઇએ દાવો ચાલવાને સન ૧૮૭૧ ના આકટ ૯ માની કલમ ૨૦ ની રકમ અ થી અટકાવ થતો નથી. ચાતર જાગસી વિરૂદ્ધ તુળશી (ઈ. લા. રી. મું. વા. ૨ પાનું ૨૩૦)

એક સંખસે એક કામમાં વકીલ નીમ્યો, ત્યાર પછી એ કામ સંબંધી એવો કરાર કરી આપ્યો કે, જો તે કામ જીતવામાં આવશે તો, વકીલની ભર ફી તથા તે સાથે વધારાની રકમ આપવામાં આવશે, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરારનો કાંઈ અવેજ નથી. માટે તેની રૂઈએ આ દાવો ચાલી શકતો નથી. રામચંદ્ર ચીંતામણ વિ. કાળું રાજુ (ઇ. લા. રી. ૨ મું. પાનું ૩૬૨)

પ્રતીવાદીનો વાદી લેહેણદાર હતો, તેથી પ્રતીવાદીએ વાદીને જુદી જુદી વખતે પોતાની પાસે બાકી લેહેણું નીકળતુ હતું. તે વાળવાને વસુલ આપેલું, પરંતુ વાદીને એમ કાંઇ કેહેવામાં આવ્યું નહી હતું કે, આ વસુલ જે બ્યાજ ચઢે તેમાં મજરે આપવું. તેમાં ઠરાવવામાં આવ્યું કે મુદતના આકટ (સન ૧૮૭૧ ના આકટ ૯ મા) ની કલમ ૨૧ મી પ્રમાણે બ્યાજ એવી રીતે વસુલ આપવામાં આવેલું નથી કે, જેથી તે આકટની સદરહુ કલમ ૨૧ ની રકમ ૧ લીમાં તેનો સમાસ થાય. સબબ વાદીના દાવાને મુદતની હરકત છે. વળી અમ્રતલાલ વિ. માણેકલાલ (મુ. હા. રી. વા. ૧૦ પાનું. ૩૭૫) ના કામના ઠરાવ પ્રમાણે ચાલી ઠરાવવામાં આવ્યું કે સામ સામી હિસાબ કરયાનો મજકુર પ્રતીવાદીએ વાદીના ચોપડામાં લખી આપેલો હોય, તેથી તે મુદ-

તના આકટ (સન ૧૮૭૧ ના ૯ મા) ની કલમ ૨૧ ના વિશેષ ઠરાવના અર્થ પ્રમાણે લખેલો કરાર થતો નથી. સબબ પ્રતીવાદીએ તે પેટે કાંઇ વસુલ આપેલું હોય, તે એવું મુદ્દલ પેટે વસુલ આપ્યું થતું નથી કે, જેથી મુદતના કાયદાનો અમલ થતાં અટકાવ થાય. હનમંતમલ મોતીચંદ વિ. રામબાબાઇ (ઇ. લા. રી. મું. વા. ૩ પાનું ૧૯૮).

એક સાદા કાગળ ઉપરની પ્રામીસરી નોટની રૂઇએ દાવો કરવામાં આવ્યો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કામમાં અવેજ બાબત સ્વતંત્ર પુરાવ આપવાને કાંઇ હરકત નથી. ગોપાળચંદ મારવાડી વિ. ઠકરાણી મોહકમ કુંવરી (ઇ. લા. રી. ૩ ક. પાનું ૩૧૪)

**अ** એ **ब** ઉપર સન ૧૮૬૮ માં એક હુકમનામું મેળવ્યું, પરંતુ સન ૧૮૬૪ સુધી તે બજાવવાને **अ** એ દરખાસ્ત કરી નહી. તે સન ૧૮૬૪ માં જો કે **ब** એ તે હુકમનામાને મુદતની હરકત છે, એવી હરકત લીધી, તોપણ તેને જે **अ** સાથે તે બાબત ગોઠવણ થએલી તે પ્રમાણે એક અરજી તેણે આપી. તેમાં કબુલ કરયું કે અમુક રકમ મારે દેવી છે, અને એક કીસ્તબંદી લખી આપી દર માસના હફ્તેથી તે રૂપિઆ આપવાનું કબુલ કરયું. તેથી **ब** એ કેટલાક હફ્તા ભરયા, પરંતુ એક વખત તેના ઉપર બજાવણી કરવામાં આવી ત્યાં સુધી તેણીએ હફ્તા ભરયા નહીં, ત્યાર પછી થોડીક મુદતે તેણીનું મરણ થયું; તેથી તેણીના વારસ વકીલોએ એવી હરકત લીધી કે તે હુકમનામાને મુદતની હરકત છે, અને તે હુકમનામાની જગોએ તે કીસ્તબંદી આવી શકતું નથી. હાયકોર્ટમાં અપીલ કરતાં આ હરકત મંજુર રાખવામાં આવી. તેથી **अ** એ તે કીસ્તબંદની રૂઇએ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે વખતે કીસ્તબંદ લખી આપવામાં આવ્યું, તે વખતે મુદતના કાયદા પ્રમાણે હુકમમામું બજાવવા લાયક હતું. માટે તે કીસ્તબંદનો અવેજ બરોબર છે. વળી ઠરાવવામાં આવ્યું કે જો કે તે કીસ્તબંદનો અવેજ તે કાયદેસર ના હોય, તોપણ આ આકટની કલમ ૨૫ મીમાં જે નિયમ ઠરાવવામાં આવ્યો છે, અને જે નિયમ તે આકટ મંજુર થતા પેહેલાંનો અમલમાં છે, તેથી તે કીસ્તબંદી અવેજની ખામીના કારણથી રદ બાતલ થતાં અટકાવ થાય છે. હીરાલાલ મુખોપાધ્યા વિ. ધનપતસીંગ (ઇ. લા. રી. ૪ ક. પાનું. ૫૦૦)

મનાલાલ વિ. બેંક આફ બેંગાળ (ઇ. લા. રી. અ. વા. ૧ પાનું ૩૦૯) ના કામમાં કેટલીક હુંડીઓ લખવામાં આવેલી, પણ તે લખનારે દેવાળું કાહાડવાથી તે કબુલ કરનારે તે હુંડીયોનાં નાણાં લેહેણાં થાય ત્યારે જો તે સીકારવામાં ના આવે તો, જામીની દાખલ અમુક સ્થાવર મીલકત ગીરો આપી. પછી તે હુંડીયો શીકારવામાં નહી આવવાથી તે ગીરોખતની રૂઇએ દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૭૨ નો આકટ ૯ મો કરાર બાબતનો છે, તેમાં "અવેજ" શબ્દ છે, તેના અર્થ પ્રમાણે તે ગીરોના કરારનો અવેજ નથી, માટે તે આકટની કલમ ૨૫ મીના ઠરાવ પ્રમાણે તે રદ બાતલ છે.

એક લખેલો કરાર રજીસ્ટર કરાવવામાં આવેલો, તેમાં **ट** એ પોતાના બે ભાઇઓએ તે ત્રણે ભાઇયોની મજીયારી અવિભક્ત મીલકત છે, તેમાં તેનો હક્ક છે, તે કબુલ કરયાના અવેજમાં કરાર કરયો છે કે, મારે તમો ભાઇયો શિવાય મારો હક્ક બીજા કોઇને વેચવો નહી, ચડાવી આપવો નહી અગર ગીરો આપવો નહી, અને જો મારી-

મરજી તે વેચવાની થાય તો, અમુક રકમ સારૂ તમને તે હક્ક હું વેચાણ આપું. આ કરાર તોડીને તેણે પોતાના વાપરના હક્ક સાથે તે હિસ્સો ल ને ગીરો આપ્યો, પછી ल એ તે ગીરોનો અમલ કરવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ કરાર બળવાન છે, માટે તે ગીરો ट ના ભાઇઓ વિરૂદ્ધ બરોબર નથી. લક્ષ્મીચંદ વિ. તોરીલાલ (ઈં. લા. રી. અ. વા. ૧ પાનું ૬૧૮)

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણે फ પાસે માજીસ્ત્રેટે તેની સારી વર્તણુંકના અમુક રકમ સુધીનો દરેક જામીન જવાબ દે, એવા બે જામીન માગેલા હતા. તેથી स એ તે फ ના જામીન થવાને કબુલ કર્યું, એવી શરતથી કે તેને જેટલી રકમનો જામીન થવાનું છે, તેટલી રકમ फ તે स પાસે અનામત મુકે, તેથી फ એ તે રકમ અનામત મુકી અને स તેમાં જામીન થયો. જેટલી મુદત स ને જામીન રહેવાનું હતું, તેટલી મુદત તેની જામીની છુટવાને फ સારી વર્તણુંકથી ચાલ્યો, અને તે મુદત વીતી ગઇ. તેમ છતાં स એ તે અનામત મુકેલી રકમ फ ને પાછી આપવાની ના પાડી. તેથી स એ તે રકમ લેવા फ ઊપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરારના અવેજથી કાયદાનો હેતુ પાર પાડતો નથી, માટે તે અવેજ કાયદેસર નથી, સબબ फ ને કાંઈ દાદ મળવાનો હક્ક નથી. ફત્તેસીંગ વિ. સાનવલસીંગ (ઇં. લા. રી. અ. વા. ૧ પાનું. ૭૫૧)

એક સખસ ઉપર હુકમનામું થયું, તેમ છતાં તેણે પોતાના દીકરાને અમુક મીલકત બક્ષીસ આપી, પણ તેણે તે હુકમનામું પતી શકે તે પ્રમાણે બીજી મીલકત રાખી હતી. જે મીલકત તેણે રાખી હતી તે હુકમનામું કરનારી કોર્ટની હદમાં રાખી નહી હતી. તે કામમાં ઠરાવ્યું કે હુકમનામાના દેણદારે જે મીલકત બક્ષીસ આપી છે તેનો અવેજ સ્વાભાવીક હેત અને પ્યારને લીધે અને પોતાના વંશજનો નીભાવ થવા સારૂ આપી છે, માટે તે સારો અવેજ છે. નાસીરહુસન વિ. માતાપ્રસાદ (ઈં. લા. રી. અ. પાનું ૮૯૧)

વાદીએ અમુક બજાર બનાવવામાં ખરચ કર્યું, તેના અવેજમાં પ્રતીવાદીઓની દુકાનો તે બજારમાં છે, માટે જે માલ તેમની દુકાનોની મારફતે વેચાય તે ઉપર વાદીને કમીશન આપવાને પ્રતીવાદીઓએ લખત કરી આપેલું, તે લખત ઉપરથી તે હક્ક ઠરાવવાને વાદીએ દાવો કરયો. વાદીએ બજાર બનાવવામાં જે નાણાં ખરચેલાં છે, તે પ્રતીવાદીઓની ખાયસ ઉપરથી, તેમ વાદીને માટે તેઓએ ખુશીથી ખરચ કરેલો છે. એમ નથી, પણ તેણે ખુશીથી ત્રીજા પક્ષકારોને માટે ખર્ચ કરેલો છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરાર સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ (ड) પ્રમાણેના કરારનો સદરહુ ખર્ચ કાંઇ અવેજ નથી, માટે તે આકટની કલમ ૨૫ મીની રકમ ૨ માં તે કરારનો સમાસ થતો નથી. દુરગાપ્રસાદ વિ. બળદેવ (ઇ. લા. રી. અ. વા. ૩ પાનું. ૨૨૧)

એદાઅલી વિ. બાંસપટસીંગ (ઇ. લા. રી, અ. વા. ૪ પાનું ૩૫૨) ના કામમાં અમુક કોર્ટને હુકમનામું કરવાની હકુમત નહી છતાં એક સખસના ઉપર હુકમનામું કરવામાં આવ્યું, તેની બજાવણીમાં તે સખસને પકડવામાં આવ્યો, તે દરમિયાનમાં તે સખસે હુકમનામાની રકમ તથા ખત તૈયાર કરામણી તથા સ્ટાંપનું જે જુજ ખરચ થાય તેનું તે હુકમનામાવાળાને ખત લખી આપ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ખત અવેજ

વિનાનું છે, કારણ કે તે સખસ અટકાવમાં હતો તે કારણથી તેણે તે ખત લખી આપેલું છે. વળી ખતનો સ્ટાંપ અને તે તઇયાર કરામણી જુજ ખરચની રકમ છે, તે યોગ્ય રીતે "અવેજ" શબ્દ કહીએ તો, તે અવેજ આ ખતનો નથી, માટે આ ખત રદ બાતલ છે.

એક પૈસા બાબતનું તા. ૨૨ જુન સન ૧૮૬૮ ના રોજનું હુકમનામું તા. ૨૩ ફેબ્રુઅરી સન ૧૮૬૯ ના રોજ બજાવવાને દરખાસ્ત કરી. આ હુકમનામું બજાવવામાં આવ્યું ત્યાર પેહેલાં સન ૧૮૬૯ ના સપ્ટંબર માસમાં હુકમનામાના દેણદારે કબુલ કરયું હતું કે તે હુકમનામાની રકમ હું હફતેથી આપીશ; અને જો તે આપવામાં કસુર કરવામાં આવે તો, તમામ હુકમનામું બજાવવું. સન ૧૮૭૩ ની શીરૂઆતમાં હફતો ભરવામાં કસુર કરવામાં આવી, તેથી હુકમનામાવાળાએ તે હુકમનામું બજાવવાને એકદમ દરખાસ્ત કરી. તા. ૫ મી મે સન ૧૮૭૩ ના રોજ હુકમનામાના દેણદારે એક અરજી ઊપર સહી કરી હતી, તે તેની તરફથી કોર્ટને આપવામાં આવી. તેનો મતલબ નીચે પ્રમાણે હતો. બજાવણીનો રૂ. ૬૮૩૯-૧૫-૩ નો મુકરદમો. આ કામમાં હપતા આપવાને કસુર કરવામાં આવવાથી હુકમનામાવાળાએ પોતાનું હુકમનામું બજાવવાને દરખાસ્ત કરેલી છે. હકીકત એવી છે કે ફકત મંદગીના કારણથી હફતા ભરવામાં અરજદારે કસુર કરેલી છે. જો એમ ના હોત તો હુકમનામાવાળાની માગણીમાં મારે કાંઇ હરકત નહી હતી. હવે પછી હું તે હફતા ભરવામાં કસુર કરીશ નહી. મેં વાદીને પગે લાગ્યો છે કે તે મારી કસુર માફ કરી આગળ ઠરાવેલા હપતા પ્રમાણે તે નાણાં મારી પાસેથી લેવાને કબુલ કરે, અને હાલ તે હુકમનામું બજાવવું બંધ રાખે. આ મારી વીનંતી હુકમનામાવાળાએ કબુલ કરી છે. માટે અમો અરજદાર અરજ કરૂછું કે દર માસે રૂ. ૧૫૦) નો હપ્તો ઠરાવવો જોઇએ, અને હુકમનામાની બજાવણી હાલ બંધ રાખવી જોઇએ. જો બે હફતા લાગટ પડે તો. હુકમનામાવાળો હુકમનામાની બાકીની રકમ દર વર્ષે દર શેંકડે બાર ટકાના વ્યાજ સાથે વસુલ કરે. આ અરજી કરવામાં આવી, તે વખત હુકમનામાની બજાવણી કરવાને મુદતની હરકત હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ આકટની આજ કલમની રકમ (૩) માં "દેવું" શબ્દ છે, તેમાં હુકમનામાના દેવાનો સમાસ થાય છે, માટે તે નિયમ પ્રમાણે ઉપરની અરજીથી તે દેવું આપવાનું વચન આપેલું થાય છે. તેથી તે અરજીની રૂઇએ તે હુકમનામાની બાકીની રકમ લેવા દાવો કરવામાં આવ્યો છે, તે ચાલી શકે છે. બીલીંગ્શ વિ. અનકવેનન્ટેડ સરવીસ બેંક ( ઇં. લા. રી. ૩ અ. પાનું ૭૮૧)

અમુક સખસને આગળ એક સ્ત્રી સાથે સંગ થએલો. તે જો યોગ્ય રીતે અવેજ કહીએ તો, તે અવેજમાં અમુક અલાવંસ આપવાને જે વચન આપવામાં આવેલું છે તે અનીતીનો અવેજ નથી. આવું વચન આપનારે જેને વચન આપેલું છે, તેણીએ ખુશીથી આગળ નોકરી બજાવેલી તેનો બદલો તેણીને આપવાને પોતાને માથે રાખેલું છે, માટે કરાર આકટમાં અવેજની વ્યાખ્યા બતાવવામાં આવી છે, તે પ્રમાણે તેમાં અવેજ હોવાની જરૂર નથી. ધીરજકુંવર વિ. બીક્રમાજીતસીંગ (ઇં. લા. રી. અ. વા. ૩ પાનું ૭૮૭)

## કલમ ૨૬ મી.

લગ્નમાં હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.

**કાચી ઉમરના સખસો શિવાયના બીજા કોઇ પણ સખસના લગ્નમાં હરકત કરનારી પ્રત્યેક કબુલાયત નિ-રર્થક છે.**

## ટીકા.

આ કલમમાં જે ઠરાવ છે તે ઇંગ્રેજી "લા" ના નિયમ સાથે મળે છે, તોપણ ઈંગ્રેજી લાના નિયમ કરતાં તે વધારે બોહોળો છે. ઇંગ્રેજી "લા"માં લગ્ન કરવાને સામાન્ય રીતે અટકાવ થાય એવા કરારો વિશે ઠરાવ નથી, તેમાં અમુક સખસ તે લગ્ન કરવાને અટકાવ થાય તેવા કરાર વિશે ઠરાવ છે, તે ગેરકાયદે તરીકે ગણાશે નહી. લેડી એમ. ટાફ્ટ વિ. ડયુક આફ પોર્ટલાન્ડ (૩૨ લા. જ. ચાન્સરી રી. પાનું ૮૧)

કોઈ સખસ બીજાને એવો દસ્તાવેજ લખી આપે કે હું તારા શિવાય બીજા કોઇ-ને નહી પરણું, પણ આ દસ્તાવેજ લખાવી લેનારે દસ્તાવેજ લખીઆપનારને પરણ-વાની કબુલત કરી આપી ન હોય તો, તે દસ્તાવેજ નીરર્થક થશે. લો. વિ. પીયર્સ (૪ બરોજ. રી. પાનું. ૨૨૨૫), એવીજ રીતે છ વર્ષમાં ન પરણવાની શરતનો કરાર પણ નિરર્થક છે. હાટરલી વિ. રાઇસ (ઇસ્ટ. રી. વા. ૧૦ પાનું. ૨૨). પણ કોઇ સ્ત્રીને પોતા-ના જીવતાં સુધી વર્ષે ૪૦ પૌંડ આપવાનો ઠરાવ કર્યો હોય, બાદ તે સ્ત્રીનું તેની સાથે લગ્ન થયા પછી તે ઓછો કરીને ૨૦ પૌંડ આપવાનો ઠરાવ કરયો હોય તો, તે ઠરાવ લગ્નમાં હરકત કરતા ગણી નીરર્થક થતો નથી. ગ્રેસ વિ. વેબ. (૧૮ લા. જ. ચાન્સ-રી. રી. પાનું. ૧૩)

## કલમ ૨૭ મી.

વેપારને હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.

**જે કબુલાયત ઉપરથી એકાદ કાયદેસર ધંધો, વેપાર, અગર કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ કરવામાં હરકોઈને હરકત થાય તેવી દરએક કબુલાયત જેટલી હરકત કર્તા છે, તેટલી નિરર્થક છે.**

જે રોજગારની "ગુડવિલ" વેચ-

**અપવાદ ૧.—પોતાના રોજગારની "ગુડવિલ"* કોઇ એક સખસ વેચે તો, તે વેચાણ લેનાર, અથવા તે વેચાણ લેનારની**

---

* **ટીપ.**—'ગુડવીલ' એ શબ્દ અંગ્રેજી છે, અને તેનો અર્થ નીચે આપ્યો છે. "કાંઇ ધંધો ચાલતો હોય તેમાં જે પુંજી અથવા મિલકત નાખી હોય, તેની કિંમત શિ-વાય હમેશના ઘરાકોની તરફથી, તે ધંધો જે ઠેકાણે ચલાવવામાં આવતો હોય તે ઠેકાણા ને લીધે, કિંવા કુંશળતાથી અથવા દોલતમંદીની અથવા વખતસર બરોબર કામ કરવામાં આવતું હોય તેની કીર્ત્તિને લીધે, કિંવા બીજી કાંઇ આકસ્મિક બીનાઓને લીધે, કિંવા પ્રા-ચીન કાળની મેહેરબાની ભરેલી નજરને લીધે ઉત્તેજન મળતું હોય, તે ઉપરથી જે ફાયદો અથવા નફો ઉત્પન્ન થતો હોય, તેને ગુડવિલ સમજવી. (વ્હાર્ટનના કાયદા કોસની ત્રીજી આવૃત્તિ જોવી.)—વીરપ્રસાદ તાપીપ્રસાદ, ખ૦ ૩૦ થાનાવાળા.

વામાં આવી હો ય તે રોજગાર નહી ચલાવવા બાબતની કબુલાયતને ઉપલી કલમ બાધ કર્ત્તા નથી.

પાસેથી જે સખસને "ગુડવીલ"નો હક્ક મળ્યો હોય, તેવો કોઇ સખસ જ્યાં સુધી તે રોજગાર કોઈ જગાએ નીમેલી હદ્દાની અંદર ચલાવે, ત્યાં સુધી તે હદ્દની અંદર વેચનાર મજકુરે પોતે તેવો રોજગાર ચલાવવો નહી, એવી કબુલાયત તે વેચનાર સદરહુ વેચાણ લેનાર સાથે કરી શકે છે; પરંતુ તે રોજગારના પ્રકાર ઉપર નજર રાખતાં કોર્ટને એવું માલમ પડવું જોઈએ કે, નીમેલી હદ્દો યોગ્ય છે.

પંત્યાળું તુટયા અગાઉ પંત્યાળાએ કરેલી કબુલાયતને પણ કલમ મજકુર બાધ કર્ત્તા નથી.

અપવાદ ૨.—પંત્યાળું તુટતી વખતે અથવા તુટવાનું છે એવા વિચારથી, પંત્યાળાં મજકુરના રોજગાર જેવો રોજગાર પંત્યાળાઓ પૈકી કોઇએ એક અથવા સઘળાએ, ઉપલા છેવટના અપવાદમાં કહ્યા મુજબની હદ્દાની અંદર, ચલાવવો નહીં, એવી કબુલાયત સદરહુ પંત્યાળાઓ કરી શકે છે.

અથવા પંત્યાળું ચાલતું હોય તે દરમ્યાન પંત્યાળાએ કીધેલી કબુલાયતને પણ કલમ મજકુર બાદ કર્ત્તા નથી.

અપવાદ ૩.—પંત્યાળું ચાલતું હોય તે દરમીયાન પંત્યાળાના રોજગાર શિવાય બીજા રોજગાર અમુક એક પંત્યાળાએ કિંવા સઘળા પંત્યાળાઓએ કરવો નહીં, એવી કબુલાયત પંત્યાળા મજકુર કરી શકે છે.

## ટીકા.

આ કલમના ઠરાવથી ઇંગ્રેજી "લા"માં જે એવો ઠરાવ છે કે વેહેપારનો સામાન્ય રીતે અટકાવ કરવો, તે તદન ખોટું છે, તે ઠરાવ અમલમાં લાવવામાં આવેલો છે. માટે વહેપારના થોડાક ભાગનો અટકાવ કરવામાં આવેલો હોય તો, જ્યાં સુધી તે અટકાવ વ્યાજબી છે, એમ બતાવવામાં આવે નહી, ત્યાંહાં સુધી તે અટકાવ બરોબર નથી, એમ અનુમાન થઈ શકે છે. મીચલ વિ. રેનોલ્ડ (પીયર્સ, વુલીયમ. રી. ૧૮૧). જે નિયમના આધારથી આ ઠરાવ કરવામાં આવેલો છે, તે થોડી મુદત ઉપર "લેધરકલાથ કંપની વિ. લોરસંટ (લા. રી. ૯ ઇકવીટી. પાનું. ૩૫૪) ના કામમાં નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યો છે.

"સુનીતી પ્રમાણે દરેક મનુષ્ય પોતાના કારણસર કામ કરવાને મુખત્યાર છે, માટે તે પોતે પોતાની મેળે પોતાની મેહેનત, કળા, અગર બુદ્ધિ વાપરવામાંથી કરાર કરી બાતલ થઇ શકતો નથી, તેમ સરકાર તેને તેમાંથી બાતલ કરી શકતા નથી. પરંતુ બીજી બાજુ તરફ સુનીતી પ્રમાણે કોઈ સખસ કળા અગર બીજા કોઇ સાધનથી તેને જે કાંઇ વેચવા જોઇએ તે મેળવે, તે બજારમાં પોતાને ઘણોજ ફાયદો થાય તેવી રીતે વેચવાને મુખત્યાર છે. સબબ બજારમાં ઘણીજ ફાયદેમંદ રીતે તે વેચી શકે, તે કારણસર ખરીદદારની સાથે સરખાપણું કરી શકે નહી, તેવો તે કરાર હોવો જોઈએ."

ઇંગ્રેજી "લા"માં આ બાબત ઠરાવ છે, તે આ કલમમાં જે ઠરાવ છે તેથી સંકોચ

વવામાં આવેલો છે. ફક્ત આ કલમમાં ત્રણજ અપવાદ કરવામાં આવેલા છે.

એવલી વિ. બરનાંડ (લા. રી. ૧૮ ઇકવીટી. પાનું ૫૧૮) ના કામમાં વાદી એક સ- ર્જન છે, તેમણે પ્રતીવાદીને (જે કામ કરવાને લાયક નહી હતો, પરંતુ જરૂરીયાત પરીક્ષા આપવાને અભ્યાસ કરતો હતો) પોતાના ધંધામાં મદદ કરવાને રાખ્યો. પરંતું એમાંથી ગમે તેની ખુશીમાં આવે ત્યારે તે કરાર પૂરો થાય તેવું રાખેલું હતું. પ્રતીવાદી પરીક્ષામાં ગયો ત્યાર પેહેલાં વાદીના કેહેવા ઉપરથી પ્રતીવાદીએ એક ખત લખી આપ્યું, તેમાં એવી શરત હતી કે જો પ્રતીવાદી અમુક હદની અંદર કામ ના કરે તો, તે ખત રદ બાતલ થાય. પરંતુ તેમાં વાદી તરફથી કાંઇ ખુલ્લો ઠરાવ પ્રતીવાદીને નોકરીમાં જારી રાખવાનો નહી હતો. પછી પ્રતીવાદીએ વાદીની ત્રણ માસ નોકરી કરીને તેને કાહાડી મુ- કવામાં આવ્યો. પછી તેણે ઠરાવેલી હદની અંદર ધંધો કરવા માંડયો. તેથી તેને તે ધં- ધો કરતાં અટકાવવાને દાવો કરવામાં આવ્યો, અને દાવામાં માગ્યા પ્રમાણે દાદ અપાવવામાં આવી. સર જી. જેસલ એમ. આર. સાહેબે ઠરાવ્યું કે વાદીએ અસલ ઠરાવ પ્રમાણે પ્રતીવાદીને નોકરીમાં જારી રાખવો, એવો ગર્ભિત કરાર વાદીનો હતો, તેથી તે ખતને પુષ્ટી કરવાને અવેજ હતો. સબબ વાદીને તાકીદ હુ- કમ મળવાનો હક્ક છે પરંતુ આ કલમ પ્રમાણે સદરહુ રીતનું ખત હોય તો, તેનો અ- મલ થઇ શકે નહી, એમ જણાય છે. આ કલમથી જે મર્યાદા રાખવાનો ઇરાદો છે તે તદ્દન ધંધો બંધ કરવાને નથી, અને તે બતાવવાની ભાગેજ જરૂર છે. માટે એકાદા કરા- રથી બધો નહી પણ થોડો ધંધો બંધ કરવાનું થતું હોય તો, તે કરારનો આ કલમના શબ્દોમાં સમાસ થાય છે. જો એમ ના હોય તો ૧ લો અપવાદ નકામો થાય. પણ એ- ક કામમાં વાદીએ અમુક મુદતમાં માલ વેચાણ આપી પ્રતીવાદીને સ્વાધીન કરો અને તે મુદતમાં તેવો માલ બીજા કાંઇ સખસને વાદીએ વેચાણ આપવો નહી, એવો કરાર હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવો ઠરાવ કાયદા વિરૂદ્ધ નથી, પછી આ કલમના શબ્દો મોઘમ છે તેની ફીકર નહી. કારલીસલ્સ નેવ્યુ અને કંપની વિ. રીકનાથ બખ- ત્યારમલ (ઈ. લા. રી. ૮ ક. પાનું ૮૦૯)

હીચકોક વિ. કોકર (આડોલફસ ઇલીસ. રી. પાનું ૪૫૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જે હદ કરારથી રાખવામાં આવી છે, તે જે સખસની સાથે કરાર કરવામાં આવે તેના રક્ષણ સારૂ જોઇએ, તેના કરતાં વધારે મ્હોટી અને વધારે બોહોળી છે કે નહી, તેનો વિચાર દરેક કામમાં કરવો. તે હદ વ્યાજબી છે કે નહી તે નક્કી કરવાને એક અજમાશ દાખલ છે, એમ ઈંગ્રેજી કોર્ટોમાં નક્કી થએલું છે, સબબ જો તેમ હોય તો તે કરાર સામાન્ય હિતને હરકત કરતા થાય છે, માટે તેનો અમલ થઈ શકતો નથી. આ કારણથી ધંધો બંધ કરવાની બાબતમાં જગ્યાની વિશેષ મર્યાદા રાખવામાં આવી ના હોય તો, તે કરાર કાયદેસર નથી, એમ હમેશાં ઠરાવવામાં આવેલું છે. પછી આવી બા- બતમાં તે અટકાવ અમુક મુદત સારૂ રાખવામાં આવ્યો હોય તેની ચીંતા નહી. પરંતુ જ્યારે જગ્યાની બાબતમાં કાંઇ મર્યાદા રાખવામાં આવી હોય અને સવાલ એવો હોય કે તે વ્યાજબી છે કિંવા નહી તો, કેટલી મુદત સુધી તે અટકાવ ચાલવાનો છે તે કોર્ટે

લક્ષમાં લેવાનું છે. કેટલીક લાંબી મુદત સુધી તે થવાથી જે ગેરવ્યાજબી થાય, તે એક અગર એ દીવશને માટે હોય તો, તે ગેરવ્યાજબી થતું નથી. પ્રોકટર વી. સાર્જેટ (માનીંગ એન્ડ ગ્રેનજર રી. પાનું. ૨૦)

## કલમ ૨૮ મી.

કાયદા મુજબ કામ ચલાવવામાં હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.

૨૮. કબુલાયતના કોઇ પક્ષકારને, કોઇ કરારની રૂઇએ, અથવા તે સંબંધે, પ્રાપ્ત થયલા હક્કો ન્યાયની સાધારણ કોર્ટોમાં, શીરસ્તા પ્રમાણેનું કાયદેસર કામ ચલાવીને, અમલમાં આણવાને પક્ષકાર મજકુરને જે કબુલાયતથી તદ્દન હરકત થતી હોય, તેવી દરેક કબુલાયત, અથવા પક્ષકાર મજકુરે પોતાના હક્કો અમુક મુદતની અંદરજ સદરહુ પ્રમાણે અમલમાં આણવા એવું જે કબુલાયત ઉપરથી થતું હોય તો, તેવી દરેક કબુલાયત, તેટલીજ પુરતી નિરર્થક છે, એમ સમજવું.

તકરાર ઉત્પન્ન થાય તે લવાદને સોંપવા વિશેનો કરાર કાયમ છે.

અપવાદ ૧.—જો બે અથવા વધારે સખસો પોત પોતામાં એવો કરાર કરે કે કોઇ પણ અમુક વિષય બાબત અથવા અમુક જાતના વિષયો બાબત આપણા મધ્યે તકરાર ઉત્પન્ન થાય, તેનો નિકાલ કરવાનું લવાદને સોંપવું, અને જે તકરાર એ રીતે લવાદને સોંપવામાં આવે તે બાબત લવાદ મજકુર ઠરાવે તેટલીજ રકમ વસુલ કરવા જોગ સમજવી, તો તે કરાર આ કલમ ઉપરથી ગેરકાયદે છે એમ જાણવું નહીં.

એવા કરારોથી કેવા દાવા ચાલતા અટકશે.

જ્યારે એવો કરાર થયો હોય ત્યારે, તેમાં લખ્યા પ્રમાણેનું અમુક કામ કરાવવા સારૂ દાવો માંડી શકાય છે; અને તેમાં લખ્યા પ્રમાણે અમલ કરાવવાને બદલે બીજી કોઈ બાબત કરાવવા સારૂ કિંવા લવાદે ઠરાવેલી રકમ શિવાય બીજી રકમ વસુલ કરવા સારૂ કરાર મજકુરનો એક પક્ષકાર બીજા કોઈપણ પક્ષકાર ઉપર જે વિષય બાબતની તકરાર લવાદને સોંપવાનું કબુલ કરવામાં આવ્યું હોય, તે વિષય સંબંધી દાવો માંડે તો, સદરહુ મુજબ કરાર થયો છે એ વાતથી તે દાવો ચાલતો અટકશે.

જે તકરાર ઉત્પન્ન થઈ ચુકી હોય તે લવાદને સોંપવા વિશેના કરાર કાયમ છે.

અપવાદ ૨.—વળી બે કિંવા વધારે સખસ મધ્યે કાંઈ તકરાર ઉત્પન્ન થઇ ચુકી હોય તે તકરાર લવાદને સોંપવાનું જે લખેલા કરારથી સખસો મજકુર કબુલ કરતા હોય તે લખેલો કરાર પણ આ કલમ ઉપરથી ગેરકાયદે થતો નથી; અથવા કામ લવાદને સોંપવા બાબત જે કાર

**પદ્દા વખતે વખત અમલમાં હશે, તેમાંના કોઈપણ ઠરાવને આ કલમથી બાધ થતો નથી.**

## ટીકા.

આ કલમમાં જે ઠરાવ છે, તેનો ઇરાદો જો કે તકરારી હક્ક અમલમાં લાવતાં અટકાવ થાય, એવો એકાદા કામમાં પક્ષકારો વચ્ચે સમજુત થઇ ઇકરારનામું અગર સમાધાનીનો કરાર થયો હોય, તોપણ તે નાબુદ કરવાનો નથી. પરંતુ બે સખસો વચ્ચે એવો કરાર કરવામાં આવેલો હોય, તેમાં એવો ઠરાવ હોય કે, તેની રૂઇએ દાવો કરવો નહી તો, તેવો ઠરાવ બેશક રદ બાતલ છે. સામાન્ય નિયમ એવો છે કે પક્ષકારો વચ્ચે થએલા કરારથી કોર્ટની હકુમત બંધ થાય તેવો તે કરારમાં ઠરાવ હોય તો, તે રદ બાતલ છે. પરંતુ પંચને સોંપેલી બાબતમાં પંચ ઠરાવ કરે તે ઉપર હક્ક પ્રાપ્ત થવાનો આધાર રાખવામાં આવેલો હોય તો, તે કરાર કાયદેસર છે, એવું ઠરાવવામાં સદરહુ સામાન્ય રીતનો નિયમ તુટ્યો એમ થતું નથી.

આ કલમનો ૧ લો અપવાદ જે ઠરાવવામાં આવેલો છે તેનો આધાર "સ્કોટ વિ. આવરી"ના કામના ઠરાવ ઉપર છે. તેમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે અસલ કરાર ફકત નાણાં આપવા બાબતનો ના હોય, પરંતુ જો કાંઈ બીજી હકિકત બને તો, નાણાંની અમુક રકમ આપવામાં આવશે, અને તે રકમ ત્રીજા સખસે ઠરાવવાની હોય તો, જ્યાં સુધી તે ત્રીજા સખસે તે રકમ મુકરર કરી ના હોય, ત્યાં સુધી દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી.

ડૉવસન વિ. ફીટઝરાલ્ડ (લા. રી. ૯ એક્સચેકર. પાનું ૭) ના કામમાં એક પટો કરી આપનારે પટો લેનાર સાથે એવો કરાર કર્યો કે, હું સસલાની સંખ્યા ફક્ત એટલીજ રાખીશ કે જેથી કરશણને ઈજા થાય નહી, પણ કરશણને ઈજા થાય તેટલી સસલાની સંખ્યા જો હું રાખીશ તો, તે વિશે વ્યાજબી જે કંપનસેશન થશે તે હું આપીશ, અને તે કંપનસેશનની રકમ બાબત વાંધો પડશે તો, તે વિશે બે લવાદો અગર સરપંચને સોંપવામાં આવશે. પછી સસલા રાખવાના કરાર તોડવાના કારણથી દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે લવાદને સોંપવા બાબતનો ઠરાવ જો કે સસલા બાબતના કરારથી કેવળ જુદો અને સરખી રીતે સાથે થએલો છે, અને તે પ્રમાણે લવાદને તે બાબત સોંપવામાં આવી નથી, તોપણ સદરહુ દાવો ચાલી શકે છે. તેજ મુજબ કોરીમાં ઓઇલ કંપની વિ. કોગલર (ઇ. લા. રી. ક. વા. ૧ પાનું ૪૬૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે વેહેપારના કરારોની બાબત સાધારણ રીતે પંચને સોંપવાનો ઠરાવ હોય, 'તેથી' કોર્ટની હકુમત જતી નથી, અગર મુખ્ય કરારની રૂઇએ દાવો કરવાને અટકાવ થતો નથી, પણ વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ મીમાં હાલ એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે, જો કોઈ સખસે તકરારી બાબત લવાદને સોંપવાને કરાર કર્યો હોય, તેમ છતાં તે, તે કરાર પ્રમાણે ચાલવાને ના પાડે, અને જે બાબત લવાદને સોંપવાનો તેણે કરાર કર્યો હોય તેમાંની કોઇ બાબત તે દાવો કરે તો, સદરહુ લવાદને સોંપવાના કરારથી તે દાવો ચાલવાને અટકાવ થાય છે. તેથી દેખીતી રીતે લવાદને સોંપવાનો કરાર જે કરારની રૂઇએ દાવો કર્યો હોય તેથી જુદો હોય કિંવા નહી, પણ તે દાવામાં એક જવાબ થાય

છે. પરંતુ જે પક્ષકારે તે સોંપવાને ના પાડી હોય, તેણે તે ના પાડી છે, એમ બતાવી આપવામાં આવે તો, તે પક્ષકાર વિરૂદ્ધ તે બચાવ થાય છે. કુમદચંદ્ર વિ. ચંદ્રકાંત (ઇ. લા. રી. કલકત્તા. વા. ૫ પાનું ૪૫૮)

આ કલમના ૧ લા અપવાદનો બીજો ભાગ વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ મીથી રદ કરવામાં આવ્યો છે. તે કલમ ૨૧ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે અમુક તકરાર બાબત લવાદને સોંપવાનો કરાર ખાસ રીતે અમલમાં આવશે નહી. માટે હાલ તેવો કરાર તોડવાથી થતા નુકશાન બાબતનો દાવો ચાલી શકે છે.

દિવાની કોર્ટમાં ચાલતા દાવામાં પક્ષકારોની વચ્ચેના વાંધાની બાબત લવાદને સોંપવા દિવાની કામ ચલાવવાથી રીતીના કાયદાની કલમ ૫૦૬ માં ઠરાવ છે. લવાદને સોંપવા બાબત તથા લવાદનો ફેંસલો કોર્ટમાં ફાઇલ કરવાના કરાર બાબત સદરહુ કાયદાની કલમ ૫૨૩ મીથી ૫૨૫ મી સુધીની કલમો છે. પેસ્તનજી નસરવાનજી વિ. માણેકજીના કામમાં પ્રીવીકોંસીલે ઠરાવ્યું છે કે જેમ બીજા કરારોના ઠરાવથી કરારના પક્ષકારો બંધનમાં હોય છે, અને જે કરારોમાંથી તે કરારનો હેતુ અને ભાવાર્થ અમલમાં આવી શકે નહી તેવું થતું ના હોય, અગર તે કરારના પક્ષકારને તેના બંધનમાં રાખવાથી કાંઇ દેખીતો અન્યાય થતો ના હોય તો, તે કરારમાંથી તેઓ છુટા થઇ શકતા નથી, તેમ લવાદને સોંપવા બાબતના કરારથી પણ તેના પક્ષકારો બંધનમાં રેહે તેવું કાયદાનું વલણ છે, (મુર્સ. ઈ. અ. વા. ૧૨ પાનું ૧૩૧. મ. હા. રીપોર્ટ. વા. ૩ પાનું ૧૮૩.)

**મ** નામની સ્ત્રી એક **ગ** સાથે ઘણા વર્ષ સુધી તેની રાખેલી સ્ત્રી તરીકે રહેલી, તેથી તે પ્રમાણે રહ્યાના અવેજમાં **ગ** એ **મ** ને તા. ૨૮ માર્ચ સન ૧૮૬૯ ના રોજ એક એવો લખેલો કરાર કરી આપ્યો કે, મારે તે **મ** ને અમુક વાર્ષિક રકમ આપવી, અને મારી અમુક સ્થાવર મીલકત છે, તેમાંથી થોડીક તે બાબતુ જવાબદાર છે. પછી તે **મ** એ તે **ગ** ના પરણેત સ્ત્રી અને વારસ ઉપર તે કરારની રૂઈએ દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વખતના કાયદા પ્રમાણે તે કરારનો અવેજ અનીતીનો નથી, તેમ તે કરાર અવેજની ખામીના કારણથી તેજ કાયદા પ્રમાણે રદ બાતલ નથી. વળી ઠરાવવામાં આવ્યું કે **મ** આ રકમ **ગ** ની સ્ત્રી પાસેથી વસુલ કરે, તે પેહેલાં તેણે એમ બતાવવું જોઇએ કે તેણીએ સદરહુ જવાબદારીવાળી મીલકતમાંથી અગર **ગ** ની બીજી મીલકતમાંથી કાંઈ પણ નફો લીધો છે. એવું માનકુંવર વિ. જસોદાકુંવર (અ. વા. ૧ પાનું ૪૭૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

રામગુલામ વિ. જાનકીરામ (ઇ. લા. રી. અ. વા. ૭ પાનું ૧૨૪) ના કામમાં એક ગીરોના થોડાક અવેજમાં ગીરોરાખનારનાં બે હુકમનામાં ગીરોઆપનારે ઉપર હતાં. ગીરોરાખનારે ગીરોનો અમલ કરવાને દાવો કરયો, તેમાં ગીરોઆપનારે એવી તકરાર કરી કે આ ગીરોનો અવેજ નીષ્ફળ થએલો છે, માટે તે ગીરોનો અમલ થઇ શકતો નથી. આ તકરારનો આધાર એવું કેહેવા ઉપર છે કે તે ગીરોરાખનારે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૮ મીમાં ઠરાવ છે તે પ્રમાણે તે હુકમનામાના નીકાલની વાત કોર્ટમાં નોંધાવવામાં આવી નથી. તે કલમનો ઠરાવ હજુ કાયમ છે. જસ્ટીસ

દત્તહોઇત સાહેબના અભિપ્રાયમાં આવ્યું કે તે હુકમનામાના નીકાલની બાબત કોર્ટમાં નોંધાવવામાં આવી નથી, તેથી અવેજ નિષ્ફળ ગયો છે, એમ થતું નથી, કારણ કે તે નીકાલ નોંધાવવાને તેણે કાંઈ કરાર કરયો નથી, અને ખરી રીતે તે નોંધાવવાની તેને જરૂર નહી હતી, કારણ કે તે કાંઇ હુકમનામું બજાવવાને માગી શકતો નથી. જો કે તે હુકમનામાં પુરાં થએલાં નથી, તોપણ ગુન્હેગારીને પાત્ર થયા વિના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૮ મી પ્રમાણે તે હજુ અમલમાં છે, અને વળી જો ગીરોઆપનારે તે નીકાલ દાખલ કરાવવાને જરૂરનું હતું, એમ ધાર્યું હોય તો, તેને કોર્ટમાં કલમ ૨૫૮ મી પ્રમાણે અરજ કરવાનો ઈલાજ હતો. જસ્ટીસ મહમુદ સાહેબના અભિપ્રાયમાં આવ્યું કે કોર્ટની બાહાર હુકમનામાનો નીકાલ કરવામાં આવેલો હોય અને તે કોર્ટમાં નોંધાવવામાં આવેલો ના હોય તો, તે ફકત હુકમનામાની બજાવણીની બાબતમાં અસર વિનાનો નીકાલ છે. અને આવો નીકાલ થએલો હોય તે કરારના અવેજમાં નાબુદ થાય છે, એવું કરાર આકટમાં કાંઇ નથી. માટે આવા અવેજના આધારથી જે કરાર હોય તે સદરહુ કલમ ૨૫૮ મીનો હેતુ નિષ્ફળ નહી થતાં, અમલ થઇ શકે છે. સબબ તે હુકમનામાની રકમ છે, તે ગીરોનો બળવાન અવેજ છે. કોગ્લર વિ. કોરીંગા ઓઇલ કંપની ( ક. વા. ૧ પાનું. ૪૭ )ના કામમાં વાદીએ પ્રતિવાદી સાથે કરાર કરેલો હતો તે કરારમાં એક એવી શરત હતી કે જો કાંઇ તકરાર પડે તો, બે પંચો ઈંગ્લંડમાં નીમવા, એટલે દરેક પક્ષકારે એક એક પંચ નીમવો અને તે પંચ જે ઠરાવ કરે તે આખરનો સમજવો. તે કરારમાં કાંઈ એવો ઠરાવ નહી હતો કે, તે લવાદને સોંપવાની બાબત એક કોર્ટના નિયમ તરીકે કરવી, સબબ ૯ અને ૧૦ વીલીયમ્સ ૩ બાબ ૧૫ અને ૩ અને ૪ વીલીયમ્સ. ૪ બાબ ૪૨ કલમ ૩૯ લાગુ થતી નથી. લવાદનો ઠરાવ થતા પહેલાં વાદીએ સન ૧૮૫૪ ના "કામન લા પ્રોસીજર આકટ" પ્રમાણે પચને સોંપવાની બાબત "કામનપ્લીઝ" ની કોર્ટના નિયમ તરીકે છે, એવું ઠરાવેલું હતું. અમુક નુકશાન વાદીએ કરાર તોડવાથી કરેલું તે અપાવવાનો પંચોએ ઠરાવ કરેલો, તે નુકશાન બાબતના દાવામાં એવું ઠરાવવામાં આવ્યું કે પંચનો ફેંસલો નાબુદ છે. પંચને સોંપવાની બાબત કોર્ટના નિયમ તરીકે ઠરાવવામાં આવી હોય, તેથી જે પક્ષકારે એક વખત પંચ નિમેલો હોય અને તે પંચ જે ઠરાવ કરે તે, તે પક્ષકારને રદ કરવાને અખત્યાર નથી હો. તેથી પંચ નીમવાની ના કેહેતાં તેને અટકાવવાને થોડોજ તેનો અસર થયો. વળી ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨૮ ના હેતુ પ્રમાણે તે કરાર નથી. તે કલમના ૧ લા અપવાદને અનુસરતો કરાર કરવામાં આવે તો, પંચના ઠરાવના પરીણામની બાબત શિવાય તમામ બાબતમાં કોર્ટની હકુમત બાતલ થવી જોઇએ, લવાદનો ફેંસલો થાય ત્યાં સુધી કોર્ટની હકુમત બાતલ કરવાનો કરાર તે અપવાદ પ્રમાણે છે, સબબ તે ગેરકાયદે નથી. લવાદને તકરારી બાબત સોંપવાના કરારનો વિશેશ રીતે અમલ કરાવવાનો દાવો સાંભળવાને કોર્ટને અધિકાર આપેલો છે કિંવા નહી, ને સદરહુ અપવાદનો તેવો ઇરાદો છે કિવાં નહી, એ એક સવાલ છે. પણ આવો કરાર તોડવાથી જે નુકશાન થાય તે નુકશાનના દાવા બાબત સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨૮ મીમાં મનાઈ કરવામાં આવી નથી.

अ નું. ब ઉપર હુકમનામું થએલું હતું, તે હુકમનામું પતાવવાને अ એ ब ને મુદત આપી, તેથી ब એ એવું કબુલ કરયું કે મારે તે હુકમનામા વિરૂદ્ધ અપીલ કરવી નહી, તેમ છતાં તેણે અપીલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરારની સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૨૮ થી મનાઇ કરવામાં આવેલી નથી. અને ઇનસાફ, ઈકવીટી અને શુદ્ધ અંતઃકરણના નિયમથી તે કરારનો અમલ કરવાને તથા સદરહુ કરારના વિરૂદ્ધ ब એ જે અપીલ કરેલી, તે અપીલ નામંજુર કરવાને અપીલકોર્ટ બંધાયેલી છે. અનંતદાસ વિ. આશબરનેર અને કંપની (ઈ. લા. રી. ૧ અ. પાનું. ૨૬૭)

## કલમ ૨૯ મી.

કબુલાયત નક્કી ન હોવાને લીધે તે નિરર્થક છે.

**૨૯. જે કબુલાયતનો અર્થ નક્કી નથી કિંવા નક્કી કરી શકાય એવો નથી, તેવી કબુલાયતો નિરર્થક છે.**

### દૃષ્ટાંતો.

(अ). अ 'એકસો ટંન' તેલ ब ને વેચાતું આપવાનું કબુલ કરે છે. કઈ જાતનું તેલ આપવાનો વિચાર હતો તે બતાવવાને માટે કાંઈ આધાર નથી. એ કબુલાયત નક્કી ન હોવાને લીધે નિરર્થક છે.

(ब). अ એકસો ટંન અમુક એક પ્રકારનું તેલ કે જે વેહેપારની જણશ તરીકે ઓળખાય છે, તે ब ને વેચાતું આપવાની કબુલાયત કરે, ને એના અર્થ વિશે સંસય ન હોવાને લીધે એ કબુલાયત નિરર્થક થતી નથી.

(क). क ફકત કોપરાના તેલનો વેહેપાર કરે છે. તે ब ને સો ટંન તેલ આપીશ, એવું કબુલ કરે છે. अ ના વેહેપારના સ્વરૂપ ઉપરથી સદરહુ શબ્દોનો અર્થ સમજવાનુ બની આવે છે, માટે અને સો ટંન કોપરેલ આપવાની કબુલાયત કીધી એમ સમજવું.

(ड). 'રામનગર મધ્યે માહારી કોઠીમાં જેટલું અનાજ છે તે સર્વે' ब ને વેચવાનું अ કબુલ કરે છે. અતરે કબુલાયત નિરર્થક હોવા જેવો કાંઈ સંસય નથી.

(इ). 'क ઠરાવે તે કિંમત એક હજાર મણ ચોખા' ब ને વેચવાનું अ કબુલ કરે છે. કિંમત નક્કી ઠરાવી શકાય છે, માટે એમાં કબુલાયત મજકુર નિરર્થક થાય એવો સંસય નથી.

(फ). 'માહારો સફેત ઘોડો પાંચશો રૂપિએ કિંવા એક હજાર રૂપિએ' ब ને વેચીશ એવું अ કબુલ કરે છે. તેમાંથી કહી કિંમત લેવાનો વિચાર હતો એ માલમ પડતું નથી. સબબ એ કબુલાયત નિરર્થક છે.

### ટીકા.

કેવી શરતોથી પક્ષકારોએ અમુક કબુલાયત કરેલી છે, તે કેહેવું જો અશક્ય હોય તો, ખરી રીતે તેમાં અનુમત બતાવેલો હતો નથી, એમ થાય છે, માટે તેવો એક્કે કરાર

અમલમાં લાવી શકાતો નથી, સબબ ગથીંગ વિ. લીન ( ૨ બાર્નવાલ. એન્ડ આડોલફસ રી. ૨૩૨) ના કામમાં એક ઘોડો વેચતાં ખાત્રી કરી આપવામાં આવેલી તેની રૂએ દાવો કરવામાં આવેલો, તેમાં એમ શાબેત કરવામાં આવ્યું કે તે ઘોડો સાઠ ગીની સારૂ વેચવામાં આવ્યો છે, અને જો તે ઘોડો વાદીને ભાગ્યશાળી માલુમ પડે તો, તેણે પાંચ ગીની વધારે આપવા અગર એક બીજો ઘોડો ખરીદ કરી આપવો. કોર્ટે આ પુરાવ ઉપર વજન રાખ્યું નહી, કારણ કે જે કબુલાયત કેહેવામાં આવી છે તે સમજાય તેવી નથી, માટે તેતો પક્ષકારોની વચમાં અમસ્તી સમજ છે. જેમકે એક ખતની શરતમાં તે ખત કરનારે જે કાંઈ આપવાનું વચન આપેલું, તે ન આપે તો તે ખત નિરર્થક થાય, તે શરતમાંનો શબ્દ કોર્ટે કાઢી નાંખ્યો. વીલસન વિ. વીલસન (હાઉસ આફ લાર્ડસ વા. ૧ પાનું. ૬૭). વિશેશ ન્યાયના આકટની કલમ ૩૧ મીના દ્રષ્ટાંતો જોતાં જણાશે કે જે કરારની શરતો યોગ્ય રીતે નિશ્ચેથી માલુમ પડતી ના હોય, તે કરારનો વિશેશ રીતે અમલ થઇ શકતો નથી, તોપણ વ્યાજબીરાહે કરાર એવી રીતનો નિશ્ચયવાળો હોય કે જેથી તેના પક્ષકાર નુકશાન લેવાને હકદાર થાય, પણ તે એવો નિશ્ચયવાળો ના હોય કે જેથી કોર્ટ તે વિશેશ રીતે અમલમાં લાવવાને હુકમનામું કરી શકે. પરંતુ કરાર જોતાંજ તેમાં દેખીતી ભૂલ હોય અગર કાંઇ રહી ગયેલું હોય તો, તે કરાર નિશ્ચે પુર્વક થાય તે પ્રમાણે કોર્ટ તેમાં ફેરફાર કરી શકે. લખેલા કરાર સમજવાને અગર તે વિશે નિશ્ચે જણાવવાને પુરાવ આપવા બાબત હિંદુસ્થાનના પુરાવ આકટની કલમ ૯૩ થી ૯૭ સુધીમાં જે ઠરાવો છે તે જોવા. વેચાણના કરારમાં કીમત ઠરાવવામાં આવેલી ના હોય, અને તેથી તે અનિશ્ચીત થાય તે કારણથી તે વેચાણનો કરાર રદ બાતલ થતો નથી, એમ આ કાયદાની કલમ ૮૯ મીમાં સ્પષ્ટ ઠરાવવામાં આવ્યું છે. કોર્ટ તે કલમ પ્રમાણે પોતાની નજરમાં વ્યાજબી લાગે તેટલી કીમત ઠરાવી શકે છે.

કોઇ સખસે રૂ. ૮૦૦૦) માટે રૂ. ૩૫૦૦૦) મેળવવાની અજમાશ ખરીદ કરીહતી, પણ તેમાં અમુક વેચાણ રદ થાય તો તેમ થાય તેવું હતું. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે જો તે, તે બાબતમાં ફતે પામે નહી તો, તેને દાવો કરવાનો કાંઇ પણ હક્ક ન્હોતો. રામથુ લાલસીંગ વિ. બીશેશ્વરલાલ શાહુ (લો. રી. ૨ ઈ. અ. પાનું. ૧૩૧) કલમ ૮૮ ની ટીકા જુઓ.

## કલમ ૩૦ મી.

શરતં તરીકે કરેલી કબુલાયતો નિરર્થક છે.

**૩૦ શરત તરીકે કરેલી કબુલાયતો નિરર્થક છે, અને એકાદી વસ્તુ કોઇ શરતમાં જીતી છે એમ કહીને તે વસ્તુ મેળવવા સારૂ અથવા કોઇ ખેલ વિશે અથવા બીજી મુકરર ન હોય એવી બીજી બીના વિશે કાંઇ શરત કરવામાં આવી હોય, તે ખેલ અથવા બીનાનું પરિણામ થાય તે પ્રમાણે વ્યવસ્થા થાય તેને સારૂ એકાદી વસ્તુ કોઇને સોંપી હોય તે મેળવવાને સારૂ, દાવો મંડાઈ શકતો નથી.**

ઘોડાની શરતમાં જીતેલા ઈનામો વિષે અપવાદ.

**કોઈપણ ઘોડાની શરત જીતનારને અગર જીતનારાઓને આપવાની પાંચશો કિંવા તેથી વધારે કિંમતની અથવા રકમની રીકાબી, ઈનામ, કિંવા રોકડ રૂપિઆ એકઠા કરવા સારૂ, કિંવા તેની ભરતીમાં, ટીપમાં કાંઇ ભરીને અથવા મદદ દાખલ આપ્યું હોય તે અથવા ટીપમાં ભરીને અથવા મદદ દાખલ આપવાની કાંઇ કબુલાયત કરી હોય તો, તે આ કલમ ઉપરથી ગેરકાયદે થાય છે, એમ સમજવું નહીં.**

આ કલમ ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૪ અ ને બાધ આવતો નથી.

**હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૪ અ માંના ઠરાવ ઘોડાની શરત સંબંધીના જે કાર્યને લાગુ હોય, તેવું કોઈ પણ કાર્ય આ કલમ ઉપરથી કાયદેસર થાય છે, એમ સમજવું નહી.**

## ટીકા.

ઈગ્લાંડમાં ૮ અને ૯ વીક. બાબ ૧૦૯ માં ઠરાવ કરવામાં આવ્યો, અને સન ૧૮૪૮ નો આક્ટ ૨૧ મો આ દેશમાં ઠરાવવામાં આવ્યો, ત્યાર પેહેલાં શરતી કરારથી કાંઈ ત્રીજા સખસના હિત અગર તેના લાગવાપણા વિરૂદ્ધ ના હોય, અગર તેથી નાલાયક પુરાવ થતો ના હોય, અને સુનીતી વિરૂદ્ધ ના હોય તો, તેવા શરતી કરારની રૂઇએ દાવો ચાલતો હતો. ઈંગ્રેજી સ્ટાટયુટ ઉપરથી રદ થએલો સન ૧૮૪૮ નો આક્ટ ૨૧ મો, અને સન ૧૮૬૫ નો આક્ટ ૩ જો ઠરાવવામાં આવ્યો હતો, તેમજ આ કલમમાં પણ ઠરાવ કરવામાં આવ્યો છે. તે સ્ટાટયુટની કલમ ૪ થીનો ઠરાવ આ કલમની પેહેલી બે રકમોમાં જેવો ઠરાવ છે તેવોજ છે. તે સ્ટાટયુટ અને આક્ટો બેઉથી શરતી કરારો રદ બાતલ ઠરાવવામાં આવ્યા છે. એકાદી કળા કૌશલ્યની બાબત બે સખસો વચ્ચે તકરાર થઈ હોય, અને તેથી તે સખસોએ જેના લાભમાં નિર્ણય થાય તેને આપવા સારૂ ત્રીજા સખસને ત્યાં કાંઇ નાણાં અનામત મુક્યાં હોય તો, તે કરાર રદ થાય છે. જ્યારે આવા કરાર રદ બાતલ છે, ત્યારે તે કરારની રૂઇએ જેણે ત્રીજા સખસને ત્યાં નાણાં અનામત મુક્યાં હોય, તે સખસને આ કલમથી અગર આ કાયદાની કલમ ૬૫ મીના ઠરાવથી હરકત થતી ના હોય તો, તે પાછાં વસુલ કરી શકે છે. તે કલમ ૬૫ મીમાં એવું ઠરાવવામાં આવેલું છે કે "જ્યારે કોઈ કબુલાયત નિરર્થક છે, એવું માલુમ પડે અથવા જ્યારે કોઈ કરાર નિરર્થક થાય, ત્યારે તે કબુલાયત કિંવા કરારની રૂઇએ જે સખસને કાંઈ ફાયદો થયો હોય, તે સખસે તે ફાયદો જેની પાસેથી મળ્યો હોય તેને પાછો આપવો, અથવા તેનો બદલો ભરી આપવો, એ તેની ફરજ છે. હેમ્પદત વિ. વાસ (૧ કવીશન્સબેંચ ડી. ૧૯૬). જે ત્રાહીત સખસ પાસે અનામત નાણાં અગર વસ્તુ ઉપરના જેવા કારણથી મુકવામાં આવી હોય, તે પક્ષકાર આપેલા અખત્યાર વિના અને તેની મરજી વિરૂદ્ધ નાણાં આપી દે તો, તે પોતાના જોખમથી આપે છે. હેરટલો વિ.

જાકસન (બાર્નવેલ એન્ડ ક્રેસવેલ રી. પાનું ૨૨૫). આ કલમથી શરતી કરાર રદ બાતલ ઠરાવવામાં આવ્યો છે, પરંતુ તે કોઈ કાયદા વિરૂદ્ધ છે, એમ ઠરાવવામાં આવેલું નથી. હીગીનસન વિ. સીમ્પસન (૨, કામન પલીઝ. ડી. પાનું ૭૬), માટે જે સખસ બીજાને આપવાને કોઇની પાસેથી નાણાં લે અને તે બાબત જવાબ દેવાને તેણે કરાર કરયો હોય તો, તેનું તે બાબત જે બંધન છે તેને હરકત થતી નથી. બીટન વિ. બીટન (૧ એકસચેકર ડી. પાનું ૧૩). આવોજ અર્થ સન ૧૮૪૮ ના આકટ ૨૧ માનો પારખજી હરીભાઇ વિ. રણછોડદાસ દુલભદાસ (૧૨ મુ. હા. રી. પાનું ૫૧)ના કામમાં કરી, એવું ઠરાવવામાં આવ્યું છે કે શરતી કરાર કાયદા વિરૂદ્ધ નથી, માટે તેવા કરારના પક્ષકારનો એ જંટ ફી અને તે સબંધી દલાલી લેવા, અગર શરતમાં હારવાથી બીજા શરત કરનારને તેણે નાણાં આપેલાં હોય, તે વિશે દાવો કરવાને અટકાવ થતો નથી.

પરંતુ મુંબાઇના સન ૧૮૬૫ ના આકટ ૩ જાથી એવું ઠરાવવામાં આવ્યું છે કે શરતી કબુલાયતો અમલમાં લાવવાના તમામ કરારો, તેવી કબુલાયતની જામીની દાખલના તમામ કરારો, અગર કમીશન, દલાલી, ફી અગર તે બાબતનું ઇનામ મળવાના કરારો રદ બાતલ છે.

ઉપર પ્રમાણે સન ૧૮૪૮ ના આકટ ૨૧ માનો અને મુંબાઇના સન ૧૮૬૫ ના આકટ ૩ જાનો અર્થ કરવામાં આવેલો છે, પણ હવે આ કલમના શબ્દો ઉપર વધારે લક્ષ આપવાનું છે.

બે સખસો ઘોડદોડની શરતમાં પોતે બંનેના હિસાબે શરત મારે, અને તેમાંથી એકને જીતની જે રકમ મળે તેનું બીજાને તેના ભાગબદલ બીલ કરી આપે તો, તે બીજો તે બીલ ઉપરથી પૈસા મેળવી શકે. એકતરફી પીક ( ૮ આન્સરી ડી. પાનું ૭૫૪). જે શરતો થઇ રહી હોય. અને તેમાં ખોયું હોય તેના પૈસા રાખવાને માટે બીજાને જે પૈસા ધીરયા હોય તે પાછા મેળવવાને માટે આ કલમથી કાંઇ બાદ આવતો નથી. જાનસન વિ. લ્યાન્સલી (૧૨ કામનબેંચ રી. પાનું ૪૬૮). હિંદુસ્તાનમાં વારંવાર સોરતીઓ કાઢવામાં આવે છે. આવી સોરતીયોનાં જાહેરનામાં કાઢનાર રૂ. ૧૦૦૦)ના દંડની શીક્ષાને પાત્ર થાય છે, અને સરકારની પરવાનગીથીજ ફકત કામ ચલાવી શકાય છે. સન ૧૮૭૦ ના આકટ ૨૭ માની કલમ ૧૪ મી જુઓ.



## બાબ ૩ જો.

## અવલંબી કરાર વિશે.

## કલમ ૩૧ મી.

અવલંબી કરાર એટલે શું.

**૩૧. કોઈ એક બિના કોઇ કરાર સાથે સહભાગી હોય તે બિના બને કિંવા ન બને તો, અમુક કાંઇ વસ્તુ કરવાનો કિંવા ન કરવાનો જે કરાર હોય તેને અવલંબી કરાર કેહેવો.**

## દૃષ્ટાંત.

**ब નું ઘર બળી જાયતો ब ને દસ હજાર રૂપિઆ આપવાનો કરાર अ કરે છે. એ અવલંબી કરાર છે.**

## ટીકા.

દરેક કરારથી તે કરારના પક્ષકારો વચ્ચે સબંધ થાય છે, અને તે સબંધ ઉપરથી હક્ક ઉત્પન થાય છે, પરંતુ તેથી હમેશાં કાંઇ એમ થતું નથી કે જે હક્ક ઉત્પન્ન થાય, તે તરત અમલમાં આવવા લાયક હોયજ. તે હક્ક એવો હોય કે કરારના પક્ષકારોએ અમુક હકીકત હવે પછી બને ત્યારેજ અમલમાં લાવવી, એમ કબુલ કરયું હોય, અને તે બાબતમાં એકે પક્ષકાર કાંઇ વચન આપતા નથી, માટે તે કરાર સાથે સરખાવવા જેવું છે, તેનો હેતુ ફક્ત કોઇ વખતે કરારથી ઉત્પન થએલો હક્ક અમલમાં લાવવાનું બતાવી આપવામાં આવે છે. આવા કરારને અવલંબી કરાર કેહેવામાં આવે છે. જે હકીકત ઉપરથી તે અવલંબી કરારનો આધાર તે કરારના પક્ષકારોના અખત્યારમાં બીલકુલ ના પણ હોય. જેમકે અમુક સખસનું મૃત્યુ થએ અમુક વચન પ્રમાણે ચાલવું, એવો કરાર કરવામાં આવ્યો હોય. તેમ કલમ ૩૨ ના क દ્રષ્ટાંતમાં બતાવેલા અને કલમ ૩૪ ના દાખલામાં બતાવ્યા પ્રમાણે બે પક્ષકારોમાંના એકાદા પક્ષકારના અખત્યારમાં થોડું ઘણું પણ હોય. અગત્યની બાબત એટલીજ છે કે તે કરાર સાથે સહગામી છે, અને પક્ષકારોની વચમાંના કરારમાં જે અરસ્પરસ વચનો આપવામાં આવે છે, તેનો તે ભાગ નથી. માટે આ બાબતમાં કલમ ૫૧ મીમાં જે કરાર છે, તેથી તે જુદો છે. કલમ ૫૧ મી પ્રમાણે જ્યારે એક પક્ષકાર તરફથી કરારનો અમલ કરવાને ખુશી અને તઇયારી હોય તો, બીજા પક્ષકાર તરફથી તેનો અમલ કરવાનું બંધન થાય, એવો અવલંબી કરાર હોય છે. કલમ ૫૧ મી પ્રમાણે કરારનો અમલ કરવાનો આધાર જે બીના ઉપર હોય છે, તે કરાર સાથેનો સહગામી નથી હતો, પરંતુ મુખ્ય કરારનો ભાગ હોય છે. અવલંબી બાબત તે ફક્ત જે સખસ વચન આપનાર હોય તેની મરજી ઉપર આધાર રેહે તેવી નહી જોઇએ, જેમકે એવું વચન આપવામાં આવે કે "મારી ખુશીમાં આવશે તો રૂ. ૧૦) દસ આપીશ", તો આ કાંઈ વચન નથી. શેક્રેટેરી આફ સ્ટેટ વિ. આરાથુન. (ઇ. લા. રી. મ. વા. ૫. પાનું ૧૭૯). પરંતુ વચન તે આપનારના કૃત્ય ઉપર આધાર રાખે, તે પ્રમાણે આપી શકાય છે, અને તે કૃત્ય તદન તેની મરજી પુર્વકજ હોય. જેમકે એક સખસ એવું વચન આપે કે "જો હું કલકત્તે જઈશ તો રૂ. ૧૦) દસ આપીશ." આ વચનનો સ્પષ્ટ રીતે અવલંબી કરારમાં સમાસ થાય છે. ફોકનર વિ. લો. (એકસચેકર વા. ૨ પાનું. ૫૯૫)- જો "અવલંબી" શબ્દ "શરતી" શબ્દની માફક વાપરવામાં આવ્યો હોત તો, એમ બતાવવું પડત કે અમુક બીના ક્યારે બનશે તેની મુદત ફક્ત અનિશ્ચીત છે, તે બસ નથી. શરતી વચન ખરી રીતે થવાને જે બીના ઉપર તેનો આધાર હોય તે બીના બનવાનું પણ નિશ્ચે ના હોય. માટે ત્રીજા સખસના મૃત્યુ ઉપર અમુક રકમ આપવાનું વચન હોય તો, તે શરતી બીના નથી, કારણ કે તે ત્રીજા સખસનું મોતતો મોડું વેહેલું થવાનું છે, એ નક્કી છે. પરંતુ આ નીચેની કલમના શબ્દો ઉપરથી પણ એવું

અનુમાન થઈ શકે છે કે "અવલંબી" (Contingent) શબ્દ તે શરતી (Conditional) શબ્દના સરખો છે, એમ વાપરવામાં આવ્યો નથી. વેચાય તેવા લેખો બાબતના આકટની કલમ ૫ જોવી, અને મીલકત ચડાવી આપવાના આકટમાં અવલંબી (Contingent) શબ્દ વાપરવામાં આવ્યો છે, તેનો મુકાબલો કરવો.

જે બીના ઉપર કરારનો આધાર હોય, તે બીના બની ચુકી છે તે વિશેની નોટીશ ઈયાને ખબર કીયા પક્ષકારે આપવી એ વિશે વારંવાર સવાલ ઉત્પન થાય છે. સામાન્ય નિયમ એવો છે કે જ્યારે એક પક્ષકારે એવો ઠરાવ કરયો કે અમુક બીના બનશે એટલે અમુક કામ કરવામાં આવશે, અને તે બીના તેના જાણવામાં આવી શકે અગર પોતાની મેળે તે જાણી શકે તેવું હોય, અને નોટીસ ઇયા ખબર તેને આપવાનો ઠરાવ ના હોય તો, તેને નોટીસ ઇયા ખબર મળવાનો હક્ક નથી; પરંતુ અમુક બીના ક્યારે કરવાની તે સામા પક્ષકારના જાણવામાં ખાસ રીતે હોય, ત્યારે નોટીસ આપવી જોઈએ. વાઇસી વિ. વાકફીલ્ડ (૬ મીસન અને વેલ્સબી રી. પાનું ૪૫૨). એક પટામાં અમુક ઇમારતો મરામત કરાવવાનો કરાર હતો. તે કરાર તોડવામાં આવ્યો છે, એમ કેહેવામાં આવ્યું, તેમાં એવી તકરાર કરવામાં આવી કે વાદીએ મરામત કરાવવા બાબતની પટો કરી આપનારને નોટીસ આપી નથી, તે તકરાર બળવાન ગણવામાં આવી. તે બાબતમાં નિયમ એટલોજ છે કે જ્યારે અમુક બાબત વાદીના જાણવામાં હોય, પણ પ્રતીવાદીના જાણવામાં ને આવી શકે તેવું ના હોય, તોપણ પ્રતીવાદી તે બાબત ફકત ધારી શકે અગર વિચાર કરી શકે તેવું હોય તો, તેને નોટીસ આપવાની જરૂર છે. મેકીન વિ. વાટકીન્સન (લા. રી. ૬ એકસચેકર પાનું ૨૫), પણ જ્યારે તે બીના એકસરખી રીતે બેઉના જાણવામાં હોય, ત્યારે નોટીસ આપવાની જરૂર નથી. વાઇસી વિ. વાકફીલ્ડ (૬ મીસન એન્ડ વેલ્સબી રી. પાનું ૪૫૩).

## કલમ ૩૨ મી.

કાંઇ બિના બનવા ઉપર જે કરાર અવલંબી હોય તે અમલમાં લાવવા બાબત.

**૩૨. કોઈ અનિશ્ચિત ભવિષ્યની બિના બને તો કાંઈ અમુક વસ્તુ કરવાનો કિંવા ન કરવાનો અવલંબી કરાર જો તે બિના બની નહી હોયતો તથા જ્યાં સુધી બિના મજકુર બને ત્યાંસુધી કાયદાનીરૂઇએ અમલમાં આણી શકાતો નથી. તે બિના બનવી અશક્ય થાયતો, એવો કરાર નિરર્થક થાય છે.**

### દૃષ્ટાંતો.

**(अ). अ, ब સાથે એવો કરાર કરે છે કે જો હું क ના પછી જીવતો રહયો તો તારો ઘોડો વેચાતો લેઇશ. આ કરાર अ ની હયાતીમાં क ન મરે તો તથા अ ની હયાતિમાં તે મરે ત્યાં સુધી કાયદાની સહાયથી અમલમાં લાવી શકાતો નથી.**

**(ब). अ, ब ની સાથે એવો કરાર કરે છે કે क ને પોતે એક ઘોડો વેચાતો આપવાનું કહયું છે તે क ન લે તો, તે અમુક કિંમતે તને વેચાતો આપીશ. એ કરાર ઘોડો મજકુર લેવાની क ના ન કેહેતો તથા એવું**

કેહે ત્યાં સુધી કાયદાની રૂઇએ અમલમાં લાવી શકાતો નથી.

(क). જ્યારે ब નું क સાથે લગ્ન થાય ત્યારે ब ને એક રકમ આપવાનો કરાર अ કરે છે. क નું લગ્ન ब જોડે થયા વગર क મર્ણ પામે છે. સદરહુ કરાર નિરર્થક થયો.

## ટીકા.

વેચાણના કરારો વારંવાર અવલંબી હોય છે, જેમકે વાંહાણમાં માલ આવવાનો હોય તે માલ વેચવાનો કરાર કરવામાં આવે. આવા કરારમાં વાંહાણ ભાગે અગર તે વાંહાણમાં કરારવાળો માલ ના આવે તો, તે વેચનારને કાંઇ બંધન નથી; બોયડ વિ. સીફકોન (૨ કર્યાંપેલ રી. ૩૨૯), અગર એવા કરારથી પણ ખરીદદાર ખરીદ કરે કે વેચાણવાળી ચીજ તપાસી જોવામાં આવશે. કરારમાં એવી શરત હોય કે જેવો માલ જોઈએ તેવો છે કિંવા નહિ, તે પક્ષકાર પોતેજ નક્કી કરે તો, તેમાં કાંઈ હરકત નથી. સેક્રેટરી આફ સ્ટેટ વિ. આરાથુન (ઈ. લા. રી. મ. વા. ૫. પાનું ૧૭૩)

ત્રીજા સખસના કૃત્ય બાબત શરતનું વચન આપવામાં આવી શકે છે; જેમકે માલની કીંમતનો ઠરાવ તે કીમત કરનારજ ઠરાવે. થરનેલ વિ. બાળબીરની (૨ મીશન એન્ડ વેલ્સબી. પાનું. ૭૮૬), અગર અમુક ઇમારતો સર્વૈયરજ પસંદ કરે. કલાર્ક વિ. વાટસન (૩૪ લા. જ. શી. પી. ૧૪૮), માટે તેવા પ્રસંગે જ્યાંહાં સુધી શરતનો અમલ થાય નહી ત્યાંહાં સુધી નાણાં લેવાનો અમલ થઈ શકતો નથી; કુંવરજી લધા વિ. ભીમજી ગીરધર (ઈ. લા. રી. ૯ મું. પાનું. ૫૨૮); અને ત્રીજા પક્ષકાર તરફથી અઘટીત રીતે ના પાડવામાં આવે તો, તે કરાર અમલમાં લાવવાને બેમાંથી ગમે તે પક્ષકારના હક્ક વિષે તે જરૂરનું નથી. પણ જો તે ત્રીજો પુરૂષ આવી રીતે ના પાડતો હોય ને તેના શેઠની સાથે કપટથી વર્તતો હોય તો, જેને વચન આપ્યું છે તે સખસનો તે શેઠ ઉપર દાવો કરવાનો હક્ક છે. બાટરબરી વિ. વેસી (૩૨ લા. જ. એકસચેકર પાનું. ૧૭૭)

અમુક મીલકત વાદીને રૂ. ૭૬૩) માટે વેચાણ આપવાનો કરાર છે, તેનો વિશેષ રીતે અમલ કરાવવા બાબતનો આ દાવો છે, તેમાં એમ કેહેવામાં આવ્યું છે કે સદરહુ કરાર પ્રમાણે આપવાની જે રકમ તે પૈકી રૂ. ૬૦૦)ની રકમ અગાઊથી આપવામાં આવી છે. તેથી દાવાની અરજીમાં એવી દાદ માગવામાં આવી છે કે જો કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે, આ કરારનો અમલ થઇ શકતો નથી તો, રૂ. ૬૦૦) વ્યાજ સાથે પાછા મળવાનો ઠરાવ થવો જોઇએ. આ દાવામાં પ્રતીવાદીઓ બે સગીર છે, તેમની મા તેઓની વાલી છે. ઉપરનો કરાર તે સગીરોની માએ વાદી સાથે કરેલો છે, એમ કેહેવામાં છે, અને તે મા તે સગીરોના વાલી તરીકે કામ કરતી હતી, એમ પણ કેહેવામાં આવ્યું છે. તેણીને સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે વાલી નીમવામાં આવી હતી. માટે કોર્ટની કબુલત વિના તે સગીરોની મીલકત વેચવાને તેણીને અખત્યાર નહી હતો. આ બાબત તે કરારમાં જીવાડવામાં આવી હતી. માટે તે વેચવાનો કરાર કોર્ટની કબુલત મળે તો પુરો કરવાનો હતો. તે કરારની શરતો એક દસ્તાવેજ જેને "સતાનામાં" કેહેવામાં આવે છે, તેમાં લખવામાં આવી હતી. સદરહુ મંજુરી મેળવવાને કોર્ટને અરજી કરવામાં આવેલી હતી. તે દરમિ-

યાનમાં વાદીએ તે "સતાનામું" રજીસ્ટર કરાવવાને માડયું, તે ઉપરથી તે સગીરોની મા-એ તે લખી આપ્યાની વાત ઇનકાર કરી, તેથી તે રજીસ્ટર કરવાની ના પાડવાને સબ રજીસ્ટ્રારને ફરજ પડી. તોપણ જીલ્લા રજીસ્ટ્રારે અપીલમાં તે દસ્તાવેજ રજીસ્ટર કરવાનો હુકમ કર્યો. તે દરમિયાનમાં કોર્ટે તે મીલકત વેચવાની મંજુરી આપી, તે રૂ. ૭૬૩) માટે નહી, પણ રૂ. ૮૦૦) માટે વેચવાની આપી. તેથી તે સગીરોની માએ રૂ. ૮૦૦) સારૂ નંબર ૨ ના પ્રતીવાદીને તે મીલકત વેચાણ આપી. વાદીએ બેઉ પક્ષકારો ઉપર દાવો કરયો છે, એટલે તે સગીરોની મા તથા ખરીદદાર ઉપર અસલ ઠરાવેલી રકમથી તે મીલકત પોતાને વેચાણ આપવાનો કરાર અમલમાં લાવવાને કરેલો છે. અસલકોર્ટે કામના ગુણ દોષ ઉપર તપાસ કરી વાદી વિરૂદ્ધ ફેંસલો આપ્યો.

નીચેની અપીલકોર્ટના અભિપ્રાયમાં આવ્યું કે "સતાનામા"નો વિશેશ રીતે અમલ થઇ શકતો નથી. તેમના અભિપ્રાયમાં આવ્યું કે પ્રતીવાદીને તે અસલ કરાર છે તે પ્રમાણે તેનો અમલ કરવાને અખત્યાર નથી. કારણ કે વાદીએ જે રકમ આપવાનો કરાર કરેલો છે તે રકમ કરતાં વધારે રકમથી તે મીલકત વેચવાને કોર્ટે મંજુરી આપેલી છે, માટે કોર્ટની ઠરાવેલી રકમ કરતાં ઓછી રકમે વેચવાને પ્રતીવાદીને અખત્યાર નથી. વળી જડજના વિચારમાં આવ્યું કે જે વિશેશ રીતે અમલ કરાવવાને માગેલું છે, તે વિશેશ ન્યાયના આકટની કેટલીક કલમો એટલે કલમ ૨૧ ની રકમ (ઈ) અને કલમ ૨૭ નો રકમ (બ) ના ઠરાવ પ્રમાણે તેને હરકત છે. વાદીએ એવી સૂચના કરેલી જણાય છે કે તે આકટની કલમ ૨૬ પ્રમાણે કોર્ટ તે કરારમાં થોડો ફેરફાર કરી તે કરારનો અમલ કરવાને એટલે વાદીએ કીમત આપવાની બાબતમાં ફેરફાર કરી અમલ કરવાનું કોર્ટ હુકમનામું કરી શકે છે. નીચેની કોર્ટે ઠરાવ્યું છે કે તે આકટની કલમ ૨૬ આ કામને લાગતી નથી. અમારે અહિંયા કેહેવું જોઇએ કે દાવાની અરજીમાં જે એક દાદ અપાવવામાં ના આવે તો, બીજી અપાવવી એવું માગેલું છે, એટલે વાદીએ અવેજનાં નાણાં અગાઉથી આપેલાં છે તે પાછાં અપાવવાં, તે વિશે નીચેની અપીલકોર્ટે કહેલું છે કે, વાદીના વકીલે અમારી રૂબરૂ કબુલ કર્યું છે કે એ દાદ મને મળી શકતી નથી, કારણ કે આ દાવામાં તો પ્રતીવાદીઓ સગીર અને ખરીદદારો છે, અને તે નાણાં તો તે સગીરોની માની જાતથી પાછાં માગવાં જોઇએ, અને તેણીની પાસેથી વાલી તરીકે માગવાનાં નથી, અને સગીરો વિરૂદ્ધ ફકત તે રકમનો જે ભાગ તેમના ફાયદા સારૂ વાપરેલો હોય, તેટલી તેમનાં વિરૂદ્ધ માગવાની છે. તેથી નીચેની અપીલકોર્ટે તે અપીલ કાહાડી નાંખી.

બીજી અપીલમાં અપીલવાળાના વકીલે એવી તકરાર કરી છે કે આ કામને વિશેશ ન્યાયના આકટની કલમ ૨૬ મી લાગુ થતી નથી, સબબ કલમ ૨૬ ની રકમ (ઈ) અને કલમ ૨૭ મીની રકમ (બ) પ્રમાણે વાદીને હરકત છે, એવું જડજે ઠરાવેલું છે, તે બરોબર નથી. વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે દાવાની અરજીમાં એક નહી તો, બીજી દાદ માગેલી છે, તે વિશે કોર્ટે નિર્ણય કરવો જોઇએ.

વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ ની રકમ (ઈ) અગર કલમ ૨૭ ની રકમ (બ) પ્રમાણે આ દાવાને હરકત છે કિંવા નહી, તે વિશે અમારે અભિપ્રાય બતાવવાની જ-

રૂર નથી, અને કલમ ૨૬ મી તેને લાગુ થતી નથી. જે કરાર હતો તે કરારજ સંપૂર્ણ નહી હતો. કોર્ટ પરવાનગી આપે તો, તે પુરો કરવાનો હતો. પણ 'સતાનામા'માં બતાવ્યા પ્રમાણે તમામ કરાર બાબત કોર્ટે પરવાનગી આપી નથી. સબબ અસલ કરારની શરતોનો અમલ કરાવવાને પ્રતીવાદીને ફરજ પાડી શકાતી નથી, તેમ જે શરતો કોર્ટે મંજુર કરી છે તે પ્રમાણે ચાલવાને વાદીને પણ તે આગ્રહ કરી શકતા નથી. કલમ ૨૬ મી ઉપર અપીલવાળાના વકીલે આધાર રાખેલો છે, તેમાં કરારમાં ફેરફાર કર્યા વિના તે કરારનો અમલ કરી શકાતો નથી, તે બાબતના દાખલા બતાવવામાં આવ્યા છે, અને તે પાંચ દાખલા ફેરફાર કરીને કરારનો અમલ કરવાનો છે. અને તે ફેરફાર પ્રતીવાદીઓના લાભના છે, અને અમારા અભિપ્રાય પ્રમાણે તે કલમથી એવું ધારવામાં આવ્યું છે કે પક્ષકારો અગર તેમના વકીલો કરાર કબુલ કરતા હોય, પણ અમુક શરતો બાબત કબુલ કરતા ના હોય તો, તે કલમમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે કપટ અગર હકીકતની ભૂલથી અગર ખોટી સમજ આપવાથી પ્રતીવાદીને કરાર ઉપર સહી કરવાને લલચાવેલો હોય, ત્યારે પ્રતીવાદીએ જે શરતોથી તે કરાર કરવાને ઇરાદો રાખેલો હોય તે શરતોથીજ ફકત તેનો અમલ થઇ શકે છે. એવો એકે કાયદાનો ઠરાવ અમારા જાણવામાં નથી કે, કરારમાં ફેરફાર કર્યા વિના તેનો અમલ થઇ શકે, તેવું ના હોય તો, વાદી એવો દાવો રાખી શકે કે તેમાં ફેરફાર કરવો. આ કામમાં તો વાદીએ કાંઇ પણ ફેરફાર કરયા વિના અસલ કરારનો અમલ કરવાને દાવાની અરજીમાં માગેલું છે. માટે 'સતાનામા'માં કરાર છે તે પ્રમાણે તેનો અમલ થઈ શકતો નથી, અને કલમ ૨૬ મીથી કરારમાં ફેરફાર કર્યા વિના વાદીને તેનો અમલ કરાવવાને હક્ક થતો નથી, એવું જડજે ઠરાવેલું છે, તે બરોબર છે, એમ અમને જણાય છે.

વાદીએ રૂ. ૬૦૦) પ્રથમથી આપેલા તે પાછા મળવાની બાબતમાં જે,દાદ માગેલી છે, તે વિશે અમારી નજરમાં જડજે જે હકીકત કહેલી છે કે વાદીના વકીલે આ કામમાં તે સવાલ બાબત આગ્રહ કરયો નથી, માટે બીજી અપીલમાં એમ કહી શકાતું નથી કે તે વિશે નીચેની અપીલકોર્ટે નિર્ણય કરયો નથી, તે કાયદેસર નથી. ખરી રીતે કહેતાં આ દાવો જેવો ઘડેલો છે, તે પ્રમાણે તે બાબત જડજે જોઇ નથી, તે કાયદા પ્રમાણે સંપૂર્ણ રીતે તેમણે બરોબર કરેલું છે. સબબ અપીલ ખર્ચ સાથે કહાડી નાંખવામાં આવી. નારાયણ પતરાવ વિ. આખોય નારાયણ ( ઇ. લા. રી. ૧૨ ક. પાનું. ૧૫૨)

## કલમ ૩૩ મી.

કાંઈ બિના ન બનવા ઉપર અવલંબી કરાર કર્યો હોય તો તેને અમલમાં લાવવા વિશે.

**૩૩. કાંઇ અનિશ્ચિત ભવિષ્યની બિના ન બને તો, અમુક કાંઇ પણ વસ્તુ કરવાનો કિંવા ન કરવાનો અવલંબી કરાર તે બિના બનવી જ્યારે અશક્ય થાય ત્યારેજ અમલમાં લાવી શકાય છે, તે અગાઉ અમલમાં લાવી શકાતો નથી.**

### દ્રષ્ટાંત.

**ફલાણું એક વાંહાણ પાછું ન આવે તો, બ ને અમુક**

**રકમ આપીશ એવું अ કબુલ કરે છે. તે વાંહાણ ડુબી ગયું. જ્યારે વાંહાણ મજકુર ડુબી ગયું ત્યારે કરાર મજકુર અમલમાં લાવી શકાય છે.**

## ટીકા.

ઉપરની કલમ ૩૨ મી છે, તેમાં અમુક હકીકત બને તે ઉપર કરારનો આધાર હોય, તે વિશે ઠરાવ છે. આ કલમમાં અમુક ના બને અગર બનવી અશક્ય થાય તે ઉપર કરારનો આધાર હોય, તે વિશે પણ ઠરાવ છે; અને તેથી કરીને જ્યારે તે બીના ના બને એવું સિદ્ધ થાય કે કરાર અમલમાં લાવી શકાય.

## કલમ ૩૪ મી.

જે બિના ઉપર કોઇ કરાર અવલંબી હોય તે બિના કોઇ હયાત હોય, એવા સખસની ભવિષ્યની વર્તણુંકને રૂપે હોય તો બિના મજકુર બનવી અશક્ય થઇ એમ ક્યારે સમજવું.

**૩૪. જે ભવિષ્યની બિના ઉપર કાંઈ કરાર અવલંબી હોય તે બિના જો કોઈ સખસ કોઇ નહી બતાવેલે વખતે કાંઈ કૃત્ય જે પ્રકારે કરવાનો હોય તે પ્રકારને રૂપે હોય તો, તે બિના બનવી અશક્ય થઈ એમ ક્યારે સમજવું કે જ્યારે સખસ મજકુર એવી કાંઇ વસ્તુ કરે કે તે ઉપરથી સદરહુ કૃત્ય સદરહુ પ્રકારે કોઈ મુકર્રર વખતમાં કરવું અશક્ય થાય, ત્યારે અથવા બીજી ભવિષ્યની બિનાઓ બન્યા શિવાય તે કૃત્ય તે પ્રકારે કરી શકાય નહી, ત્યારે.**

## દૃષ્ટાંત.

**ब નું क જોડે લગ્ન થાય તો ब ને કંઇ પૈસા આપવાની કબુલાયત अ કરે છે.**

**क, ड જોડે લગ્ન કરે છે. હવે અગરજો એવું बની શકે કે ड મર્ણ પામે અને ત્યાર પછી क કદાચિત ब જોડે લગ્ન કરે, તોપણ, ब નું क જોડે લગ્ન થવું અશક્ય છે, એમ હાલ સમજવું જોઇએ.**

## ટીકા.

આ કલમનો અર્થ એવો છે કે, જે સખસનું કૃત્ય જેના ઉપર કરારનો આધાર હોય, એવી ભવિષ્યની બીના હોય ત્યારે તે સખસ એવું કાંઇ કરે કે, જેથી કરીને આટલા વખતમાં તે કામ બની શકશે, એવો કોઇ પણ મુકરર વખત બતાવવાને તે અશક્ય થાય, અથવા જે કામ કરવાથી સદરહુ પોતાને કરવાનું કૃત્ય બની શકે તે પેહેલાં પોતાના અખત્યાર બાહારનો બીજો કોઇ બનાવ બનવો જરૂરનો થાય, ત્યારે એ કામ અસક્ય ગણાશે. આ પ્રમાણે થવાથી કરાર મજકુર નીરર્થક થયો, એમ ગણવાને બીજા પક્ષકારને હક થશે, અને માલમ પડશે કે આ કલમનું દૃષ્ટાંત એક અવલંબી કરારનો દાખલો છે,

જેમાં ભવીષ્યની બીના પક્ષકારો પૈકી એક પક્ષકારે કરવાનું કૃત્ય છે, એટલે क ની સાથે ब નું લગ્ન થયું. આવા કામમાં ब, क ને પરણ્યો કે તરત 'વચન આપનારની ઈચ્છા' ઉપરથી કૃત્ય કરીને તે કરાર અમલમાં આણવાને જરૂરી અવેજ પુરો પાડે છે. માટે क ની સાથેનું તેનું લગ્ન જે ઉપર કરારના આધારની ભવિષ્ય બીના છે, એટલુંજ નહી, પણ કરાર મજકુરને વ્યવહાર ઉપયોગીપણું આપનાર તે પણ અવેજ છે. ચાન્સરી કોર્ટની નજરમાં એમ આવે છે કે બીજા કોઇ સખસની સાથે લગ્ન થવાથી, નામ આપેલા સખસનું લગ્ન થાય, એ બનાવ અશક્ય થતો નથી, અને એટલા માટે આવો બનાવ બનવાની શરતે કરેલી બક્ષીસ બીજું લગ્ન થવાથી ગુમાવતા નથી, પણ માત્ર બીજા લગ્નથી મોકુફ થાય છે. રયાનડલ વિ. પેન (૧ બ્રાઉન્સ ચાન્સરી કેસસ પાનું. ૫૫)

## કલમ ૩૫ મી.

અમુક બિના નીમેલા વખતની અંદર બનવા ઉપર કરેલા અવલંબી કરાર નિરર્થક ક્યારે થાય છે.

**૩૫. કોઇ અમુક બતાવેલી અનિશ્ચિત બિના નીમેલી મુદતની અંદર બને તો, કાંઈ વસ્તુ કરવાનો અથવા ન કરવાનો કોઇ અવલંબી કરાર તે નીમેલો વખત પુરો થાય ત્યારે બિના મજકુર જો ન બની હોયતો, અથવા નીમેલા વખતની અગાડી તે બિના બનવી અશક્ય થાયતો, નિરર્થક થાયછે.**

નીમેલી મુદતની અંદર અમુક બિના ન બનવા ઉપર કરેલો અવલંબી કરાર ક્યારે કાયદાની સહાયથી અમલમાં આણી શકાય છે.

**કોઇ અમુક બતાવેલી અનિશ્ચિત બિના નીમેલી મુદતની અંદર ન બને તો, અમુક કાંઈ વસ્તુ કરવાનો અથવા ન કરવાનો અવલંબી કરાર, તે ઠરાવેલી મુદત પુરી થઇ હોય, પણ તે બિના બની નહી હોય ત્યારે, અથવા તે બિના બનનાર નથી એવું નક્કી થાય તો, નીમેલો વખત પૂરો થયાની પેહેલાં, કાયદાની રૂઈએ અમલમાં લાવી શકાયછે.**

### દૃષ્ટાંતો.

(अ). અમુક એક વાંહાણ એક વર્ષની અંદર પાછું આવેતો, ब ને કાંઈ અમુક રકમ આપીશ એવું વચન अ આપે છે. વાંહાણ વર્ષની અંદર પાછું આવે તો, કરાર અમલમાં લાવી શકાય છે, અને જો તે વાંહાણ વર્ષની અંદર બળી ગયું તો, કરાર મજકુર નિરર્થક થાય છે.

[ब). અમુક એક વાંહાણ એક વર્ષની અંદર પાછું ન આવે તો, ब ને કાંઈ અમુક રકમ આપવાનું વચન अ આપે છે. વાંહાણ વર્ષની અંદર પાછું ન આવ્યાથી કિંવા વર્ષ પુરૂં થયાની અગાઉ બળી ગયાથી કરાર અમલમાં આણી શકાય છે.

## કલમ ૩૬ મી.

અશક્ય બિના ઉપર કરેલી અવલંબી

**૩૬. કોઇ અશક્ય બિના બને તો, અમુક કાંઈ વસ્તુ કરવી અથવા ન કરવી એવી અવલંબી કબુલાયત નિર-**

કબુલાયતો નિરર્થકછે. ર્થક છે, પછી કબુલાયત મજકુર કરી તે વખતે પક્ષકારોને તે બિના બનવી અશક્ય છે, એવું માલમ હોય કિંવા ન હોય તેની ચિંતા નહી.

દ્રષ્ટાંત.

(अ). બે સીધી લીટીઓથી કંઇ જગા ચારે બાજુએ બંધ થાય તો, ब ને હજાર રૂપિયા આપવાનું अ કબુલ કરે છે. એ કબુલાયત નિરર્થક છે.

(ब). अ પોતાની क નામની છોકરી જોડે જો ब લગ્ન કરે તો, તે ब ને એક હજાર રૂપિયા આપવાનું કબુલ કરે છે. કરાર થયો તે વખતે क મરણ પામેલી હતી. એ કબુલાયત નિરર્થક છે.



## બાબ ૪ થો.

## કરારો પુરા કરવા વિશે.

### જે કરારો પુરા કરવા જોઇએ તે કરારો વિશે.

### કલમ ૩૭ મી.

કરારના પક્ષકારોની ફરજ. ૩૭. આ આકટમાંના કિંવા બીજા કોઇ કાયદાના ઠરાવ મુજબ કોઈ એક કરાર પુરો કરવાની જરૂર ન હોય કિંવા તે પુરો કરવાની માફી હોય, તે શિવાયને બીજે પ્રસંગે કરારના પક્ષકારોએ પોત પોતાનાં વચનો પૂરાં કરવાં જોઈએ, કિંવા પૂરાં કરવાને તૈયાર છીએ, એમ કેહેવું જોઇએ.

વચનો પૂરાં કર્યાની અગાઉ વચન આપનારાઓ મરણ પામે તો, તેમના પ્રતિનિધિ, કરાર મજકુર ઉપરથી જુદોજ હેતુ ન દેખાતો હોય તો, તે વચનો પુરાં કરવાને બંધાયલા છે.

દૃષ્ટાંતો.

[अ]. ब એક હજાર રૂપિયા આપે તો, અમુક દિવસે કાંઈ માલ ब ને સ્વાધીન કરવાને अ વચન આપે છે, તે દિવસના પેહેલાં अ મરી ગયો. अ ના પ્રતિનિધિઓ તે માલ ब ને સ્વાધીન કરવાને બંધાયલા છે, અને अ ના પ્રતિનિધિઓને સદરહુ એક હજાર રૂપિઆ આપવાને ब બંધાયલો છે.

(ब]. અમુક કિંમત લેઇને અમુક દિવસ સુધીમાં એક તસ્બીર ब ને રંગીને આપીશ, એવું अ વચન આપે છે. अ નીમેલા દિવસના પેહેલાં મરણ પામે છે. તે કરાર अ ના પ્રતિનિધિથી કિંવા ब થી અમલમાં આણી શકાતો નથી.

**ટીકા.**—આ આકટમાં ઠરાવેલી રીતી પ્રમાણે અગર બીજા કોઈ કાયદાના ઠરાવ પ્રમાણે કોઇ કરાર પુરો થતો ના હોય તો, તે કરારના પક્ષકારની ફરજ આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે એવી છે કે, તે કરારનો અમલ કરવો, અગર જ્યાંહાં અમલ કરવાને તૈયારી બતાવવામાં આવે ને તે અમલ કરયા બરોબર થતું હોય તો, તે તૈયારી બતાવવી. આ ફરજ પ્રમાણે ચાલવાને અમલ કરવાની પ્રતક્ષ રીતી તો કરારનો વિશેશ રીતે અમલ કરાવવો તે છે. વિશેશ ન્યાયના આકટની કલમ ૧૨ મી પ્રમાણે વિશેશ રીતે અમલ કરાવવાનું હુકમનામું મેળવી શકાતું ના હોય, તોપણ પક્ષકારને નુકશાન મળવાનો હક્ક થાય છે. પણ જો તે નુકશાન લેઈ શકતો ના હોય તો, કરારનો વિશેશ રીતે અમલ કરાવવાને હુકમનામું મેળવી શકતો નથી.

જે કરાર કોઇ ચીજોની ચાલુ સ્થીતીના સંબંધમાં જ્યાં સુધી જારી હોય, ત્યાં સુધી વચન આપનાર તેમાંથી નીકળી શકતો નથી. જેમકે એક કાકાએ તેનો ભત્રીજો જો અમુક સ્ત્રીને પરણે તો, તેને કાંઇ વર્ષાસન આપવાની કબુલાયત કરી. તે કામમાં ઠરાવવામાં આવ્યું કે એ વર્ષાસન આપવાનું વચન ચાલુ છે, અને તે રદ કરી શકાતું નથી. સાંડવેલ વિ. સાંડવેલ, (૩૦ લા. જ. કામન પ્લીઝ પાનું. ૧૪૫). કરાર પૂરો કરવાને તૈયારી બતાવવી તે કરાર પુરો કર્યા બરોબર છે, તે ઠરાવ આ આકટની કલમ ૩૮ મીમાં કરવામાં આવ્યો છે.

કરાર અમલમાં લાવે નહી તો તે ચાલે, તેને માટે આ આકટની કલમ ૩૯, ૪૧, ૪૮, ૫૧, ૫૬, ૬૨, ૬૩ અને ૬૭ મીમાં ઠરાવવામાં આવેલું છે. આ કલમોમાં બતાવેલી હકીકતો હોવાથી, કરાર જો અમલમાં લાવી શકાય નહી તો, તેથી કાંઈ નુકશાન નથી.

કલમ ૩૯ મી પ્રમાણે જ્યારે કરારનો પક્ષકાર કરાર પુરો કરવાને ના પાડે, અગર તે પુરો પાડવાને અશક્ત થાય.

કલમ ૪૧ મી પ્રમાણે કરારમાં જેને વચન આપવા માં આવ્યું હોય તે ત્રાહીત સખસ તે કરાર પૂરો કરી કબુલ કરે તો, જેણે વચન આપ્યું હોય તેને તે પુરો કરવાની ફરજ પાડી શકતો નથી.

કલમ ૪૮ મી પ્રમાણે અમુક દીવસે વચન પુરૂં કરવાનું હોય, પણ જેને તે વચન આપવામાં આવેલું હોય તે, તે વચન પુરૂં કરવાને માગે તોજ પુરૂં કરવાનું હોય, અને પછી તે પુરૂં કરવાને તે ઠરાવેલે દીવસે યોગ્ય વખતમાં પુરૂં કરવાને કેહેવામાં આવે નહી.

કલમ ૫૧ પ્રમાણે જ્યારે બેઉ પક્ષકારે અરસ્પરસ વચનો આપી કરાર કર્યો હોય, અને તે અરસ્પરસ વચનોનો અમલ સાથેજ કરવાનો હોય તો, તે વચન લેનાર પોતાનું વચન પુરૂં કરવાને તૈયારી અને ખુશી બતાવે નહી.

કલમ ૫૬ મી પ્રમાણે અમુક કામ કરવાને કરાર કરવામાં આવેલો હોય, અને તે કામ કરવું અશક્યજ હોય, અગર કરાર કર્યા પછી તે અશક્ય અગર કાયદા વિરૂદ્ધ થાય.

કલમ ૬૨ મી પ્રમાણે જ્યારે કરારના પક્ષકારો તે કરારની જગોએ બીજો નવો કરાર કરે, અગર તે રદ કરવાને અગર તેમાં ફેરફાર કરવાને કબુલ કરે.

કલમ ૬૩ મી પ્રમાણે જ્યારે વચન લેનાર વચન પુરૂં કરાવવું છોડી દે.

કલમ ૬૭ મી પ્રમાણે વચન લેનાર વચન આપનારને પોતાનું વચન પુરૂં કરવાને

જોઇતી સરળતા આપવાને ના પાડે, અગર આપવાને કસુર કરે.

ઉપર પ્રમાણેના ઠરાવો આ આકટમાં વચન પુરૂ કરવામાં ના આવે તો, ચાલે છે.

હવે તે બાબતમાં બીજા કીયા કાયદામાં ઠરાવ છે કે, જેથી કરારનો અમલ કરવામાંથી વચન આપનારને માફી મળે છે, તે અહીયાં બતાવવામાં આવે છે.

ઇલાકાના શેહેરોની બાબતમાં ૧૧ અને ૧૨ વીકટ. બાબ ૨૧ મો, અને દિવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં નાદારી બાબત ઠરાવ છે.

તેમજ કેટલાક સખસોના બચાવને માટે કેટલાક કાયદાઓ કરવામાં આવેલા છે. જેમકે અયોધ્યાના રાજાની બાબતમાં, કરનાટકના નવાબની બાબતમાં, આરકોટના રાજ કુંવરની બાબતમાં, અયોધ્યા, અમદાવાદ અને ભરૂચ ખેડા વિગરેના તાલુકદારોની બાબતમાં, ખાસ કાયદા કરી તેઓને કરારનો પુરેપુરો અમલ કરવામાંથી છુટા કરવામાં આવે છે.

મુદતના કાયદા પ્રમાણે ઠરાવેલી મુદત વીતી ગયા પછી, કરાર કરનાર છુટો થાય છે.

ગોગનચંદ્ર ગોઝ વિ. ધરોણીધર (ઇ. લા. રી. ૭ ક. પાનું ૬૧૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે લખેલા કરારમાં મુદ્દાની બાબતમાં ફેરફાર કરવામાં આવેલો હોય, અને પછી તે બાબત પુરાવની થઇ પડે તો, તે કરાર ઇંગ્લંડના કાયદા પ્રમાણે રદ થાય છે. એડી વિ. કાંતોનાથ શા (ઇ. લા. રી. ૩ ક. પાનુ. ૨૨૪)

આ કલમમાં મરનાર વચન આપનારના પ્રતીનીધી કેવા વચનોથી બંધનમાં છે, તે વિશે વ્યવસ્થા કરવામાં આવી છે, અને તેમજ મરનારનાં કેવાં વચનો તેના પ્રતીનીધીને બંધન નથી, તેની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. તે પ્રતીનીધી કેટલે દરજ્જે બંધનમાં છે, તે વિશે કાંઇ પણ આ કલમમાં નથી. પરંતુ પ્રખ્યાત નિયમ છે કે જેટલે દરજ્જે મરનારની તેના વારસે મીલકત લીધી હોય, તેટલે દરજ્જે તે વારસને તે વચન બંધનકારક હોય તો, તે થાય છે.

જે પ્રસંગે કરારના કરાર કિંવા શરતો ઉપરથી જુદોજ હેતું દેખાતો ન હોય, તેવા બધે પ્રસંગે (કરારની) ફરજ વચન આપનારના મરણ પછી પોહોચે છે, અને મરનારના પ્રતીનીધીઓને બંધન કરતા થાય છે. જ્યાં જે કૃત્ય કરનારનો ઉદ્દેશ હોય, તે એવું હોય કે તે વચન આપનારથીજ થઇ શકે તો, તેના મરણથી તે ફરજ અવસ્ય કરીને બંધ પડે છે. ઇંગ્રેજી કાયદાનો નિયમ એ છે કે મરનાર વચન આપનારના પ્રતીનીધીઓ સામાન્ય રીતે મરનારના જે કરારો તેના મરણ વખતે પુરા કર્યા વગરના રહ્યા હોય, તે કરારોમાં મરનારની જેટલી મીલકત તેમના હાથમાં આવે, તેટલી મીલકતના પૂરતા જવાબદાર છે. (૧ વુલીયમ્સ. સાન્ડર્શ. રી. પાનું. ૨૧૬ ), પણ જ્યાંહાં એ વચન આપનારના જાતીકા ગુણોની કુશળતા કિંવા રૂઢીની જરૂર હોય, ત્યાં અપવાદ રહેલો છે, એજ પ્રમાણે મુખ્યના મરણથી આડતના કરારો, ભાગદારના મરણથી પંત્યાળાના કરારો અને શેઠના મરણથી પોતાના ઉમેદવારને શીખવવાને શેઠે કરેલો કરાર બંધ પડે છે. બાક્ષ્ટર. વિ. બરફીલ્ડ (૧૨ સ્ટ્રૈંજ. રી. પાનું. ૧૨૬૬). વેન્ટવર્થ વી. કોક ( આડોલ્ફસ એન્ડ એલીસ રી. વા. ૧૦ પાનું. ૪૨) ના કામમાં ઠરાવ્યું છે કે મરનારે બતાવેલી તારીખોએ સ્વાધીન કરવાની શરતે સ્લેટનો પથ્થર ખરીદ કરવાનો કરાર કરયો હતો, તે પથ્થર સ્વાધીન કરી લેનારની દર-

મિથાન તે મરણ પામ્યો, અને તેમાં ઠરવવામાં આવ્યું કે એ કરાર મરનારની જાતને લાગતો ન્હોતો, તેથી તેના વહિવટ કરનાર ઉપર તે પથ્થર રાખવાનું વચન પાળવાને માટે દાવો થઇ શકે.

વચન લેનારનો હક્ક તેના પ્રતીનીધીઓને આપવા વિશે આ આકટમાં કાંઈ ઠરાવ્યું નથી, તેને માટે પણ ઉપર બતાવ્યું તેજ ધોરણ છે. જાતીકા ગુણોના વિચાર ઉપરથી કરેલા કરારના સંબંધો મરણ થવાથી બંધ પડે છે. પણ સાધારણ લેહેણદાર અથવા દેણદારના સંબંધોને મરણથી બાધ આવતો નથી, એટલા માટે જો કોઇ ગુમસ્તાનું મૃત્યુપત્ર ચલાવનાર શેઠને તે નોકરી જારી રાખવાની ફરજ પાડી શકતો નથી, તોપણ વશીયતનામું કરનારના મરણ પેહેલાં તે વસીયતનામું કરનારને માગણીનાજ હક્કો ઉત્પન્ન થયા હોય, તે હક્કો તેનું મૃત્યુપત્ર ચલાવનાર અમલમાં આણી શકે. વેનવર્થ વિ. કોક (આડોલ્ફસ એન્ડ એલીસ રી. વા. ૧ પાનું. ૪૫)

પ્રતીવાદીઓએ સ ને સલાહકાર ઇંજનેર દાખલ કેટલુંક કામ પુરૂં કરવાને સારૂ પંદર મહીના સારૂ રાખ્યો, તેની નોકરી બદલ ૫૦૦ પૌંડ ત્રણ ત્રણ મહીને સરખે હફતે તેને ભરવાના હતા. કામ પુરૂં થતાં પેહેલાં અને જ્યાં બે ચઢી ગએલા હફતા હજુ બાકી છે તે પહેલાં, તે મરણ પામ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનો પ્રતીનીધી તે બાકીના હફતા વસુલ કરવાને હક્કદાર છે. સ્ટબ્સ વિ. હોલીવેલ રેલવે કંપની (લા. રી. એકસચેકર વા. ૨ પાનું ૩૧૧). બેકહામ વિ. ડેક (હાઉસ આફ લોર્ડસ કેસસ વા. ૨ પાનું ૫૭૯) ના કામમાં સવાલ એ હતો કે, કરાર તોડયા બાબત આપવાના દંડને માટે દાવો કરવાનો હક્ક દેવાદારના મુખત્યારોને પોહોચતો હતો કે નહીં, અને એ સવાલનો આધાર એવા વિચારો ઉપર રેહે છે કે, જે વિચારો જ્યાં મરણ થયું હોય તેવા પ્રકરણને સરખી રીતે લાગુ છે, કારણ કે જે હક્કો દેવાળું નીકળ્યા પછી આસાઇનીઓને પોહોચે છે, તેજ હક્કો મરનાર સખસના પ્રતીનીધીઓને પોહોચે છે. એમ ઠરાવવામાં આવ્યું હતું કે "એક કામમાં દાવો કરવાનો હક્ક મુખ્તીયારોને પોહોચતો હતો, કારણ કે ખરૂ જોતાં તે પૈસા આપવાના કરાર ઉપરથી કરેલો દાવો હતો, અને એ રીતે દેવાદારની મીલકતનો તે ભાગ થતો હતો. આ લગ્નનું વચન તોડયા બાબતનો દાવો મૃત્યુપત્ર ચલાવનારને પોહોચતો નથી, તેથી તે દાવો જુદો પાડવામાં આવ્યો હતો, કારણ કે એ વચન તોડવાથી મરનારની મીલકતને હાની થતી નથી, પણ તેના મનને દુખ લાગે છે, અને એ દુખ લાગ્યાને માટે નુકશાનીનો દાવો બાંધી શકાય છે. જસ્ટીસમાલસાહેબ પોતાનો અભિપ્રાય જણાવતાં બોલ્યા કે "જો કે લગ્ન કરવાની કિંવા મટાડવાની કબુલાયત તોડવામાં, લગ્ન કરવા માટે કિંવા નહી મટાડવા માટે દાવો બાંધવાનો હક્ક ઘણું કરીને મુખ્તીયારોને પોહોચતો નથી, તોપણ લગ્ન ના થાય અથવા મટાડવામાં ના આવે તો, કાંઇ પૈસાની રકમ આપવાની ખસુલ કરીને કબુલાયત કરી હોય. પછી રકમ નકી કરી હોય કે નહીં, પણ તે રકમ લેવાનો હક્ક (મુખ્તીઆરોને) પોહોચે. વળતર દાખલ પઇશા આવશે, એવી રીતની પક્ષકારોની કબુલાયતથી મને સમજાય છે કે, એ દેવાદારની જંગમ મીલકતના ભાગ દાખલ એ પઈશા વસુલ કરવાનો હક્ક ઉત્પન્ન થાય છે." (હાઉસ આફ લાર્ડસ વા. ૨ પાનું. ૬૨૨). એજ ધોરણ ઉપરથી યોગ્ય સંભાળ રાખવાનો કોઈ અટર્નીએ કરેલો કરાર તુટયા બાબતનો દાવો કરવાનો હક્ક જો ની ગફલતથીતે

મરનારને ફક્ત જાતી હરકત ભોગવવી પડી હોય, જેમકે કેદ ભોગવવી પડી હોય તો, મૃત્યુપત્ર ચલાવનારને પોહોચતો નથી. પણ જો તે ગફલતથી તેની મીલકતને નુકશાન થયું હોય તો, સદરહુ હક્ક મૃત્યુપત્ર ચલાવનારને પોહોચે છે. ચેંબરલેન વિ. વીલીયમ સન (માલ એન્ડ સેલવીન્સ રી. વા. ૨ પાનું. ૪૧૫).

અમુક મીઠું પ્રતીવાદીએ ખરીદ કરવાને વાદી સાથે કરાર કરેલો, તે કરાર ઉપર પ્રતીવાદીએ સહી કરી. ત્યાર પછી તેના હાંશીયામાં "દરરોજ રૂ. ૨૫૦) ના દરથી 'ડીમરેજ' આપવામાં આવશે." એવા શબ્દો વધાર્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ શબ્દો હાંશીયામાં વધારવામાં આવેલા છે, તેથી ઇંગ્રેજી લા પ્રમાણે તે કરારમાં ફેરફાર કરવામાં આવ્યો થતું નથી. તે ફેરફાર હેવો જોઇએ કે જે સહી કરી કબુલ કરવામાં આવ્યો હોય, અગર જેથી જે પ્રકારનો અસલ દસ્તાવેજ હોય, તે પ્રકારમાં ફેરફાર થતો હોય તો, તે ફેરફાર થાય છે. એડી વિ. કાંતેનાથ શા (ઈ. લા. રી. ૩ ક. પાનું ૨૨૦)

## કલમ ૩૮ મી.

વચન પુરૂં કરૂં છું એવું કહ્યા છતાં કબુલ ન કરયું તો તેનું પરિણામ.

**૩૮. વચન આપનારાએ વચન પૂરૂં કરવાની ઇચ્છા વચન લેનારને બતાવી હોય, અને તે તેણે સ્વીકારી નહી હોય તો, વચન પૂરૂં ન થયાની જવાબદારી વચન આપનાર ઉપર નથી, અને એ પ્રમાણે થવાથી તે કરારની રૂઇએ વચન આપનારના જે હક્કો હોય તે પણ જતા નથી.**

**વચન પુરૂં કરવાને સારૂ તૈયાર છું, એમ કેહેવામાં આવે તેની સાથે નીચે મુજબની શરતો પુરી પડવી જાઇએ.**

**૧. સદરહુ મુજબનું કેહેવું બિન શરતનું હોવું જાઇએ.**

**૨. 'તે યોગ્ય વખતે તથા યોગ્ય ઠેકાણે અને એવે પ્રસંગે કેહેવું જાઈએ કે, કેહેનાર સખસ પોતાના વચન મુજબ જે કાંઈ કરવાની તેની ફરજ હોય તે સર્વે તે ઠેકાણે તથા તેજ સમયે કરવાને શક્તિમાન તથા ખુશી છે કે નહીં, એ મુક્કરર કરવાને યોગ્ય સંધી જે સખસને તે કહ્યું હોય, તે સખસને મળી આવે.**

**૩. સદરહુ મુજબ કેહેવું જો વચન લેનારના સ્વાધીનમાં કાંઇ પણ વસ્તુ આપવા બાબતનું હોય તો, જે વસ્તુ પોતાના વચન મુજબ આપવાની વચન આપનારને ફરજ છે, તેજ વસ્તુ આપવાનું સદરહુ વચન આપનાર કેહે છે કે નહી, એ જોવાની યોગ્ય સંધી વચન લેનારને મળવી જોઇએ.**

**વચન લેનારાઓ સમસ્ત તથા એક કરતાં વધારે હોય તો, તે સર્વે જણાઓને સદરહુ મુજબ કેહેવાથી કાયદા મુજબ જે પરિણામ થાય તેજ પરિણામ તેમાંના એક જણને તે પ્રમાણે કેહેવાથી થાય છે.**

### દ્રષ્ટાંત.

**અ અમુક એક જાતનું સો ગાંસડી રૂ તારીખ પેહેલી માર્ચ સન ૧૮૭૩ ને રોજ બ ની વખારમાં બ ને સ્વાધીન કરવાનો કરાર કરે છે. કરાર પુરો ક-**

**રવાને તઈયાર છું, એ કહ્યાથી આ કલમમાં કહેલું ફળ કયારે મળે કે જ્યારે અ, બ ની વખારમાં તે રૂ નીમેલે દિવસે લાવે અને તે એવે પ્રસંગે કે કરાર કરેલા રૂની જાતનું આણેલું રૂ છે તથા તે સો ગાંસડી છે એ બાબત બ ને પોતાની ખાત્રી કરી લેવાની યોગ્ય સંધી મળે ત્યારે.**

**ટીકા.**—જેને વચન આપવામાં આવ્યું હોય તેના અનુમત વિના ઘણુંકરીને વચનનો અમલ થઇ શકતો નથી. માટે જેને વચન આપવામાં આવ્યું હોય તેને પોતાની તરફથી કરવાનું હોય તે તમામ કરવાને જો કસુર કરે તો, વચન આપનાર તે વચન પુરૂં પાડવામાંથી છુટો થાય છે, એટલુંજ નહી, પણ તેણે પોતાનું વચન પુરૂ પાડયું એમ ગણવામાં આવે છે. સ્ટારટપ વિ. મ્યાકડોનલ્ડ. રોલ્ફ. બી. એ, તે બાબત એવો ખુલાસો કર્યો છે કે:

"દરેક કરાર જેમાં એક પક્ષકારે બીજા પક્ષકારને માલ આપવાને કિંવા નાણું આપવાને કબુલ કરેલું હોય તો, તે કબુલ કરવાનું કામ વાસ્તવિક રીતે બીજા પક્ષકારના અનુમત વિના સંપૂર્ણ રીતે પુરૂં થઇ શકતું નથી. જેને માલ અગર નાણું લેવાનાં હોય, તેની કબુલત વિના તે આપનારને જે કામ કરવાનું છે તે ફકત આપવાની તઇયારી બતાવ્યા બરોબર થઇ શકે છે. પરંતુ જે પક્ષકારે માલ અગર નાણું આપવાનો કરાર કરેલો હોય, તે પક્ષકાર જેને નાણું આપવાનાં હોય તેને તે આપવાની તઇયારી બતાવે, એટલે કાયદા પ્રમાણે તે પક્ષકારે તે આપવાનો કરાર પુરો કરયો થાય છે. (મેનીંગ એન્ડ ગ્રેનજર રી. પાનું. ૬૧૦). જો વચન લેનાર વચન આપનારને એમ સમજાવે કે જે હું અયોગ્ય રીતે માગું છું તેના કરતાં કાંઇ પણ ઓછું આપવાની તમે તૈયારી બતાવો તે ઉપયોગનું નથી તો, વચન આપનારને તે તૈયારી બતાવવામાંથી માફી મળે છે. ધી નોરવે બ્રાનીંગ એન્ડ લશીંગટન પાનું ૪૧૦)

દેણદારે પોતાના દેવાની રકમની લેહેણદાર પાસેથી પોંહોચ મળેથી આપવાને તઈયાર છું એવી તઇયારી બતાવવી, તે કાંઈ શરત વિનાની તૈયારી નથી. લેંગ વિ. મીડર (ક્યારીંગટન એન્ડ પેન્સ રી. વા. ૧ પાનું ૨૫૭).

પરંતુ "પ્રોટેસ્ટ"ની સાથે તે તઇયારી બતાવવામાં આવે તો, તે બળવાન છે, કારણ કે "પ્રોટેસ્ટ"થી તે કબુલ કરવામાં કાંઇ શરત માગવામાં આવતી નથી, પણ નાણું વસુલ આપવાનો અસર કબુલત તરીકે થાય છે. સ્કોટ વિ. અલ્ક્ષબીજરાય કંપની (લા. રી. ૧ કા. પ્લીસ. ૫૯૬), પરંતુ જો તે નાણું આપવાની તઇયારીમાં એવી શૈરત માગવામાં આવે કે, લેહેણદારે કબુલ કરવું જોઈએ કે, હવે મારૂં વધારે કાંઇ લેહેણું રહેલું નથી તો, તે તૈયારી કાંઇ શરત વિનાની નથી. ઇવન્સ વિ. જુડકીન્સ (૪ ક્યાંપબેલ્સ. રી. ૧૫૬)

કલમ ૪૯ અને ૫૦ માં જે નિયમો ઠરાવવામાં આવેલા છે, તે પ્રમાણે અમુક કરાર પુરો કર્યાની તૈયારી કરવામાં આવી હોય, અગર કબુલ કરવામાં આવી હોય તો, તેથી કરાર પુરો કરયો અને તેથી "યોગ્ય જગોએ અને યોગ્ય વખતે" તે તૈયારી બતાવવામાં આવેલી થતી નથી. અહીંયાં ઉપરની બે કલમોનો મતલબ બતાવવાથી વાંચનારને વધારે સેહેલાઇ અને સુગમતા મળશે, એમ સમજીને તે નીચે બતાવવામાં આવ્યો છે.

કલમ ૪૯ મી એવી મતલબની છે કે, કોઇ કરારના પ્રકાર ઉપરથી એમ જણાય

કે, વચન આપનારે તે વચન પોતે જાતેજ પુરૂં પાડવાનો પક્ષકારોનો ઇરાદો છે, તો તે વચન આપનારેજ પુરૂં પાડવું જોઇએ.

કલમ ૫૦ મી એવી મતલબની છે કે, વચન લેનાર જે રીતી અગર જગો ઠરાવે, તે રીતીએ અગર જગોએ વચન પૂરૂં પાડવાનું હોય છે.

આ કલમની પેટા રકમ ૩ જી છે, તે ફકત પેટા રકમ ૨ જી માં જે સામાન્ય રીતનો જે ઠરાવ કરવામાં આવેલો છે, તે વેચાણની બાબતમાં લાગુ કરવા સંબંધી છે. રૂ વેચવાના કરારમાં રૂની જાતી બાબત તકરાર છે, તેમાં પ્રતીવાદીને જે રૂ આપવા માંડેલું તે લેવાને તેણે ના પાડેલી છે. પરંતું તે પ્રતીવાદીએ એવી તકરાર કરેલી છે કે યોગ્ય લાગ મળ્યો થાય તે સારૂ સાથે રહીને તે રૂની તપાસ કરાવવી જરૂર હતી; પરંતુ તે તકરાર મંજુર રાખવામાં આવી નહી, અને હકીકત ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીને યોગ્ય લાગ મળેલો હતો. રતનસી વિ. જમનાદાસ (ઇ. લા. રી. ૬ મું. પાનું ૬૫૨)

સન ૧૮૭૦ ના આકટ ૨૩મા (હિંદુસ્થાનના નાણાના શીક્કા બાબતના આકટની કલમ ૧૨મી પ્રમાણે હિંદુસ્થાનમાં ઇગ્રેજી રાજ્યની અંદર સોનાના શીક્કાનું નાણું આપવા માંડવામાં આવે તો, તે આપવા માંડવું કાયદેસર નથી. કલમ ૧૩ મીના ઠરાવ પ્રમાણે રૂપૈયા, અર્ધા રૂપૈયાના શીક્કાનાં નાણાં આપવામાં આવે તો, તે કાયદેસર છે, પરંતુ જો તે શીક્કા દર સેંકડે બે ટકા કરતાં વધારે વજનમાં ઓછો હોય, અને કાનસવાળો, હોવાથી બગડેલો અગર ઓછો થએલો હોય, અને તે થવાનું કારણ તે વાપરવામાં આવેલો હોય, તે ના હોય તો. તેવા શીક્કાનાં નાણાં આપવા માંડવાં તે કાયદેસર નથી. એક રૂપૈયાના ભાગને માટે પાવલીઓ, અને બેઆનીગો આપવા માંડવામાં આવે તો, તે પણ કાયદેસર રીતે આપવા માંડયું થાય છે.

જે કામમાં ૧૮૭૧ ના આકટ ૩૦ માની કલમ ૧૫ પ્રમાણે સરકારી પ્રામીસરીનોટો આપવા માંડે તો, તે કાયદેસર રીતે આપ્યું થાય છે.

કેટલાક સખસોએ મળી એક મજીયારૂં વચન આપેલું હોય, તે વચન પુરૂં પાડવાને તેમાંનો એક તઇયારી બતાવે તો, જાણે તમામે તૈયારી બતાવી થાય છે.

હિંદુસ્થાનના સેક્રેટરી આફ સ્ટેટ વિ. આરાથુન (ઇ. લા. રી. મ. વા. ૫ પાનું. ૧૩૭) ના કામમાં अ એ સરકાર સાથે એવો કરાર કર્યો કે મારે અમુક જાતનાં કાટનાં લાકડાં क પસંદ કરે તેવાં પુરાં પાડવાં. તે क તોપોની ગાડીઓનો સુપ્રીનટેનડેન્ટ હતો, તેથી તે ગાડીયો સારૂ તે લાકડાં જોઇતાં હતાં, માટે તે કબુલ કરતા પેહેલાં તેને પસંદ કરવાનાં હતાં. क એ શુદ્ધ દીલથી તે લાકડાં તપાસ્યાં, પછી તે નામંજુર કર્યાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે क એ તે લાકડાં નાપસંદ કરેલાં છે, તે વ્યાજબી નથી, એવી તકરાર કરવાને અગર તે કાટ કરારમાં બતાવેલા પ્રકારનો હતો, એવું બતાવવાને अ નો હક્ક નથી. જસ્ટીસ ઈન્સ સાહેબના અભિપ્રાયમાં આવ્યું કે દિવાની કાયદાનો નિયમ એવો છે કે, અમુક હકીકત કરવાને માટે જે પક્ષકાર શરત કરે તે પક્ષકારની મરજીમાં આવે તો, તે કરે, તેવી શરત હોય તો, તે રદ બાતલ છે, કારણ કે તેથી કરારનો નાશ થાય એમ થાય છે, પણ હિંદુસ્થાનના કરાર આકટનો તેવો નિયમ નથી. જસ્ટીસમુતુંસામી આયરે ઠરાવ્યું

રાવ્યું કે કોઇ માણુસ પોતાના કામનો ન્યાયાધિશ થઇ શકતો નથી, એવો નિયમ છે, પણ તે જ્યાં કરારમાં એક પક્ષકાર બીજા પક્ષકારની સમજથી બંધાએલો છે, એવી શરત કરેલી હોય, ત્યાં લાગુ થતો નથી, તેમ જ્યાંહાં બે પક્ષકારો જેમાં ત્રીજાનું હિત હોય, એવો પક્ષકાર ઠરાવ કરે, તેથી બંધાય એવો કરાર કરયો હોય, ત્યાંહાં પણ લાગુ થતો નથી.

## કલમ ૩૯ મી.

પક્ષકાર પોતાનું વચન તમામ પુરૂં કરવાની ના કેહે તો શું પરિણામ થાય.

**૩૯. કરારના એકાદ પક્ષકારે પોતાનું વચન તમામ પુરૂં કરવાની ના કહી હોય, કિંવા પોતાથી પુરૂં કરવાનું નહી બની શકે એવું તેણે કાંઈ કર્યું હોય તો, કરાર ચાલુ રાખવાનું પોતાનું અનુમત શબ્દોથી અથવા વર્તણુંકથી વચન લેનારે બતાવ્યું ન હોય, ત્યારે વચન લેનાર મજકુર સદરહુ કરાર બંધ પાડી શકે છે.**

[अ). अ, એ કોઈ ગાયન કરનારી છે, અને ब એક નાટકશાળાનો અધિપતિ છે. अ, એ ब સાથે એવો કરાર કરયો છે કે હું ब, ની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીયામાં બે રાત્ર ગાઈશ, અને ब એવી બોલી કરે છે કે अ ગાય તે દર રાત્રે अ ને સો રૂપીઆ આપવા. છઠ્ઠી રાત્રે નાટકશાળામાંથી अ જાણી જોઇને ગેરહાજર રેહેછે. ब એ કરાર બંધ પાડવાને મુખત્યાર છે.

(ब]. अ, એક ગાયન કરનારી એક નાટકશાળાના અધિપતિ ब સાથે એવો કરાર કરે છે કે હું ब ની નાટકશાળામાં આવતા બે મહિના સુધી દર અઠવાડીયામાં બે રાત્ર ગાઇશ, અને ब એવી બોલી કરે છે કે अ ગાય તે દર રાત્રે સો રૂપિઆ अ ને આપવા. છઠ્ઠી રાત્રે નાટકશાળામાંથી अ જાણી જોઇને ગેરહાજર રેહે છે. પછી अ, ब ના અનુમતથી સાતમી રાત્રે ગાય છે. કરાર મજકુર ચાલુ રાખવાનો અનુમત ब એ આ ઉપરથી આપ્યો એવું થયું, અને તેનાથી કરાર બંધ પાડી શકાતો નથી. પરંતુ अ એ છઠ્ઠી રાત્રે ગાયું નહી, તેથી તેને નુકશાન થયું તેનો બદલો મળવાનો ब નો હક્ક, છે.

**ટીકા**--આ કલમ સંપુર્ણ રીતે કલમ ૫૧ અને ૫૫ મીની સાથે વાંચવી જોઇએ. તે કલમો શી મતલબની છે, તે અહિંયાં બતાવવાની જરૂર ધારી નીચે બતાવવામાં આવી છે.

કલમ ૫૧ મી એવી મતલબની છે કે, જ્યારે અરસપરસ વચનોનો અમલ એકઠો કરવાનો કરાર હોય, અને વચન લેનાર પોતાનું સામું વચન પૂરૂં પાડવાને તૈયાર અને ખુશી ના હોય તો, તે વચન આપનારે પોતાનું વચન પુરૂં પાડવાનું નથી.

કલમ ૫૫ મી એવા મતલબની છે કે વચન આપનારે પોતાનું વચન કરારમાં બતાવેલી મુદતે પુરૂં પાડવાનું હોય, અને તે મુદતની બાબત ઉપર કરારનો મુખ્ય આધાર હોય, તે મુદત વીતી જતાં સુધી વચન આપનાર પોતાનું વચન પુરૂં ના પાડે તો, તે કરાર

વચન લેનાર રદ કરી શકે છે. જો મુદતની બાબત કરારમાં અગત્યની ના હોય તો, તે મુદતમાં વચન પુરૂં પાડવામાં નહી આવવાથી તે કરાર રદ કરવા લાયક થતો નથી, પરંતુ તે મુદતની અંદર વચન પુરૂં નહી પાડવાથી વચન લેનારને જે નુકશાન થાય તેનો બદલો ભરી લેવાનો તેનો હક્ક થાય છે.

કરાર તોડવાની પ્રથમ રીતી એવી છે કે, જ્યાંહાં વચન આપનાર કરારનો અમલ કરવાની મુદત થતા પહેલાંજ તે પૂરો કરવાની ના પાડે, અગર તે એવી રીતનું કાંઈ કૃત્ય કરે કે જેથી તે કરારનો તે અમલ કરી શકેજ નહી, તેવું થાય. જેમકે કોઈ સખસે અમુક વસ્તુઓ એક ઠરાવેલે દીવસે આપવાને વચન આપ્યું હોય, અને તે દીવસ પેહેલાં એમ કહે કે મારાથી તે વસ્તુઓ આપી શકાશે નહી, અથવા તે વસ્તુઓ તે બીજા કોઇ સખસને વેચી નાંખે, જેથી કરીને વ્યાજબી રીતે એવું અનુમાન થઈ શકે કે હવે તે પોતાનો કરાર અમલમાં લાવી શકનાર નથી. આ પ્રમાણે જ્યારે થાય ત્યારે સામા પક્ષકારને આ આકટની કલમ ૭૫ મીમાં ઠરાવ્યા પ્રમાણે નુકશાની લેવાનો હક્ક છે.

કરારના એક પક્ષકારે કરારનો એક અગત્ય વિનાની બાબત શિવાય તમામ બાબતમાં અમલ કરેલો હોય, તો તેણે તે કરારનો ફાયદો ખોવો નહી જોઇએ. આ પ્રમાણે થવાથી તે સામા પક્ષકારની મરજીમાં આવે તો, તે કરાર રદ કરાવવા લાયક થાય છે, એમ નથી. પરંતુ તે તોડવાથી જે કાંઇ નુકશાન થયેલું હોય તેનો નીકાલ જુદુ કામ ચલાવી પક્ષકારો-એ કરવો જોઇએ. જ્યાંહાં કાંઈ કરવામાં આવેલું હોય, અગર બનેલું હોય અને તેનો અસર તે કરારના મૂળને થતો હોય, અને તેના બદલામાં નુકશાની અપાવવાથી યોગ્ય બદલો અપાવ્યો થતું ના હોય તો, તે કરાર રદ કરવો જોઇએ. પરંતુ આ ભેદ કલમ ૫૫ મીમાં ઠરાવવામાં આવેલો છે, તે શિવાય આ આકટમાં છોડી દેવામાં આવેલો જણાય છે. કલમ ૫૫ મીનો ઊપર જે મતલબ બતાવેલો છે, તે પ્રમાણે જ્યારે કરારમાં મુખ્ય આધાર મુદત તરીકે ના હોય અને તે મુદતમાં કરાર પુરો કરવામાં ના આવે તો, તે સામા પક્ષકારનો શો ઇલાજ છે તે બતાવવામાં આવેલું છે. બીજી બધી બાબતમાં જો કરાર તોડવામાં આવે તો, બીજો પક્ષકાર કરાર રદ કરાવવાને હક્કદાર થાય છે. આ કલમની બાબતમાં સુલતાન ચંદ વિ. સ્કીલર (ઈ. લા. રી. ક. વા. ૪ પાનું ૨૫૨) ના કામમાં ચીફ્જસ્ટીસ ગાર્થસાહેબે ટીકા કરતાં એવો વિચાર બતાવ્યો છે કે, ઇગ્લંડમાં જે કાયદો છે તે આ બાબતમાં ઠરાવવો એવો આ કલમનો હેતુ છે. તે કાયદાનો ઠરાવ એવો છે કે કરારનો એકાદો પક્ષકાર પોતાની તરફનો કરાર અમલમાં લાવવાને બીલકુલ ના કેહે તો, બીજા પક્ષકારનો તે રદ કરાવવાનો હક્ક છે. પરંતુ આ કલમના શબ્દો પ્રમાણે તેવો વિચાર ભાગેજ થઇ શકે. કરારનો એક પક્ષકાર પોતાની તરફનો કરાર પુરો કરવાને તદન ના પાડે તે એક વાત છે, અને તે પોતાની તરફનો તમામ કરાર પુરે પૂરો કરવાને ના કેહે છે, તે બીજી વાત છે. આ કામમાં પ્રતીવાદીએ કરાર પ્રમાણે વાદીને ૨૦૦ ટન શણનાં બીજ આપવાનાં હતાં, તે પ્રમાણે કેટલાંક બીજ પ્રતીવાદીએ આપ્યાં, પછી બાકીનાં આપવાને તેણે તદન ના પાડી, કારણ કે જે બીજ આપી ચુકવામાં આવેલાં હતાં, તેમાં ઊલટાં તેનાં લેહેણાં બીજ રેહેતાં હતાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીની તરફથી એવી રીતે કાંઈ ના પાડવામાં આવી ન-

થી, કે જેથી કરીને વ્યાજબીરાહે પ્રતીવાદી તે કરાર રદ કરાવી શકે. કરાર જોતાં તો કરારના પક્ષકારોએ પોત પોતાના અરસ્પરસ વચનોનો એક વખતેજ અમલ કરવાનો છે, પરંતુ " જ્યારે અરસ્પરસની બંધણી બંધ થઇ ત્યારે માલ આપ્યા પછી નાણાં આપવાની કસુર કરવામાં આવી," અને તે હકીકત પ્રમાણે વધારે માલ આપવો નહી, એવી ના કેહેવાને કાંઇ કારણ નહી હતું.

આ કલમ જ્યારે એકાદો પક્ષકાર કરારનો અમલ કરવાની ના પાડે અગર પોતાની તરફનો કરાર પુરો પાડવાને તે અશકત થાય, તે સબંધી છે. પરંતુ બીજી તરફ વિશેષ ન્યાયના આકટની કલમ ૧૪ મીમાં જ્યારે કરારનો એક પક્ષકાર કરારનો તમામ અમલ કરવા‍ે અશકત હોય, એટલે તે અશકતત્તા પોતાની કસુરથી પ્રાપ્ત થએલી ના હોય તો, તે સબંધી છે. ને કલમ ૧૫ મીમાં એવો ઠરાવ કરવામાં આવ્યો છ કે જ્યારે એકાદો પક્ષકાર કરારનો પોતાની તરફથી અમલ કરવાને અશકત થાય, પણ જેટલો કરાર પુરો કરયા વિના રાખવોજ જોઇએ, તેટલો કરાર તમામની કીંમતના પ્રમાણમાં ફક્ત થોડોજ હોય, અને તે બાબત નાણાનો બદલો અપાવી શકાય તેવું હોય ને બેમાંથી એક પક્ષકાર દાવો કરે તો, જેટલો કરાર અમલમાં લાવી શકાય તેવું હોય, તેટલા કરારનો વિશેશ રીતે અમલ કરવાને અને બાકીનાની બાબતમાં નાણાનું કંપનસેશન આપવાનો ઠરાવ કોર્ટ કરવાને મુખત્યાર છે

વળી વિશેશ ન્યાયના આકટની કલમ ૧૫ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે કરારનો પક્ષકાર પોતાની તરફનો તમામ કરાર પુરો કરવાને અશક્ત હોય, અને જે ભાગ પુરો કરયા વિના રાખવોજ જોઇએ, તે તમામ કરારની કીમતના પ્રમાણમાં ઘણા ભાગનો હોય, અગર તે બદલ કંપનસેશન તરીકે નાણાં અપાવવાથી ચાલે તેવું ના હોય તો, તેનો વિશેશ રીતે કરાર અમલમાં લાવવા બાબતનું હુકમનામું મેળવવાનો હક્ક થતો નથી. પરંતુ બીજો પક્ષકાર દાવો કરે તો, જે પક્ષકાર વિશેશ રીતે પોતાની તરફનો કરાર અમલમાં લાવવાને કસુર કરે, તે પક્ષકારને તે પ્રમાણે અમલ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, પરંતુ તે પ્રસંગે વાદીએ તેનો વધારે અમલ કરાવવાનો તમામ હક્ક છોડી દીધેલો જોઇએ, અને પ્રતીવાદીની કસુરથી થએલા નુકશાન બાબતનો અગર તે કરારનો અમલ કરવામાં જે ખામી રહેલી હોય, તે બાબત કંપનસેશન લેવા વિશેના વાદીએ પોતાના તમામ હક્ક છોડી દીધેલા જોઇએ.

તેજ આકટની કલમ ૧૬ મીમાં ઠરાવેલું છે કે જ્યારે કરારનો એક ભાગ તેના બીજા ભાગથી અલક રાખી વિશેશ રીતે અમલ થઇ શકે તેવું હોય, અને તે બીજો ભાગ એવો હોય કે જેનો વિશેશ રીતે અમલ થવો જોઇએ નહી, કિંવા થઇ શકતો ના હોય તો, પેહેલા ભાગનો વિશેશ રીતે અમલ કરવાનું કોર્ટ ઠરાવી શકે છે. પછી કલમ ૧૭ મીમાં ઠરાવવામાં આવેલું છે કે ઊપરની ત્રણ કલમોમાં જે ઠરાવ કરવામાં આવ્યો છે, તે શિવાય કાંઇ કરારના ભાગનો વિશેશ રીતે અમલ કરવાને કોર્ટ ઠરાવશે નહી.

મુંબાઇના રૂ. મ અને કંપની પાસેથી તા. ૧૬ એપ્રીલ સન ૧૮૭૮ ને રોજ "ગુલજાન"માં ૯૦૦ ટનના સુમારનો કાફલો દર ટને રૂ. ૧૮)ના દરથી વેચાણ લેવાને કરાર કરયો.

આ કરાર તા. ૧૮ મી એપ્રીલ સને ૧૮૭૮ ને રોજ પ્રતીવાદીઓને તથા એક ન્હાનાભાઇ બમનશાને આપ્યો, અને નીચેનો શેરો કરી આપીને "રૂ. ૨૦II ના દરથી આ કરાર મી૦ તલકચંદ તથા સાપુરજી અને ન્હાનાભાઇ બમનશાને આપવાનો છે. સી. એચ. બી. ફારબસ તથા પોતાની તરફથી ડબલ્યુ. ટેન્ટ અને કંપની" એ આ શેરા નીચે નીચે પ્રમાણે લખ્યું. રૂ. ૨૦II ના ભાવથી ૪૫૦ ટન કબુલ છે. ન્હાનાભાઇ બમનશા રૂ. ૨૦II ના ભાવથી ૪૫૦ ટન કબુલ છે. તલકચંદ અને સાપુરજી મુંબાઈમાં 'ગુલજાન' આવી પોહોચ્યું, તેમાં ૨૧૬૭ ટન કાફલો હતો, તેમાં ૧૩૦૦ ટન તો બી. બી. સી. આઇ રેલવે કંપની ઉપરનો હતો, અને ૮૬૭ ટન વાંહાણ ઉપર ચઢાવનાર હુકમ કરે તેને આપવાનો છે. તે વાંહાણ ઉપર ચઢાવનાર તરફથી મુંબાઇમાં ફ. મ. અને કંપની એજંટો છે. પ્રતીવાદીઓએ તે કોયલા લેવાની ના કહી, એવા સબબથી કે તેમને તથા ન્હાનાભાઇ બમનશાને જે કરાર કરી આપવામાં આવ્યો છે, તે તમામ આપવામાં આવ્યો છે. પ્રતીવાદીઓએ તે કરાર કબુલ કરયો નહી, તેથી વાદીએ તેમના ઉપર દાવો કરી એવી તકરાર કરી કે અસલ કરાર પ્રતીવાદીઓને તથા ન્હાનાભાઇ બમનશાને આપવામાં આવ્યો નથી, પણ તે કાફલાના જુદા જુદા ભાગનો, જુદો નવો કરાર આપવામાં આવ્યો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તમામ ૯૦૦ ટનના સુમારના કાફલામાંથી ૪૫૦ ટન પ્રતીવાદીઓએ ખરીદ કરવાને કબુલ કરયું છે. પણ ગુલજાનમાં તો તમામ કાફલા ૨૧૬૭ ટન હતો. માટે તે કાફલામાંનો કાંઇ ભાગ કબુલ કરવાને પ્રતીવાદીઓ બંધાએલા નથી. સબબ આ દાવો ચાલી શકતો નથી. શી. એમ. બી. ફારબસ વિગરે વિ. તલકચંદ માણેકચંદ વિગરે (ઈ. લા. રી. મું. વા. ૩ પાનું. ૩૮૬.)

જે કરાર પક્ષકારોએ કરેલો હોય તેની જગોએ પક્ષકારોની કબુલત શિવાય કોર્ટની નજરમાં આવે તેવો ઠરાવ કરવાને કોર્ટને અખત્યાર નથી. રાધા ગોવિંદારાન વિ. દીપચંદ (ઇ. લા. રી. ૪ મું. પાનું. ૯૬)

જ્યાંહાં એવો કરાર હોય કે "અમુક વાંહાણ અમુક જગોની બે મુસાફરીઓ કરયા પછી મે અગર જુન માસમાં નોટીસ આપે આપવાનું છે," પણ વાદીએ ફકત એકજ મુસાફરી કરી વાંહાણ મોકલ્યું, તેથી પ્રતીવાદીને વાંહાણમાં ચઢાવવાની ના કેહેવાનો હક્ક છે. ફલેમીંગ વિ. કોલર (ઇ. લા. રી. ૪ ક. પાનું. ૨૩૭)

• अ એ ब સાથે એવો કરાર કરેલો છે કે (न) ને જે મીલકત વેચવામાં આવી છે, તે મીલકતની કીમત હું न ને પાછી આપીશ, અને તે મીલકતમાં ब નો એક હિસ્સો હતો, તે કરાર પુરો કર્યા વિના अ ગુજરી ગયો. તેથી न એ ब ઉપર તે મીલકત પૈકી કેટલીક મીલકત કબજે લેવાનું હુકમનામું મેળવ્યું. न એ કરેલા દાવા પછી પાંચે વર્ષે ब ના વારસોએ अ ના વારસો ઉપર તે કરાર તોડ્યા બાબત દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરાર તોડવામાં આવેલો છે, તે જારી તોડવામાં આવ્યો થાય છે, અને તે હજુ બંધ થયો નથી, માટે મુદતના આકટના રજા પરીશીષ્ટની આર્ટીકલ ૧૧૫ પ્રમાણે તે બાબતના દાવાને મુદતની હરકત થતી નથી. ઈમાદઅલી વિ. નીજામત (ઈ. લા. રી. ૬ અ. પાનું. ૪૫૭)

વાદીએ એક ઘરનો કબજો લેવા દાવો કરેલો હતો. તેમાં કહેલું છે કે ઘણા વર્ષ ઉપર હું તથા મારો ભાઇ જે પેહેલા પ્રતીવાદી બીસેશરનો બાપ થાય, તેની તથા બીજા પ્રતીવાદી ખાનુના વડાઉવાની વચમાં વડીલોપાર્જીત મીલકતની વેહેંચણ કરેલી હતી, અને તે મીલકતમાંનું આ તકરારી ઘર છે, તે મારા ભાગમાં આવ્યા છતાં પ્રતીવાદીઓએ મારી પાસેથી ખોટી રીતે કબજો લેઇ લીધો છે. પ્રતીવાદીએ તકરાર કરીકે અમારી તથા વાદીની વચમાં એવો કરાર થએલો છે કે, આ બાબત લવાદને સોંપવી, અને આ દાવાને વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ મીની પેહેલી રકમ પ્રમાણે હરકત છે, અને વાદીના કેહેવા પ્રમાણે વેહેંચણ થએલી નથી, અને વેહેંચણ થઇ છે, એમ ધારીએ, તોપણ વાદીનો ફકત તે નીમ્મે મકાન મળવાનો હક્ક છે. મુનસફે પ્રતીવાદીની તમામ તકરારો છતાં, આ દાવો અપાવ્યો. તેથી પ્રતીવાદીએ અપીલ કરી, તેમાં જીલ્લા જડજે તે દાવો કાહાડી નાંખ્યો. તે ઉપરથી વાદીએ તે ઉપર હાયકોર્ટમાં અપીલ કરી, એવી તકરાર કરી કે, આ દાવાને વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ મીથી હરકત થતી નથી. તેમાં હાયકોર્ટે નીચે પ્રમાણે ઠરાવ કરયો, એટલે કેઃ—તા. ૧૮ મે સન ૧૮૮૩ ના રોજ પક્ષકારોએ આ બાબત પંચને સોંપવી એવો કરાર કરેલો હતો, તે કબુલ કરવામાં આવ્યું છે. તે તારીખથી એક વર્ષ કરતાં વધારે મુદત થયા પછી લવાદને સોંપેલી બાબત પૈકી અમુક ભાગનો તેમાંના એક પક્ષકારે દાવો કરયો છે. પ્રતીવાદીઓ વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ મી પ્રમાણે તકરાર કરે છે, પરંતુ તેઓ તે દાવાની અરજીના જવાબમાં કેહેતા નથી કે વાદીએ તે બાબત લવાદને સોંપવાની ના પાડી હતી, અને આ કામમાં તે લવાદોમાંનો એક લવાદ સાક્ષી છે, તેણે સોગન ઉપર કહેલું છે કે લવાદોએ તે કામનો નીકાલ કરેલો નથી, કારણ કે પક્ષકારો પોતેજ માંહો માંહે કજીયો કરતા હતા. અપીલમાં જડજે ઠરાવ્યું છે કે વાદીએ આ દાવો ફકત કરયો છે, તેથી વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ મીના હેતુ પ્રમાણે વાદીએ પોતાની તરફના કરારનો અમલ કરવાની ના પાડી થાય છે. અમે આવો વિચાર કરી શકતા નથી, અને ઠરાવીએ છીએ કે સદરહુ કલમમાં જે હકીકતનો હેતુ બતાવવામાં આવ્યો છે, તે હકીકત પ્રમાણે તે કરાર અમલમાં લાવવા લાયક હોવો જોઇએ, અને તે તમામ પક્ષકારોએ તોડેલો નહી જોઇએ, સબબ તે અમલમાં લાવવા લાયક હોય તો, દાવો ચાલવાને હરકત થાય. માટે અપીલ બાહાલ રાખીએ છીએ, અને નીચેની અપીલકોર્ટનું હુકમનામું ફેરાવીએ છીએ, અને દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૨ મી પ્રમાણે કામનો ગુણ દોષ ઉપર નીકાલ થવા તે કામ પાછું મોકલીએ છીએ. તાહાલ વિરૂદ્ધ. બીસેશ્વર વિગરે (ઇં. લા. રી. ૮ અ. પાનું. ૫૭)

## કલમ ૪૦ મી.

### કરાર કોણે પુરા કરવા જોઇએ..

વચન કર્તા સખસે પુરૂં કરવું જોઇએ.

**૪૦. જો કોઇ કરારના સ્વરૂપમાં ઉપરથી એવું સમજાય કે તેમાં લખેલું વચન ખુદ વચન આપનારે પોતે પુરૂં કરવું જોઇએ, એવો તે કરારના પક્ષકારોનો ઇરાદો હતો,**

**તો તે વચન, વચન આપનારે પુરૂ કરવું જોઇએ. તેમ ન હોય ત્યારે, વચન આપનારો કિંવા તેના પ્રતિનિધિઓ તે પૂરૂં કરવા સારૂ લાયક માણસ નીમવાને મુખત્યાર છે.**

## દૃષ્ટાંતો.

[અ). અ, બ ને કાંઈ એક રકમ આપવાનું વચન આપે છે. તે પૈસા બ ને પોતે આપીને અથવા બીજા કોઇ પાસેથી અપાવીને તે વચન પૂરૂ કરવાને અ મુખત્યાર છે. બ ને પૈસા આપવાને નિમેલો વખત આવવાની પેહેલાં અ મરી જાય તો, એના પ્રતિનિધિઓએ પોતે વચન મજકુર પુરૂં કરવુ જોઇએ કિંવા બીજા કોઈ યોગ્ય માણસને તે વચન પુરૂં કરવા સારૂ નીમવો જોઇએ.

(બ). અ, બ ને એક તસ્બીર રંગી આપવાનું વચન આપે છે. એ વચન અ એ પોતે જાતે પુરૂં કરવું જોઇએ.

**ટીકા**—આ આકટની કલમ ૩૭ મીમાં વચન આપનારની સામાન્ય રીતની ફરજ કેવી છે, તે વિશે ઠરાવ કરવામાં આવેલો છે. આ કલમમાં વચન આપનારે કીયે પ્રસંગે કરારનો અમલ પોતાની જાતે કરવોજ જોઇએ, અને કાયે પ્રસંગે તે બીજા સખસ પાસે કરાવી શકે છે, તે વિશે નિયમ ઠરાવવામાં આવેલો છે. અહિયાં આ આકટની કલમ ૧૯૦ અને ૧૯૧ ના ઠરાવનો મતલબ બતાવવાથી આ કલમના નિયમને તે એક દ્રષ્ટાંત દાખલ થઈ પડશે, એમ સમજી નીચે બતાવવામાં આવે છે.

કલમ ૧૯૦—જે કૃત્ય આડતીયાએ પોતે જાતે કરવાનું સ્પષ્ટ અગર ગર્ભિત રીતે માથે લીધું હોય, તે કરવાને સારૂ તે કોઈ બીજા સખસને કાયદા પ્રમાણે નીમી શકતો નથી, પરંતુ વેહેપારના સાધારણ રીવાજ મુજબ પેટા આડતીયો નીમી શકતો હોય, અથવા તે આડતનું સ્વરૂપ એવું હોય કે પેટા આડતીયો નીમવોજ જોઇએ, તો આડતીયો મજકુર સદરહુ મુજબ બીજા સખસને નીમી શકે છે.

કલમ ૧૯૧—આડતના કામમાં જે સખસને આડતીયો નીમ્યો હોય, અને જે મુળ આડતીયાની સત્તા નીચે કામ કરતો હોય, તે સખસને પેટા આડતીયો કેહેવો.

## કલમ ૪૧ મી.

કોઇ ત્રાહિત સખસ પાસેથી વચન પુરૂં કરી લેવાનું કબુલ કર્યું તો, તેનું પરિણામ.

**૪૧. કોઈ ત્રાહિત સખસને હાથે કોઇ વચન પુરૂં કરી લેવાનું વચન લેનારે કબુલ કર્યું હોય, તો તે વચન, વચન આપનારે પૂરૂં કરવું જેઇએ, એવી ફરજ તે વચન આપનાર મજકુરને પાછળથી વચન લેનાર મજકુર પાડી શકતો નથી.**

**ટીકા**—જો કોઇ લેણદારનું દેવું તેનો મુખત્યાર અથવા તેનો જામીન આપે તો, તે મુખ્ય દેણદાર ઉપર દેવું આપવાની ફરજ રેહેતી નથી. દાવો મંડાયા પછી પણ કોઇ ત્રાહીત સખસે દેવામાં આપેલા પૈસા દેણદાર કબુલ કરી શકે છે, અને તેથી પોતાના ઉપરથી

દેવું આપવાની ફરજ ઉતારે છે, એવી તકરાર કરી શકે છે. સીમ્પસન વિ. એગ્ઝિટન (લા. જ. એકસચેકર વા. ૨૪ પાનું. ૩૧૨)

જો આપનાર તથા લેણદાર, આપેલા પૈસા દેણદારે કબુલ રાખ્યા પેહેલાં રદ કરે તો, દેવું જારી રેહે છે. જેમકે એક પ્રતીવાદીનો સ નામનો અટર્ની જેની સત્તા અથવા અધિકાર લેઇ લેવામાં આવ્યો હતો, પણ તે વિશે તેને કાંઈ ખબર ન્હોતી. તે અટર્નીએ પ્રતીવાદી પાસે વાદી જેટલા પૈસા માગતો હતો, તેટલા પૈસા તેને આપ્યા, પણ પછીથી જ્યારે તેના જાણવામાં આવ્યું કે મને પૈસા આપવાનો અધિકાર નથી, ત્યારે તે રકમ પાછી આપવા વાદીને અરજ કરી, અને વાદીએ તે અટર્નીને તે પૈસા પાછા આપીને, તે દેવાને માટે પ્રતીવાદી ઉપર દાવો કરયો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે વાદી પૈસા મેળવવાને હક્કદાર છે. વાલ્ટર વિ. જેમ્સ. (લા. રી. ૬ એકસચેકર પાનું. ૧૨૪)

સન ૧૮૮૧ ના આકટ ૨૬ માની કલમ ૧૩ માં બતાવેલી શરતો પ્રમાણે બીલ આફ્ એકસચેંજનાં નાણાં વિશે જે પક્ષકાર જવાબદાર હોય, તેની તરફથી ત્રાહીત સખસ આવી શકે છે.

આ કલમ ૪૧ મીનો ઠરાવ એવો તો સ્પષ્ટ અને વ્યાજબીપણાના આધાર ઉપર છે કે, તે વિશે કાંઈ પણ વધારે ટીકારૂપમાં બતાવવાની જરૂર જણાતી નથી.

## કલમ ૪૨ મી.

એકેમતે જવાબદારી હોય તો તે કોહોના ઉપર શી તરેહ પડે છે.

**૪૨. જ્યારે બે અથવા વધારે સખસોએ એકેમતે એકાદ વચન આપ્યું હોય, ત્યારે કરાર ઉપરથી બીજી રીતનો હેતુ ન દેખાય તો, તેઓ સરવે હયાત હોય ત્યાં સુધી તે સર્વે સખસોએ, અને તેમાંથી કોઈ પણ એક ગુજરી જાય તો, તે મરનારના પ્રતિનિધિઓ તથા બાકી હયાત રહેલો અથવા રહેલા સદરહુ સમસ્ત વચન આપનાર સખસો એમણે એકેમતે મળીને, તથા બાકીનો છેલ્લો હયાત રહેલો સખસ ગુજરી ગયા પછી, તે સર્વેના પ્રતિનિધિઓએ એકેમતે મળીને, તે વચન પુરૂં કરવું જોઇએ.**

**ટીકા.**—આ કલમના ઠરાવમાં અને ઇંગ્રેજી કામન લા પ્રમાણેના નિયમમાં એટલો ભેદ જણાય છે કે, ઇંગ્રેજી કામન લા પ્રમાણે સહવચન આપનારાઓમાંથી એકાદો મરણ પામે તો, જે હયાત હોય તે અગર તેના વારસ વકીલ ઉપર તે વચન પુરૂં પાડવાની જવાબદારી રેહે છે. રીચર્ડ વિ. હેધર. (૧ બાર્નવેલ એન્ડ એલડરસન પાનું ૨૯). પરંતુ આ કલમ પ્રમાણે કરાર ઉપરથી વિરૂદ્ધ ઇરાદો માલુમ પડતો ના હોય તો, મરનાર સહવચન આપનારના વારસ અને બાકીના હયાત સહવચન આપનારા તે વચન પુરૂ પાડવાને જવાબદાર છે, પરંતુ તે પ્રસંગે મરનારનો સહવારસ કોઇ જાતે જવાબદાર થતો નથી, પરંતું તે મરનારની મીલકત જવાબદાર થાય છે. એકાદો ભાગીયો મરણ પામે તો, તેથી કેવો અસર

થાય છે તે વિશે આ આકટની કલમ ૨૬૧ મીમાં ઠરાવ કરવામાં આવ્યો છે, પણ તે ઠરાવ અમુક વ્યવહાર તેના મરણ પછી કરવામાં આવ્યો હોય તે સંબંધી છે, અને તે જરૂર વ્યાજબી છે. કલમ ૨૬૧ મીમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઈ સખસ પંત્યા-ળામાં મરણ પામેલો હોય, અને તેના મરણ પછી પેઢીએ કાંઈ ફરજ માથે લીધી હોય તે ૨૫૯ કબુલાયત ના હોય, ત્યારે તે ફરજને સબંધે મરનારની મીલકત જવાબદાર નથી.

આ કામમાં ફુલબેંચે ઠરાવ્યું છે કે (જસ્ટીસ મહમુદ વિરૂદ્ધ પડયા) પૈસા બાબતનું ખત લખાવી લેનાર મરણ પામે, ત્યારે તે નાણાં વસુલ કરવાનો હક્ક તેના વારસોને અ-મુક હિસ્સા પ્રમાણે મળે છે, પરંતુ તે દરેક વારસ પોત પોતાના હિસ્સા બાબત જુદા જુદા દાવા કરી શકતા નથી. કાંધીયાલાલ વિ. ચંદ્ર (ઇ. લા. રી. અ. વા. ૭ પાનું ૩૧૩)

## કલમ ૪૩ મી.

એકમતે વચન આ-પનારાઓ પૈકી કોઇ પણ એકને તે પુરૂં કરવાની ફરજ પાડી શકાય છે.

**૪૩. જ્યારે બે અથવા વધારે સખસોએ મળીને એકે-મતે કાંઈ વચન આપ્યું હોય, ત્યારે બીજી રીતની સ્પષ્ટ કબુલાયત ન હોય તો, સદરહુ સમસ્ત વચન આપનારા-ઓમાંથી કોઈ પણ એક સખસને સદરહુ તમામ વચન પૂરૂં કરવાની ફરજ વચન લેનાર પાડી શકે છે.**

પ્રત્યેક વચન આપ-નાર ભાગ આપવાની ફરજ પાડી શકે છે.

**કરાર ઉપરથી બીજી રીતનો ઇરાદો ન માલમ પડે તો, બે અથવા વધારે સમસ્ત વચન આપનારાઓમાંથી વચન આપનાર પ્રત્યેક એક સખસ વચન મજકુર પુરૂં કરવામાં પોતાના જેટલે સરખે હીસ્સે ભાગ આપવાની ફ-રજ સદરહુ પૈકી પ્રત્યેક બીજા વચન આપનારને પાડી શકે છે.**

ભાગ ન આપે તો ટોટો સરખે ભાગે ખમવા બાબત.

**બે કિંવા વધારે સમસ્ત વચન આપનારા પૈકી કોઈ એક સખસ સદરહુ ભાગ ન આપે તો, તેથી જે ટોટો થાય તે બાકી રહેલા સદરહુ સમસ્ત વચન આપનારાઓએ સરખે ભાગે ખમવો જોઇએ.**

**ખુલાસો.—કોઈ મુળ જવાબદાર તરફથી તેના જામીને જે રકમો ભરી હોય, તે રકમ જામીન મજકુરને સદરહુ મૂળ જવાબદાર પાસેથી વસુલ કરવામાં આ કલમમાંના કોઈ પણ મજકુરથી હરકત થાય છે એમ સમજવું નહી, અથવા મૂળ જવાબદારે જે રકમો ભરી હોય તે બાબત જામીન પાસેથી કાંઈ વસુલ કરવાનો હક્ક આ કલમમાંના કોઈ પણ મજકુરથી મૂળ જવાબદારને થતો નથી.**

## દૃષ્ટાંતો.

**(अ). अ, ब તથા क એઓ ड ને ત્રણ હજાર રૂપિયા આપવાનું એકેમતે વચન આપે છે. अ એ કિંવા ब એ કિંવા क એ ત્રણ હજાર રૂપિયા પોતાને આપવા એવી ફરજ ड પાડી શકે છે.**

**(ब). अ, ब તથા क એ ड ને ત્રણ હજાર રૂપિયા આપવાનું એકેમતે**

વચન આપ્યું છે. સઘળા રૂપીયા આપવાની ફરજ क ને પાડવામાં આવે છે. अ નાદાર છે, પરંતુ તેની મિલકત તેનું નીમ્મે કરજ વાળવા જેટલી છે. क ને अ ની મિલકત મધ્યેથી રૂપીયા પાંચશે અને ब પાસેથી રૂપીયા બારસો પચાસ લેવાનો હક્ક છે.

(क). अ, ब તથા क એ ड ને ત્રણ હજાર રૂપીયા આપવાનું એકેમતે વચન આપ્યું છે. क કાંઇજ રકમ આપી શકતો નથી, અને अ ને સઘળી રકમ આપવાની ફરજ પાડવામાં આવી છે. अ ને ब પાસેથી પંદરસો રૂપીયા લેવાનો હક્ક છે.

(ड). अ, ब તથા क એ ड ને ત્રણ હજાર રૂપીયા આપવાનું એકેમતે વચન આપ્યું છે. अ તથા ब એઓ क ના માત્ર જામીન છે, અને क રૂપીયા મજકુર આપતો નથી. अ તથા ब ને સઘળી રકમ ભરવી પડી. તેઓને તે क પાંસેથી વસુલ કરી લેવાનો હક્ક છે.

**ટીકા**—આ કલમના તથા દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૯ મીના હેતુ પ્રમાણે ખુલ્લું છે કે, સહદેણુદારને દાવામાં પક્ષકાર કરવામાં આવેલો ના હોય તો, તે કાંઇ દાવાના જવાબનો સબબ થતો નથી. એવું લખમીદાસ વિ. પરસોતમના કામમાં ઠરાવવામાં આવેલું છે. (ઈ. લા. રી. મું. વા. ૬ પાનું ૭૦૦)

કુમાર મલીક વિ. રાજેંદ્રલાલ (ઈં લા. રી. ક. વા. ૩ પાનું ૩૫૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે, સહકરારની રૂઇએ થતું બંધન ફક્ત એકલું અને તમામ છે; પણ તે વિશે થએલા દાવાના ફેંસલાથી તે બંધ થઇ જાય છે.

જ્યારે બંધન એકામતે એકાજુતે હોય તો, જ્યાં સુધી લેહેણદારનું લેહેણું વસુલ થઈ શકે, ત્યાંહાં સુધી તે દેણદારો ઉપર જુદો જુદો દાવો થઇ શકે છે. ધનપતસીંગ સામસીંગ વિ. સામસુંદર મીત્તર. (ઇ. લા. રી. ક. વા. ૫ પાનું ૨૯૧)

વચન લેનાર સબંધી દરેક સહવચન આપનાર વચનવાળી તમામ રકમ બાબત જવાબદાર છે, પણ જો વિરૂદ્ધ ઠરાવ, જેમકે દરેકે અમુક રકમ આપવી એવો ઠરાવ ના હોય તો, તે જવાબદારી તમામ સહવચન આપનારાઓ પોતાની વચમાં વેહેંચાવી શકે છે. આ આકટની કલમ ૧૪૭ મીમાં ઠરાવેલું છે કે જો સહજામીનો જુદી જુદી રકમો આપવાને બંધાયા હોય તો, તેઓની પોત પોતાની જવાબદારીની હદ સુધી તેઓ સરખે ભાગે રૂપૈયા આપવાને જવાબદાર છે. આ પ્રમાણે ભાગ લેવાનો જે હક્ક મળે છે, તે આ આકટની કલમ ૪૨ મીમાં ઠરાવ્યા પ્રમાણે મરનાર સહદેણદારના વારસ વિરૂદ્ધ પણ મળે છે.

ઘણા સખસો ઉપર એક હુકમનામું થયું હોય, તે સખસો પૈકી કોઇ પણ સખસ તે હુકમનામાનાં નાણાં પતાવી દે તો, તે પતાવી દેનાર સખસનો બીજા સખસો પાસેથી પૈસા મજરે લેવાનો હક્ક ઉત્પન થાય છે. આવા સખસે પોતાના સાથીના દેવાદારો ઉપર દાવો કરયો હોય તો, તેવો દાવો મદ્રાસની હાયકોર્ટના ઠરાવ પ્રમાણે સ્માલકાજ કોર્ટમાં થાય, પણ કલકતાની હાયકોર્ટના ઠરાવ પ્રમાણે સ્માલકાજ કોર્ટમાં થઈ શકે નહી. વળી કલકતામાં એવું પણ ઠરાવવામાં આવ્યું છે કે કોઇ એક જાગીરના ઘણાજ ભાગીયા

હોય, અને તે જાગીરની સઘળી મેહેસુલ તે ભાગીદાર પૈકી એકજ જણે આપી હોય તો, બીજા ભાગીદારો પાસેથી પોતાના સરખો ભાગ અપાવવાનો દાવો પેલો સખસ કરે તો, તે સ્માલકાજ કોર્ટમાં થઈ શકે નહી. એન. ક્રીશ્નાચકબરતી વિ. કુમાર ચકરબતી. (બ. લા. રી. ૭ ક. પાનું ૬૦૫)

## કલમ ૪૪ મી.

એકેમતે કરાર કરનાર એક સખસ છુટો થયો તો, તેનું શું પરિણામ થાય છે.

**૪૪. જ્યારે બે અથવા વધારે સખસોએ એકેમતે વચન આપ્યું હોય, ત્યારે સદરહુ સમસ્ત વચન આપનારાઓ પૈકી એકને વચન લેનારે મોકળો કરયો હોય તો, તે ઉપરથી બાકી રહેલો સમસ્ત વચન આપનાર કિંવા વચન આપનારાઓ જવાબદારીમાંથી છુટા થતા નથી; અને સદરહુ પ્રમાણે મોકળા કરેલા સમસ્ત વચન આપનારની બાકીના સમસ્ત વચન આપનાર અથવા સમસ્ત વચન આપનારા જોડે જે જવાબદારી હોય, તે જવાબદારીમાંથી સદરહુ પ્રમાણે મોકળો કરવાથી સદરહુ મોકળો થએલો સખસ છુટો થતો નથી.**

**ટીકા**—ઈંગ્રેજી "લા" પ્રમાણે એક દેણદારને દેવાની બાબતમાં ફારકતી આપવામાં આવે, એટલે તે બાબતના તમામ કરારની ફારકતી આપી થાય છે, અને તેથી બીજો સહદેણદાર પણ છુટો થાય છે. પરંતુ આ ઠરાવનો ઇકવીટી સાથે વિચાર કરતાં આ કલમમાં જે ઠરાવ કરવામાં આવ્યો છે, તે વ્યાજબી છે.

એક ભાગીદારીની પેહેડી ઉપર નુકશાન બાબતનો દાવો કરવામાં આવેલો, તેમાં વાદીઓએ તે દાવાનું ભાગીદારોમાંથી એક ભાગીદાર સાથે નીચે પ્રમાણેની પોહોચ લખી આપી સમાધાન કર્યું. "બાજી બી. એસ. અને કંપનીની પહેડીમાં अ ભાગીદાર હતો, તેથી ભાગીદાર તરીકે તથા તેની પાસે ખાસ જે જે લેહેણું હતું, તે તમામ પતાવી अ પાસેથી રૂ. ૯૫૦૦) લીધા છે. માટે અમે આ લખતથી તેના ઉપરથી તથા બીજાઓ ઉપરથી દાવો તરત ખેંચી લેવાને અમારે માથે રાખીએ છીએ." તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે ઈંગ્રેજી "લા" પ્રમાણે આ પોહોચથી બાકીના તમામ પ્રતીવાદીઓ છુટા થાય છે, તોપણ હિંદુસ્થાનના કરાર આક્ટની કલમ ૪૪ મી કરાર તોડવાથી જે જવાબદારીઓ ઉત્પન્ન થાય છે, તે જવાબદારીઓને તથા કરારનો અમલ કરવાને લાગુ થાય છે, માટે ઘણા સહકરાર કરનાર હોય તો તેમાંનો એક બીજા સહકરાર કરનારાઓને મુક્ત કરી શકતો નથી, પણ તે એકલો તેથી છુટો થાય છે. કીર્તીચંદ્ર મીત્તર વિ. સ્ટરૂથર્સ (ઇં. લા. રી. ક. વા. ૪ પાનું- ૩૩૬)

## કલમ ૪૫ મી.

એકેમતે ઉત્પન્ન થએલા હક્ક કેવી રીતે

૪૫. જ્યારે એકાદ **સખસ પાસેથી બે અથવા વધારે સખસોએ એકેમતે કાંઈ વચન લીધું હોય, ત્યારે તે કરાર**

ક્હોને પોંહોંચે છે. ઉપરથી બીજી રીતે ઇરાદો ન દેખાય તો, વચન મજકુર પુરૂં કરાવવાનો હક્ક સદરહુ હરેદો પક્ષકારોને સંબંધે સદરહુ સમસ્ત વચન લેનારા સખસો હયાત હોય, ત્યાં સુધી તેમનો છે, અને તેમાંથી કોઇ એક ગુજરી ગયા પછે હક્ક મજકુર મરનાર પ્રતિનિધિ તથા બાકી હયાત રહેલા કિંવા રહેલો સદરહુ સમસ્ત વચન લેનાર એમનો સમસ્ત છે. અને બાકીનો છેલો હયાત રહેલો સખસ ગુજરી ગયા પછી સદરહુ હક્ક તે સર્વેના પ્રતિનિધિઓનો સમસ્ત છે.

## દૃષ્ટાંત.

**अ ને ब તથા क એ પાંચ હજાર રૂપીયા કરજાઉ આપ્યા છે, તે બદલ ब તથા क એ બેઉને એકેમતે अ એવું વચન આપે છે કે તે પૈસા વ્યાજ સુધ્ધાં એક નીમેલે દિવસે તેમોને આપીશ. એટલામાં ब મરી જાય છે. વચન પુરૂં કરાવવાનો હક્ક ब નો પ્રતિનિધિ તથા क હયાત હોય ત્યાં સુધી क એઓનો સમસ્ત છે, અને क મર્ણ પામ્યા પછી, ब તથા क ના પ્રતિનિધિઓનો સમસ્ત છે.**

**ટીકા**—જ્યારે વચન લેનાર અગર લેહેણદાર એક કરતાં વધારે હોય, ત્યારે તે વચન પુરૂ કરાવવાને તમામ વચન લેનારા અગર લેહેણદારોએ માગવું જોઇએ. એક સહ લેહેણદાર તમામ લેહેણું અગર પોતાના ભાગનું લેહેણું લેવાને દાવો કરી શકતો નથી. રામસેબક વિ. રામલાલ કુડું (ઇ. લા.રી. ૬ ક. ૮૧૫). તેમાંનો એકાદો મરણ પામે તો, આ કાયદાની કલમ ૪૨ મીમાં જેવો ઠરાવ કરવામાં આવેલો છે, તેવોજ આ કલમમાં મરનાર લેહેણદારના હિતની બાબતમાં ઠરાવ કરવામાં આવ્યો છે. હયાત હોય તેનો હક્ક થાય તે નિયમ એકે બાબતમાં એટલે વધારે વચન આપનારા અગર લેનારા હોય તેમાં-ના એકેને લાગુ થતો નથી. જ્યારે પાંચ કરાર કરનારાઓએ એક બંદર બાંધવાને મજીયારો કરાર કરયો હોય, અને તે બાંધવામાં ઓછામાં ઓછાં પાંચ વર્ષ થાય તેવું થયું હોય, પણ પછી તરતજ તેમાંનો એક મરણ પામ્યો, તેમાં ઠરાવ્યું કે તે મરનારની મીલકતનો તે કરારમાંથી થતા નફામાંથી હિસ્સો લેવાનો હક્ક થાય છે, અને તે નફો અને સદરહુ ઉપજ કરારની કીમત કરાવતાં અથવા તે વેચતાં જે ઉપજે તે ઉપજ નથી. મ્યાક્લીન વિ. કેનાર્ડ (લા. રી. ૯ ચે. ૩૩૭ ). જ્યારે કરાર પુરો થાય ત્યારે જે ખરો નફો થાય તે નફો સમજવાનો છે, પરંતુ વચન લેનારામાંથી એકને નાણાં વસુલ આપવામાં આ-વેલાં હોય તો, તે બાબત કલમમાં કાંઇ પણ ઠરાવ નથી. ઈંગ્રેજી લા પ્રમાણે બે વચન લેનારામાંથી એક દેવાની ફારકતી આપે તો, બધાની બાબતમાં જવાબદારી રેહેતી નથી. (ભીશન એન્ડ વેલ્સબી. પાનું. ૨૬૪). વાલેશ વિ. કેલસાલના કામમાં ત્રણ વાદીઓએ મજીયારૂં લેહેણું લેવા દાવો કરેલો હતો, તેમાં પ્રતીવાદીએ તકરાર કરી હતી કે તેમાંના એકે ફારકતી આપી છે, તેમાં ઠરાવવામાં આવ્યું હતુ કે, જો તે એકને ફારકતી આપવાને બીજા બે તરફથી અખત્યાર નહિ હતો, તોપણ તે તકરાર સબળ છે, અને તેજ

નિયમ ફીક્ષાવર રામચંદ્ર વિ. માનાજી બીન શીવાજી (૧૧ મું. ૧૦૬) ના કામમાં લાગુ કરવામાં આવ્યો છે.

કાંધીયાલાલ વિ. ચંદ્ર (ઈ. લા. રી. અ. વા. ૭ પાનું ૩૧૩) ના કામમાં ફુલબેંચે ઠરાવ્યું છે કે (જસ્ટીસ મહમુદ વિરૂદ્ધ પડ્યા) પૈસા બાબતનું ખત લખાવી લેનાર મરણ પામે, ત્યારે તેનાં નાણાં વસુલ કરવાનો હક્ક તેના વારસોના પોત પોતાના હિસ્સા પ્રમાણે મળે છે, પરંતુ તે દરેક વારસ પોત પોતાના હિસ્સા બાબત જૂદો જૂદો દાવો કરી શકતા નથી.

## કલમ ૪૬ મી.

### કરાર પુરો કરવાનો વખત તથા ઠેકાણું.

વચન પુરૂં કરવાનો વખત નીમેલો ન હોય તથા અગાઉથી તે પુરૂં કરવાની વિનંતી પણ કરવાની ન હોય એવાં વચન ક્યારે પુરાં કરવાં.

**૪૬. વચન પૂરૂં કરવાની વિનંતી વચન લેનાર તરફથી થયા શિવાય વચન આપનારે વચન પૂરૂં કરવું જોઇએ એવો જ્યારે કોઈ કરાર હોય, અને વચન પૂરૂં કરવાને સારૂ કાંઈ વખત નીમ્યો ન હોય, ત્યારે વચન મજકુર યોગ્ય મુદતમાં પૂરૂં થવું જોઇએ.**

**ખુલાસો.—યોગ્ય મુદત એટલે શું, એ વાત દરેક કામની હકીકતની વાત છે, એમ સમજવું.**

**ટીકા**—આ કલમમાં જે ઠરાવ છે તેને આ આકટની કલમ ૯૩ મી તથા ૪૮ માં જે ઠરાવો છે, તે અપવાદ તરીકે છે, એમ સમજીએ તો ચાલે.

કલમ ૯૩ માં એવું ઠરાવવામાં આવ્યું છે કે "કાંઈ વિશેષ વચન આપવામાં આવ્યું ન હોય તો, માલ સ્વાધીન કરવો એવી ખરીદદાર વિનંતી કરે ત્યાંહાં સુધી માલ સ્વાધીન કરવાની ફરજ વેચનારને નથી." કલમ ૪૮ મીમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે "જ્યારે કોઇ વચન કોઈ અમુક દીવશે પુરૂં કરવાનું હોય અને વચન લેનારની તરફથી વિનંતી આવ્યા શિવાય તે પુરૂ કરવાનું વચન આપનારે પોતાને માથે રાખ્યું ના હોય, ત્યારે તે વચન પુરૂં કરવાની વિનંતી યોગ્ય ઠેકાણે તથા કામકાજ કરવાના સાધારણ વખતના દરમિયાનમાં કરવાની સદરહુ વચન લેનારની ફરજ છે."

વેચાણ વખતે જે હકીકત બની હોય તે હકીકતનો પુરાવો યોગ્ય મુદત, એટલે તે નક્કી કરવામાં કેટલો વખત અંગીકાર કરવા જોગ ઠરાવવામાં આવ્યો છે, એલીસ વિ. થામ્સ (૩ મીશન એન્ડ વેલ્સબી. પાનું ૪૪૫ )ના કામમાં વાંહાણ મોકલી સીસુ સ્વાધિન કરવાનું વેચાણ થયું હતું, તેમાં વેચાણ પેહેલાં સીસુ વાંહાણમાં ચડાવવાને તૈયાર છે કિંવા નહી, એમ પ્રતીવાદીએ પુછેલું, અને તેને જણાવવામાં આવેલું કે સીસું તૈયાર છે, એવું બતાવવાનો પુરાવ અંગીકાર કરવામાં આવ્યો હતો, અને એમ ઠરાવવામાં આવ્યું હતું કે વાંહાણમાં ચડાવવામાં ઘણી ઢીલ થવાના કારણથી સ્વાધીનમાં લેવાની ફરજમાંથી પ્રતીવાદી છુટો થાય છે. હેરીસ વિ. ફ્રીસમ્યાન (૨૩ લા. જરનલ. એકસ. ૨૧૦ ), તેવીજ રીતે કોઇ

કારખાનાવાળાએ કાંઇ માલ બનતી તાકીદથી સ્વાધીન કરવાનો કરાર કરયો હોય તો, તેનો અર્થ એવો થાય છે કે તે કામ આશપાશની કેફીયત ઉપર નજર રાખતાં "યોગ્ય મુદતની અંદર" તે માલ સ્વાધીન કરવાનો છે. આટવુડ વિ. ઇમેરી (૧ શી. બી. એન. એસ. ૧૧૦), અમુક કામ તરત કરવાનો કરાર કરવામાં આવ્યો હોય તો, તેનો અર્થ પણ તેવીજ રીતે કરવાનો છે. પીબસ વિ. મીટફર્ડ (૨ લેવીન્સ. રી. પાનું. ૭૭) તેમજ અમુક કોયલાની ખાણમાંથી કોયલા ભરવાનો કરાર કરવામાં આવેલો હતો, પરંતુ બેઉ પક્ષકારના જાણવામાં હતું કે તે કોયલાની ખાણમાંથી કોયલા કાહાડવાનું કામ ચાલતું નથી, પરંતુ ટુંકી મુદતમાં તે કામ ચાલશે, એવી તેઓ ઉમેદ રાખતા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ચડાવનારને કોયલા ચડવામાં ઢીલ થવાથી તે જવાબદાર નથી, અને તે કોયલાની ખાણનું કામ જારી થયા પછી યોગ્ય મુદતમાં તે ચડાવે તો, બસ છે, પરંતુ તેવી હરકત વિશે બેઉને સરખી માહેતી ના હોય તો, સાધારણ હકીકત પ્રમાણે મુદત ગણવી જોઇએ, કાંઇ હકીકત અકસ્માત બનેથી કાંઇ હરકત થાય તો, તેથી વચન આપનારને માફી મળતી નથી. આડમ વિ. રોયલ મેલ કંપની (૫ શી. બી. એન. એસ. ૪૯૨), પરંતુ પાછળથી તે વચન પુરૂં પાડવાને અશક્ય થાય તો, તે બાબત આ આકટની કલમ ૫૬ મીમાં ઠરાવ કરવામાં આવ્યો છે કે "જ્યારે એકાદ કૃત્ય કરવાનો કરાર કર્યા પછી તે કૃત્ય અશક્ય થાય અથવા વચન આપનારથી અટકાવી શકાય નહી, એવી કોઇ બીના બનવાથી ગેરકાયદે થાય, ત્યારે તે કરાર જે વખતે સદરહુ કૃત્ય અશક્ય અથવા ગેરકાયદે થાય, તે વખતે નીરર્થક થાય છે, એમ સમજવું."

## કલમ ૪૭ મી.

*વચન પુરૂં કરવાનો વખત નીમેલો હોય, પરંતુ પુરૂં કરવાની વિનંતી કરવાની ન હોય તો વચન ક્યારે તથા કયે ઠેકાણે પૂરૂં કરવું જોઈએ.*

**૪૭. જ્યારે કોઈ વચન કોઈ અમુક દિવસે પુરૂં કરવાનું હોય. અને વચન લેનાર તરફથી વિનંતી આવ્યા શિવાય તે પુરૂ કરવાનું વચન આપનારે પોતાને માથે રાખ્યું હોય, ત્યારે સદરહુ દિવસે કામકાજ કરવાનો જે સાધારણ વખત હોય, તે દરમીયાન કોઈ પણ સમયે તથા જે ઠેકાણે તે વચન પુરૂં કરવું જોઇએ તે ઠેકાણે વચન આપનાર વચન મજકુર પુરૂં કરી શકે છે**

### દૃષ્ટાંત.

**વ ની વખારમાં તારીખ પેહેલી જાન્યુએરીને દિવસે કાંઈ માલ સ્વાધીન કરીશ એવું વચન અ આપે છે. તે દિવસે વખાર બંધ થવાનો રોજનો વખત થઈ ગયા પછી અ એ સુદરહુ માલ વ ની વખાર પાસે આણ્યો; તે માલ લેવામાં આવ્યો નહી. અ એ પોતાનું વચન પુરૂં કર્યું એમ સમજવું નહી.**

**ટીકા**–મુકરર કરેલે દીવસે વચન લેનારની વિનંતી વિના વચન આપનારે વચન પુરૂં કરવાને માથે રાખેલું હોય, તે બાબત આ કલમ છે. માટે તે મુકરર કરેલે દીવશે હમેશાં કામ કરવાની વખત જે હોય, તે વખતની દરમિયાનમાં તે વચન તેણે પુરૂં

કરવું જોઇએ. 'કામન લા'નો નિયમ સદરહુ ઠરાવથી દુરસ્ત કરવામાં આવેલો જણાય છે, "કામન લા પ્રમાણે અમુક દીવસે પણ ગમે તે જગોએ વચન પુરૂં પાડવાનું હોય, ત્યારે તે દીવશે અર્ધી રાત પેહેલાં તે પુરૂ પાડી શકાય છે, પણ જો તે અમુક જગોએ પુરૂં પાડવાનું હોય તો, તે મુકરર કરેલે દીવસે સૂર્ય અસ્ત થતા પેહેલાં પુરૂં કરવું જોઈએ. સ્ટારટપ વિ. મેકડોનલ્ડ (૬ મેનીંગ એન્ડ ગ્રેનજર રી. ૫૯૩), પરંતુ આ કલમના ઠરાવથી તે વચન પુરૂ પાડવાની તૈયારી, ગમે તેમ હોય, તોપણ હમેશાં કામ કરવાનો જે વખત હોય તે વખતની દરમિયાનમાં પુરૂં પાડવુંજ જોઈએ, એમ આ કલમ તથા દ્રષ્ટાંત ના શબ્દો ઉપરથી સ્પષ્ટ છે.

કેઇ જગોએ વચન પુરૂં પાડવું જોઇએ, તે બાબતમાં આ આકટની કલમ ૪૯ અને ૯૪ માં નિયમ ઠરાવવામાં આવ્યો છે, માટે તે નિયમ જોવાથી ખુલાસો થશે.

## કલમ ૪૮ મી.

પૂરૂં કરવાની વિનંતી યોગ્ય વખતે તથા યોગ્ય ઠેકાણે થવી જોઇએ.

**૪૮. જ્યારે કોઇ વચન કોઇ અમુક દિવશે પુરૂં કરવાનું હોય, અને વચન લેનારની તરફથી વિનંતી આવ્યા શિવાય તે પુરૂં કરવાનું વચન આપનારે પોતાને માથે ન રાખ્યું હોય, ત્યારે તે વચન પુરૂં કરવાની વિનંતી યોગ્ય ઠેકાણે તથા કામકાજ કરવાના સાધારણ વખતના દરમીયાનમાં કરવાની સદરહુ વચન લેનારની ફરજ છે.**

**ખુલાસો.—'યોગ્ય વખત તથા ઠેકાણું એટલે શું' એ વાત દરેક કામની હકીકતની વાત છે, એમ સમજવું.**

**ટીકા**—જેમ વચન આપનારે વચન પુરૂં કરવાને તૈયારી બતાવવાની છે, તેમજ વચન લેનારે વચન પુરૂં કરવાને આ કલમના ઠરાવ પ્રમાણે વિનંતી કરવાની છે, માટે તે એવી રીતે કરવી જોઇએ કે સામા પક્ષકારને યોગ્ય રીતની સુગમતા મળે. પેચાય તેવા લેખના આકટના બાબ ૫ ના ઠરાવોનો મુકાબલો કરવો.

વચન પુરૂં કરવાની યોગ્ય જગા કેઇ છે, તે વિષે આ આકટની કલમ ૪૯ અને ૯૪ જુઓ.

દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૭ મામાં "દાવાનું કારણ" એવા શબ્દો વાપરેલા છે, તેનો અર્થ તમામ દાવાનું કારણ એમ થતો નથી, પરંતુ તેમાં દાવાના કારણના અગત્યના ભાગનો સમાસ થાય છે. કરાર તોડયા બાબતના દાવામાં કરાર કરવામાં આવે છે, તે દાવાના કારણનો અગત્યનો ભાગ છે. માટે ઠરાવવામાં આવ્યું કે કરાર સી **સી** જગોએ કરવામાં આવ્યો, અને તે અ જગોએ તોડવામાં આવ્યો છે. તેથી તે કરાર તોડવાના બદલામાં કંપનસેશન લેવા બાબતનો દાવો **સી** જગોની કોર્ટને સાંભળવાને હકુમત છે.

## કલમ ૪૯ મી.

વિનંતી કરવાની ન હોય અને ઠેકાણું નીમ્યું ન હોય ત્યારે

**૪૯ જ્યારે વચન લેનારા તરફથી વિનંતી આવ્યા શિવાય કોઈ વચન પુરૂં કરવાનું હોય, અને તે પુરૂં કરવાનું ઠેકાણું નીમ્યું ન હોય, ત્યારે વચન મજકુર પુરૂં કરવાને**

વચન પૂરૂં કરવાના ઠેકાણા વિષે.

**સારૂં યોગ્ય ઠેકાણું નીમવાની વિનંતી વચન લેનારને કરવી, તથા તેવે ઠેકાણે તે પુરૂં કરવું, એ વચન આપનારની ફરજ છે.**

## દૃષ્ટાંત.

**કોઈ નીમેલે દીવસે એક હજાર મણ જ્યુટ જાતનું શણ બ ને સ્વાધીન કરવાનું અ પોતાને માથે લે છે. તે લેવાને સારૂ યોગ્ય ઠેકાણું નીમવું એવી અ એ બ ને વિનંતી કરવી જોઇએ તથા તે ઠેકાણે તે તેને સ્વાધીન કરવું જોઇએ.**

**ટીકા**—આ કલમના શબ્દો ઘણાજ સ્પષ્ટ છે, એટલે કાંઇ પણ વધારે કેહેવાની જરૂર નથી. પરંતુ માલ વેચવાના કરારની બાબતમાં સુજ્ઞ કાયદા કરનારાઓએ આ આકટની કલમ ૯૪ મીમાં જે નિયમ કરેલો છે તે અહિયાં બતાવવામાં આવ્યો છે કે તે કમમ ૯૪ મી, આ કલમ ફકત એકલી વાંચવાથી લક્ષ બાહાર રેહે નહી. તે કલમ ૯૪ મીમાં એવું ઠરાવવામાં આવેલું છે કે, "સ્વાધીન કરવા બાબત કાંઇ વિશેશ વચન આપવામાં આવેલું ના હોય તો, વેચેલો માલ વેચતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે; અને જે માલ વેચવાનો કરાર થયો હોય, તે માલ કરાર મજકુર થતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે, અથવા તે વખતે તે માલ હોયજ નહી તો, જે ઠેકાણે તે પેદા કરવામાં આવે તે ઠેકાણે સ્વાધીન કરવો."

એક જીલ્લામાં પ્રોમીસરી નોટ લખી આપવામાં આવેલી, અને તેમાં એવો કરાર કરવામાં આવેલો કે નોટનાં નાણાં બીજા જીલ્લામાં વસુલ આપવામાં આવશે. આ નોટની રૂઇએ દાવો કરવામાં આવ્યો, તે બીજા જીલ્લાની કોર્ટને સાંભળવાને હકુમત છે. દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૭ મીના દ્રષ્ટાંતોથી તે કાયદાનો શો હેતુ છે, તે નીરસંસય રીતે સમજાતું નથી. લાલજી લાલ વિ. હરદે નારાયણ (ઇ. લા. રી. ક. વા. ૯. પાનું. ૧૦૫)

## કલમ ૫૦ મી.

વચન લેનારાએ નીમેલી અથવા પસંદ કરેલી રીતે કિંવા વખતે વચન પૂરૂં કરવું.

**૫૦ જે રીત તથા જે વખત વચન લેનારો નીમે અથવા મંજુર કરે, તેવી હરકોઈ રીતે તથા વખતે કોઇપણ વચન પુરૂં કરી શકાય છે.**

## દ્રષ્ટાંત.

**[અ). બ પાસે અ ના બે હજાર રૂપિયા લેહેણા છે. અ, બ ને વિનંતી કરે છે કે મારા શાહુકાર ક ને ત્યાં તે પૈસા મારે ખાતે ભરવા. કની પેહેડીમાં બ નું પણ ખાતું છે, અને તેથી કરીને બ પોતના નામ ઉપરના તેટલા રૂપિયા કાહાડીને અ ને નામે જમે કરવા એવો હુકમ આપે છે, અને ક તે પ્રમાણે કરે છે. ત્યાર પછી તથા પૈસા મજકુર પોતાને ખાતે જમે થયાની વાત અ એ જાણ્યા પેહેલાં, ક એ દેવાળું કાહાડ્યું, બ એ યોગ્ય રીતે પૈસા આપ્યા એમ સમજવું.**

(ब). अ તથા ब એઓને પરસ્પર રૂપિઆ દેવા છે. अ તથા ब એક રકમ બીજી રકમને પેટે મુજરે આપીને હિસાબ નક્કી કરે છે, અને તેમાં ब પાસે બાકી નીકળી તે ब, अ ને ભરી દેછે. હવે આ ઉપરથી એમ સમજવું કે,अ એ ब ને તથા ब એ अને રૂપિઆ આપવાના તે આપ્યાછે.

[क]. अ પાશેથી ब ને બે હજાર રૂપિયા લેવાના છે. એ કરજને પેટે अ નો કાંઈ માલ अ ના આપ્યા ઉપરથી ब લે છે. માલ સ્વાધીન કરયો તેથી કરીને કરજનો તેટલો ભાગ અદા થયો એમ સમજવું.

(ड). ब પાસેથી अ ને સો રૂપિયા લેવાના છે. તે બાબે સો રૂપિઆની નોટ ટપાલ મારફત પોતાને મોકલવી એવી अ, ब ને વિનંતી કરે છે. ब એ નોટ અંદર મુકીને अ ઉપર બરાબર સરનામા સાથે એક કાગળ લખ્યો. એ કાગળ ટપાલમાં નાખતાંજ કરજ અદા થયું એમ સમજવું.

ટીકા—આ કલમમાં જે ઠરાવ છે, તેના દ્રષ્ટાંતો એટલાં બધાં સફાઈ ભરેલાં છે કે, કાંઈ વધારે ખુલાસો કરવાની જરૂર રેહેતી નથી. દ્રષ્ટાંતોમાં જે દાખલા બતાવવામાં આવ્યા છે, તે શિવાયના પણ બીજા ઘણા દાખલાઓ જે આ કલમમાં સમાસ થાય તેમ બતાવી શકાય છે. જેમકે એક લેહેણદારના એજંટને લહેણાનાં નાણાં વસુલ આપવામાં આવે તો, તે લહેણદારને વસુલ આપ્યા બરોબર છે. પણ તે પ્રસંગે તે એજંટ તે નાણાં લેવાને લેહેણદાર તરફથી અખત્યાર પામેલો હોવો જોઈએ. માટે તે વખતે દેણદાર તે દેવું આપતી વખતે એવું જાણતો હોય કે તે એજંટને લેહેણદાર તરફથી તેનું લેહેણું વસુલ કરવાનો અખત્યાર નથી, તેમ છતાં તે દેવું તે એજંટને આપે તો, તેનો આ કલમમાં સમાસ થતો નથી. મેકનજી લીયાલ વિ. શીબચંદ્ર સીલ (૧૨ બં. લા. રી. પાનું. ૩૬૦). બીજું દેણદાર પ્રામીસરી નોટ કરી આપવાને અગર એકાદું બીલ કબુલ રાખવાને કબુલ કરે તો, તે પણ વસુલ આપ્યું થાય છે.

ઠરાવવામાં આવ્યું કે વાદીએ પોતાની તરફનો કરાર પુરો કરવાને એવી રીતે ના કહી નથી કે, જેથી આ આકટગી કલમ ૩૯ પ્રમાણે વાદીને તે કરાર રદ કરવાનો હક્ક થાય. ચીફ્જસ્ટીસ ગાર્થસાહેબે ઠરાવ્યું કે તે આકટની કલમ ૫૧ લાગુ નથી, કારણ કે જે માલ પ્રતીવાદી આપવાને ના કેહેતો હતો તેનાં નાણાં વાદી આપવાને ના ખુશી હતો, એમ જણાતું નથી, અને તે આપવાની મુદત કરારની એવી અગત્યની બાબત નથી કે, જેથી તે આકટની કલમ ૫૫ માં આ કામનો સમાસ થાય. જસ્ટીસ માર્કબીસાહેબે ઠરાવ્યું કે જ્યારે પ્રતીવાદી માલ આપવાને આવ્યો તે વખતે કરાર બરોબર અમલમાં લાવવાને તથા માલ આપવામાં આવે, એટલે નાણાં આપવાને પ્રતીવાદીએ આગ્રહ કરયો હોત તો, કલમ ૫૫ પ્રમાણે મુદત એ કરારમાં અગત્યની બાબત થાત. સુલતાનચંદ વિગેરે વિ. મીલર વિગેરે, (ઈં લા. રી. ૪ ક. પાનું. ૨૫૨)

## કલમ ૫૧ મી.

## પરસ્પરનાં વચનો પુરાં કરવા બાબત.

પરસ્પર વચન લેનારું પોતાનું વચન પૂરું કરવાને તૈયાર તથા રાજી ન હોય તો, વચન આપનારને પોતાનું વચન પૂરું કરવાની ફરજ નથી.

૫૧. જ્યારે એકાદો કરાર એકજ વખતે પુરા કરવાનાં પરસ્પર વચનોને રૂપે હોય, ત્યારે કોઈ વચન લેનાર પોતાનું પરસ્પર વચન પુરું કરવાને તૈયાર તથા રાજી ન હોય, તો વચન આપનારને પોતાનું વચન પુરૂં કરવાની જરૂર નથી.

### દૃષ્ટાંતો.

(અ). અ તથા બ એઓ, એવો કરીર કરે છે કે અ એ કાંઈ માલ બ ને સ્વાધીન કરવો, અને તે સ્વાધીન કરેથી બ એ તેની કિંમત આપવી.

માલ સ્વાધીન કરેથી બ તેની કિંમત આપવાને તૈયાર તથા રાજી ન હોય તો, અ એ માલ સ્વાધીન કરવાની જરૂર નથી.

કિંમત આપેથી અ માલ સ્વાધીન કરવાને તૈઆર તથા રાજી ન હોય તો, બ એ કિંમતના પૈસા આપવાની જરૂર નથી.

(બ). અ અને બ એવો કરાર કરે છે કે અ એ કાંઈ માલ બ ને સ્વાધીન કરવો, અને તેની કિંમત હફતેબંધીએ આપવી તથા પહેલો હફતો માલ સ્વાધીન કરતી વખતેજ આપવો.

માલ સ્વાધીન કરેથી પહેલો હફતો આપવાને બ તૈયાર તથા રાજી ન હોય તો, અ એ માલ સ્વાધીન કરવાની જરૂર નથી.

પહેલો હફતો આપેથી માલ સ્વાધીન કરવાને અ તૈયાર તથા રાજી ન હોય તો, બ એ પહેલો હફતો આપવો જરૂર નથી.

**ટીકા**—અરસ્પરસ વચનો આપવા બાબતના કરારો ત્રણ પ્રકારના છે. એક તો જેવો આ કલમમાં ઠરાવ છે તેવો; બીજો આ આકટની કલમ ૫૨ મીમાં બતાવવામાં આવેલો છે તેવો, અને ત્રીજો આ આકટની કલમ ૫૪ મીમાં બતાવવામાં આવેલો છે, તેવો છે. જેમ આ કલમમાં પરસ્પર વચનોનો અમલ એક વખતેજ કરવાનો છે, તેમ કલમ ૫૨ મીમાં અનુક્રમે પરસ્પર વચનો અમલમાં લાવવાનો કરાર હોય તે વિશે ઠરાવ છે, અને કલમ ૫૪ મીમાં પરસ્પર વચનો હોય, પણ તે એવાં હોય કે તેમાંનું એક વચન પુરું થાય ત્યાં હાં સુધી બીજું વચન પુરૂં થઈ શકતું ના હોય, અથવા તે પુરૂં કરવાનો દાવો કરી શકાતો ના હોય, તે વિશે છે.

જોન્સ વિ. બાર્કલી ( ડાંગ્લાસ. રી. પાનું. ૬૮૪ ) ના કામમાં લાર્ડ માન્સફીલ્ડસાહેબે કહેલું છે કે, આવા ત્રણ જાતના કરારો છે (૧) પેહેલો કે જે કરાર પરસ્પર પણ સ્વતંત્ર હોય છે, માટે એમાંથી ગમે તે પક્ષકાર સામા પક્ષકાર પાસેથી પોતાના લાભમાં કરાર તુટયાથી પોતાને જે હાની થઈ હોય, તે હાનીને માટે નુકશાનીનો દાવો કરી શકે, અને જેમાં વાદીની

તરફના કરાર તુટયા છે એવી પ્રતીવાદીની તકરાર ચાલે નહી. (૨) બીજો એવો છે, જે કરાર શરત તરીકે એક બીજા ઉપર આધાર રાખે છે, અને તેમાં એક પક્ષકારની શરત પુરી કરવાનો આધાર બીજા પક્ષકારની શરત પ્રથમ પુરી કરવામાં આવે તે ઉપર રહેલો છે. માટે તે પ્રથમ શરત પુરી થાય ત્યાંહાં સુધી બીજો પક્ષકાર પોતાની શરતના દાવાને પાત્ર થતો નથી. (૩) ત્રીજો એવો કરાર હોય છે કે જેમાં એકજ વખતે પરસ્પર શરતો પુરી કરવાનો ઠરાવ હોય છે, અને આ શરતોમાં જો એક પક્ષકાર પોતાની શરત પુરી કરવાને તૈયાર હોય અને પોતાની મરજી બતાવે અને બીજો પક્ષકાર પોતાની શરત પુરી કરવાને કસુર કરે અગર ના પાડે તો, જેણે તૈયારી બતાવી પોતાની તરફની શરત પુરી કરવાને મરજી બતાવી હોય, તે પક્ષકારે પોતાની તરફની શરત પુરી કરી થાય છે, અને તે પક્ષકાર બીજા પક્ષકારની કસુરના કારણથી દાવો કરવાને હક્કદાર થાય છે, પછી તે બેમાંથી ગમે તે પક્ષકાર અમુક કામ કરવાને બંધાયેલો હોય, તેની ચીંતા નહી. આ ત્રીજા પ્રકારના કરાર બાબત આ કલમમાં ઠરાવ કરવામાં આવ્યો છે. માટે વેચાણના જે કરારમાં કીમત ઉધારે રાખવાનો ઠરાવ ના હોય, અને વેચાણવાળી મીલકત ખરીદ કરનારને સ્વાધીન કરવાને મુદત ઠરાવવામાં આવી ના હોય તો, તેનો આ કલમમાં સમાસ થાય છે, એવું આ કલમના **अ** દૃષ્ટાંતમાં બતાવેલા દાખલા ઉપરથી સાફ જણાઇ આવે છે.

જે વેચાણના કરારોમાં વાયદો રાખ્યો ન હોય, અને પૈસા આપવાને કે સ્વાધીન કરવાને માટે મુદત ઠરાવી ન હોય, તે કરારો આ પ્રકારના છે. વેચાણનું તથા તેની કીમત આપવાનું, એ બે ક્રતો એકજ વખતે થવાનો ઇરાદો રાખવામાં આવે છે. એટલા માટે કે જયાં કેટલીક ખાણોની વેચાણની કીમતના દાવામાં એમ દલીલ કરવામાં આવી હતી કે "કબુલાયત મુજબ પ્રતીવાદીને એ ખાણો વેચાણ કરી આપવાની વાદીએ કદી તૈયારી કિંવા ઇચ્છા જણાવી ન્હોતી". એ દલીલ કાયદેસર ઠરાવવામાં આવી હતી. માસડન વી. મુર, (હરલસ્ટન એન્ડ નોરમન વા. ૪ પાનું ૫૦૦), અને એકજ વખત પુરા કરવાના કેટલાક પરસ્પર વચનો હોય, ત્યાં દરેક પક્ષકારે દરેક વખતે પોતાનું વચન પુરૂં કરવાને તૈયાર રેહેવું જોઇએ તથા ઇચ્છા જણાવવી જોઈએ, અને કોઈ પણ પક્ષકાર તે પ્રમાણે કરવાની ના પાડે તો, સામા પક્ષકારને તેની ત્રફનું વચન પુરૂં કરવાને હક્ક છે. જેમકે વુર્ડધરસ વી. રેનોલ્ડસ [બાર્નવેલ એન્ડ આડોલફસ વા. ૨. પાનું. ૮૮૨)ના કામમાં એક પખવાડીયામાં પરાળના ત્રણ પોટલા આપવાનો પ્રતીવાદીએ વાદીની સાથે કરાર કરયો હતો, અને વાદીએ "દરેક પોટલો સ્વાધીન થએ" અમુક રકમ આપવા કબુલ કર્યું હતું. આનો અર્થ એવો ઠરાવવામાં આવ્યો હતો કે, દરેક પોટલો સ્વાધીન કરેથી તેની કીમત આપવાની હતી, અને જો કોઇ પણ વખત કીમત આપવાની ના પાડવામાં આવેતો સ્વાધીન નહી કરવાનો તેને હક્ક હતો, એવી રીતે વળી જ્યાં કેટલીક જમીન તે નીચેની કોલસાની ખાણો સાથે **अ** એ **ब** ને વેચાતી આપવી તથા **ब** તેને જોઇએ તેટલા કોલસા (**अ**) પાસેથી વેચાતા લેવા, એવો ઠરાવ થયો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે, એ જમીન વેચાતી રાખવાને તેની તઇયારી તથા ઈચ્છા ખાત્રી પુર્વક જણાવ્યા વગર કોલસા વેચાતા લેવાને સારૂ **ब** ઉપર **अ** દાવો કરી શકતો નથી, બેન્કાર્ટ વિ. બાવર્સ (લા રીપોર્ટ કોમન પ્લીઝ વા. ૧ પાનું ૪૮૪)

ઠરાવવામાં આવ્યું કે વાદીએ પોતાની તરફનો કરાર પુરો કરવાને એવી રીતે ના કહી નથી કે, જેથી તે આકટની કલમ ૩૯ મી પ્રમાણે વાદીને તે કરાર રદ કરવાનો હક થાય. ચીફજસ્ટીસ ગાર્થસાહેબે ઠરાવ્યું કે તે આકટની કલમ ૫૧ લાગુ નથી, કારણ કે જે માલ પ્રતીવાદી આપવાને ના કેહેતો હતો તેનાં નાણું વાદી આપવાને ના ખુશી હતો, એમ જણાતું નથી. અને તે આપવાની મુદત કરારની એવી અગત્યની બાબત નથી કે જેથી તે આકટની કલમ ૫૫ માં આ કામનો સમાસ થાય. જસ્ટીસ માર્કબીસાહેબે ઠરાવ્યું કે પ્રતીવાદી માલ આપવાને આવ્યો તે વખતે કરાર બરોબર અમલમાં લાવવાને તથા માલ આપવામાં આવે, એટલે નાણાં આપવાને પ્રતીવાદીએ આગ્રહ કર્યો હોત તો કલમ ૫૫ પ્રમાણે મુદત, એ તે કરારમાં અગત્યની બાબત થાત. સુલતાનચંદ વિગરે વિ. મીલર વિગેરે (ઇ. લા. રી. ક. વા. ૪ પાનું ૨૫૨)

શેર આપવાને 'તઇયારી અને ખુશી' શાથી બતલાવાય છે, તે વિશે ઇમપીરીઅલ બેંકીંગ અને ટ્રેડીંગ કંપની વિ. આત્મારામ માવધજી (મુ. હા. રી. વા. ૨ પાનું. ૨૬૦) તથા ઈમપીરીઅલ બેકીંગ અને ટ્રેડીંગ કંપની વિ. પ્રાણજીવણદાસ હરજીવનદાસ (મું. હા. રી. વા. ૨ પાનું. ૨૭૨) ના કામના ઠરાવો જોવાથી ખુલાસો થશે.

## કલમ ૫૨ મી.

પરસ્પર વચનો પૂરાં કરવાનો અનુક્રમ.

**૫૨. પરસ્પર વચનો કયે અનુક્રમે પૂરાં કરવાનાં છે, એ વાત જ્યારે કરારમાં સ્પષ્ટ રીતે ઠરાવી હોય, ત્યારે તે વચનો તે અનુક્રમ પ્રમાણે પૂરાં કરવાં જોઇએ; અને જો કરારમાં અનુક્રમ સ્પષ્ટ રીતે ઠરાવ્યો ન હોય તો, તે કાર્યના સ્વરૂપ ઉપરથી જે અનુક્રમ યોગ્ય હોય તે અનુક્રમે તે વચનો પૂરાં કરવાં જોઇએ.**

## દૃષ્ટાંતો.

**(अ). अ અને ब કરાર કરે છે કે કાંઇ એક ઠરાવેલી કિંમતે अ એ ब ને સારૂ ઘર બાંધવું. अ એ ઘર બાંધવાનું આપેલું વચન ब એ કિંમત આપવાના વચનના પેહેલાં પૂરૂ કરવું જોઇએ.**

**(ब). अ અને ब એવો કરાર કરે છે કે अ એ પોતાના વેહેપારનો તમામ સામાન કાંઈ એક ઠરાવેલી કિંમતે ब ને હવાલે કરવો. અને ब કિંમતના પૈસા બાબત જામીન આપવાનું વચન આપે છે. જામીન આપવામાં આવે ત્યાં સુધી अ ને પોતાનું વચન પુરૂ કરવાની જરૂર નથી, કારણ કે એ કાર્યનું સ્વરૂપ એવું છે કે अ પોતાના વ્યાપારનો માલ સ્વાધીન કરે તે પેહેલાં તેને ब એ જામીન આપવો જોઇએ.**

**ટીકા**—આ કલમમાં પરસ્પર વચનો જ્યારે ઉત્તરોત્તર અમલમાં લાવવાનો ઠરાવ કરવામાં આવ્યો હોય, અગર તેવો ઠરાવ કરવામાં આવ્યો હોય, તે વચનોમાં સ્વભાવિક રીતે જે અમલમાં પ્રથમ આવવું જોઇએ તેનો અમલ પ્રથમ થવો જોઈએ. સ્વભાવિક રીતે ક્યા વચનનો પ્રથમ અમલ થાય તેના દાખલા આ કલમ નીચે દ્રષ્ટાંતો अ અને ब બતાવેલાં છે, તેમાં બતાવવામાં આવેલાછે.

માટે જે વચન પેહેલું અમલમાં લાવવાનું હોય તે અમલમાં લાવ્યા વિના રેહે તો, બીજું વચન જે બીજા પક્ષકાર તરફથી અમલમાં લાવવાનું હોય, તેનો અમલ નહી કરવાનો તે બીજા પક્ષકારનો હક્ક થાય છે. કનીંગહામ સાહેબની કરાર ઉપરની ટીકાનું પાનું ૧૮૪-૧૮૫.

## કલમ ૫૩ મી.

જે બિના બનવા ઉપર કરારનો અમલ થવાનો હોય તે બિના બનતી કોઇ પક્ષકાર અટકાવે તો, તે પક્ષકારની જવાદારી બાબત.

**૫૩. જ્યારે કોઈ કરારમાં પરસ્પર વચનો હોય, તથા કરાર મજકુરનો એક પક્ષકાર બીજા પક્ષકારને પોતાનું વચન પુરૂં કરવામાં અટકાવ કરે, ત્યારે જે પક્ષકારને સદરહુ મુજબ અટકાવ થયો તે પક્ષકારની ઇચ્છા ઉપરથી તે કરાર નિરર્થક થવા યોગ્ય છે. અને કરાર મજકુર પુરો ન થયાને લીધે તેને જે નુકશાન થાય તે નુકશાનનો બદલો સદરહુ અટકાવ કરનાર પક્ષકાર પાસેથી ભરી લેવાનો તેનો હક્ક છે.**

## દૃષ્ટાંત.

**अ અને ब કરાર કરે છે કે ब એ अ ને માટે અમુક એક કામ એક હજાર રૂપિયા લઇને કરવું, તે પ્રમાણે કામ કરવાને ब તૈયાર તથા રાજી છે, પણ अ તેને તે કરવામાં અટકાવ કરે છે. એ કરાર ब ની મરજીમાં આવે તો નિરર્થક થવા યોગ્ય છે, અને જો તે કરાર મજકુરને બંધ પાડવાનું પસંદ કરે તો, તે પુરો ન થયાને લીધે તેને જે કાંઈ ટોટો આવ્યો હોય, તેનો બદલો अ પાસેથી ભરી લેવાનો તેનો હક્ક છે.**

**ટીકા**—આ કલમના છેવટના ભાગમાં જેવો ઠરાવ છે, તે મતલબનો મોઘમ ઠરાવ આ આકટની કલમ ૭૫ મીમાં કરવામાં આવ્યો છે. તેમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે "કોઈ એક સખસ એકાદ કરાર બ્યાજબી રીતે રદ કરે તો, તે કરાર પુરો નહી કરવાને લીધે તેને જે નુકશાન થયું હોય, તેનો બદલો ભરી લેવાનો તેનો હક્ક છે".

સન ૧૮૮૧ ના આકટ ૨૬ માની કલમ ૭૬ મી પ્રમાણે એકાદું બીલ અગર હુંડી જેને કબુલ કરવાનું હોય અગર જેના ઉપર લખવામાં આવેલું હોય તેને તે બીલનો દેખાડ કરતાં તે ઇરાદા પુર્વક અટકાવ કરવાથી તેનો દેખાડ કરવામાં આવ્યો ના હોય તો, તે દરગુજર (માફ) કરવામાં આવે છે.

## કલમ ૫૪ મી.

પરસ્પર વચનોના કરારમાં જે વચન પ્રથમ પૂરૂં થવું જોઈએ તે પૂરૂ ન થયાનું પરિણામ.

**૫૪. જ્યારે એકાદ કરાર પરસ્પર વચનોનો હોય અને તે વચનો એવાં હોય કે તેમાંનું એક વચન પુરૂં થાય ત્યાં સુધી બીજું વચન પુરૂં થઈ શકતું નથી, અથવા તે પુરૂં કરાવવાનો દાવો કરી શકાતો નથી, તથા સદરહુ એક વચન જે સખસે આપ્યું હોય તે સખસ તે પુરૂં કરવામાં કસુર કરે, ત્યારે સદરહુ એક વચન આપનાર સખસ**

સદરહુ બીજું પરસ્પર વચન પુરૂં કરાવવાનો દાવો કરી શકતો નથી, અને કરાર મજકુર પુરો ન થયાથી તે કરારના બીજા પક્ષકારને જે કાંઈ નુકશાન થાય તે નુકશાનનો બદલો તેણે સદરહુ બીજા પક્ષકારને ભરી આપવો જોઇએ.

## દ્રષ્ટાંતો.

(अ). अ એ કાંઈ માલ કલકત્તેથી મોરીસસ ટાપુએ ભરીને મોકલવા સારૂ ब નું વાંહાણ ભાડે કર્યું છે. વાંહાણ ઉપર ભરવાનો માલ अ એ આપવાનો છે, અને માલ મજકુર લઈ જવા બાબત ब ને કાંઈ નુર મળવાનું છે. अ વાંહાણ ઉપર ભરવાને કાંઈ માલ આપતો નથી. ब નું વચન પુરૂં કરાવવાનો દાવો अ કરી શકતો નથી, અને કરાર પુરો ન થયાથી ब ને નુકશાન થાય છે, તેનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.

(ब). કોઈ નીમેલી કિંમતે ઘર વગેરે બાંધવાનો વેહેપાર કરનારનું કાંઈ કામ કરી આપવાનો अ, ब જોડે કરાર કરે છે, અને તે કામને સારૂ જે પાલક તથા લક્કડની જરૂર પડે તે પુરૂં પાડવાનું ब કબુલ કરે છે. પાલક કિંવા લક્કડ પુરૂં પાડવાની ब ના કેહે છે, અને તેથી કરીને કામ થઇ શકતું નથી. अ એ તે કામ કરવાની જરૂર નથી, અને કરાર પુરો ન થયાથી अ ને કાંઇ નુકશાન થાય, તેનો બદલો ब એ अ ને ભરી આપવો જોઇએ.

(क). એક વાંહાણ એક મહિના પછી આવાવાનું છે, તેમાં કાંઇ અમુક એક વેહેપારની જીનશ ब ને સ્વાધીન કરવાનો अ કરાર કરે છે, અને ब કરારની તારીખથી એક અઠવાડયાની અંદર સદરહુ માલની કિમત આપવાની બોલી કરેછે. ब એ અઠવાડયાની અંદર પૈસા આપ્યા નહી. अ એ માલ સ્વાધીન કરવાનું વચન પુરૂ કરવાની જરૂર નથી, તથા ब એ નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.

(ड). अ, ब ને એવું વચન આપે છે કે કાંઈ માલની સો ગાંસડી ब ને વેચાતી આપવી અને તે બીજે દીવશે તેને સ્વાધીન કરવી; ब તેની કિંમત એક મહીનામાં આપવાનું વચન આપે છે. अ પોતાના વચન પ્રમાણે માલ સ્વાધીન કરતો નથી. ब એ પોતાનું વચન પુરૂ કરવાની જરૂર નથી, અને अ એ નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.

**ટીકા**—આ કલમમાં બીજી બે બાબતો એવી છે કે, જેમાં એક બાજુ તરફથી વચનનો અમલ કરવામાં કસુર કરવામાં આવે, એટલે બીજી બાજુને તે કરાર રદ કરવાને હક્ક મળે છે. જો કે આ કલમમાં ઉપરની છેહ્લી કલમની માફક કરાર રદ કરવાના હક્ક બાબત સ્પષ્ટ શબ્દો નથી, તોપણ ઇરાદો તેવો છે તે દેખીતું છે. કનીંગહામસાહેબની કરાર ઉપરની ટીકાનું પાનું ૧૮૬-૧૮૭

## કલમ ૫૫ મી.

જે કરારમાં વખત એ અવસ્યની વાત હોય, તે કરારમાં ઠરાવેલી મુદતના અંદર કરાર પૂરો ન કર્યો તો તેનું શું પરિણામ થાય છે.

૫૫. જ્યારે કરારનો કોઈ પક્ષકાર નીમેલે અમુક એક વખતે અથવા તે પેહેલાં અમુક એક વસ્તુ કરવાનું, અથવા નીમેલે અમુક એક કરતાં વધારે વખતે અગર તે પેહેલાં અમુક એક કર્તાં વધારે વસ્તુઓ કરવાનું વચન આપે, અને નીમેલે વખતે અથવા તે પેહેલાં એવી કોઈ વાત તે ન કરે, ત્યારે તે કરાર અથવા તેનો જેટલો ભાગ પુરો થયો ન હોય, તેટલો ભાગ વચન લેનારની ઇચ્છા ઉપરથી નિરર્થક થવા યોગ્ય થાય છે, પણ તે એવે પ્રસંગે કે જે પ્રસંગે પક્ષકારોનો ઈરાદો એવો હોય કે વખત એ કરાર મજકુરની અવસ્ય શરત હોવી જોઇએ.

વખત એ અવસ્યની વાત ન હોય તો, નીમેલે વખતે કરાર પૂરો ન થવાનું પરિણામ.

વખત એ કોઈ કરારની અવસ્ય શરત હોવી જોઇએ એવો ઈરાદો તે કરારના પક્ષકારોનો ન હોય તો, નીમેલે વખતે અથવા તે પેહેલાં એવી વાત ન કર્યાથી કરાર નિરર્થક થવા યોગ્ય થતો નથી; પરંતુ તેવી વાત ન થયાથી વચન લેનારને જે કાંઈ નુકશાન થયું હોય, તેનો બદલો વચન આપનાર પાસેથી ભરી લેવાનો તેનો હક્ક છે.

નીમેલા વખત શિવાય બીજે વખતે વચન પૂરૂ કરવાની વાત કબુલ રાખવામાં આવે તો, તેનું પરિણામ.

નીમેલે વખતે વચન આપનારે પોતાનું વચન પુરૂ ન કર્યાથી જે કરાર નિરર્થક થવા યોગ્ય થતો હોય, તેવા કરારના કામમાં નીમેલા વખત શિવાય બીજે વખતે તે વચન પુરૂં કરવાની વાત વચન લેનાર કબુલ રાખે, તો પછી નીમેલે વખતે વચન મજકુર પુરૂં ન થવાને લીધે જે કાંઈ નુકશાન થાય તેનો બદલો ભરી લેવાનો વચન લેનાર દાવો કરી શકતો નથી; પરંતુ વચન મજકુર પુરૂં કરવાની વાત સદરહુ મુજબ કબુલ રાખતી વખતે વચન લેનારે નુકશાનનો બદલો ભરી લેવાનો દાવો રાખવાનો પોતાનો વિચાર છે, એવી ખબર વચન આપનારને જો આપી હોય તો, સદરહુ નુકશાનનો બદલો ભરી લેવાનો તેનો દાવો રેહે છે.

**ટીકા**—ઉપરની કલમોમાં જે નિયમ ઠરાવવામાં આવેલા છે તેનો પરીણામ એવો થાય છે કે, એક પક્ષકાર તરફથી કરાર તોડવામાં આવે, એટલે બીજો પક્ષકાર તે કરારથી દુર થવાને હક્કદાર થાય છે, તેવો સખત નિયમ દુરસ્ત કરવાનો આ કલમનો હેતુ છે. આવા કામોમાં ઈંગ્રેજી ઇકવીટી કોર્ટોમાં જે દાદ અપાવવામાં આવે છે, તેવીજ દાદ આ કલમથી આપવાનો ઠરાવ કરવામાં આવેલો છે. કારણ કે તેમાં પક્ષકારોના ઇરાદા ઉપર લક્ષ આપવાની જરૂરી બતાવવામાં આવી છે, અને પછી કરાર તોડયા બાબત શી રીતે વ્યવસ્થા કરવી તે વિષે ઠરાવ કરવામાં આવેલો છે. જેવી સાધારણ રીતે વેહેપાર સંબંધીના કરારમાં તે-

નો અમલ કરવાની મુદત તે ખાસ બાબત ગણુવામાં આવે છે, તેવી રીતે આ કલમમાં ઠરાવવામાં આવ્યું છે કે, જો મુદત તે ખાસ બાબત છે, એવો ઇરાદો હોય તો, કરાર રદ થઇ શકે છે. સુલતાનચંદ વિ. સાઈલર (ઇ. લા. રી. ક. વા. ૪ પાનું ૨૫૩). વચનનો અમલ કરવામાં ના આવે તો, તમામ કરાર નહી જેવો થાય, અને તે કરારનો વાસ્તવિક રીતે અમલ થઈ શકે નહી, અને નુકશાની અપાવવાથી યોગ્ય રીતે બદલો મળતો ના હોય તો, જેને તે કરાર તોડવાથી હરકત થઈ હોય તે પક્ષકાર પોતાની મરજીમાં આવે તો, તમામ કરાર રદ કરાવવાને હક્કદાર છે. આ ઠરાવ અગત્યનો છે, તે ખુલ્લું છે. ઠરાવેલી તારીખોએ વેહેપારીઓને પોતે કરેલા વ્યવહારનો અમલ કરવાનો છે, તે ઉપર તેઓ પોતાની ગણત્રીનો આધાર રાખે છે. અમુક વાંહાણુમાં માલ ઇંગ્લાંડ લેઇ જવાને હુકમ આપવામાં આવે છે, અગર અમુક હુકમનો અમલ કરવાનો હોય છે, અગર અમુક માગણી પુરી પાડવાની હોય છે. તેમાં કાંઈ પણ દેર થાય તો, તમામ ધારેલી રીતી પાર પડતી નથી. માટે જે પક્ષકારને તેથી હરકત થાય તેનો તે કરાર દુર કરવાનો હક્ક છે. પરંતુ એટલું અવલોકન કરવાનું છે કે તમામ કરાર રદ કરવા લાયક થતો નથી, પણ જેટલો બજાવ્યા વિના અમુક ઠરાવેલી તારીખે બાકી રહેલો હોય, તેટલોજ રદ કરવા લાયક થાય છે.

મુદત તે ખાસ બાબત હોય તો, જેમાં દુર ના થઇ શકે તેવી આફતથી પણ કરારના એક પક્ષકારને ઠરાવેલી મુદતની અંદર પોતાની તરફનો કરાર પુરો કરવાને અટકાવ થયો હોય, તેનો પણ આ કલમમાં સમાસ થાય છે, એમ વિચારમાં આવે છે. પરીણામે તે કરાર બીજા પક્ષકારની મરજીમાં આવે તો તે રદ કરવા લાયક થાય છે. પણ આ નીચેની કલમ પ્રમાણે જેમ તમામ કરાર રદ થાય છે, તેમ તે તમામ રદ થતો નથી. ઇંગ્રેજી આધારો પ્રમાણે જ્યારે ઠરાવેલી મુદતની અંદર વચનનો અમલ કરવામાં કસુર કરવાથી તેનો અસર અવેજના મુળ સુધી થતો હોય, અને નુકશાની અપાવવાથી બદલો અપાવ્યો થઇ શકતો ના હોય તોજ, તે કરાર દુર થઇ શકે છે, એક "ચાર્ટરપાર્ટી"થી એક એવો કરાર કરવામાં આવ્યો છે કે, અમુક વાંહાણે અમુક બંદરમાં જઇ ત્યાં ચાર્ટરપાર્ટી કરી આપનાર તરફથી માલ ભરવો. તે વાંહાણને મુસાફરીમાં ખરાબો આવ્યો. તેમાં "જયુરી"એ ઠરાવ્યું કે તે વાંહાણ પાછું માલ ભરી શકે તેવું દુરસ્ત થવાને વાર એટલી બધી લાંબી લાગવાની કે જેથી કરાર કરેલો માલ ચડાવવાને, તે માલ પૂરો પાડવો એવું ચાર્ટરપાર્ટી કરી આપનારને માટે ઠરાવવું તે ગેરવ્યાજબી થાય, અને તે વાર એટલી બધી થયેલી છે કે વ્યાપારના હેતુ પ્રમાણે વ્યાપાર બાબતનો વ્યવહાર રેહેતો નથી. માટે તે માલ ચડાવનારાઓને માલ ચડાવવાની જવાબદારી હતી તેમાંથી તેઓ મુક્ત થયા છે. જાકસન વિ. યુનીયન મ્યારીન ઈન્સ્યુરન્સ કંપની, (લા. રી. ૮ કામન પ્લીઝ પાનું ૫૭૨), તેજ નિયમના આધાર ઉપરથી એક વાદીઅણુ ગુણકા હતી, ને પ્રતીવાદી એક નાટકનો માલેક હતો, તેઓની વચમાંનો કરાર રદ કરવા લાયક છે, એમ ઠરાવવામાં આવ્યું, કારણ કે વાદી મંદગીના સબબથી ઠરાવેલી વખતે પોતાનો ભાગ લેઇ શકી નહી હતી. તેણી તે કામ કરવામાં ચુકી તેથી તે નુકશાનીની જવાબદારી થતી નથી, તોપણ તે કરારનો અસર એટલો બધો ઉંડો થાય છે કે જેથી તેનો અવેજ રેહેતો નથી. માટે પ્રતીવાદીએ

તમામ જવાબદારીમાંથી મુકત છે એમ ઠરાવવામાં આવ્યું. પૌસડે વિ. સ્પાયર્સ. (કવીન્સ બેંચ. ડી. ૪૧૦). બીજી બાજુ તરફ કરાર અમલમાં લાવવાની તારીખ ફકત પેટાની બાબત હોય છે. માટે તેવા કરારની બાબતમાં જે એવો ઠરાવ છે કે જો અમુક બતાવેલી મુદતે કરારનો એક પક્ષકાર પોતાની તરફનો કરાર અમલમાં લાવવાને કસુર કરે તો, તે કસુર કરવાથી કરાર રદ કરવાનું કારણ બનતું નથી, પરંતુ બીજા પક્ષકારને જે નુકશાન થયું લાગતું હોય તેટલા નુકશાનનો બદલો લેવાનું તે કારણ થાય છે. આવા કામોમાં વચન લેનાર ઠરાવેલી મુદતે નહી, પણ તે શિવાયની મુદતે તે વચન પુરૂં કરવામાં આવે તે કબુલ કરે તો, તેણે નુકશાન બાબતનો તમામ દાવો છોડી દીધો છે, એમ સમજવામાં આવશે, પણ જો તે કબુલ કરતી વખતે તે નુકશાનીનો દાવો કરવાનો વચન લેનરાનો ઇરાદો છે, એવી નોટીસ આપવામાં આવી હશે તો, તે નુકશાનીનો દાવો કરવાનો હક્ક જતો નથી. જ્યારે મુદત બાબતનો ઠરાવ અરસ્પરસ કબુલતથી છોડી દેવામાં આવ્યો હોય, ત્યારે કરારનો અમલ યોગ્ય મુદતમાં થવો જોઇએ, એમ જણાય છે. ટાયર્સ વિ. રોસડેલ અને કંપની (લા. રી. ૧૦ એકસચેકર પાનું ૧૯૫)

કેટલાક એવા કરારો હોય છે કે જેમાં મુદત તે કાંઇ કરારમાં ખરી અગત્યની બાબત નથી. તેજ પ્રમાણે કેટકાક એવા પણ કરારો હોય છે કે જેમ ગુણ, જથો અગર અમલમાં લાવવાની રીતી, તે પણ ખરી અગત્યની નથી હતી. આવા કામોમાં ખરા ઇલાજ આ કલમમાં જે બતાવેલો છે તે છે.

સીમસન વિ. ગોરાચંદ્ર ડોસ (ઇ. લા. રી. ક. વા.૯ પાનું. ૪૭૩ ) ના કામમાં વાદીએ તથા પ્રતીવાદીના વચમાં મદ્રાસ ફીનારાના એરંડાના ૭૫૦૦ ) કોથળા પ્રતીવાદીને આપવાનો કરાર કરવામાં આવેલો હતો. આ કોથળા આગબોટોમાં ચડાવવાના હતા. પછી તેમાં કહેલું હતું કે ૨૫૦૦ ) કોથળા ડીસંબર માસમાં ચડાવવા. તા. ૧૨ ડીસંબરના રોજ ૧૬૯૦) કોથળા શાહજાહાન આગબોટમાં આવ્યા, તેની પ્રતીવાદીને ખબર આપવામાં આવી, તેથી પ્રતીવાદીએ કહ્યું કે મારી પાસે વખાર નથી, માટે તે આપવાનું કામ મુલતબી રાખવું. તા. ૧૪ ડીસંબરના રોજ તે ૧૬૯૦ ) કોથળા લેવાની ના પાડી, એવા કારણથી કે કરાર પ્રમાણેના ૨૫૦૦ કોથળા છે, તેમાંનો ભાગ લેવાને હું બંધાએલો નથી, પરંતુ તમામ કોથળા એક વખતે લેવાને બંધાએલો છું. તા. ૧૬ ડીસંબર ના રોજ પ્રતીવાદીએ ૨૫૦૦) કોથળાની કીમત આપવા માંડી, તે લેવાને પણ ના પાડવામાં આવી, અને તેજ તારીખે વાદીએ તે ૧૬૯૦) કોથલા ફરીથી વેચ્યા. તા. ૧૭ ડીસંબરને રોજ વાદીએ પ્રતીવાદીને એવી ખબર આપી કે ૨૫૦૦) કોથળા પૈકી ૮૧૦) કોથળા ડીશંબર માસમાં ચડાવેલા છે, તે તા. ૧૮ મીના રોજ લેહેણા થાય છે, અને તે તા. ૧૯ મીના રોજ આવી પોહોચ્યા છે, પરંતુ તે પણ ઉપર બતાવેલા તેના તેજ કારણથી લેવાને પ્રતીવાદીએ ના પાડી. તેથી તે પણ વાદીએ ફરીથી વેચ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે કરારમાં ઠરાવ છે તે પ્રમાણે ડીશંબર માસમાં ચડાવવાના જે કોથળા હતા, તે વાદીએ કાયદેસર અને યોગ્ય રીતે આપવા માંડયા છે, તેમ છતાં પ્રતીવાદીએ તે કબુલ કરયા નહી, તેથી તે કરાર તોડયો છે, સબબ વાદીએ તે એકદમ વેચી દેઈ નુકશાન બાબત દાવો કરયો છે, તે વ્યાજબી છે.

સન ૧૮૮૩ ના જાન્યુઆરી માસમાં મદ્રાસના ડબલ્યુ અને કંપનીએ અમુક જાતનો અમુક માલ મદ્રાસના પી. અને કંપનીને આપવાનો કરાર કરયો, પરંતુ અમુક કીમતથી વાંહાણુ ઉપર ચડાવતા પેહેલાં તે તપાસવો અને તે માલ એપ્રીલ તથા મે માસમાં આપવો એવો ઠરાવ હતો, પણ તેમાં તમામ નાણાં અગાઉથી આપવા અને શેંકડે પુણો ટકો વટાવ અને તે નાણાં મદ્રાસમાં લેવા જોગ થાય. આ કરાર ખરીદ કરેલી અને વેચેલી નોટોમાં કરવામાં આવેલો છે. વળી એવો કરાર કરવામાં આવ્યો છે કે આ માલ જે વાંહાણુ કોકાનાડાના બંદરમાં **પી** અને કંપની બતાવે તેમાં આપવો. **પી** અને કંપનીએ કીમતનાં જે નાણાં આપવાનાં હતાં તે જાન્યુઆરી માસમાં આપ્યાં. તા. ૩૧ માર્ચના રોજ **પી** અને કંપનીએ ડબલ્યુ અને કંપનીને લખ્યું, અને તેમને એવી વીનંતી કરી કે તે માલ ઉપર અમુક રીતનાં નીશાન કરવાં. તા. ૧૮ મી મેના રોજ ડબલ્યુ અને કંપનીએ **પી** અને કંપની ઉપર પત્ર લખ્યો. અને તેમાં ડબલ્યુ અને કંપનીનો **स, न** અને કંપની ઉપર લખેલો પત્ર બીડયો. તે પત્રમાં ડબલ્યુ અને કંપનીએ. **स.** અને **न** કંપનીને એવી વીનંતી કરી હતી કે, અમુક માલ (અમો ડબલ્યુ અને કંપનીએ તમો **स, न** અને કંપની પાસેથી ખરીદ કરેલો છે, અને વખારનાં રાખવાનો છે). **પી** અને કંપની પોતાની નજરમાં આવે તે પ્રમાણે કરે, તે મુજબ તમારે કબજે રાખવો. ડબલ્યુ અને કંપનીનો **પી** અને કંપની ઉપર પત્ર છે તેમાં તે માલ તે તારીખે વખારમાં છે, એમ લખેલું છે. તેજ તારીખે **પી** અને કંપનીએ **स, न** અને કંપની ઉપર પત્ર લખી માલ આપવાનો હુકમ બીડયો, (જે માલ **પી** અને કંપનીએ કહેલું છે કે અમારા માનવામાં તે વખારમાં છે) અને એવી વીનંતી કરી કે અમુક રીતીએ તે ઉપર નીશાન કરવાં. તા. ૨૫ મી મેના રોજ **स, न** અને કંપનીએ **પી** અને કંપનીને લખીત ખબર આપી કે અમારી પાસે તે માલ તમારા થકો છે. તા. ૨૮ મી મેના રોજ **પી** અને કંપનીને આ પત્ર મળ્યો. તા. ૩૧ મેના રોજ **પી** અને કંપનીએ તે માલ તથા પોતે બીજે માલ **स, न** અને કંપની વિગરે પાસેથી ખરીદ કરેલો માલ એક વાંહાણુ ઉપર ચડાવવાનો કરાર કરયો, અને **स, न** અને કંપનીને લખેલી એવી ખબર આપી કે તે વાંહાણુ તા. ૧૨ જુનના રોજ આવી પોહોચશે. તા. ૫ જુનના રોજ **પી** અને કંપનીએ **स, न** અને કંપનીને લખ્યું કે તે માલ પૈકી કેટલોક માલ વાંહાણુ ઉપર ચડાવવાને તૈયાર છે, એ બાબતનો પત્ર પોહોચ્યો છે. તા. ૯ જુનના રોજ **પી** અને કંપનીને **स, न** અને કંપની તરફથી એવો પત્ર મળ્યો કે તમામ માલ તૈયાર છે. તા. ૧૭ જુનના રોજ તે વાંહાણુ કોકોનાડા આંવી પોહોચ્યું. તા. ૨૧ જુનના રોજ **स, नं** અને કંપની નાણાં આપતા તથા રોજગાર ચલાવતાં બંધ પડયા. તેથી કરાર પ્રમાણે કાંઈ માલ આપવામાં આવ્યો નહી. તા. ૧૮ મે અને તા. ૧૭ જુનની વચમાં **स, न** અને કંપની પાસે તે માલ હતોજ નહી. પછી **પી** અને કંપનીએ ડબલ્યું અને કંપની ઉપર આપેલી કીમત તથા માલ નહી આપવાથી કરાર તોડયા-

થી જે નુકશાન થયું તે લેવા દાવો કર્યો. તેમાં ડબલ્યુ અને કંપની તરફથી એવી તકરાર કરવામાં આવી કે, તા. ૧૮ મેના રોજનો માલ આપવાનો હુકમ બીજાને ચડાવી આપવાથી માલ આપ્યા બરોબર થાય છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે **स, न** અને કંપનીના કબજામાં તે માલ હતો નહી, અને તકરારી કરારના કામમાં પણ તે ઉપયોગમાં લેવામાં આવ્યો નથી. સબબ તે માલ આપવાનો હુકમ અસર વિનાનો છે. બીજી એવી તકરાર કરવામાં આવી કે **पी** અને કંપનીએ માલ આપવાનો હુકમ કબુલ કરયો છે, માટે **स, न** અને કંપનીએ માલ આપવો અને ડબલ્યુ અને કંપનીની જગોએ **स; न** અને કંપની જવાબદાર છે, એવો કરાર કર્યો થાય છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવો કરાર કર્યાનું અનુમાન થઇ શકતું નથી. ત્રીજી એવી તકરાર કરવામાં આવી છે કે **स, न** અને કંપનીએ તે માલ આપવાનો હુકમ કર્યો છે તેથી **पी** અને કંપની વિરૂદ્ધ તે માલ અમારા કબજામાં છે, એ બાબત ઇનકાર કરવાને તેઓને પ્રતિબંધ છે, અને **स, न** અને કંપની ડબલ્યું અને કંપની વિરૂદ્ધ છુટા થએલા છે, માટે **पी** અને કંપનીનો ડબલ્યુ અને કંપની ઉપર કાંઇ ઇલાજ નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે **स, न** અને કંપનીને ખોટું સમજાવેલું, માટે તે **स, न** અને કંપનીની જવાબદારી ડબલ્યુ અને કંપનીને છે, તે જતી નથી. વળી કદાપી **स, न** અને કંપની છુટા હોય, તોપણ તેથી **पी** અને કંપનીને કાંઇ હરકત થતી નથી. ચોથી એવી તકરાર કરવામાં આવી છે કે **पी** અને કંપનીએ મે માસમાં વાંહાણ મોકલેલું નથી, તેથી તેઓએ પોતાના તરફના કરારનો અમલ કરવાને કસુર કરેલી છે. માટે તે નાણાં વસુલ કરી શકતા નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે **पी** અને કંપની નાણાં વસુલ કરે તેમાં વાંહાણ મે માસમાં મોકલવું જોઇતું હતું એવી પેહેલી શરત પાળવાની નહી હતી. પાંચમી એવી તકરાર કરવામાં આવી કે તા. ૨૯ જુનના રોજ ડબલ્યુ અને કંપનીએ તે કરાર રદ કરયો છે, કારણ કે માલ આપવાને તેમણે ના પાડી હતી, માટે **पी** અને કંપનીનો ફકત આપેલી કીમત લેવાનો હક્ક છે. તેમાં ઠરાવવમાં આવ્યું કે ડબલ્યુ અને કંપનીને તે કરાર રદ કરવાનો હકક નહી હતો. વળી ઠરાવવામાં આવ્યું કે **पी** અને કંપનીએ અગાઉથી નાણાં આપેલાં છે, માટે તા. ૨૯ જુન પછી બીજો માલ ખરીદ કરવાને તૈયાર થવાને તેમને યોગ્ય મુદત મળવાનો હક્ક હતો, અને માલ આપવાને કસુર કરવાથી કરારમાં ઠરાવેલી કીમત અને તા. ૧ જુલાઈના રોજ બજાર ભાવ વચે જે ગાળો હોય તે લેવાનો તેમનો હક્ક છે. શા વિ. બીલ (મ. વા. ૮ પાનું ૩૮).

અમુક નક્કી કરેલો માલ આઠ દશ દીવસમાં સ્વાધીન કરવામાં આવે એટલે કીમત રોકડી લેવાના ઠરાવથી વેચાણ આપવાના કરારમાં ખરીદદારે તે કરાર પુરો કરવાને મુદત વધરાવી વખારતું ભાંડું તથા બ્યાજ આપવાને કબુલ કર્યું. કેટલીક મુદત પછી તેણે રોકડી કીમત આપી માલ લીધો, અને ત્યાર પછી તેણે પાછી કેટલીક મુદત લીધી. ખરીદદારે માલ લીધેલો તેના વખારના ભાડાના તથા બ્યાજનાં નાણાં કાપતાં વેચનારની પાસે થોડીક બાકી શીલક રહી. વધારાની મુદત પુરી થયા પછી ખરીદદારે બાકીના માલની કીમત

આપવા માંડી, અને બાકીનો માલ માગ્યો, ત્યારે તે વેચનારે કહ્યું કે અમે તે કરાર રદ કર્યો છે. આ માલ નહી આપવાના કારણથી દાવો કરવામાં આવ્યો. આ કામમાં મુદત બાબતનો અગત્યનો ઠરાવ છે, સબબ કરાર આકટની કલમ ૫૫ મી પ્રમાણે વેચાણ આપનારનો તે કરાર રદ કરવાનો હક્ક છે. બળદેવ ડાસ વિ. હોવ (ઇ. લા. રી. ક. વા. ૬ પાનું ૬૪)

## કલમ ૫૬ મી.

અશક્ય કૃત્ય કરવાની કબુલાયત નિરર્થક છે.

**૫૬. જે કૃત્ય મુળમાંજ અશક્ય હોય, તે કરવાની કબુલાયત નિરર્થક છે**

જે કૃત્ય પછાડીથી અશક્ય અગર ગેરકાયદે થાય તે કૃત્ય કરવાનો કરાર ક્યારે નિરર્થક થાય છે.

**જ્યારે એકાદ કૃત્ય કરવાનો કરાર કર્યા પછી તે કૃત્ય અશક્ય થાય, અથવા વચન આપનારથી અટકાવી શકાય નહી એવી કોઈ બિના બનવાથી ગેરકાયદે થાય, ત્યારે તે કરાર જે વખતે સદરહુ કૃત્ય અશક્ય અથવા ગેરકાયદે થાય, તે વખતે નિરર્થક થાય છે એવું સમજવું.**

જે કૃત્ય અશક્ય અગર ગેરકાયદે છે એવું જાણવામાં હતું તે કૃત્ય ન કરવાથી જે નુકશાન થાય તે ભરી આપવા વિશે.

**જ્યારે કોઈ સખસે એવી કાંઈ વસ્તુ કરવાનું વચન આપ્યું હોય કે તે વસ્તુ અશક્ય કિંવા ગેરકાયદે છે એ વાત સખસ મજકુર જાણતો હતો, અથવા યોગ્ય ઉદ્યમ કીધાથી જાણત, અને વચન લેનાર વાત મજકુર જાણતો ન્હોતો, ત્યારે તે વચન પુરૂં ન થવાના કારણથી વચન લેનારને જે કાંઈ નુકશાન થાય તેનો બદલો સદરહુ વચન આપનારે સદરહુ વચન લેનારને ભરી આપવો જોઇએ.**

### દૃષ્ટાંતો.

(अ) अ જાદુ વડે દ્રવ્ય શોધી કાહાડવાનું ब જોડે કબુલ કરે છે. એ કરાર નિર્થક છે.

(ब.) अ અને ब એઓ પરસ્પર લગ્ન કરવાનો કરાર કરેછે, લગ્નનો નીમેલો વખત આવ્યાની પેહેલાં अ ગાંડો થયો. એ કરાર નિરર્થક થયો.

(क) अ નું क સાથે આગળ લગ્ન થઈ ચુક્યું છે અને જે કાયદા अ ને લાગુ છે તે કાયદા મુજબ એક કરતાં વધારે સ્ત્રી કરવાની તેને છુટ નથી, તે છતાં તે ब જોડે લગ્ન કરવાનો કરાર કરે છે. अ નું વચન પુરૂં ન થવાને લીધે ब ને જે નુકશાન થાય તેનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.

(ड) अ, ब ને સારૂ પરમુલકમાંના એક બંદરે કંઇ માલ લઇ જવા સારૂ તે માલ વાંહાણમાં લેઈ જવાનો કરાર કરે છે, ત્યાર પછી अ ના દેશની સરકાર તે બંદર જે રાજ્યમાં છે તે રાજા સાથે લડાઈ

**કરવાનું જાહેરનામું પ્રગટ કરે છે. લડાઇનું જાહેરનામું પ્રગટ થયું તે વખતે કરાર મજકુર નિરર્થક થયો.**

**(૬) અ ને બ એ કાંઇ પૈસા આગળથી આપ્યા છે તેના અવેજમાં છ મહીના સુધી નાટકશાળા મધ્યે નાટક કરવાનો કરાર અ કરે છે. કેટલે એક પ્રસંગે અ ને એટલો મંદવાડ હતો કે તેનાથી નાટક થઇ શક્યું નહીં. તે પ્રસંગે નાટક કરવાનો કરાર નિરર્થક થયો એમ સમજવું.**

ટીકા—આ કલમનો ઠરાવ આ આકટની કલમ ૨૪, ૩૦ ના ઠરાવ સાથે રાખી શકાત, કારણ કે તે કલમોમાં જે કરારો રદ બાતલ થાય છે તે બાબત વ્યવસ્થા કરવામાં આવી છે. જે કરારો અમુક હકીકત બનવાથી અમલમાં લાવવાના હોય, તે હકીકતો અશક્ય થાય છે, તેથી તે રદ થાય છે, તે વિશે આ આકટની કલમ ૩૨, ૩૪, ૩૫ અને ૩૬મીમાં ઠરાવ કરવામાં આવ્યો છે. અશક્યતા બાબત પક્ષકારોને ખબર હોય કિંવા નહી, પણ કરાર રદ બાતલ થાય છે. એક તરફ કરાર અમલમાં લાવવાનો કાંઇ પણ ખુલ્લી રીતનો ઇરાદો હતો નથી, અને બીજી બાજુ તરફ તેની ઊમેદ પણ નથી હતી, કારણ કે કરારના મુલતત્વ હોવાં જોઇએ, તે નથી. માટે જ્યારે તા. ૧૫ માર્ચના રોજ એક ચાર્ટર પાર્ટી લખી આપેલી છે, એવા મજકુરની કે અમુક વાંહાણ તા. ૧૨મી ફેબ્રુઆરીના રોજ અગર તે પેહેલાં હંકારવું જોઇએ, ત્યારે તેમાં ઠરાવવામાં આવ્યું કે જે વખતે ચાર્ટરપાર્ટી કરી આપવામાં આવી, તે વખત તે કરાર અશક્ય હતો. સબબ તે રદ બાતલ ગણવી જોઇએ. હાલ વિ. કાઝીનોવ (૪ ઇસ્ટ રી. ૪૭૭). જ્યારે તે કરારની વખતે બેઊ પક્ષકારના જાણવામાં અશક્યતા ના હોય, ત્યારે બેઊ પક્ષકારની હકીકત બાબતની એકસરખી ભૂલ ગણાય છે. (કલમ ૨૦). અમુક વાંહાણ સફરે ચાલેલું છે એમ ધારી તેમાં ભરેલા માલનું વેચાણ કરવામાં આવ્યું, પરંતુ તે માલ ગુમ થયો છે, તે પક્ષકારોના જાણવામાં નહી હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરારમાં તે માલ છે એવી શરત કરવામાં આવી છે. કાંટુરીયર વિ. હેસ્ટી (૨૫ લા. જ. એકસચેકર પાનું. ૨૫૩). તેજ પ્રમાણે એક વર્ષાસનનું વેચાણ કરવામાં આવ્યું, તેમાં ગર્ભિત રીતે તે વર્ષાસન મળનાર છે તે હયાત હોવો જોઇએ, એવી શરત છે. પરંતુ ખરીરીતે તે વેચાણ કરતાં પેહેલાં તે વર્ષાસન લેનાર મરણ પામેલો હતો. માટે તે કરાર રદ બાતલ છે. પ્રીચર્ડ વિ. મર્ચેટસ લાઇફ આસ્યુરન્સ સોસાઇટી (૨૭ લા. જ. શી. પી. પાનું ૧૬૯). જ્યારે બે પક્ષકારોમાંથી એક પક્ષકારને અશક્યતાની ખબર હોય અને બીજાને ખબર ના હોય તો, જે પક્ષકારને તેની ખબર છે તે પક્ષકારનું અવશય કરીને કપટ ઇયાને ખોટું સમજાવવું છે. આવા કરારોની બાબત- આ કલમની છેવટની રકમમાં પુકત રીતે ઠરાવ કરવામાં આવ્યો છે.

કરાર રદ બાતલ કરવાને કરારમાં જે કૃત્યો કરવાને કબુલ કરવામાં આવ્યું હોય, તે કૃત્યો જાતેજ અશક્ય હોવાં જોઇએ, એટલે સાધારણ રીતે તે તદન અશક્ય હોવાં જોઇએ, અને જે પક્ષકારે તે કબુલ કરયાં હોય તેનીજ બાબતમાં તે અશક્ય હોવાં નહી જોઇએ. એક નાદાર રૂ.૧૦૦૦૦ ) આપવાને કરાર કરે, તે તેના સાધન પ્રમાણે અશક્ય છે, પણ

તે કારણથી તે કરાર રદ બાતલ થતો નથી, કારણ કે તે કરારમાં જે સ્વભાવિક રીતની જે અશકયતા નથી, તે અશકયતા તો તેની હાલતથી થાય છે.

આ કલમ નીચે **अ** દૃષ્ટાંત બતાવવામાં આવ્યું છે, તેમાં બતાવ્યા પ્રમાણે શરીર ની અશકયત્તા થાય. એક બાજુ તરફ કેટલાક લોકો એમ ધારે છે કે જાદુથી અમુક વસ્તુ બને છે, તે અગત્યનું નથી, કારણ કે આ દેશમાં કેટલાક લોકો એમ સમજે છે કે જાદુના સાધનથી ખજાનો જડી શકે છે, બીજી બાજુ તરફ તે બની શકે છે એમ હજુ જાણવામાં નથી. માટે અવસ્યે કરીને તે અશક્ય છે, એમ નથી, કારણ કે કળાકૌશલ્યનું જ્ઞાન વધતું જાય છે, તેવી વખતમાં તે બની શકે છે, એમ બતાવી પણ શકાય. અગર **क** અને **ड** દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે અશક્યત્તા કાયદેસર થાય.

ત્રીજા સખસ ઉપર વચન આપનારનો કાંઇ હક્ક ઇયાને અખત્યાર ના હોય, તેમ છતાં તે ત્રીજો સખસ અમુક વસ્તુ કરશે એવું તે વચન આપનારે વચન આપેલું હોય તો, તે વચન કોઇ રીતે જાતે અગર કાયદા પ્રમાણે અશક્ય નથી. માટે એકાદો પટો રાખનાર સ્વતંત્ર રીતે એમ વચન આપે કે, હુ તે વચન અસાઇન કરીશ, અને તે પટામાં એવો કરાર હોય કે પરવાનગી વિના તે પટો કોઇને અસાઇન કરવો નહી, તોપણુ તે પટો રાખનારે તે પટો આપનારની પરવાનગી મેળવી આપવી જોઇએ. યોગ્ય શબ્દોથી એકાદું માણસ એમ બંધાય કે કાલે વરસાદ આવશે, અગર તે નહી આવે તો હું નુકશાન આપીશ; પરંતુ આવી રીતનું વચન એવી સુચના કરવામાં શરતી છે, માટે તે રદ બાતલ છે, અને તેનો આ આકટની કલમ ૩૦ મીમાં સમાસ થાય છે.

આ કલમનો પેહેલો ભાગ છે તે પ્રમાણે તો ઇંગ્રેજી લામાં અને તેમાં કાંઇ ભેદ નથી. પરંતુ તે કલમના બીજા ભાગમાં એવો સામાન્ય રીતનો નિયમ ઠરાવવામાં આવેલો અને તે ઈંગ્રેજી આધારોમાં ખાસ રીતનો કેહેવામાં આવેલો છે, અને તે અમુક કામોનેજ ફક્ત લાગુ થવા લાયક છે. અહિંયાં એટલું કેહેવું જરૂરનું છે કે જે શબ્દ વાપરચા છે તે "જાતે અશક્ય" એવા નથી, પણ ફકત અશક્ય એવા વાપરવામાં આવેલા છે, માટે એમ ધારી શકાય છે કે જ્યારે કાંઇ ઠરાવેલું કામ ન બની શકે તે શબ્દોના સાધારણ અર્થ પ્રમાણે ના બની શકે તેવું થાય છે, ત્યારે કરાર રદ થાય છે. સબબ જ્યારે કરાર એવો હોય કે અમુક વાંહાણ ઉપર, પરરાજ્યનું અમુક બંદર, કે જે બાબત તે વાંહાણને પરવાનગી મળેલી છે, તે બંદરમાં માલ ચડાવવો. પરંતુ ત્યાંહાં કાંઇ રોગ ફેલાવવાંથી તે બંદર સાથેનો વ્યવહાર બંધ કરવામાં આવ્યો, તેથી તે કરારનો અમલ કરવો અશક્ય થયો, માટે તે કરાર રદ બાતલ છે. તેજ પ્રમાણે માલ ચઢાવવાના બંદરમાં નહી જવાના કારણથી ચાર્ટરપાર્ટીના આધારથી દાવો કરવામાં આવ્યો. તેમાં એવી તકરાર કરવામાં આવી કે સામો પવન હોવાના કારણથી "માસ્તર" ને અટકાવ થએલો છે. આ તકરાર દેખીતીજ સારી છે. તેજ પ્રમાણે જે મીલકત પટે લીધેલી હોય તે આગથી નાશ પામે અગર તોફાન, રેલ, ફોજના જુલમથી અગર ટોળાના અગર બીજા કોઈ અટકાવી શકાય નહી તેવા જોરથી નાશ થાય તો, પટો રાખનાર પોતાની ખુશીમાં આવે તો, તે પટો રદ ગણી શકે છે, પછી તે પ્રસંગે તેને કાંઈ ભાડું આપવું અશક્ય થતું નથી, એ નક્કી છે. આ ત્રણે-

માંથી દરેક કામમાં ઈંગ્રેજી "લા" પ્રમાણે વિરૂદ્ધ નિયમ લાગુ થાય છે, અને અશક્યતાના કારણથી કરાર દુર કરવાનો અસર તે "લા" પ્રમાણે થતો નથી. સબરીક વિ. સાલમંડ (બરોઝ. રી. ૧૬૩૭), બારકર વિ. હોડસન. (માલ એન્ડ સેલવીન્સ રી. પાનું ૨૬૭).

અમુક ચીજના સંબધમાં કબુલાયતો કરવામાં આવી હોય તો, તે ચીજનો નાશ થવાથી બને તરફના વચનો નીરર્થક થાય છે. ટેલર વિ. કાલ્ડવેલ (લા. જરનલ. કવીન્સ બેંચ. વા. ૩૨ પાનું. ૧૬૪)

અમુક મકાનમાં વાદીએ ગાયનનો તમાશો કરાવવા કબુલત કરી, તે તમાશો કરવાને નીમેલા વખત પેહેલાં એ મકાન બળી ગયું, તેથી કબુલાયત પુરી ન થવાથી વાદીએ પ્રતીવાદી ઉપર દાવો બાંધ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ મકાન બળી જવાથી કરાર બંધ પડયો. આટપ્લીબાય વિ. માયર્સ (લા. રી. ૨ શી. પી. પાનું. ૬૫૧)

પ્રતીવાદીના એક મકાનમાં વાદીએ સંચો ઉભો કરવાનો કરાર કર્યો હતો, ને કામ ચાલતુ હતું, તે દરમિયાન આગથી તે મકાનનો નાશ થયો, કામન પ્લીઝનો ઠરાવ ફેરવીને એકસચેકર ચેંબરે ઠરાવ કર્યો કે તેના કામને અડચણને માટે વળતર મળી શકે નહી, કારણ કે આખા કરારનો આધાર એ મકાનની હયાતી ઉપર હતો, અને તે મકાનનો નાશ થયાથી બંને તરફનાં વચનો નીરર્થક થયાં હતાં.

અમુક જમીનનું અમુક કરશણ અમુક કીમતથી આપવાનો કરાર હતો, પણ તે કરશણ નાશ થઇ ગયું, તેથી તે આપી શકાયું નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે કરાર કરનારની કસુર વિના જે વસ્તુ આપવાનો કરાર હતો, તે નાશ થઇ જાય તો, તે કરારનો અમલ ના થાય તેની ચીંતા નહી, એટલે તે કરારના તમામ બંધનમાંથી તે મુક્ત થાય છે. હોવેલ વિ. કોપલાન્ડ (ઇ. કયુ. બી. ડી. ૨૫૮). ખરીદદારને મીલકત ઉપરનું માલેકપણું મળ્યા બાદ તે મીલકત નાશ થઇ જવાના કારણથી વેચનાર તે મીલતક આપી શકે નહી તો, તેથી ખરીદદારને તે મીલકતની કીમત આપવાનું બંધન જતું નથી. આ આકટની કલમ ૮૬ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે "જ્યારે માલ ઉપર ખરીદદારની માલકી થઇ "હોય ત્યારે તે માલ નાશ થયાથી અગર તેને કાંઇ નુકશાન પોહોચવાથી કાંઈ ટોટો થાય "તો તે ખરીદદારે સમજવો જોઇએ." તેમજ વિશેશ ન્યાયના આકટની કલમ ૧૩ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે "કરાર આકટની કલમ ૫૬ મીમાં ગમે તે ઠરાવ કરેલો છે, તો- "પણ કરારવાળી બાબત કરારની તારીખે હોય, પણ તે અમલમાં લાવવાની તારીખે તેમાં- "નો કાંઈ ભાગ રહેલો ના હોય તો, તે કરાર કાંઇ અમલમાં લાવવાને તદન અશક્ય છે, "એમ નથી." જ્યારે કરારવાળી બાબતનો કરારની તારીખ પેહેલાં નાશ થયો હોય તો, આ આકટની કલમ ૨૦ મી પ્રમાણે તે કરાર ભુલના કારણથી રદ થાય છે. વિશેશ ન્યાયના આકટની કલમ. ૨૧ મી પણ જોવી. પણ જ્યારે જે બાબતથી કરાર અમલમાં લાવવો અશક્ય થતો હોય, અને તે બાબત અમલમાં લાવનારના જાણવામાં હોય તો, તે બાબત જવાબદાર છે. આશક્રોફ્ટ વિ. ક્રૌ ઓરચાર્ડ કોલીયરી કંપની (લા. રી. કવીન્સબેંચ પાનું. ૫૪૩)

જે કરારથી અશક્યતા ઉત્પન થતી હોય તે બનાવ જે પક્ષકારે કરાર પુરો કરવાનો હોય; તે પક્ષકારના જાણવામાં હોય, ત્યારે તે પક્ષકાર જવાબદાર છે. જેમકે કોલસાના એ-

જંટ પ્રતીવાદીઓએ વાદીનું વાંહાણુ 'સાધારણ તાકીદથી' ભરવાની કબુલાત કરી, અને પ્રતીવાદીઓનાં બીજાં ત્રણ વાંહાણુ ભરાતાં હતાં, અને ૧૦ ભરવાનાં બાકી હતાં, અને વાદીનું વાંહાણુ ભરવા પેહેલાં આ વાંહાણો ભરવાનો વારો હતો, તે પોર્ટનો એવો ધારો હતો કે એજંટ એક વખતે ફક્ત ત્રણ વાંહાણુ ભરી શકે, તેથી વાદીનું વાંહાણુ ભરવાની અશક્યતાને માટે જવાબદાર ઠરાવવામાં આવ્યા હતા. કારણુ તે અશક્યતા વિશે કરાર કરતી વખતે તેઓ જાણુતા હતા. આશક્રાફ્ટ વિ. ક્રો આરચાર્ડ કોલીરી કંપની (લા. રી. કવીન્સબેંચ પાનું. ૫૪૩)

વાદી અને પ્રતીવાદીની વચમાં કરાર થયેલો છે, તે કરારથી વાદીએ એવું કબુલ કર્યું છે કે જુદા જુદા ગામોમાં અમુક જમીન બતાવવામાં આવી છે, અને તે જમીનમાંના એક ભાગનો તે ફક્ત પેટા સાંથે રાખનાર છે, તે જમીનમાં પ્રતીવાદીની તરફથી અમુક વર્ષો સુધી ગળી ખેડવી. તે કરાર જારી ચાલતાની દરમિયાનમાં પાછળથી વાદીના જમીનદારે સાંથ ભરવામાં કસુર કરવાથી વાદીએ તે જમીનનો કબજો ખોયો. તેથી માલેકે તેને કાહાડી મુક્યો. સદરહુ હકિકતના કારણથી તે જમીન સંબંધીમાં જે કરાર હતો, તે કરાર રદ કરાવવાને તેણે દાવો કર્યો, કારણ કે મારી તરફની કાંઇ કસુર નહી છતાં તે કરારનો અમલ થઇ શકે તેવું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૫૬ ની રકમ ૨ માં આ કામનો સમાસ થાય છે, અને વાદીના જમીનદારને જે સાંથ દેવી હતી, તે વાદીએ આપવી જોઇતી હતી, અને તે તેણે આપી નથી, તેથી તેણે એવી કસુર કરી નથી કે જેથી તે કલમના ઠરાવમાં તેનો સમાસ થાય ઈંદરપ્રસાદસીંગ વિ. કયાંપબેલ (ઇ. લા. રી. ક. વા. ૭ પાનું. ૪૭૪).

## કલમ ૫૭ મી.

કાયદેસર વસ્તુ કરવાનાં તેમજ ગેરકાયદે વસ્તુ પણ કરવાનાં વચનો આપવામાં આવે ત્યારે સદરહુ પ્રથમની બાબતનાં વચનો કરાર છે અને સદરહુ બીજી બાબતનાં વચનો નિરર્થક કબુલાયત છે.

**૫૭. જ્યારે કોઈ સખસો પરસ્પર એવાં વચનો આપે કે એકતો અમુક વસ્તુઓ કાયદેસર હોય તે કરવી, અને બીજું અમુક બીજી વસ્તુઓ ગેરકાયદે હોય તે અમુક હકીકતને સંબંધે કરવી, ત્યારે સદરહુ પ્રથમ કહેલાં વચનો કરાર છે એમ સમજવું, પરંતુ સદરહુ બીજાં વચનો નિરર્થક કબુલાયત છે**

### દ્રષ્ટાંતો.

**અ તથા બ એવું કબુલ કરે છે કે અ એ બ ને દસ હજાર રૂપીએ એક ઘર વેચાતું આપવું, પણ જો બ તે ઘરને જુગાર રમવાના અખાડાના કામમાં લે તો, બ એ તે ઘરના અ ને પ ચા-**

**શા હજાર રૂપીયા આપવા.**

**એમાં ઘર વેચવું તથા તે બદલ દસ હજાર રૂપીયા આપવા એ પ્રથમ કહેલાં પરસ્પર વચનો કરાર છે, એમ સમજવું.**

**સદરહુ બીજાં પરસ્પર વચનો ગેરકાયદે ઉદ્દેશને સારૂ છે, તે એ કે બ ઘર મજકુરને જુગારના અખાડાના કામમાં લે. સબબ એ વચનો નિરર્થક કબુલાયત થાય છે.**

**ટીકા**—આ કલમના ઠરાવ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કરારનો તમામ અવેજ જેમ આ બાબતમાં આ આકટની કલમ ૨૩ અને ૨૪ માં ઠરાવ છે, તેમ કાયદેસર હોવો જોઈએ. માટે તે સાથે આ કલમ વાંચવાથી વધારે ખુલાસો થાય છે, અને કોઇ રીતનો અંદેશો જણાતો નથી. અ એ તે મકાનનું વેચાણ કરેલું છે, તે વેચાણના અવેજનો ભાગ, તે મકાન જુગારના ઘર તરીકે વાપરવામાં આવે તો રૂ. ૫૦૦૦૦) માટે આપવો એવું ખુલ્લું છે.

## કલમ ૫૮ મી.

વચન બેમાંથી એક વાત કરવાનું હોય અને એક વાત ગેરકાયદે હોય તો, જે વાત કાયદેસર હોય તેનોજ માત્ર અમલ કરવો.

**૫૮. કોઈ બે વાતમાંથી એક વાત કરવી એવું વચન હોય, અને તેમાંથી એક વાત કાયદેસર હોય અને બીજી ગેર કાયદે હોય તો, સદરહુ કાયદેસર વાતજ માત્ર અમલમાં આણી શકાય છે.**

### દૃષ્ટાંત.

**અ તથા બ એવો કરાર કરે છે કે અ એ બ ને હજાર રૂપીયા આપવા અને તે બદલ અ એ પછાડીથી ચોખા આપવા, કિંવા દાણચોરીથી લાવેલું આફીણ આપવું.**

**એ કબુલાયત ચોખા આપવાને સંબંધે કાયદેસર કરાર છે, પણ દાણચોરીનું અફીણ આપવાને સંબંધે નિરર્થક કબુલાયત છે, એમ સમજવું.**

**ટીકા**—આ કલમ નીચેના દ્રષ્ટાંતમાં રૂ..૧૦૦૦ )ના અવેજમાં અફીણ આપવું કાયદા વિરૂદ્ધ છે, એટલાજ કારણથી કે જે કાયદામાં અફીણ વેચવાની પધ્ધત્તી ઠરાવી છે, તે પ્રમાણે તે અફીણનો કરાર નથી, અને દાણચોરી કરેલું અફીણ આપવામાં આવે તો, તેથી અફીણના કાયદાનું ઓલંઘન થાય. પરંતુ એકાદો સખસ સરકારના પરવાના સાથે કાયદેસર અફીણ વેચનાર હોય તે પ્રથમ રૂપીયા લેઇ તેના અવેજમાં અફીણ આપવાનો કરાર કરે તો, આ કલમના દ્રષ્ટાંતથી કાંઇ હરકત થતી નથી. તે દ્રષ્ટાંતથી ફકત દાણચોરી કરેલું અફીણ આપવાનો કરાર કાયદા વિરૂદ્ધ છે, એમ બતાવવામાં આવેલું છે.

બાર્કવર્થ વિ. યંગ ( ૨૬ લા. જ. ચે. પાનું ૧૫૩ )ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જો કોર્ટને એવી ખાત્રી થાય કે પક્ષકારનો ઇરાદો એવો છે કે તેમાંના એક અમુક કામ

કરવું. પરંતુ એમાંથી પોતાની મરજીમાં આવે તે ગમે તે રીતીએ કરે તેવો ઠરાવ હોય, પછી તેમાંની એક રીતીએ તો ઇસ્વર કૃત્યથી અશક્ય થાય તો, તે બીજી રીતે કામ કરવાને બંધાએલો છે. વચનઆપનારની પસંદત્તા છે, તે એક વખત નક્કી કરે, એટલે તે આખરનો નિશ્ચય છે, કારણ કે જ્યારે કરાર પ્રમાણે તે પસંદતા હોય, અને તે પસંદત્તા કરવામાં આવી હોય તો, જાણે પસંદ કરવાનું છેજ નહી, તે પ્રમાણે છે. માટે જે પક્ષકાર પસંદતા કરે તે જે કરવાને પસંદ કરે, તે કરવાને તે બંધાએલો છે. બ્રીન વિ. રોયલ ઈનસ્યુરન્સ સોસાઇટી ( ૨૮ લા. જ. ક્વીન્સ બેંચ. પાનું. ૨૭૭ ).

## કલમ ૫૯ મી.

## આપેલા પૈસા કયા ઉપયોગમાં લેવા તે બાબત.

અમુક કર્જને પેટે કાંઇ આપેલી રકમ મુજરે લેવાની હોય, એવું બતાવવામાં આવ્યું હોય, ત્યારે તે રકમ કેવા ઉપયોગમાં લેવી.

**૫૯. જે દેણદારને કોઈ એક સખસના જુદાં જુદાં કેટલાંક કર્જ હોય, તે દેણદાર સખસ મજકુરને જ્યારે કાંઈ રકમ આપે, અને તેની સાથે તેને એવું સ્પષ્ટ જણાવે કે રકમ મજકુર કોઈ અમુક ફલાણા કર્જને પેટે મુજરે લેવી, અથવા રકમ મજકુર તે એવી હકીકતને સબંધે તેને આપે કે તે ઉપરથી એવો અર્થ નિકળે કે તે અમુક ફલાણા કર્જને પેટે મુજરે લેવાની છે, ત્યારે રકમ મજકુર જો લેવામાં આવી હોય તો, તે સદરહુ કર્જને પેટે મુજરે લેવી જોઇએ.**

### દૃષ્ટાંતો.

(अ) अ ને ब નાં કેટલાંએક કરજો છે, તેમાં એક પ્રામિસરિ નોટ લખી આપીને એક હજાર રૂપિયા લીધેલા છે, તે સદરહુ નોટ મુજબ તારીખ પેહેલી જુનને રોજ આપવા જોઇએ. अ ને તેટલીજ રકમનું ब નું બીજું કરજ નથી. જુનની પેહેલી તારીખે अ, ब ને એક હજાર રૂપિયા આપે છે, એ રૂપિયા સદરહુ પ્રામિસરિ નોટના કરજને પેટે મુંજરે લેવા જોઇએ.

(ब) अ ને ब નાં કેટલાંએક કરજો છે, તેમાં પાંચસો સડસટ રૂપિયાનું એક કર્જ છે. ब, अ ને કાગળ લખીને તે રકમની ઉઘરાણી કરે છે. अ, ब ને પાંચસો સડસટ રૂપિયા મોકલે છે, ब એ જે કર્જની ઉઘરાણી કરી હતી તે કર્જને પેટે સદરહુ રકમ મુજરે લેવી જોઇએ.

**ટીકા.**—આ કલમનો ઠરાવ અને નીચેની બે કલમોના ઠરાવમાં પેટા સવાલો જે નીકળે, તે બાબત વ્યવસ્થા કરવામાં આવી છે. તે પેટા સવાલો કરાર અમલમાં લાવવા બાબતમાં ઘણા અગત્યના છે. જે વસ્તુ કરવાની હોય તે નાણાં વસુલ આપવાનાં હોય અને તે નાણાં જેને વસુલ આપવાનાં હોય તેનું એક રકમ કરતાં વધારે રકમોનું દેવું હોય તો, જે

નાણાં વસુલ આપવામાં આવે તે કીયા દેવા પેટે આપવામાં આવેલાં છે, તે સમજવાની બાબત વારંવાર મુદ્દાની થઇ પડે છે. જેમકે એક લેહેણદારનું ઘણાક પ્રકારનું એક સખસ પાસે લેહેણું હોય, એટલે કે એક તો મુદતના કાયદાની હરકત પ્રમાણે વસુલ કરવા લાયક રહેલું ના હોય, બીજું તે લેહેણાની જામીનીમાં કાંઇ ના હોય અને ત્રીજું તે લેહેણાની જામીનીમાં મીલકત ગીરો કરી આપેલી હોય. લેહેણદાર જે લેહેણું વસુલ થવાનો ઘણોજ થોડો સંભવ હોય તે લેહેણા પેટે તે વસુલ આપેલાં નાણાં જમે કરવાને આતુર થાય. માટે આ કલમોમાં કીયા લેહેણા પેટે વસુલ ગણવું તે બાબત નક્કી કરવાને ત્રણ નિયમો ઠરાવવામાં આવ્યા છે.

પ્રથમ તો, કીયા દેવા પેટે દેણદાર વસુલ આપવાનો ઇરાદો રાખે છે તે, તે દેણદારની મરજી ઉપર છે, માટે તે ઇરાદો સ્પષ્ટ રીતે અગર જે હકિકત પ્રમાણે તે વસુલ આપે તે ઉપરથી ગર્ભીત રીતે સમજવાનો છે. દેણદાર જે દેવા પેટે વસુલ આપવાને પોતાની મરજી બતાવે તે દેવા પેટે વસુલ ગણવાની લેહેણદાર ના કહે, તેથી દેણદારનો તે હક્ક જતો નથી. જો લેહેણદારની પસંદતાના લેહેણા પેટે દેણદારની મરજી વસુલ આપવાની ના હોય તો, લેહેણદારે તે બાબતની ના પાડવી જોઇએ. અને કાયદા પ્રમાણે પોતાનો હક્ક અમલમાં લાવવાનો જે ઈલાજ હોય તે પ્રમાણે તેણે ઇલાજ કરવો જોઈએ. દેણદારનાં નાણાં લેઈ લેહેણદાર સામી તકરાર કરે તે ઉપર આધાર રાખી શકાતો નથી, કારણ કે જે પ્રમાણે તે વસુલ આપવામાં આવે તે પ્રમાણે લીધા શિવાય બીજી રીતે તેનો કાંઇ હક્ક નથી, માટે સામી તકરાર કાંઇ પણ અસરકાર્ક નથી. રાણી વિ. ડેવનપોર્ટ (૩ અપીલ કેસસ પાનું. ૧૧૫). આ કલમ નીચે બે દાખલા આપવામાં આવેલા છે, તે હકીકત ઉપરથી દેણદારનો ઈરાદો કીયા દેવા પેટે વસુલ આપવામાં આવેલું છે તેનું અનુમાન કરવાનો છે. પેહેલો દાખલો જે તારીખે જેટલી રકમનું લેહેણું વસુલ કરવા જોગ થયું તેજ તારીખે તેટલી રકમ વસુલ આપવા સબંધીનો છે. બીજો દાખલો અમુક લેહેણાની રકમની ઉઘરાણીનો પત્ર લખેલો હોય, અને તેના જવાબમાં તેટલીજ બરોબર રકમ મોકલવામાં આવે, તે બાબતનો છે. સબબ આ દાખલાઓ ઉપરથી દેણદારે કીયા દેવા બદલ વસુલ આપેલું છે તે જણાઇ આવે છે. તેમજ એક દેણદારને બે રકમનું દેવું હોય તેમાં એક રકમ વસુલ કરવા જોગ થઇ હોય, અને બીજી વસુલ કરવા જોગ થએલી ના હોય, પણ જે બીજી રકમ વસુલ કરવા જોગ થએલી ના હોય, તે બાબતમાં તે દેણદારનો સસરો ખોળાધર થએલો હોય, પણ એમ બતાવવામાં આવે કે જો તે ખોળાધરવાળું દેવું આપવામાં આવેલું છે, અને લેહેણદારે વ્યાજ કાપી આપેલું છે તો, આ હકીકત ઉપરથી દેણદારનો ઈરાદો તે ખોળાધરવાળા દેવા પેટે વસુલ આપવાનો હતો, એમ સમજવાને બસ છે. મારી યાટસ વિ. વાઈટ (સ્ટારકીસ. રી. વા. ૨ પાનું. ૧૦૧). પરંતુ એક લેહેણું ખોળાધર વિનાનું અને બીજું ખોળાધર સાથેનું હોય તો, જે નાણાં વસુલ આપવામાં આવેલાં હોય તે નાણાં ખોળાધરવાળા દેવા પેટે આપવામાં આવેલાં છે, એવું કાંઈ પણ અનુમાન થતું નથી. પ્લોમર વિ. લાંગ (સ્ટારકીસ. રી. વા. ૧ પાનું ૧૫૩). એક સખસે સામાન્ય રીતે નાણાં વસુલ આપેલાં હોય, પણ તે સખસને એક પોતાનું ખાનગી અને બીજું એકઝીક્યુટર

તરીકેનું દેવું હોય તો, તે વસુલ આપેલાં નાણાં પોતાના આગવા દેવા પેટે આપેલાં ગણાય, ગોડર્ડ વિ. કાક્ષ. (સ્ટ્રેંજ. રી. વા. ૨ પાનું. ૧૧૯૪). જ્યારે દેણદારે પોતાના દેવાનો તોડ જોડ કરી એક રૂપીયે અમુક આની દેવું આપવાનું કરી આપેલું હોય તો, લેહેણદારે તે વસુલ વખતે જેટલું લેહેણું હોય તેટલા લેહેણા પેટે ફાળા પડતું વસુલ ગણવું જોઈએ, અને જે દેવું જામીની વિનાનું અગર વસુલ કરવા લાયક ના હોય, તે પેટે તે વસુલ કરી શકાય નહી. બાર્ડવેલ વિ. લીડન (૭ બીગહામ. રી પાનું. ૪૮૯). જ્યારે દેણદારનાં નાણાં દેણદારની માહેતી વિના લેહેણદારના હાથમાં આવે, ત્યારે દેણદારને તે નાણાં વેહેચી આપવાના હક્કનો અમલ કરવાનો લાગ આવે, ત્યાં સુધી તે હક્ક કાયમ રેહે છે. વાલર વિ. લેસી. (૧ માનીંગ એન્ડ ગ્રેનજર પાનું. ૫૪)

## કલમ ૬૦

*કયા કર્જને પેટે રકમ મુજરે લેવી એવું જણાવ્યું ન હોય તો, આપેલી રકમ શી રીતે મુજરે આપવી તે વિશે.*

**૬૦. કોઇ આપેલી રકમ કયા કર્જને પેટે મુજરે લેવી એ દેણદારે જણાવ્યું ન હોય અને તે સમજવાને સારૂ બીજી કાંઈ હકીકતોનો આધાર ન હોય તો, સદરહુ દેણદાર પાસેથી જે કાયદેસર કરજ પોતાનું ખરેખર લેહેણું હોય તથા પોતાને આપવા જોગ હોય તેવાં હરકોઈ પોતાની નજરમાં આવે તે કરજને પેટે રકમ મજકુર મુજરે લેવાને માગનાર મુખત્યાર છે, પછી તે કરજ દાવાની મુદત વિશેના તે વખતના ચાલુ કાયદા મુજબ મુદતની બાહાર ગયું હોય કે ન ગયું હોય, તેની ચિંતા નહીં.**

**ટીકા**—દેણદારે સ્પષ્ટ અગર ગર્ભીત રીતે પોતે જે વસુલ આપ્યું હોય, તે વિશે પોતાનો ઇરાદો બતાવ્યો ના હોય તો, લેહેણદારનો પોતાની ખુશીમાં આવે તે લેહેણા પેટે તે જમાં કરવાને હક્ક છે; પરંતુ જ્યાં સુધી દેણદારનો પેહેલો હક્ક છે તેનો અમલ કરવાને તેને લાગ મળેલો ના હોય, ત્યાં સુધી લેહેણદારનો તે હક્ક ઉત્પન થતો નથી. માટે એક આટર્નીને પોતાના અસીલની માહેતી વિના તે અસીલને હિસાબે નુકશાન બાબતનાં અમુક નાણાં વસુલ મળેલાં હતાં, પરંતુ તેમાં ઠરાવવામાં આવ્યું કે તે નાણાં જે લેહેણું મુદતના કાયદામાં ઠરાવેલી મુદત બાહાર હતું, તે લેહેણા પેટે તે આટર્નીને વસુલ ગણવાનો હક્ક નથી. તે લેહેણદાર હરકોઇ વખતે વસુલનો ઉપયોગ કરી શકે છે, તેમ તે ઉપયોગથી જ્યાંહાં સુધી તેના તે ઇરાદાની દેણદારને ખબર આપવામાં આવે ત્યાંહાં સુધી તે બંધાતો નથી. સીમસન. વિ. ઇંગ્રામ. (બાર્નેવાલ અને ક્રાસવેલ રી. વા. ૨ પાનું. ૬૫) ના કામમાં વાદીઓ નાણાવટીઓ હતા, તેમણે પોતાના ચોપડામાં અમુક રકમો વસુલ લખી જમાં કરેલું હતું, પણ તે જે રીતે જમાં કરવામાં આવેલું હતું તેમાં પાછળથી ફેરફાર કરવાને તે વાદીઓ મુખત્યારછે, એમ ઠરાવવામાં આવ્યું, કારણ કે જે રીતે પ્રથમ તે મજરે આપવામાં આવેલું હતું તે રીત દેણદારને જણાવવામાં આવી નહી હતી; પરંતુ આ દિવાની રાહાના કાયદાના નિયમથી વિરૂદ્ધ છે, કારણ કે તે કાયદા પ્રમાણે જે રીતે દેણદાર અગર લેહેણદાર વસુલ આપે તે અવશ્યે કરીને તે વસુલ આ-

પછી વખતેજ મજરે આપવામાં આવે છે. કલેટન (મેરીવેલ્સ રી. વા. ૧ પાનું. ૫૮૫) ના કામનો ઠરાવ જુઓ. "જે લેહેણું કાયદેસર લેવા જોગ થઇ ચુકેલું હોય," તે લેહેણામાં વસુલ મજરે ગણી શકાય છે. માટે જે લેહેણું લેવા જોગ થએલું ના હોય તે પેટે વસુલ ગણી શકાય નહી. તેમ જે લેહેણું કાયદા વિરૂદ્ધ કરારમાંથી ઊત્પન્ન થએલું હોય અગર બીજી રીતે રદ બાતલ થએલું હોય, તેવા લેહેણા પેટે વસુલ મજરે ગણી શકાતું નથી. માટે જ્યારે કરાર બળવાન હોય, પણ અમુક કારણોથી તે કરારનો પુરાવ બાતલ થએલો હોય અગર હોય નહી, અગર આ કલમમાં ઠરાવવામાં આવેલું છે તે પ્રમાણે લેહેણું મુદત બાહાર હોય, તોપણ લેહેણદાર પોતાની ખુશીમાં આવે તો, તે લેહેણા પેટે વસુલ ગણવાને મુખત્યાર છે. (કનીંગહામસાહેબની ટીકા પાનું. ૨૦૨)

"દેણદાર પાસે કાયદેસર જે ખરેખરૂં લેહેણું આપવા જોગ હોય," તે કરજને પેટે આપેલી રકમ માત્ર મજરે લેઈ શકાય. ક્લેટન્સ કેસ. (મેરીવેલ્સ રી. વા. ૧ પાનું. ૫૭૨), માટે જે કરજ હજુ સુધી દેવું થયું ન હોય અથવા જે કરજ કોઇ ગેરકાયદેસર કરારની રૂઇએ અથવા કોઇ નિરર્થક કરારની રૂઇએ ઊત્પન થયું હોય, તેવા કરજને માટે આપેલી રકમ મજરે લેઈ શકાય નહી. પણ જો કોઇ ખરેખરો કરાર થએલો હોય, પણ અમુક કારણને લીધે તેનો પુરાવ બાતલ કરવામાં આવ્યો હોય અગર પુરાવો મળી શકતો ના હોય, અથવા આ કલમમાં બતાવ્યા પ્રમાણે મુદતના કાયદાથી દેવું રદ થયું હોય, તેવે પ્રસંગે જો લેહેણદારની મરજીમાં આવે તો, આપેલા પૈસા ગમે તે રીતના ઉપયોગમાં લેઇ શકે.

વાદી સંગટલાલ પ્રતીવાદી બૈજનાથ રોય વિગેરે (ઇ. લા. રી. ક. વા. ૧૭ પાનું ૧૬૪) ના કામમાં મી. જસ્ટીસ નોરીસ અને મી. જસ્ટીસ મેકફર્સનસાહબે ઠરાવ્યું છે કે, અમારી નજરમાં આવે છે કે આ અપીલ કાહાડી નાંખવી જોઇએ. તે બાબતમાં અપીલવાળાના વિદ્વાન વકીલે બે કારણો બતાવેલાં છે. પ્રથમ તે એવી ફરીયાદ કરે છે કે પ્રતીવાદીએ કેટલાક દાણા આપેલા છે, તેની કીંમત આ દાવાવાળા ગીરોખતની પેહેલાંનું જે લેહેણું છે તે પેટે વસુલ ગણવાને નીચેની કોર્ટે મારા અસીલને પરવાનગી આપી નથી. તે બરોબર નથી. અને તેણે આ કલમ ઊપર પોતાની આ તકરારનો આધાર રાખેલો છે. અહીયાં બીજી હકીકત ઊપરથી એમ જણાય કે અમુક લેહેણામાં તે વસુલ ગણવું એવી હકીકત નથી, એમ કેહેવું મૂશકેલ છે. આગળનું દેવું છે તે દાણા આપી વાળવું એવો પક્ષકારોની વચમાં કરાર થએલો હોય, એવું બતાવવાને કાંઇ પુરાવ નથી, એટલુંજ નહી, પણ ખાસ એવો પુરાવ છે કે આ ખતનું દેવું તો નાણા આપીને વાળવાનું નથી, તોપણ નાણાનો અવેજ બીજી રીતે આપી વાળવાનું છે. માટે અમારી નજરમાં આવે છે કે આ ખત પેહેલાંનું લેહેણું છે, તે વાળવાને આ દાણા વસુલ ગણવાને નીચેની કોર્ટે ના પાડેલી છે, તે ઘણું બ્યાજબી કીધું છે.

## કલમ ૬૧

જો બેમાંથી એકે પક્ષકારે રકમ કોઈ અમુક ક-

**૬૧. આપેલી રકમ કોઈ અમુક કરજને પેટે બેમાંથી એકકે પક્ષકારે મુજરે પકડી ન હોય, ત્યારે તે રકમ કાળના અનુક્રમ પ્રમાણે કરજોને પેટે મુજરે લેવી. પછી તે કરજો દાવાની**

જેને પેટે મુજરે પડકી ન હોય તો, કેમ કરવું. મુદત વિશે જે કાયદા તે વખતે ચાલુ હોય તે મુજબ રદ થયાં હોય કે નહી, તેની ચિંતા નહી. જો કરજો એકજ કાળનાં હોય, તો આપેલી રકમ પ્રત્યેક કરજને પેટે હિસ્સેરસીથી લેવી જોઇએ.

**ટીકા**—લેહેણદાર અગર દેણદાર એમાંથી કોઇએ પણ વસુલ આપેલા પૈસા મજરે ગણવાનો પોતાનો હક વાપર્યો હોય નહી તો, કલમ ૫૯ માં જે ત્રણ નિયમો બતાવ્યા છે તેમાંનો છેલ્લો નિયમ તેવે ઠેકાણે લાગુ પડે છે. એટલે આપેલા પૈસા અગાઉના દેવા બદલ મજરે લેવામાં આવે છે. જેમકે ઉધારની બાજુએ જે પેહેલી રકમ હોય તે જમાની બાજુની પેહેલી રકમથી મજરે ગણાય છે.

ઇંગ્રેજી ઠરાવો પ્રમાણે સામાન્ય રીતે જે વસુલ આપવામાં આવેલું હોય, તે પ્રથમ વ્યાજ પેટે ગણવામાં આવે છે, અને પછી મુદલ પેટે ગણવામાં આવે છે. પરંતુ આ કલમમાં વ્યાજ બાબત કાંઈ પણ ઠરાવવામાં આવેલું નથી, માટે આ કલમ પ્રમાણે તો જ્યારે એમાંથી એકે પક્ષકારે કીયા લેહેણા પેટે વસુલ મજરે સમજવું તે વિશે કાંઇ નક્કી કરેલું ના હોય તો, પ્રથમનું જે લેહેણું હોય તે પેટે વસુલ ગણવાનું છે. પછી તે લેહેણાને મુદતના કાયદાની હરકત હોય, તોપણ ચીંતા નહી. જો એ લેહેણાં અગર એ કરતાં વધારે લેહેણાં એક લેહેણદારનાં એક તારીખનાં હોય તો, તે વસુલ ફાળા પડતું તે દરેક લેહેણામાં મજરે ગણવું જોઇએ. માટે જ્યારે એકાદા ખરીદદારને જુદા જુદા સખસને એ માલનાં "પારસલો" બાબત એક દલાલનું દેવું હોય, તે અને જે વસુલ આપવામાં આવેલું હોય તે એ લેહેણામાંથી દરેક માલના પારસલની રકમ કરતાં વધારે ને એ પારસલની કીમત કરતાં ઓછું હોય, અને તેટલામાં તે દલાલ નાદાર થાય તો, તે બેઉ લેહેણામાં તે વસુલની રકમ ફાળા પડતી વસુલ ગણવી જોઇએ. અને ફકત બાકીનું લેહેણું ખરીદદાર પાસેથી વસુલ કરી લેવા જેવું રાખવું હતું. ફાવેંક વિ. બેનેટ. ( ૧૧ ઇસ્ટ રી. પાનું. ૩૬ )

## કલમ ૬૨ મી.

### જે કરારો પુરા કરવાની જરૂર નથી તે વિશે.

જે કરાર બદલ્યો હોય અથવા જે રદ કર્યા હોય અથવા જેમાં ફેરફાર કર્યા હોય તે કરારો પૂરા કરવાની જરૂર નથી.

**૬૨. જો એકાદ કરારના પક્ષકારો તે કરારના બદલામાં બીજો નવો કરાર કરવાને, કિંવા તે કરાર રદ કરવાને, કિંવા તેમાં ફેરફાર કરવાને કબુલ કરે તો સદરહુ મુળ કરાર પુરો કરવાની જરૂર નથી.**

### દૃષ્ટાંતો.

**(અ.) અ ને કોઈ કરારની રૂઇએ બ ના કાંઈ રૂપિયા દેવા છે. અ, બ તથા ક મધ્યે એવી કબુલાયત થાય છે કે અ ને ઠેકાણે ક ને બ એ તે દિવસથી દેણદાર કબુલ રાખવો. બ નું જે જુનું કરજ અ ને દેવું હતું તેનો અંત આવ્યો, અને ક ને બ નું એક નવું**

કરજ ઉત્પન્ન થયું, એમ સમજવું.

(**ब.**) **अ** ને **ब** ના દસ હજાર રૂપિયા દેવા છે. **अ**, **ब** ની સાથે બંદોબસ્ત કરે છે, અને સદરહુ દસ હજાર રૂપિયાના કરજને ઠેકાણે પાંચ હજાર રૂપિયાને માટે **अ** પોતાનું ઈસ્ટેટ **ब** ને ગીરો આપે છે, આ નવો કરાર છે, અને તેથી જુનો રદ થાય છે.

(**क.**) **अ** ને **ब**, ના એક કરારની રૂઈએ હજાર રૂપિયા દેવા છે. **ब** ને **क** ના હજાર રૂપિયા દેવા છે. **अ** એ પોતાના હીસાબમાં હજાર રૂપિયા **क** ને નામે જમાં કરવા એવો **ब** **अ** ને હુકમ આપે છે, પરંતુ તે વાતમાં **क** સંમતિ આપતો નથી. **ब** ને **क** ના હજાર રૂપિયા હજુ દેવા છે એમ સમજવું જોઇએ, અને કાંઈ નવો કરાર ઉત્પન્ન થયો, એમ સમજવું નહીં.

**ટીકા**—આ આકટની કલમ ૩૯, ૫૩ અને ૫૪ ઉપરથી જણાશે કે કરારના એક પક્ષકારની વર્તણુંકથી બીજો પક્ષકાર પોતાની મરજીમાં આવે તો, તે કરારનો અંત લાવી શકે છે. આ કલમથી કરારનું છેવટ ત્રણ રીતે થાય છે, એમ ઠરાવવામાં આવેલું છે. એક તો એક કરારની જગોએ બીજો કરાર કરવો. કરારના પક્ષકારો બદલાય અગર કરારનો પ્રકાર બદલાય. આ બેમાંથી ગમે તે થાય, પણ અસલ કરાર પુરો થઇ જાય છે, અને તેને બદલે નવો કરાર થાય છે. માટે આ કલમ નીચે જે **अ** દ્રષ્ટાંત આપવામાં આવેલું છે, તેમાં અસલ દેણદાર કરારમાંથી મુક્ત થાય છે, અને તેની જગોએ બીજા નવા સખસને કબુલ કરવામાં આવે છે, તોપણ તે કરારવાળા વ્યવહારમાં અસલ દેણદાર, લેહેણદાર, અને નવો દેણદાર એ તમામ પક્ષકારો થાય છે. આ પ્રમાણે બનાવ જ્યારે એકાદી જુની પેહેડીનું દેવું, નવી પહેડીને માથે આપવામાં આવે છે ત્યારે વારંવાર બને છે તે પ્રસંગે નવી પહેડી તે દેવાની જવાબદારી માથે રાખે તે કબુલ કરવામાં આવે છે, એટલે અસલ દેણદારને લેહેણદાર છોડી દે છે. હાર્ટ વિ. આલેકઝાન્ડર (૨ મીશન એન્ડ વેલ્સબી પાનું. ૪૮૪)

વળી જ્યારે એક લેહેણદાર પોતાનું લેહેણું બીજાને અસાઇન કરે છે ત્યારે વચન લેનાર, એટલે લેહેણદાર બદલાય છે. આ બાબતમાં ઇંગ્રેજી "લા"માં નિયમ છે, તેમાં જે ગુચવણ છે તે "કામન લા"નો જે એવો નિયમ છે કે દાવો કરવાનો હક્ક બીજાને "અસાઇન" થઇ શકતો નથી, તેને લીધે છે. પરંતુ અસાઈનીને તેવો હક્ક આપવાથી પણ દાવો કરવાનો હક્ક મળવાને અટકાવ થાય છે, તે નિયમ પ્રમાણે "ઇકવીટી" મુજબ ચાલવામાં આવતું નથી. માટે કાયદા પ્રમાણે "અસાઇનમેંટ"ની બાબતમાં જે હકીકત જોઈએ તે, તે વિશે "ઈકવીટી" મુજબ હોવી જોઇતી નથી. કાયદા પ્રમાણે લેહેણું અસાઇન કરવાથી અસલ લેહેણુદારની બાબતમાં દેણદારની જવાબદારી છે, તે જવાબદારીમાંથી છુટા થવાને તે અસલ લેહેણદાર, અસાઇની, અને અસલ દેણદાર એ ત્રણેની વચમાં તે લેહેણાના "અસાઇનમેંટ"નો કરાર થવો જોઇએ. આ વિશેનો દાખલો "ટાટલોક વિ. હારીસ" (૩ ટર્મ. રી. પાનુ. ૧૭૪) ના કામમાં એવો બતાવવામાં આવેલો છે કે "ધારો કે **अ** ને **ब** નું ૧૦૦ પૌંડનું દેવું છે, અને **ब** ને **क** નું ૧૦૦ પૌંડનું દેવું છે, પછી તે ત્રણે એકઠા

મળી એવો કરાર કરે કે अ એ क ને ૧૦૦ પૌંડ આપવા. તેથી ब ની જે કરજની જ-વાબદારી હોય છે તે બંધ થાય છે, પછી તે રકમ अ પાસેથી क વસુલ કરી શકે છે." પણ ઇક્વીટી પ્રમાણે એકાદું લેહેણું લેહેણદારની અને જેને તે આપવમાં આવે તે બેની વચમાં કરાર કરી આપી સકાય છે, અને તેમાં દેણદારને ખબર આપવાની પણ જરૂર નથી. એક લેહેણદાર પોતાના દેણદારને પોતાની એવી ઈચ્છા બતાવે કે તમારે તે કરજ ત્રીજા પક્ષકારને આપવું તો, તે ઇચ્છા બતાવેલો હુકમ લેહેણદાર અને દેણદારની વચમાં સંપૂર્ણ થયો થાય છે, પછી દેણદારે તેમાં પોતાની કબુલત આપેલી ના હોય, તોપણ ચીંતા નહી, કારણ કે ઇક્વીટી પ્રમાણે તો તેને ફક્ત તે બાબતની નોટીસ આપવામાં આવે, એટલે તે તેને બંધનકાર્ક છે. મેકગોવન વિ. સ્મીથ (૨૬ લા. જ. ચે. પાનું. ૮).

આ કલમમાં કામન લાના નિયમ પ્રમાણે ફરીથી ઠરાવ કરવામાં આવેલો માલમ પડે છે, અને તેમાં ઇકવીટી પ્રમાણે જે નિયમ છે,તે બાતલ કરેલો છે; તેમ આ આકટમાં દાવો કરવાનો હક્ક અસાઇન કરવા સંબંધીમાં કોઇ પણ જગોએ ઠરાવ નથી. પરંતુ આ દેશમાં તો તે કાયમ થઇ ગએલો નિયમ છે કે દાવો કરવાનો હક્ક બીજાને અસાઇન થઇ શકે છે. કાદર બચાસાહેબ વિ. રંગાસ્વામી નાયક (૧ મ. હા. કો. રી. પાનું ૧૫૦), કનૈયાલાલ વિ. ડોમીંગો. (ઇ. લા. રી. ૧ અ. પાનું ૭૩૨.)

એક કરારની જગોએ બીજો કરાર એવી રીતે થાય છે કે, લેહેણદાર અસલ જામીની હોય તેનાથી જુદા પ્રકારની જામીની કબુલ કરે, તે છે. માટે ब દ્રષ્ટાંતમાં જેમ બતાવવા-માં આવ્યું છે કે સાદા કરારની રૂઇએ લેહેણું હોય તેને ઠેકાણે ગીરો કરી આપવામાં આ-વે. તેમજ હિસાબની રૂઈએ લેહેણું હોય તે બદલ બીલ, નોટ, અગર ચેક આપવામાં આવે, તે છે. પરંતુ ઘણુંકરીને તે જામીની તરીકે આપવામાં આવે છે. સબબ જો તે શીકારવામાં ના આવે તો, લેહેણદાર અસલ લેહેણું લેવાને ઇલાજ કરી શકે છે, કારણ કે તેવી જામીની લેવાથી તે લેહેણું બંધ થઇ જતું નથી.

જો કે એકાદો કરાર લખેલો હોય, તોપણ પક્ષકારોની વર્તણુંક ઉપરથી એમ બ-તાવી શકાય છે કે, તે લખતમાં જે કરાર લખેલો છે તેને બદલે તેમણે બીજી શરતો પસંદ કરી છે, પણ તે પ્રસંગે તે કરાર એવો હોવો નહી જોઈએ કે, તે લખેલોજ હોવો જોઇએ. જે પક્ષકાર તે લખેલા કરારને બદલે આવા મુખજુબાનીના કરારનો અમલ કરવા-ને માગતો હોય, તેણે બતાવવુંજ જોઇએ કે અમુક નવી શરતો પ્રમાણે અમો પક્ષકારોએ ચાલવું, એવું મારા સમજવામાં છે, એટલુંજ નહી, પણ એમ પણ બતાવવું જોઇએ કે બીજા પક્ષકારના સમજવામાં પણ તે પ્રમાણે છે, એટલે કે નવા કરારની શરતો તે બેઉ પક્ષકારોના સમજવામાં છે તે પ્રમાણે અમે ચાલીએ છીએ. ડાર્નલી વિ. લંડન, ચાથામ અને ડોવરરાય કંપની (લા. રી. ૨ હા. લા. પાનું ૬૦). એક કરારની જગોએ જે બદલે મુકવામાં આવે, તે પણ કરારજ હોવો જોઇએ. તેથી કરીને જો કોઇ કબુલાત કરી હોય અને તે કાંઇ કારણસર અમલમાં લાવી શકાય નહી તો, તેને કરાર થએલો અને જે ચાલુ હોય, તેવા કરારને બદલે તેવી કબુલાત મુકી શકાય નહી. જેમકે એક દસ્તાવેજ રજીસ્ટર કરાવવો જોઇતો હોય, અને તે રજીસ્ટર કરવામાં આવેલો ના હોય, તે તેને બદલે મુકે તો, ચાલે નહી. નંદકીશોર લાલ વિ. મસામતરામ સુખી. (ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૨૧૫)

તોપણ આ કલમ પ્રમાણે એવો સવાલ ઉત્પન થાય છે કે, એકની જગોએ બીજો કરાર કરવાની અગર તે રદ કરવાની અગર તેમાં ફેરફાર કરવાની કબુલતનો આ આકટની કલમ ૨૫ મીમાં એવી રીતનો સમાસ થાય છે કે, જેથી તે કબુલતને અવેજનો આધાર જોઇએ કે શી રીતે. જ્યારે એક કરારની જગોએ બીજો કરાર થાય ત્યારે તેનો અવેજ છે એમ કેહેવાય. કારણ કે એક પક્ષકાર તે નવો કરાર કબુલ કરે, તેનો બીજો પક્ષકાર અસલ કરાર છોડી દે, તે અવેજ થાય છે. પરંતુ જ્યારે પક્ષકારો એકાદો કરાર ફેરવવાને અગર રદ કરવાને કબુલ કરે, ત્યારે એમ તકરાર થઈ શકે છે કે બીજા કામમાં કરારને તેના આધારમાં અવેજ હોવો જરૂર છે, તેમ આ બાબતમાં પણ અવેજ હોવાની જરૂર છે. આ બાબતમાં ઇંગ્રેજી "લા" જો કે કેટલેક સાંકીત છે, તોપણ તે સ્પષ્ટ છે. વચન તોડયા પેહેલાં અને તોડયા પછી જે હકીકત બને છે, તે બેઉની વચમાં ભેદ છે, વચન તોડતા પેહેલાં તે છોડી દેવામાં આવ્યો છે, માટે જવાબદારી રેહેતી નથી, અગર તેમાંથી છુટા થવામાં આવેલું છે, એવી તકરાર સારા બચાવ તરીકે થાય છે. વચન તોડયા પછી તે જવાબદારીમાંથી ફક્ત બે રીતીએ છુટાપણું થાય છે, એટલે કે એક શીક્ષાની સાથે ફારકતી આપવામાં આવે, અગર તેના અવેજમાં અમુક કામ કરવામાં આવે. બીજી રીતીએ તે જવાબદારીમાંથી મુક્ત થવાને એમ શાબેત કરવું જોઇએ કે વચન લેનારે તે વચન તોડયાના અવેજમાં કાંઇક કબુલ કર્યું છે. તે કાયદાના હેતુ પ્રમાણે તેને ફાયદાકારક છે; તે કાંઇક કામ કરેલું હોવું જોઈએ, અગર વચન આપનારે નવો કરાર કરી આપેલો હોવો જોઇએ, તેવો નવો કરાર અસલ કરાર પ્રમાણે એકસરખી રીતે બળવાન છે. પરંતુ આવી જાતનો અવેજ ના હોય તો, પક્ષકારોને વચમાંની કાંઇ ગોઠવણ બંધનકારક નથી. માટે જો એકાદો લેહેણદાર રૂ. ૧૦૦) ના અવેજમાં રૂ ૫૦) અગર નાબુદ ખત કબુલ કરે તો, તેથી દેણદાર પોતાની જવાબદારીમાંથી છુટો થતો નથી, કારણ કે તે લેહેણદારને કાંઇ ફાયદો થાય તેવું મળેલું નથી. માટે લેહેણદારે પોતાના લેહેણાના અવેજમાં જે કાંઈ કબુલ કર્યું હોય તેમાં કીંચીત ફેરફાર થાય તો, આ નિયમ પ્રમાણે બરોબર ચાલવામાં આવ્યું થતું નથી. જેમકે ઠરાવો ઉપરથી જણાય છે કે, જો કે દેવાની રકમ કરતાં થોડી રકમ રોકડી આપવામાં આવી હોય, તેથી તમામ દેવું પતતું નથી. પણ દેવાની રકમના બદલામાં થોડી રકમનું બીલ ઓફ એકસચેંજ કબુલ કરવામાં આવેલું હોય તો, તે દેવાની જવાબદારીમાંથી મુક્ત કર્યા પ્રમાણે થાય છે, ગોડર્ડ વિ. ઓ. બ્રાયન (૯ કવીન્સ બેંચ. ડી. પાનું ૩૭)

કરારમાં સહીયો કર્યા પછી કરારના પક્ષકારોએ તેમાં ફેરફાર કરવાને કરાર કર્યો હોય તો, તે કરારનો તે ફેરફાર સાથે વિશેશ રીતે અમલ કરવાનું હુકમનામું થઇ શકે છે. વિશેશ ન્યાયના આકટની કલમ ૨૬ મીની રકમ (ઇ).

પરંતુ આ કલમની સાથે પુરાવ આકટની કલમ ૯૨ અને સન ૧૮૭૭ નો આકટ ૩ જો રજીસ્ટર બાબતનો છે, તેની કલમ ૪૯ મી પણ વાંચવી જોઇએ. જ્યારે કાયદા પ્રમાણે કરાર લખેલો હોવો જોઈએ અને તે લખેલો હોય તો તે કરારની શરતોમાં એવા ફેરફારનો પુરાવ આપી શકાતો નથી કે, જેથી તે લખેલા કરારની જગોએ તે મુખજુબાનીનો કરાર થાય. નોબલ વિ. વાર્ડ (લા. રી. ૧ એકસચેકર. પાનું ૧૧૭). પણ એક પક્ષકાર તે પ્રમાણે

નહી ચાલવાને બીજા પક્ષકારને પુછે, અને તે બીજો પક્ષકાર તે વાત કબુલ કરે તો, તેથી કરારમાં ફેરફાર થતો નથી. જે પક્ષકારે તે વાત કબુલ કરી હોય તે હરકોઇ વખતે ના કબુલ કરી શકે છે. હીકમ્યાન વિ. હેન્સ (લા. રી. ૧૦ શી. પી. પાનું ૫૯૮). એકાદો સખસ કરારથી ખરી રીતે જુદો થાય નહી, તેવી રીતે તે કરારનો અમલ કરવાની ખાયસ બતાવે તો, તેણે બતાવવું જોઇએ કે હું તે કરાર અમલમાં લાવવાને ખુશી અને તૈયાર હતો, તેમ ના કરે તો તેણે નવા કરાર ઊપર આધાર રાખવો જોઇએ. માટે વેચેલો માલ લેવાને ના પાડવામાં આવેલી તે બાબતના દાવામાં પ્રતીવાદીએ તકરાર કરી કે, કરાર પ્રમાણે વાદી માલ આપવાને ખુશી અને તૈયાર નહી હતો, અને એમ બતાવવામાં પણ આવેલું નથી કે ઠરાવેલી મુદત પેહેલાં પ્રતીવાદીએ માલ માગેલો, તેથી વાદીએ તે આપેલો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરારની રૂઈએ દાવો ચાલી શકતો નથી. વાદી માલ આપવાને ખુશી અને તૈયાર નહી હતો, તેથી તે આપવાની પોતાની ખુશી અને તૈયારી ઊપર આધાર રાખી શકતો નહી હતો, માટે તે પ્રતીવાદીની પાછળની વિનંતી જે અસલ કરારમાં ફેરફાર કર્યાની ખાયસ અગર જે વિનંતી ઊપર તે કબુલત નવા કરારના આધાર તરીકે હતી તે ઊપર તેને આધાર રાખવો પડેલો હતો. "સ્ટાટયુટ આફ ફ્રાડસ" મુજબ આવો કરાર લખેલો ના હોય તો, તેનો અમલ થઈ શકતો નથી. પ્લેવીન્સ વિ. ડાઉનીંગ (૧ શી. પી. ડી. પાનું. ૨૨૬)

આ આકટમાં કે પુરાવ આકટમાં લખેલા કરાર બાબતમાં એક પક્ષકાર બીજા પક્ષકારની કબુલત વિના કરી શકે તેવું કાંઇ પણ ઠરાવવામાં આવેલું નથી. બીલ આફ એકસચેંજની તારીખમાં ફેરફાર કરવામાં આવેલો, તે અગત્યનો ફેરફાર ગણવામાં આવેલો હતો. "પ્રામાસરી નોટ"માં દર શેંકડે "દર વર્ષે ૭ ટકા બ્યાજ આપવું" એવા શબ્દો વધારવામાં આવેલા હોય તો, તે પણ અગત્યની બાબત છે. વારીંગટન વિ. અર્લી (૨, ઇલીસ એન્ડ બ્લાકબર્ન. રી. ૭૬૩). બેંક આફ ઇગ્લંડની નોટોના નંબરમાં તે નોટોનો પત્તો લાગે નહી, તે હેતુથી ફેરફાર કરવામાં આવ્યો. તે પણ અગત્યનો ફેરફાર છે. અને તે એવી રીતનો છે કે, જો કે વાદી પાસે તે નોટો કીમતી અવેજ બદલ છે, તોપણ તે નોટોની રૂઇએ તે બેંક પાસેથી તે નાણાં વસુલ કરી શકતો નથી. સફેલ વિ. બેંક આફ ઈગ્લંડ (૯ કવીન્સ. બેંચ. ડી. પાનું. ૫૫૫). તોપણ એકાદા દસ્તાવેજમાં ફેરફાર કરવામાં આવેલો હોય, તેથી તે તમામ કારણસર કાંઈ રદ થઇ શકતો નથી. એક વેચાણ ખતમાં ફેરફાર થવાથી જે કરાર કરનારની તે બાબતમાં જવાબદારી હતી, તેને તે કરારની રૂઇએ દાવો કરવાને જો કે અટકાવ થાય છે, તોપણ તેથી જે મીલકત વેચાણ આપવામાં આવી હોય, તે ઊપરના હક્કને કાંઈ અસર થતો નથી. માસ્તર વિ. મીલર (૧ સ્મીથ્સ. એલ. શી. પાનું. ૭૯૬). જે સખસ તે ફેરફાર કર્યા બાબત જવાબદાર હોય તેના હક્કનેજ તેથી હરકત થાય છે, માટે જો બીજાઓના હક્કનો નિર્ણય કરવાની જરૂર હોય તો, તે દસ્તાવેજ ફકત કરારના પુરાવ તરીકે તો જોઈ સકાય છે, પછી તે અંદરખાનેથી બંધનકાર્ક ન રેહે તો હરકત નહી. પાટીસન વિ. લકલી. (લા. રી. ૧૦ એકસચેકર પાનું. ૩૩૦)

લેહેણુદાર અને દેણુદારની વચમાં હિસાબ નક્કી કરવામાં આવેલો, અને જે બાકી દેવી નીકળી તે બાબત દેણુદારે એક ખત લખી આપેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે લેહેણુદાર સદરહુ બાકીની રૂઇએ દાવો કરી શકતો નથી. સરદારકુંવર વિ. ચંદ્રાવત્તી (ઇ. લા. રી. ૪ અ. પાનું ૩૩૦ )

એક પક્ષકાર ફકત એમ કેહેતો હોય કે જુના કરારની જગોએ નવો કરાર થએલો છે, તેથી જુનો કરાર બંધ પડેલો છે, એમ તે પક્ષકારની વિરૂદ્ધ થતું નથી, પછી તેનું તે કેહેવું સાચું છે, એમ ઠરાવવામાં આવેલું હોય, તોપણ ચીંતા નહી. રોશાન બીબી વિ. હરી ક્રીસ્ટોનાથ, (ઇ. લા. રી. ૮ ક. પાનું. ૯૨૬ )

વાદીએ દાવો કર્યો કે અમુક હુકમનામું અમો પક્ષકારોની વચમાં થયું છે કે તે અમુક હફતેથી પુરૂ કરી આપવું, ને તે હફતો પાડે તો વાદી અમુક જમીનના હિસ્સાની ઉપજ જમા કરી વેચાણી વસુલ કરે, એવી કબુલતની અરજી આપેલી છતાં હપતા આપ્યા નહી, માટે અપાવો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે અરજીથી પક્ષકારોની વચે નવો કરાર કરવાનો કાંઇ હેતુ નહી હતો, એવું સાફ છે. માટે તે દાવો ચાલે નહી. દારભા વેંકાયા વિ. રાયા સુબા રાયડુ ( ઇ. લા. રી. ૧ મ. પાનું. ૩૮૩ )

## કલમ ૬૩ મી.

વચન લેનાર વચન પુરૂ કરવાનીવાત માંડી વાળે કિંવા માફી કરે તે બાબત.

**૬૩. હરકોઈ વચન લેનાર પોતાને આપેલું વચન પુરૂં કરાવવાનું માંડી વાળી શકે છે, અથવા તે તમામ કિંવા તેનો કાંઈ ભાગ પુરો ન કરવો એવા માફી આપી શકે છે, અથવા તે પુરૂં કરવાની મુદત વધારી શકે છે અથવા તેને યોગ્ય જણાય તે પ્રમાણે તેનો ગમે તેવો બદલો તેના બદલામાં કબુલ રાખવાને મુખત્યાર છે.**

### દૃષ્ટાંતો.

(अ.) अ, ब ને એક તસબીર રંગી આપવાનું વચન આપે છે. ब પછવાડેથી એ પ્રમાણે કરવાની ના કેહે છે. એ પછી તે વચન પુરૂં કરવાની अ ને ફરજ રેહેતી નથી.

(ब.) अ ને ब ના પાંચ હજાર રૂપિયા દેવા છે. જે ઠેકાણે તથા જે વખતે સદરહુ પાંચ હજાર રૂપીયા આપવાના હતા તે ઠેકાણે તથા તે વખતે તે સર્વે પાંચ હજાર રૂપીયાના તમામ દેણાની બે બાકી દાખલ अ બે હજાર રૂપીઆ ब ને આપે છે, તે ब તે પ્રમાણે કબુલ રાખીને લે છે, એ રકમથી સદરહુ તમામ દેણ અદા થયું એમ સમજવું.

[क.) अ ને ब ના પાંચ હજાર રૂપીયા દેવા છે. क, ब ને એક હજાર રૂપીયા ब ના માગણાની બે બાકી દાખલ આપે છે, તે ब તે પ્રમાણે કબુલ રાખીને લે છે. એથી કરીને સર્વે કર્જનો નીકાલ થયો એમ સમજવું.

(ड.] કોઈ કરારની રૂઇએ अ ને ब ના કંઈ પૈસા દેણા છે, પણ તે કેટલા એ મુક્કરર થયું નથી. રકમ મજકુર મુક્કરર કર્યા શિવાય अ, ब ને બે

**હજાર રૂપીયા આપે છે અને ब પોતાના તમામ લેહેણાની બે બાકી દાખલ સદરહુ રૂપિયા કબુલ રાખીને લે છે. એ ઉપરથી કરજ મજકુર ગમે તેટલું હોય, તોપણ તે સર્વે અદા થયું એમ સમજવું.**

**[इ.) અ ને ब ના બે હજાર રૂપીયા દેવા છે, અને બીજા માગનારાઓને પણ રૂપીયા આપવાના છે. અ, ब સુદ્ધાંના પોતાના શાહુકારો જોડે બંદોબસ્ત કરે છે કે તેઓનાં પોત પોતાના કરજો રૂપીએ આઠ આના પ્રમાણે બદલો આપી પતાવવાં. ब ને એક હજાર રૂપીયા આપ્યાથી ब નું કરજ અદા થયું એમ સમજવું.**

**ટીકા**—આ કલમનો જેટલો ઠરાવ કરાર તોડતા પેહેલાંની બાબતમાં લાગુ થાય છે, તે વિશે ઇંગ્રેજી "લા"માં જે નીયમ છે તે અહિયાં બતાવવામાં આવ્યો છે, કારણ કે કરાર તોડતાં પેહેલાંની બાબત વચનથી છુટા થવાને સામા પક્ષકારે તે કરારનો અમલ કરાવવો છોડી દીધેલો છે, એવી તકરાર થાય છે. પરંતુ આ કલમમાં કરાર તુટયા પછીની જે બાબત દાવામાં જવાબ તરીકે થાય તેવો દેખીતો તે ઠરાવનો ઇરાદો છે. પરંતુ તે બાબતમાં ઇંગ્રેજી "લા"નો જે નિયમ છે કે કરાર તુટયા પછી દાવો કરવાનો હક્ક શીક્કાવાળી ફારકતી લેવામાં આવી હોય, અગર તે વિશે કાંઇ પતાવવામાં આવેલું હોય તો રેહેતો નથી—પતાવવામાં આવેલું હોય એટલે તેના બદલામાં કાંઈ અવેજ લેવામાં આવેલો હોય, તે છે. આ બાબતમાં ફક્ત વેચાય તેવા દસ્તાવેજો સબંધીનો અપવાદ છે, કારણ કે તે વિશેના આકટમાં તે બાબત ખાસ ઠરાવ કરવામાં આવ્યો છે. સન ૧૮૮૧ ના આકટ ૨૬ માની કલમ ૮૨.

ઇંગ્રેજી"લા" પ્રમાણે શીક્કાવાળી ફારકતી આપવામાં આવે એટલે દાવો કરવાનું કારણ રેહેતું નથી, માટે તે ફારકતી લખી આપનારની તેમાં ભુલ થએલી છે, એવું પણ તે બતાવી શકતો નથી, કારણ કે તે ફારકતીથી તેને પ્રતિબંધ થાય છે. લીપ આન કાનટ્રાકટ પાનું ૨૯૮. પરંતુ આ દેશની કોર્ટો તેવા પ્રતિબંધનો અમલ કરતા નથી. પરમશીંગ વિ. લાલજીમલ (ઇં.લા. રી. અ. વા. ૧. પાનું ૪૦૩). આ કલમ ૪૪ મી કલમ સાથે વાંચવી જોઇએ, માટે બે સહવચન આપનારાઓમાંથી એકને છોડી દેવામાં આવેલો હોય તો, તેથી બીજો વચન આપનાર છુટો થતો નથી. કે. ચંદર મીતર વિ. સ્ટરૂધર્શ. (ઈ. લા. રી. ૪ ક. પાનું. ૬૩૬)

આ કલમમાં સ્પષ્ટ રીતે એવું ઠરાવેલું નથી કે, વચન લેનારે વચનનો અમલ કરાવવો છોડી દીધેલો હોય તેને પાછળથી તે વચનનો અમલ કરાવવાને અટકાવ થાય છે, પરંતુ આ કલમ નીચે જે દ્રષ્ટાંતો છે તે ઉપરથી સાફ જણાય છે કે આ કલમનો તેવો ઇરાદો છે.

क દ્રષ્ટાંતમાં જે દાખલો બતાવવામાં આવ્યો છે, તે કલમ ૪૧ મીના ઠરાવનો દાખલો છે. આ કલમના બીજા દાખલાઓ બાબત કલમ ૩૯ મીની નોટ જોવી.

નીચેના દ્રષ્ટાંતો ઉપરથી આ કલમ મુદ્દાની બાબતમાં એટલી ઠરાવવામાં આવી છે કે, વચનનો અમલ કરાવવો છોડી દેવામાં આવ્યો હોય, અગર તમામ વચનના અવેજમાં તેનો ભાગ કબુલ કરયો હોય તો, જે સખસે તે અમલ છોડી દીધેલો હોય અગર વચનનો ભાગ કબુલ કરયો હોય, તેને તે અમલ બંધનકારક થવાને આધારમાં અવેજ હોવાની જરૂર નથી. કનીંગહામસાહેબની ટીકા પાનું ૨૦૯ અને ૨૧૦

## કલમ ૬૪ મી.

નિરર્થક થવા યોગ્ય કરાર રદ કરવાનું પરિણામ.

**૬૪. જ્યારે એકાદ સખસની ઈચ્છા ઉપરથી એકાદ કરાર નિરર્થક થવા યોગ્ય હોય, અને તે સખસ તે કરાર રદ્દ કરે, ત્યારે તે કરારનો બીજો પક્ષકાર તેમાંના જે કંઈ વચનનો વચન આપનાર હોય તે વચન તેણે પુરૂં કરવાની જરૂર નથી. કોઈ નિરર્થક થવા યોગ્ય કરાર જે પક્ષકાર રદ્દ કરે તે પક્ષકારને તે કરારના બીજા પક્ષકાર તરફથી કરાર મજકુરની રૂઇએ કાંઈ ફાયદો થયો હોય તો, તેણે તે ફાયદો જે પક્ષકાર પાસેથી મળ્યો હોય તે પક્ષકારને અપાઈ શકાય તેટલો પાછો આપવો.**

**ટીકા**—અગાઉના કલમ ૧૯, ૩૯, ૫૩ કિંવા ૫૪ મીના ઠરાવ પ્રમાણે કરારના કોઇ પક્ષકાર કરાર મુજબ ચાલે નહી તો, તે કરારના પક્ષકારની સ્થીતી આ કલમથી નક્કી કરવામાં આવી છે. જે પક્ષકારના વિરૂદ્ધ બીજો પક્ષકાર કરાર છોડી દે તે વખતથી તે પક્ષકાર તે કરાર પ્રમાણે વધારે ચાલવામાંથી મુક્ત થાય છે. પણ જે પક્ષકાર તે કરાર છોડી દે, તેણે તે છોડી દેતા પેહેલાં તે કરારને લીધે જે કાંઇ ફાયદો લીધો હોય, તે જેટલો ફાયદો લીધો હોય તેટલો પાછો આપવાને બંધાએલો છે. તોપણ સામો પક્ષકાર જો કે કરાર પ્રમાણે ચાલવામાંથી છુટો થાય છે, તોપણ તેને કાંઇ નાણાં અગર માલ તે કરારના આધારથી આપવામાં આવ્યાં હોય, તે નાણાં અગર માલ પાછો આપવાને બંધાએલો છે, અગર તેમ નહી તો તેનો બદલો આપવાને તે ઓછામાં ઓછો જવાબદાર છે, એમ લાગે છે. કેટલીક વખતે તો કલમ ૭૨ મી પ્રમાણે આ જવાબદારી થાય છે. જ્યારે કરાર રદ થઇ શકે તેવું હોય અને મીલકત આપવામાં આવેલી હોય તો, તે મીલકત ટ્રસ્ટ આકટની કલમ ૮૬ મી પ્રમાણે જેને આપવામાં આવી હોય, તે સખસ તે મતલબની નોટીસ મળે, એટલે તે આપનારના ફાયદા સારૂ તે લેનારે પોતાના કબજામાં રાખવીજ જોઇએ, પણ તે વખતે જેને તે આપવામાં આવેલી હોય તેણે જે અવેજ આપેલો હોય, તેને તે કરાર રદ કરનાર પક્ષકાર તે અવેજ પાછો આપવાને બંધાએલો છે. આજ પ્રમાણે જે મીલકત કપટને લીધે લલચાઇને કિંવા ભૂલથી આપેલી હોય, તે બાબતમાં નિયમ છે.

વિશેશ ન્યાયના આકટ (સન ૧૮૭૭ ના ૧ લા) ની કલમ ૩૮. કરાર રદ કર્યાનો નિર્ણય થાય, એટલે તે રદ કરાવનાર પક્ષકારે ઇનસાફની રૂઇએ બીજા પક્ષકારને જે બદલો ઇયાને કંપેનસેશન આપવું જોઇએ, તે તેની પાસેથી અપાવવું જોઇએ.

આ કલમમાં "ફાયદો" શબ્દ છે, તે ઉપરથી એમ અનુમાન કરવુંજ જોઈએ કે, જે વખતે કરારના પક્ષકારોમાંથી એક પક્ષકાર તે કરાર છોડી દે તે વખત સુધીમાં તેને તે કરારથી કાંઈ નફો થયો હોય તો, તે નફો તે બીજા પક્ષકારને પાછો આપવાને તે બંધાએલો છે. ઇંગ્રેજી "લા"નો નિયમ એવો છે કે જ્યારે કરાર રદ કરવામાં આવે ત્યારે તે કરાર કોઈ દીવસ જાણે કરવામાં આવેલો નથી, તેવી સ્થીતીમાં તે કરારના પક્ષકારો આવે છે. પરંતુ જો આ પ્રમાણે થઇ શકે તેવું ના હોય તો, તે કરાર રદ થઇ શકતો નથી. આ દેશમાં

પણ આજ નિયમ બાહાલ રાખવામાં આવ્યો છે. મહમદ મોહીદીન વા. ઓટાઈલ ઉમાચી. (મ. હા. રી. વા. ૧ પાનું ૩૫૦). પણ આ કલમના શબ્દો ઊપરથી એવી તકરાર થઇ શકે કે ઉપર પ્રમાણે પક્ષકારો પ્રથમની સ્થીતીમાં પાછા આવી શકે તેવું થવાને વખત બહુ ઓછો રહયો હોય, તોપણ એકાદો પક્ષકાર તે રદ કરી શકે છે. વિશેશ ન્યાયના આકટની કલમ ૩૬, અને કલમ ૧૯ મી નીચેની "નોટ" જુઓ. એક હિંદુની વડીલોપાર્જીત મીલકત, એક સહભાગીયાએ વેચેલી હોય, અને બીજો સહભાગીયો તે વેચાણ રદ કરાવે, તેમાં એવું માલુમ પડે કે વેચાણની કીમત કુંટબની પુંજીમાં આવેલી છે તો, તે વેચાણ રદ કરાવનારને એવી ફરજ પાડી શકાય છે કે તે વેચાણની કીમત તે વેચાણ લેનાર પાછી વસુલ આપે. નથુલાલ ચોધ્રી વિ. ચેદીસાહી. (બં. લા. રી. વા. ૪ પાનું ૧૮)

ભુલથી કોઇને નાણાં આપવામાં આવ્યાં હોય તો, જેને તે આપવામાં આવ્યાં હોય, તે માણસ એ નાણાં પાછાં આપવાને જવાબદાર છે. (ઈં. લા. રી. ૧ અ. પાનું. ૭૯).

લેહેણદારને લેહેણા કરતાં ભુલથી વધારે નાણાં આપવામાં આવેલાં, તે બાબતના દાવામાં ઠરાવ્યું કે તે રૂ. ૫૦૦) કરતાં ઓછી રકમનો દાવો હોવાથી, તે સ્માલકાજકોર્ટ સાંભળી શકે છે. (ઈ. લા. રી. ૨ અ. પાનું. ૬૭)

ખતની રૂઇએ દાવો કરવામાં આવેલો, તેમાં પ્રતીવાદીએ તકરાર કરી કે અમુક હુકમનામું થએલું, પણ તે હુકમનામું થયા પછી વ્યાજ આપવાનો ઠરાવ નહી છતાં વાદીએ વ્યાજ સાથે તે હુકમનામું બજાવેલું, પણ એ ઠરાવ હુકમનામામાં નથી એ વાત, બદધાનતથી છુપાવી, અમો ન્હાની વયના હતા તે વખતે તે હુકમનામાનું વ્યાજ સાથે અમારી પાસેથી આ ખત લખાવી લીધું છે, તેમાં ઠરાવ્યું કે આ ભુલ એવી નથી કે જેથી તે કરાર રદ થઇ શકે, પણ હિસાબ દુરસ્ત થઇ શકે છે. ગોકળદાસ ગોપાળદાસ વિ. મુર્લી. (ઈ. લા. રી ૩ક. પાનું. ૬૦૨)

## કલમ ૬૫ મી.

*નિરર્થક કબુલાયત અથવા નિરર્થક થયલા કરારની રૂએ જે શખસને કાંઇ ફાયદો થયો હોય તે સખસની ફરજ શી છે.*

**૬૫. જ્યારે કોઈ કબુલાયત નિરર્થક છે એવું માલમ પડે, અથવા જ્યારે કોઈ કરાર નિરર્થક થાય, ત્યારે તે કબુલાયત કિંવા કરારની રૂએ જે સખસને કાંઈ ફાયદો થયો હોય તે શખસે તે ફાયદો જેની પાસેથી મળ્યો હોય તેને પાછો આપવો, અથવા તેનો બદલો ભરી આપવો, એ તેની ફરજ છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ ની क નામની છોકરી જોડે ब એ પોતે લગ્ન કરવાનું વચન આપ્યાથી, તેના અવેજમાં अ ब ને એક હજાર રૂપીઆ આપે છે. વચન આપ્યું તે વખતે क મરી ગયલી હતી. એ કબુલાયત નિરર્થક છે, પણ ब એ સદરહુ હજાર રૂપીઆ अ ને પાછા આપવા જોઇએ.**

**(ब.) મે મહીનાની પેહેલી તારીખની પેહેલા બશો પચાસ મણ ચોખા**

ब ને આપવાનો કરાર अ ब જોડે કરે છે, अ એ તે તારીખની પેહેલાં ચોખા એકશો તીશ મણ માત્ર આપ્યા, અને તે પછી કાંઈ ચોખા આપ્યા નહી. ब એ એકશો તીશ મણ ચોખા તારી પેહેલી એ પછી પોતાની પાસે રાખ્યા. એટલાની કિંમત તેણે अ ને આપવી જોઈએ.

(क.) अ એક ગાયન કરનારી છે, તે એક નાટકશાળાના અધિપતિ ब સાથે એવો કરાર કરે છે કે ब ની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીએ બે રાત્રી એ પ્રમાણે પોતે ગાયન કરવું, અને ब એવી બોલી કરે છે કે ગાયનની દર રાત્રીના શો રૂપીઆ अ ને આપવા. છઠ્ઠી રાતે अ જાણી જોઇને નાટકશાળામાંથી ગેરહાજર રહેછે, અને તે કારણને લીધે ब કરાર બંધ પાડે છે. अ એ પાંચ રાત્રી ગાયન કર તે બદલ ब એ તેને પગાર આપવો જાઇએ.

(द]. अ એક હજાર રૂપીએ ब સારૂ એક ગાયન સમારંભ વખતે ગાવાનો કરાર કરે છે, અને તે હજાર રૂપીઆ તને અગાઉ આપ્યા છે. अ ને એવો મંદવાડ આવ્યો કે તેનાથી ગવાતું નથી જો अ નાથી ગાયન થાત તો ब ને જે કાયદો થયો હોત તેનો બદલો अ એ ब ને ભરી આપવાની ફરજ નથી. પણ જે હજાર રૂપીઆ अ ને અગાઉથી આપેલા છે તે તેણે પાછા જોઇએ.

**ટીકા**—આ કલમમાં જે ઠરાવ છે તે પ્રમાણે કરારનો એક પક્ષકાર બીજા પક્ષકારને નાણાં આપે, અને તે બીજો પક્ષકાર પોતાની કસુરના કારણથી અગર બીજા કોઇ કારણથી તે નાણાં આપનાર પક્ષકારને તેના આપેલા નાણાંનો બદલો મળવામાં નીરાશ કરવામાં આવે, તે બાબત છે. "ઈ.ગ્રે.૭ લા" પ્રમાણે એક સખસ અમુક અવેજ બદલ નાણાં આપે અને પાછળથી તે અવેજ નિષ્ફળ જાયતો તે નાણાં આપનાર સખસ પોતાના આપેલાં નાણાં પાછાં વસુલ કરવાને દાવો કરી શકે છે. માટે જો એકાદો સખસ બીલોનાં નાણાં આપે અને પાછળથી તે જુઠાં બનાવટનાં માલુમ પડે તો, તે પાછાં વસુલ કરી શકે છે. જોન્સ વિ. રાઇડ (૫ ટાન્ટ રી. પાનુ. ૪૮૮).

જમીન વેચાણ લેવાના કરારમાં ખરીદકરનારને તે જમીન ઉપરનો પાકો હક્ક મળવો જોઈએ. માટે જો તે હક્ક તેને પાછળથી ખામી ભરેલો માલુમ પડે તો, તે ખરીદકરનારે તે કરારમાંથી છુટો થઈ તે જમીનની કીમત દાખલ જે કાંઈ નાણાં આપેલાં હોય, તે પાછાં લેઇ શકે છે. વિશેશ ન્યાયના આકટ (સન ૧૮૭૭ ના ૧ લા) ની કલમ ૨૫ મી જુઓ. પણ ખરીદકરનારને ખરીદ કરતાં અવલ સાવધ રેહેવા બાબત જે નિયમ છે તે તેને લાગુ થાય છે. માટે ખરીદકરનારને ખરીદ કરેલી મીલકત ઉપરના હક્ક બાબત તજવીજ કરવાનો લાગ મળ્યા છતાં તે હક્ક બાબત તે ભુલમાં પડયો હોય, અને તે વેચાણ આપનારના કૃત્યથી કાંઇ ભુલમાં પડેલો ના હોય તો, પછી તેવા વ્યવહારમાં જે પરીણામ થાય તે ખરીદકરનારનેજ સોસવો પડે છે. પરંતુ જ્યારે હક્ક ઉપરની ખામી વેચાણ આપનારે છુપાવી હોય ત્યારે તે વેચાણ આપનારનું કપટ થાય છે, માટે તેવે

પ્રસંગે ખરીદકરનાર ખરીદીની કીમતનાં આપેલાં નાણાં પાછાં વસુલ કરી શકે છે. પણ જો વાદીની કસુરથીજ અવેજ, નિષ્ફળ જાય તો, તેનો તે નાણાં લેવાનો હક્ક નથી, કારણ કે પ્રતીવાદીને જે તે કરારની રૂઈએ નાણાં આપવામાં આવેલાં હોય, તે પોતાની પાસે રાખે તેમાં કાંઇ ગેરવ્યાજબી નથી. સબબ એકાદો ખરીદદાર અમુક રકમ અનામત દાખલ આપે અને પાછળથી તે પુર્ણ કરવાને નિષ્ફળ જાય તો, પ્રતીવાદીને તેના ઉપયોગ સારૂ મળેલાં નાણાં તે વાદી પાછાં વસુલ કરી શકતો નથી. થોમ્સ વિ. બ્રાઉન. (૧ કયુ. બી. ડી. પાનું. ૭૧૪)

જો કપટ ના હોય અને હક્ક બાબત સાધારણ રીતે જમીનના વેચાણના ઇંગ્રેજી કરારમાં ખાસ કરાર દાખલ કરવામાં આવે છે તે ના હોય, અને વેચાણ ખત લખી આપ્યા પછી ખરીદદાર પાસેથી વધારે ચડતા દરજાના હક્કથી કબજો લેઈ લેવામાં આવે તો, તેના પછી તેને વેચાણ આપનાર વિરૂદ્ધ કાંઈ ઇલાજ નથી. (સગડન્સ વેંડરર્સ અને પરચેઝર્સ, પાનું ૫૪૯, ૫૫૨.) તેજ પ્રમાણે માલની બાબતમાં સ્પષ્ટ અગર ગર્ભિત રીતે હક્કની ખાત્રી કરવામાં આવેલી ના હોય તો, જે ખરીદદાર પાસેથી કબજો ગએલો હોય, તે ખરીદદાર ખરીદીની કીમતનાં નાણાં પાછાં વસુલ કરી શકતો નથી. કલમ ૧૦૯ નીચેની નોટ જોવી.

જો તે થોડોક નીષ્ફળ જાય અને થોડોક કરાર પ્રમાણે ચાલે અગર બીજા શબ્દોમાં કહીએ તો, પ્રતીવાદી એ કરાર પ્રમાણે ચાલવાથી તેને કાંઈ ફાયદો થયો હોય, અને જો તેનો ભાગ પડી શકે તેવું ના હોય તો, "ઇંગ્રેજી લા" પ્રમાણે તે આપેલી કીમત વસુલ કરી શકતો નથી. માટે જો વેચાણવાળી મીલકતના પ્રકારની ખાત્રી સાથે મીલકત વેચવામાં આવેલી હોય તો, જો કે ખરીદદાર તે ખાત્રી તોડયા બાબત દાવો કરી શકે છે, તોપણ તે કીમત લેવા દાવો કરી શકતો નથી. વીડીન કપ વિ. હયુગઝ (લા. રી. ૬ શી. પી. પાનું ૭૮) ના કામમાં વાદીનો દીકરો છ વર્ષની મુદત સુધી એક ઘડીયાળીના એપ્રેનટીસનું કામ ૨૫ પૌંડ પ્રીમીયમથી કરવાનો હતો, પણ એક વર્ષ પછી તે ઘડીયાળી મરણ પામ્યો. બાદ તે ઘડીયાળીની વહિવટ કરનાર સ્ત્રી ઉપર તે પ્રીમીયમ લેવા દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે કાંઈ પણ વસુલ થઇ શકતું નથી, કારણ કે તે કરારમાંથી થોડોક અમલમાં લાવવામાં આવેલો છે, અને જે રકમ આપવામાં આવી છે તેની વેહેચણ થઇ શકે તેવું નથી. તે પ્રમાણે કટર વિ. પોવેલ (૨ સ્મીથ્સ એલ. શી. પાનું. ૧) નો મુખ્ય મુકરદમો છે, તેમાં મરનાર કટર જો જામેકાથી લીવરપુલ જતાં એક વાંહાણમાં જઈ બીજા વાંહાણના અમલદાર (માલમ)ની નોકરી કરે અને તે કામ પોતાને કરવાનું તે કરે તો, તેને ૩૦ "ગીની" આપવાને પ્રતીવાદીએ વચન આપ્યું. તે મુસાફરીમાં તે કટર મરણ પામ્યો. તેથી તેના વહિવટદારે તે કટરે કામ તથા મજુરી કરેલી તે બાબત દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પક્ષકારોની વચમાં સ્પષ્ટ કરાર થએલો છે, અને મરનારે તે કરારનો અમલ કરેલો નથી, માટે તે દાવામાંથી તેને કાંઇ પણ મળી શકતું નથી. એમ માલુમ પડે છે કે જે રકમ ઠરાવવામાં આવી છે, તે સાધારણ મુસાફરીના દર કરતાં ભારે છે, માટે તકરારી કરાર સાથે તે હકીકત ધ્યાનમાં લેતાં, કોર્ટના વિચારમાં આવ્યું છે કે તે મરનારનો ઇરાદો પોતે તમામ કામ બજાવી શકે તો, વધારે ભારે રકમ લેવી, અને બીજું કાઇ લેવાનું નહી હતું. તેજ નિયમના

આધારથી અમુક માલ અમુક જગોએ આપવાની બાબતમાં ચાર્ટરે અમુક નુર આપવાને વચન આપેલું, પણ તે જગોએ આવી પોહોચતાં અવલ તે વાંહાણ ટુટયુ, તો જેટલી મુસાફરી કરવામાં આવી હોય તેટલી મુસાફરી બાબત તેની પાસેથી નુર લેઇ શકાતું નથી. પરંતુ જ્યાં તે આફત થઇ ત્યાંના બંદરમાં તે માલ કબુલ કરે, અને આગળ લેઇ જવાનું તે પોતેજ છોડી દે તો, તે નુર આપવાનો તેનો ગર્ભિત રીતે કરાર થાય છે. કુક વિ. જેનીંગ્સ (૭ ટર્મ. રી. પાનું. ૩૮૧).

કરાર કાયદા વિરૂદ્ધ છે તે બાબત પક્ષકારોને જાણીતી હોય અને તે કાયદેસર નહી હોવાથી રદ બાતલ હોય, તેને આ કલમના શબ્દો લાગુ નથી. સામાન્ય નિયમ એવો છે કે જે કરાર કાયદેસર ના હોય તેના આધારથી કાંઈ નાણાં અગર માલ આપવામાં આવેલો હોય તો, તે નાણાં પાછાં લેઇ શકતો નથી, તેમ એમાંથી એક પક્ષકાર દાવો કરી તે કરાર રદ કરાવી શકતા નથી. (પોલાક કંત્રાકટસ પાનું. ૩૪૮). આ વિશે કાયદાનો અમુક નિયમ છે, તે નિયમ લાગુ કરવાની અજમાશ એ છે કે વાદી પોતાના કાયદા વિરૂદ્ધના વ્યવહારના સાધન અગર મદદ શિવાય બીજી રીતે પોતાનો દાવો શાબેત કરી શકે છે કિંવા નહી. ટેલર વિ. ચેસ્ટર (લા. રી. ૪ ક્વીન્સ બેંચ. પાનું. ૩૦૯)

પણ તે નિયમ જે કાયદા વિરૂદ્ધના વ્યવહારમાં ત્રીજો સખસ પક્ષકાર ના હોય, તેના ઉપરના દાવાને લાગુ થતો નથી. જે એજંટ અગર ટ્રસ્ટીને વાદીના ઉપયોગ સારૂ નાણાં મળેલાં હોય તે પોતાની પાસે તે નાણાં પોતાને કબજે એવા કારણથી રાખી શકતો નથી કે, વાદી અને એક બીજા સખસની વચમાં કાયદા વિરૂદ્ધ કરાર થએલો છે, તે કરારની રૂઇએ તે નાણાં મને આપવામાં આવેલાં છે, તેમ કોઈ સખસને કાયદા વિરૂદ્ધ કારણ સારૂ નાણાં સોંપવામાં આવે તો, તે કારણ બનતાં પેહેલાં તે નાણાં પાછાં માગવામાં આવે ત્યારે તે આપવાને ના પાડી શકતો નથી. ટેનંન્ટ વિ. એલીયટ (બોસાનકવેટ એન્ડ પુલર્સ. રી. ૭). જો કે તે ઇંગ્રેજી લાના નિયમો ઉપરના ઠરાવો પ્રમાણે છે. તોપણ સન ૧૮૪૮ નો આકટ ૨૧ મો અને મુંબાઇનો સન ૧૮૬૫ નો આકટ ૩ જો જોતાં આ મુંબાઈ ઈલાકાની બાબતમાં કાયદો કાંઇક ભીન્ન છે, એમ જણાય છે.

કાયદાની ચુકથી નાણાં ધીરવામાં આવેલાં, તેમ છતાં ઠરાવવામાં આવ્યું છે કે તે નાણાં પાછાં લેવાનો દાવો ચાલી શકે છે. તેમાં મદ્રાસ હાયકોર્ટે એવું ઠરાવ્યું છે કે કાયદાની ચુક હોય તો કરારના એકાદા પક્ષકારને તે કરારમાંથી બચવાને તેથી કારણ થતું નથી, એવો કાયદાનો નિયમ છે, તેમાં ફેરફાર કરવાને કરાર આકટની આ કલમનો ઇરાદો નથી, એમ ધારીએ તોપણ વાદીનો તે કાયદાની ચુકથી આપેલાં નાણાં પાછાં લેવાનો હક્ક છે, એવા કારણથી કે જે કરારથી તે નાણાં પાછાં આપવાની શરત કરેલી છે, તે કરાર એકસરખો છે, અને નિષ્ફળ ગએલો છે. આ ફેંસલો વિગત વાર આ આકટની કલમ ૨૧ મી નીચે બતાવેલો છે, તે જોવાથી વધારે ખુલાસો થશે, કીશ્નાન વિગરે વિ. શંકરવરમા (ઈ. લા. રી. મ. વા. ૯. પાનું. ૪૪૧)

## કલમ ૬૬ મી.

નિરર્થક થવા યોગ્ય કરાર રદ્દ કરયો એ વાત તથા તે રદ્દ કરવું બંધ પાડવું એ વાત શી રીતે જણાવાય.

૬૬. નિરર્થક થવા યોગ્ય કરાર રદ્દ કરયાની વાત, કિંવા તે રદ્દ કરયાની વાત પાછી રદ્દ કરી એ વાત, જણાવવી હોય તો, સુચના જણાવવાના અથવા રદ્દ કરવાના જે પ્રકાર તથા નિયમો છે તે પ્રકાર તથા નિયમ મુજબ જણાવી શકાય છે.

**ટીકા**—(કલમ ૪, ૫ અને ૬ જુઓ.)

## કલમ ૬૭ મી.

કરાર પુરો કરવાને જે યોગ્ય સોઇ વચન આપનારને જોઈએ તે આપવામાં વચન લેનારે ગફલત કરી હોય તો તેનું પરિણામ.

૬૭. વચન આપનારને પોતાનું વચન પુરૂં કરવાને કામ સેહેલથી કરવાના યોગ્ય સાધન જોઈએ તે તેને આપવામાં વચન લેનાર ગફલત કરે, કિંવા આપવાની ના કેહે તો, તે ગફલતને લીધે અથવા ના કેહેવાને લીધે જેટલું વચન પુરૂં થવાનું રહ્યું હોય, તેટલું વચન પૂરૂં કરવા વિષે વચન આપનારને સદરહુ ગફલત અથવા ના કેહેવાથી માફી થઈ એમ સમજવું.

### દૃષ્ટાંત.

અ એ બ નું ઘર મરાંમત કરી આપવાનો કરાર બ જોડે કરયો છે. ઘર કયે કયે ઠેકાણે મરામત કરવાનું છે તે બતાવવામાં બ ગફલત કરે છે કિંવા ના કેહે છે.

એ ગફલતને લીધે અથવા ના કહ્યાને લીધે કરાર પુરો કરવો રહયો તો, તે વિશે બ ને માફી છે.

**ટીકા**—કરારના એક પક્ષકાર તરફથી કસુર કરવામાં આવે, એટલે બીજા પક્ષકારને તે કરારનો અમલ કરવામાંથી માફી મળે છે. થોડીક મુદ્દત ઉપર મેકીન વિ. વાટકીનસન (લા. રી. ૪ એકસચેકર પાનું. ૨૫) ના મુકરદમામાં એવું ઠરાવુવામાં આવ્યું છે કે, પ્રથમથી મરામત કરાવવાની નોટીસ આપેલી હોય તો, પટેઆપનારે મરામત કરી આપવાનો કરાર કરયો હોય તેની રૂઇએ તેના ઉપર દાવો થઈ શકતો નથી. ખરીદદારે જે માલ વેચાણ લીધો હોય તે માલ કબુલ કરવાને ખરીદદાર ના કેહે તો, પછી તે વેચનારને તે માલ આપવા માંડવામાંથી જેવી માફી મળે છે, એવીજ રીતે વળી જ્યાં એક શીખાઉપણાના દસ્તાવેજ ઉપરથી કોઇ શેઠ ઉપર તેના શીખાઉ ઉમેદવારને ન શીખવ્યા બાબત કરેલી ફરીયાદમાં તે ઉમેદવારે શીખવાની ના પાડી, એ તકરાર કાયદેસર ઠરાવવામાં આવી હતી. રેમંડ વિ. મીનટન (લા. રી. એકસચેકર વા. ૧ પાનું. ૨૪૫) કલમ ૩૯ ની નોટ જુઓ.

# બાબ ૫ મો.

## કરારથી ઉત્પન્ન થયલા સબંધો જેવા બીજા કેટલાએક સબંધો વિષે.

### કલમ ૬૮ મી.

કરાર કરવા જે અશક્ત છે તેને કિંવા તેની તરફથી બીજા કોઇને ખોરાકી પોશાકીની જનશ આપી હોય તે બાબતનો દાવો.

**૬૮. જે સખસ કરાર કરવાને અશક્ત હોય તે સખસને, અથવા જે સખસનું પાલણ પોષણ કરવાની સદરહુ અશક્ત સખસની કાયદા પ્રમાણે ફરજ હોય તે સખસને, તેની સંસારમાંની સ્થિતિને યોગ્ય હોય એવી જરૂરી વસ્તુ કોઈ બીજો સખસ પુરી પાડે તો, તેની કિંમત સદરહુ પુરૂં પાડનાર સખસને સદરહુ અશક્ત સખસની મિલકતમાંથી મળવાનો તેનો હક્ક છે.**

#### દૃષ્ટાંત.

**(अ.) ब દિવાનો છે, તેને તેની સંસારમાંની સ્થિતિને યોગ્ય છે એવી જરૂરી વસ્તુ अ પુરી પાડે છે. ब ની મિલકતમાંથી अ ને તેની કિંમત મળવાનો તેનો હક્ક છે.**

**(ब.] ब દિવાનો છે, તેની સ્રીને તથા છોકરાંને તેમની સંસારમાંની સ્થિતિને યોગ્ય છે એવી જરૂરી વસ્તુ अ આપે છે, તેની કિંમત अ ને बની મિલકતમાંથી મળવાનો તેનો હક્ક છે.**

**ટીકા.**—આ કલમ બે બાબતોમાં લાગુ છે. (૧) જે સખસ કરાર કરવાને નાલાયક હોય તેને ઘટીત રીતે જે જરૂરથી જોઇએ તે પુરૂ પાડવામાં આવે તે. અને (૨) જ્યારે આવો નાલાયક સખસ બીજાનો નિર્વાહ કરવાને બંધાએલો હોય ત્યારે તે બીજાને જે પૂરૂં પાડવામાં આવે તે. આ બેઊ બાબતમાં જે સખસ જરૂરીયાત વસ્તુ અગર નાણું પુરાં પાડે તો, તે સખસનો તે નાલાયક સખસની મીલકતમાંથી પોતે જે સદરહુ પ્રમાણે પુરૂ પાડયું હોય, તે બદલનું લેહેણું વસુલ કરવાનો હક્ક છે. પરંતુ એટલું અવલોકન કરવું જોઇએ કે તે બાબત તે નાલાયક સખસ જાતે જવાબદાર થતો નથી. આવોજ ભેદ જે સગીર ભાગીદારો હોય તેમની બાબતમાં, તેમની જાતની અને મીલકતની જવાબદારીમાં આ આકટની કલમ ૨૪૭ મીમાં કરવામાં આવ્યો છે.

જે માલ ઊપર પ્રમાણે પુરો પાડવામાં આવે તે, તે સખસની સ્થીતીને યોગ્ય જરૂરીયાત હોવો જોઇએ. માટે જ્યાંહાં સુધી આ પ્રમાણે હોય ત્યાંહાં સુધી કાંઈ માલ ઊધાર ખરીદ કરવામાં આવે તે વખતે જરૂરીયાત માલ લેવાને તેની પાસે જોઇતાં નાણું હોય, તેની પણ ચીંતા નહી. જરૂરીયાત શું સમજવું તે હકીકતનો સવાલ છે, અને તે બાબત જુદા જુદા ગ્રંથોમાં ઘણા ઠરાવો છે. પરંતુ તે ઠરાવોનો મુખ્ય નિયમ આ કલમમાં જે બતાવવામાં આવ્યો છે તે છે. ચાપલ વિ. કુપર (૧૩ મીશન એન્ડ વેલ્સબી. પાનું ૨૫૬) ના કામમાં અને રાઈડર વિ. વોમ્બવેલ (લા. રી. ૩ એકસચેકર પાનું ૯૦) ના કામમાં તે સારી પેઠે બતાવવામાં આવેલ છે.

જરૂરીયાત વસ્તુઓ તે કે જે ચીજો વિના વ્યાજબીરાહે મનુષ્ય રહી શકતું ના હોય, તે છે. પ્રથમ તો ખોરાકીપોશાકી, રેહેવાને મકાન અને તેવીજ બાબતો છે. આ વિશે તો કાંઈ અંદેશોજ નથી. વળી જેમ શરીરને નભાવવું જરૂર છે, તેમજ મનુષ્યને પોતાના વિચારનું યોગ્ય રીતે ખેડાણ કરવું જરૂર છે, તેવીજ રીતે હુનર, અગર વેહેપાર શીખવવો અગર અક્કલ, નીતી અને ધર્મ સબંધી હકીકત મેળવવાની પણ જરૂરીયાત થાય. વળી મનુષ્યનું રેહેવું માણસોના સમુદાયમાં થાય છે, માટે બીજાઓની મદદ તથા બીજાઓનું આવવું પણ તેના ભલાને માટે જરૂરીયાત થાય. જેવી મનુષ્યની સ્થીતી, તેવાં તેનાં ઝીણાં અગર જાડાં કપડાં, તેમ પોતાની હયાતીમાં જે સ્થીતીમાં તેને રેહેવાનું હોય તે સ્થીતી પ્રમાણે તેની કેળવણી, અને તેને જેવો રોગ હોય તેવું થાય, એટલે તે પાકી વયનો થએ તેનું જેવું સાધન થવાનો સંભવ હોય તેવું ઓશડ પણ જરૂરીયાત છે. સગીર કરાર કર-નાર હોય ત્યારે જે વસ્તુઓ તેને પૂરી પાડવામાં આવી હોય, તે વસ્તુઓ તે બાળકકરાર કરનારની હયાતી અને યોગ્ય ફાયદા અને સુખને માટે અવસ્યે કરીને જોઇએ તેવી હતી, એમ પ્રથમ શાબેત થવું જોઇએ. માટે જે વસ્તુઓ મોજ શોખની હોય તે હમેશાં આવી બાબતમાં અવસ્યની ગણવામાં આવતી નથી. તોપણ મોજ શોખની વસ્તુઓ જે ઉપયોગી હોય તે કેટલીક વખતે અવસ્યની ગણી શકાય છે. માટે પુન્યના કારણથી બીજાને મદદ કરવાના કરાર જો કે ઘણા વખાણવા લાયક છે, તોપણ તે બંધનકાર્ક ગણી શકાતા નથી, કારણ કે તે તેના જાતીના ફાયદા સબંધી નથી. તમામ વખતે સગીરને કરાર ઉપરથી જાતીનો ફાયદો થવો જોઈએ. ચાપલ વિ. કુપર (૧૩ મીશન એન્ડ વેલ્સબી. પાનું ૨૫૨). સગીર તરફથી એક આટર્નિએ એક દાવામાં તેનો બચાવ કરી ફત્તે મેળવી હોય તો, તે દાવાનું ખર્ચ તે આ કલમના અર્થ પ્રમાણે જરૂરીયાત ગણવામાં આવે છે, કારણ કે સગીરે પોતાની મીલકતનો બચાવ કરવાનું કામ યોગ્ય રીતે તેણે માથે લીધેલું થાય છે. વાટકીન્સ વિ. ધનુ બાબુ ( ઇ. લા. રી. ક. વા. ૭ પાનું ૧૪૦)

છોકરાંને જરૂરીયાત વસ્તુ પૂરી પાડવામાં આવે તે બાબતમાં તેમનાં મા બાપ દિવાની રાહે જવાબદાર થાય છે, એવું આ કલમ તથા તેનું બીજું દ્રષ્ટાંત છે તે ઉપરથી અનુમાન થાય છે. પરંતુ આ કલમ પ્રમાણે તેઓની મીલકત જવાબદાર છે, અને તેમની જાત જવાબ-દાર થતી નથી, તેમજ ધણી પોતાની ધણીયાણીને આપેલી વસ્તુ બાબત જવાબદાર થાય છે.

કોઇ હિંદુ સ્ત્રીનો ધણી બીજી ઓરત પરણવાથી તેણીએ તેને છોડી દીધો હોય તો, ભરણપોષણના પઇશા તેની પાસેથી માગવા તેણીનો હક્ક નથી, તેમ તે બાબત તેણીને કરજ કરવાનો પણ ગર્ભિત અખત્યાર નથી. વેરાસામી ચેતી વિ. આપાસામી ચેતી (મ. હા. રી. વા. ૧ પાનું ૩૬૫). તે પોતે તેની પાસે જેટલું સ્ત્રીધન હોય તેટલે દરજે તે દેવાને માટે જોખમદાર છે. નથુભાઇ ભાઇલાલ વિ. ઝવેર રામજી (ઈ. લા. રી. ૧ મું. પાનું. ૧૨૧)

## કલમ ૬૯ મી.

**એક સખસે આપવાના પૈસા બીજો સખસ તે વાતમાં**

**૬૯. જે પૈસા આપવાની કોઈ સખસને કાયદાથી ફરજ હોય તે પૈસા આપવાની વાતમાં કોઈ બીજા સખસને સંબંધ હોય, અને તે કારણથી પૈસા મજકુર સદરહુ બીજો**

પોતાનો સંબંધ હોવાથી આપે તો, તે આપનારને પૈસા પાછા મળવાનો હક્ક છે.

**સખસ આપે ત્યારે તે પૈસા તે બીજા સખસને પાછા મળવાનો તેનો હક્ક છે.**

## દૃષ્ટાંત.

**બંગાળા મધ્યે અ નામના જમીનદાર પાસેથી બ એ જમીન પટે રાખેલી છે. અ એ સરકારને જે ધારો આપવાનો તે બાકી રહયો, તેથી તે જમીનનું લીલામ કરવાને સરકારે જાહેરનામું કર્યું છે. એ લીલામ થયું તો મુલકી કાયદા મુજબ બ નો ગણોતપટો રદ્દ થાય છે. લીલામ ન થાય તથા તે ઉપરથી પોતાનો પટો રદ્દ ન થાય એવા હેતુથી, અ ને જે પૈસા સરકારમાં ભરવાના તે બ ભરે છે. બ એ ભરેલા પૈસા તેને અ એ પાછા આપવા એ તેની ફરજ છે.**

**ટીકા.**—ઇંગ્રેજી ગ્રંથોમાં વિનંતી ઊપરથી જે અવેજ "એક્ઝીક્યુટેડ" કેહેવાય છે, તે વિશે આ કલમનો ઠરાવ જણાય છે. જે હકીકત ઉપરથી નાણાં અગર વસ્તુ આપવામાં આવે છે, તે આપવાને ગર્ભિત અરજ થાય, તે છે. જેમકે એક સખસ અમુક નાણાં આપવાને આખરે જવાબદાર થતો હોય અને તે નાણાં બીજાને કાયદેસર રીતે આપવાની ફરજ પડેલી હોય અગર કાયદેસર રીતે તે આપવાને ફરજ પાડવા લાયક હોય, ત્યારે તેવી ગર્ભિત વિનંતી છે, એમ નીકળે છે. તેમાં પછી જે દાવો કરવામાં આવે તે દાવાનું રૂપ વાદીના ઉપયોગ સારૂ નાણાં આપેલાં હોય તેવું થાય છે. પણ આ કલમમાં તેવા બીજા સખસને ફરજ પાડવાને બદલે એવું ઠરાવવામાં આવ્યું છે કે, જો તે સખસનુ તે નાણાં આપવામાં હિત હોય તે આપી આખર જે સખસ તે આપવાને જવાબદાર થતો હોય તેની પાસેથી વસુલ કરી શકે છે. ઇંગ્રેજી "લા" માં આવી બાબતોનો સમાસ ના થાય તેવી બાબતનો આ કલમમાં સમાસ થાય છે.

પરંતુ જો એકાદા સખસને તેની પોતાની કસુરને લીધે અમુક નાણાં આપવાની ફરજ પડે તો, ઈંગ્રેજી આધારો પ્રમાણે તે આપેલાં નાણાં વસુલ કરી શકતો નથી. જેમ કે એક સખસને દિવાની તુરંગની અંદર તેના દેવા બદલ કેદમાં રાખવામાં આવ્યો હોય, તેમ છતાં તે તુરંગ સંભાળનાર અમલદાર તે સખસ (કેદી)ને નાશી જવા દે, તેથી તે અમલદારને તે કેદીના લેહેણદારનું લેહેણું આપવું પડે તો, તે અમલદાર તે આપેલાં નાણાં તે કેદી પાસેથી વસુલ કરી શકતો નથી. પીચર વિ બેલી (૮ ઇસ્ટ. રી. પાનું. ૧૭૧). આ કલમ પ્રમાણે પેહેલો સવાલ એ છે કે જે સખસે નાણાં આપેલાં હોય તે આપવામાં તેનું કાંઇ હિત હતું કિંવા નહી. ફાળા પડતો હિસ્સો લેવાના દાવામાં વાદીએ ગીરો હક્કની સાથે અમુક મીલકતનો ભાગ ખરીદ કરેલો હતો, અને પ્રતીવાદીએ તેજ મીલકતનો બીજો ભાગ ખરીદ કરેલો હતો, તેમાં વાદીનું આ કલમના અર્થ પ્રમાણે ગીરો ઉપરનાં નાણાં આપવામાં હિત હતું, એમ ઠરાવવામાં આવ્યું. તેનું હિત હતું એવા કારણથી કે ગીરોરાખનારનો તેની પાસેથી તે નાણાં વસુલ કરવાનો કાયદેસર ઇલાજ હતો, તેમ

પ્રતીવાદી જો કે તે નાણાં જાતે આપવાને જવાબદાર નહી હતો, તોપણ આ કલમના દ્રષ્ટાંત ઉપર નજર રાખતાં કાયદા પ્રમાણે તે આપવાને બંધાએલો હતો. ચતોપાધ્યા વિ. ક્રીસ્ટોકુમાર ગોઝ (ઈ. લા. રી. ક. વા ૪. પાનું ૩૬૯).

અમુક જમીન ઉપરની જવાબદારી લેહેણી થએલી હોય તે આપવાને કોઇ સખસને કેહેવામાં આવે, અને જો તે જમીનમાં તેનો ખરી રીતે હક્ક સંબંધ ના હોય, તેથી તેને સીધી અગર આડી રીતે તે આપવાની ફરજ પાડી શકાતી ના હોય તો, તે સખસનું તેમાં હિત નથી, માટે આ કલમ પ્રમાણે તે નાણાં લેવાનો દાવો ચલાવી શકતો નથી. વળી આવા સખસે તે જમીન ઊપરના હક્ક બાબત ઇરાદાથી પુરાવ કરવાને જો તે નાણાં આપ્યાં હોય તો, તેણે કલમ ૭૦ મી પ્રમાણે કાયદેસર રીતે તે નાણાં આપ્યાં છે, એમ માની શકાતું નથી. ડી. હીમતસીંગ વિ. ભાવાભાઇ કાયાભાઇ (ઇ. લા. રી. મું વા. ૪. પાનું ૬૪૩), પણ એક હુકમનામું બે સખસો ઉપર થએલું હોય, તેથી તેમાંના એકે બીજાના ઉપર તેનો ભાગ લેવાને દાવો કરયો હોય તો, તે દાવાને આ કલમ લાગુ થાય છે કિંવા નહી, તે વિશે અંદેશો બતાવવામાં આવ્યો છે. ફત્તેઅલ્લી વિ. ગંગાનાથ રોય (ઈ. લા. રી. ક. વા. ૮ પાનું. ૧૧૬). હિસ્સાની બાબત સહવચન આપનારા અને સહજામીનોની વચમાં કલમ ૪૩ અને ૪૬ માં ઠરાવ કરવામાં આવ્યો છે.

ब એ અમુક સ્થાવર મીલકત अ ને વેચાણ આપી, એવી શરતની સાથે કે તે વેચાણની કીમતમાંથી અમુક નાણાં अ એ પોતાની પાસે રાખવાં અને ब ઉપર क નું ફકત પૈસા બાબતનું હુકમનામું થએલું છે તે હુકમનામું अ એ પતાવવું, પણ क ના હુકમનામાની રકમ अ આપવાને ચુકયો. તેથી ब એ સદરહુ બાકીની કીમત લેવા अ ઉપર દાવો કરયો, અને હુકમનામું મેળવ્યું. તે દરમિયાનમાં क એ પોતાનું હુકમનામું ब ઉપર બજાવી મીલકત જપ્ત કરાવી. તે ઉપરથી अ એ क ના હુકમનામાની રકમ આપી. ત્યાર પછી ब એ પોતાની બાકી કીમતનું अ ઉપર હુકમનામું બજાવ્યું, તેથી अ એ તે હુકમનામાની રકમ આપી. આ ઉપરથી ब ના ઊપર क નું હુકમનામું હતું તે હુકમનામું પતાવી अ એ નાણાં આપેલાં. તે લેવા अ એ ब ઊપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब એ તે વસુલનો ફાયદો લીધો છે, અને તે વસુલ કાંઇ મફત આપવાનો ઈરાદો નહી હતો, માટે સન ૧૮૭૨ ના કરાર આકટ પ્રમાણે अ નો હક્ક છે. આ કામનો આ કલમમાં અને દલીચંદ વિ. રામકીશનસીંગના કામમાં ઠરાવેલા નિયમમાં સમાસ થાય એમ જણાય છે. અજોધ્યાપ્રસાદ વિ. બાકર સજાદ ( ઈ. લા. રી. અ. વા. ૫. પાનું ૪૦૦ ).

क ના મરણ પછી તેના નામ ઉપર માલેક તરીકે એક ગામ હતું, તે ગામના હિસ્સા બાબત તેણીના વારસો વચમાં તકરાર ઉત્પન થઇ. સન ૧૮૭૪ ના જાન્યુએરી માસમાં न જે તે क ના વારસોમાંનો વારસ નહી હતો, તેમ તે ગામનો ભાગીયો પણ નહી હતો, તેનું નામ તે ગામના "લંબારદાર" તરીકે રેવન્યુ રજીસ્ટરમાં દાખલ કરાવવામાં આવ્યું, તે સન ૧૮૭૮ ના ફેબ્રુએરી સુધી તે રજીસ્ટરમાં રહ્યું, અને પછી તે કાહાડી નાંખવામાં આવ્યું, અને તે વારસોમાંના એક વારસ ब નું નામ તે હિસ્સાના માલેક તરીકે દફતરમાં દાખલ કરવામાં આવ્યું. પછી न એ ब ઉપર દાવો કરયો, તેમાં તેણે જે રૂ. ૭૦-

૧૩-૪ તે હિસ્સાના મેહેસુલ તરીકે જાન્યુએરી સન ૧૮૭૪ અને ફેબ્રુઅરી સન ૧૮૭૮ની વચમાંની મુદતમાં આપેલા તે લેવા માગેલું છે. આ દાવો મુનસફની દિવાની કોર્ટમાં કરવામાં આવેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૭૦ પ્રમાણે નુકશાનીનો છે, માટે તેનો સન ૧૮૬૫ ના આકટ ૧૧ માની કલમ ૬ માં સમાસ થાય છે, સબબ તે સ્માલકાજકોર્ટને સાંભળવા લાયક છે, માટે તે ઉપર બીજી અપીલ ચાલતી નથી. નાથપ્રસાદ વિ. બૈજનાથ (ઇ. લા. રી. અ. વા. ૩ પાનું ૬૬)

## કલમ ૭૦ મી.

મફત ન કરેલા કૃત્યથી જે ફાયદો ભોગવ્યો હોય તે વિશે ઉપભોગ કરનારની જવાબદારી.

**૭૦ જ્યારે કોઇ એક સખસ બીજા સખસને સારૂ કાંઈ વસ્તુ કાયદેસર રીતીએ કરે, અથવા કાંઈ પણ વસ્તુ તેને આપે, પરંતુ તે પ્રમાણે મફત કરવું એવો તેનો ઈરાદો ન હોય, તથા જ્યારે સદરહુ બીજા સખસે તે કરેલી કિંવા આપેલી વસ્તુના કોઇ ફાયદાનો ઉપભોગ કીધો હોય, ત્યારે સદરહુ બીજા સખસે તે વિશેનો બદલો સદરહુ કહેલ સખસને ભરી આપવો, અથવા સદરહુ કરેલી કિંવા આપેલી વસ્તુ તેને પાછી આપવી, એ તેની ફરજ છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ એક વેહેપારી છે, અને તે ચુકથી કાંઇ માલ ब ને ઘેર મૂકી જાય છે. ब તે પોતાનો સમજીને વાપરે છે, તેણે अ ને તેની કિંમત આપવી જોઇએ.**

**(ब.) अ એ ब ની કાંઇ મિલકત આગથી બચાવી છે. હકીકત ઉપરથી જો એવું માલમ પડે કે अ ના મનમાં તે બદલ કાંઇ લેવાનું ન્હોતું તો, अ ને કાંઈ તેનો બદલો મળવાનો હક્ક નથી.**

**ટીકા**—આ કલમના अ દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે ઈંગ્રેજી ગ્રંથોમાં જેમ કેહેવામાં આવ્યું છે કે જે અવેજ "એકઝીક્યુટેડ" કેહેવામાં આવે છે, તે અવેજ કબુલ કરવામાં આવવાથી તે નાણું આપવાનું વચન ગર્ભિત થાય છે. એક સખસ અમુક કૃત્ય તે બદલ અવેજ લેવાના ઈરાદાથી બીજાને સારૂ કરે તો, જેને માટે તે કૃત્ય કરવામાં આવેલું હોય તેણે તેનો બદલો આપવાને વચન આપેલું છે, એમ ગર્ભિત થાય છે. તોપણ જેને માટે તે કરવામાં આવ્યું હોય તેને તે કૃત્ય કબુલ કરવું અગર ના કરવું તે તેની મરજી ઉપર છે. બોલટન વિ. જોન્સ (૨૭ લા. જ. એકસચેકર. પાનું. ૧૧૭) ના કામમાં આ નિયમનો લંબાણથી અમલ કરવામાં આવેલો છે. તે કામમાં પ્રતીવાદીએ એક વેહેપારીને ત્યાંથી માલ મંગાવેલો, પણ વાદી એક બીજો વેહેપારી હતો, તેણે તે માલ મોકલ્યો. પ્રતીવાદીએ તે માલ વાદીનો મોકલેલો છે તેવી ખબર નહીં છતાં તે માલ વાપરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદી તે માલની કીમતનો જવાબદાર નથી, કારણ કે પ્રતીવાદીએ તે બાબત વાદી સાથે કાંઈ પણ કરાર કરેલો નથી, અને વાદીએ મોકલ્યો છે તેથી તે

પાછો મોકલવાની મરજી પ્રતીવાદીની થાય તો, તે પાછો મોકલે તે વખત તેને આપેલો નથી. તેવોજ વાલીયર બૃમ વિ. ચ્યાપમેન (૧૩ મીશન એન્ડ વેલ્સબી. પાનું ૨૩૦) નો મુકરદમો છે. જ્યારે એકાદો સખસ બીજાની ચાકરી બજાવવાનું બતાવે ત્યારે તે બીજો જો સ્વતંત્ર રીતે તે ચાકરી કબુલ અગર ના કબુલ કરી શકે તેવું હોય તો, તે ચાકરી બદલ તેણે અવેજ આપવાને ગર્ભિત રીતે કબુલ કરવું થાય છે. માટે જે બંદરમાં આફત પડી હોય, તે બંદરમાં માલ ઉતારવામાં આવેલો હોય અને ત્યાંહાં તે માલ તેનો માલેક કબુલ કરે અને અસલ જે જગોએ તે લેઈ જવાનો તે લેઈ જવાનું છોડી દે તો, એવું ઠરાવવામાં આવેલું છે કે જેટલું ફાળા પડતું નુર આપવાનું થાય તેટલું તે આપવાને બંધાએલો છે. પણ જો તે માલેકને તે માલ કબુલ કર્યા શિવાય બીજો ઇલાજ બતાવવામાં આવેલો ના હોય તો, તે વાંહાણનો માલેક તે નુર બાબતમાં તે માલના માલેક પાસેથી કાંઇ પણ વસુલ કરી શકતો નથી.

મેલહાદો વિ. પોર્ટો આલીગર વિગરે રેલવે કંપની (લા. રી. ૯ શી. પી. પાનું ૫૦૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું હતું કે વાદીઓ તે કંપનીના પ્રોમોટરો છે, માટે તે કંપની "પ્રોમોટ" કરવાના આરંભમાં તેમને જે ખર્ચ થયેલું હોય તે તેઓ જાઈંટસ્ટોક કંપની પાસેથી વસુલ કરી શકતા નથી, કારણ કે વાદીઓ અને કંપનીની વચમાં તે વિશે કરાર થએલો નથી, પણ આ કલમ પ્રમાણે તેવો દાવો ચાલી શકે એમ જણાય છે. એક કામમાં એક ગામનો માલેક મરી ગયો, તે વખતે તે ગામમાં એક સખસનો ખરી રીતે હક્ક નહી હતો, પણ તેનું નામ એક ભાગના માલેક તરીકે રેવન્યુ રજીસ્ટરમાં દાખલ કરવામાં આવ્યું, અને તેથી તેણે મેહેસુલ ભરયું. પાછળથી તેની જગોએ બીજા સખસનું નામ દાખલ થયું, તેથી તે પાછળથી જેનું નામ દાખલ થએલું તેની પાસેથી સદરહુ ભરેલું મેહેસુલ લેવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે જે બંધન છે તે તોડયું તેથી થએલું નુકશાન લેવાનો આ દાવો છે, માટે તે સ્માલકાજકોર્ટમાં ચાલી શકે છે, એમ માનવુંજ જોઈએ. નાથપ્રસાદ વિ. બૈજનાથ ( ઈ. લા. રી. અ. વા. ૩ પાનું. ૬૬.)

**ब** એ અમુક સ્થાવર મીલકત **अ** ને વેચાણ આપી. એવી શરતની સાથે કે તે વેચાણની કીમતમાંથી અમુક નાણાં **अ** એ પોતાની પાસે રાખવાં અને **ब** ઉપર **क** નું ફકત પૈસા બાબતનું હુકમનામું થએલું છે તે **अ** એ પતાવવું. પરંતુ **क** ના હુકમનામાની રકમ **अ** આપવાને ચુકયો. તેથી **ब** એ સદરહુ બાકીની કીમત લેવા **अ** ઉપર દાવો કરયો, અને હુકમનામું મેળવ્યું. તે દરમિયાનમાં **क** એ પોતાનું હુકમનામું **ब** ઉપર બજાવી મીલકત જપ્ત કરાવી. તે ઉપરથી **अ** એ **क** ના હુકમનામાની રકમ આપી, ત્યાર પછી **ब** એ પોતાની બાકીની કીમતનું હુકમનામું **अ** ઉપર બજાવ્યું, તેથી તે હુકમનામાની રકમ **अ** એ આપી. આ ઉપરથી **ब** ના ઉપર **क** નું હુકમનાનું હતું તે હુકમનામું પતાવી નાણાં આપેલાં તે લેવા **अ** એ **ब** ઉપર દાવો કરયો," તેમાં ઠરાવવામાં આવ્યું કે **ब** એ તે વસુલનો ફાયદો લીધો છે, અને તે વસુલ કાંઇ મફત આપવાનો ઇરાદો નહી હતો, માટે સન ૧૮૭૨ ના કરાર આકટ પ્રમાણે **अ** નો હક્ક છે. અજોધ્યાપ્રસાદ વિ. બાકરસજાદ. (ઈ. લા. રી. અ. વા. ૫ પાનું ૪૦૦)

વાદીએ પ્રતીવાદીના વકીલ તરીકે કામ કરેલું તેથી પોતાની ફીના બાકીના રૂ ૮૨-૮-૫ લેવા દાવો કરેલો છે. પક્ષકારો વચ્ચે કાંઇ લખેલો કરાર નથી. તોપણ ફેંસલામાં એમ કહેવામાં આવ્યું છે કે પ્રતીવાદીના એજંટે વાદીને એવું વચન આપેલું કે હાયકોર્ટના ઠરાવ્યા પ્રમાણે સામા પક્ષકાર પાસેથી એકાદા પક્ષકારને જેટલી ફી અપાવવામાં આવે છે તેટલી "રેગ્યુલર ફી" આપવામાં આવશે. સબાર્ડીનેટ જડજે આ દાવો કહાડી નાંખ્યો, અને ઠરાવ્યું કે "લીગલ પ્રાકટીસનર"ના આકટની કલમ ૨૮ મી પ્રમાણે તે કરાર બળવાન, નથી, કારણ કે તે કરાર લખેલો નથી, અગર કોર્ટમાં ફાઈલ કરવામાં આવ્યો નથી. અમને એવો આગ્રહ કરવામાં આવ્યો છે કે "લીગલ પ્રાકટીસનર"નો આકટ થયો, તેથી લખેલો કરાર નથી હતો, તોપણ "પ્રાકટીસનર"ને પોતાના અસીલની પાસેથી ફી લેવાને કાંઇ અટકાવ કરવામાં આવ્યો નથી. માટે સબાર્ડીનેટ જડજને કાયદા પ્રમાણે હકુમત હતી તે વાપરવાને તેમણે ના પાડી છે. એમ કહેવામાં આવ્યું છે કે વાદીએ પોતાના દાવાનો આધાર આ કલમ ઉપર રાખેલો છે, કારણ કે તેણે પોતાનું કામ મફત કરવું એવો કોઇ દીવશ ઇરાદો રાખ્યો નથી. દાવાની અરજીમાં એમ કહ્યું નથી કે 'રેગ્યુલર ફી, આપવાને દાવાના કારણનો આધાર મુખજુબાનીના કરાર ઉપર રાખવામાં આવ્યો છે. તે કરાર બાબત કાંઇ પણ કહેવામાં આવ્યું નથી. જે દાવો કરયો છે તે કામ અને મેહેનત કરયા બદલનો છે, માટે તે કરાર આકટની કલમ ૭૦ મી પ્રમાણે કરી શકાય છે. તોપણ વાદીએ "રેગ્યુલર ફી" આપવાના મુખજુબાનીના કરાર ઉપર સુનાવણી વખતે આધાર રાખ્યો છે, એમ હોય. "લીગલ પ્રાકટીસનર"ના આકટની કલમ ૨૭ મીમાં હાયકોર્ટે જે "ફી" ઠરાવેલી છે, તે એકાદા પક્ષકારને તેના સામા પક્ષકારના આડવોકેટની ફી આપવાની હોય છે, તે સબંધી છે, અને વકીલ અને તેના વકીલની વચમાં "ફી" આપવામાં આવે છે તે સબંધી નથી. કલમ ૨૮ અને ૩૦ તે ફી કરતાં વધારે ફી આપવાના કરાર સબંધી છે, એમ જણાય છે. સબબ સબાર્ડીનેટ જડજને આ દાવો સાંભળવાની હકુમત છે, માટે પુરાવ ઉપરથી દાવાવાળી રકમ વ્યાજબી જોઈએ તેટલી છે કિંવા નહી તેનો નિર્ણય કરવો જોઇએ, માટે અમે સબાર્ડીનેટ જડજનું હુકમનામું ફેરાવી ઠરાવીએ છીએ કે, આ કામનો ફકત ગુણ દોષ ઉપરજ તપાસ કરવો જોઇએ. રામા વિ. કલાણજી વિગરે (ઈ. લા. રી. ૯ મ. પાનું. ૩૭૫).

## કલમ ૭૧ મી.

કોઇને કાંઈ માલ જડે તેની જવાબદારી.

**૭૧. કોઈ સખસને બીજા કોઈનો કાંઈ માલ જડે અને તેને તે પોતાના હવાલામાં લે તો, નિક્ષેપીના ઉપર જે જવાબદારી છે તે જવાબદારી તે સખસના ઉપર છે.**

**ટીકા**—"બેલી"ની સામાન્ય ફરજો બાબત બાબ ૯, કલમો ૧૫૧, ૧૫૨, જોવી.

સંતાડેલો ખજાનો જે સખસને જડે તેના હક્ક અને ફરજોની બાબતમાં સન ૧૮૭૮ નો આકટ ૬ ઠો જુઓ.

## કલમ ૭૨ મી.

કોઇસખસને ચુકથી અગર સખતીના કારણથી પૈસા આપ્યા હોય અગર કાંઇવસ્તુ તેના સ્વાધીનમાં આપવામાં આવી હોય તો, તેની જવાબદારી.

૭૨. જે સખસને ચુકના અથવા સખતીના કારણથી કાંઈ પૈસા આપવામાં આવ્યા હોય, અગર કાંઇ વસ્તુ સ્વાધીન કરવામાં આવી હોય, તે સખસે તે પૈસા પાછા આપવા જોઇએ, અગર તે વસ્તુ પાછી સ્વાધીન કરવી જોઇએ.

### દૃષ્ટાંતો.

[अ.) अ તથા ब, એ બેઉને એકમતે क ના સો રૂપિયા દેવા છે. अ એકલોજ તે રકમ क ને આપે છે. अ ને ब ના જાણવામાં તે વાત નહીં હોવાને લીધે ब પણ બીજા સો રૂપિયા क ને આપે છે. क એ તે સો રૂપિયા ब ને પાછા આપવા જોઇએ.

(ब.) કોઇએક સખસના નામ ઉપર રેલવે કંપની મારફત કાંઈ માલ આવ્યો છે. માલ લાવ્યા બદલ રેલવે કંપની કાંઇ પૈસા માગે છે, અને તે પૈસા માગવા ગેરકાયદે છે; પરંતુ તે પૈસા આપ્યા શિવાય માલ મજકુર કંપનીવાળા આપતા નથી. જેના નામપર માલ આવ્યો છે તે સખસ માલ સ્વાધીનમાં લેવાને સારૂ માગેલા પૈસા આપે છે. જેટલા પૈસા ગેરકાયદે વધારે લીધા હોય તેટલા તેને પાછા મળવાનો હક્ક છે.

**ટીકા**—આ કલમ સાથે ટ્રસ્ટ આક્ટની કલમ ૮૬ મી મુકાબલ કરવા લાયક છે. તે કલમમાં ઠરાવવામાં આવેલું તેની મતલબ એવી છે કે "જે કરાર રદ કરવા લાયક હોય તેથી અગર કપટ અગર ભુલથી થએલા કરારના આધારથી જ્યાં મિલકત બીજાને આપવામાં આવી હોય, અને તે બીજાને તે મતલબની ખબર આપવામાં આવે, એટલે તે મીલકત જેને આપવામાં આવી હોય તેણે તે આપનારના ફાયદા સારૂ પોતાની પાસે રાખવી જોઇએ, એવી શરતથી કે તે આપનારને જે અવેજ આપવામાં આવેલો હોય, તે પાછો વસુલ આપે." આ કલમમાં જે "માગણી" બાબતના હક્ક વિષે ઠરાવ કરવામાં આવ્યો છે, તે ઈંગ્રેજી લા પ્રમાણે નાણાં હતાં, તે લીધાં તે બાબતના મુકરદમાઓની જે વ્યવસ્થા થાય છે, તે પ્રમાણે થાય છે. પ્રસાદ વિ. ચામીલાલ (૪ ઈ. લા. રી. પાનું ૬ તથા કાનપુરના કલેક્ટર વિ. કેદારી તેજ વાલ્યુમનું પાનું ૧૯.)

બંધનની બાબતની ભુલ હોવી જોઇએ, અને તેવીજ એકસરખી બાબતથી નાણાં આપવાનો હેતુ હોય, તે વિશેની ફકત ભુલ હોવી નહી જોઇએ, જેમકે એક સરાફે અમુક ગ્રાહકની મીલકત મારી પાસે છે, એવી ભુલ ભરેલી સમજથી તે ગ્રાહકને એક ચેકનાં નાણાં આપ્યાં હોય, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પ્રમાણે આપેલાં નાણાં પાછાં લેવાનો તેનો હક્ક નથી. ચેબરસ વિ. મીલર. (૩૨ લા. જ. શી. પી. પાનું. ૩૦)

જે પૈસા વાસ્તવિક ફરજ પુરી પાડવાને આપવામાં આવ્યા હોય, તે પૈસા પાછા વ-

સુલ કરી શકાય નહી. જેમકે કોઇ લેહેણાને મુદતનો બાધ લાગવાથી વસુલ કરી શકાય તેવું ન હોય તેવું લેહેણું કોઈ આપે અથવા જે લેહેણામાં સગીરપણાની તકરાર લાવી શકાય તેવું લેહેણું કોઇ આપે, તે આપેલા પૈસા પાછા વસુલ કરી શકાય તેવા નથી, કારણ કે તે લેહેણું વસુલ કરવાને કોઇ કાયદાનો બાધ હતો, તોપણ તેવું લેહેણું તે લેહેણાના પૈસા લેનાર ખરા દીલથી રાખી શકે છે. મારીયટ વિ. હામ્પટન (સ્મીથ્સ લીડીંગ કેસીસ વા. ૨ પાનું ૩૨૫). અમુક કાર્યોથી અમારી કંપની બીજી કંપની જેને વાદીનું દેવું હતું તે કંપનીની સાથે જોડાઇ ગએલી છે, એમ ધારી પ્રતીવાદીઓએ તે વાદીને તેના લેહેણાને પેટે એક હુંડી આપી. પછી એમ નીકળ્યું કે એ કાર્યોથી ધારેલું કામ પાર પડયું ન્હોતું, પણ ઠરાવવામાં આવ્યું હતું કે એ હુંડી ઉપરથી કરેલી ફરીયાદીઓની ચુકતે જવાબ નથી, કારણ તે ચુક માત્ર હેતુની હતી. બાલફોર વિ. સી. ફાયર એન્ડ લાઇફ એસ્યુરન્સ કંપની (લા. જ. કા. પ્લીઝ વા. ૨૭ પાનું ૧૭)

હકીકતની બાબતમાં વાદીની ભુલ અગર અજાણ્યતા શુદ્ધ રીતની હોવી જોઇએ, એવી રીતની કે પ્રતીવાદીનો નાણાં લેવાનો હક્ક થાય નહી. કેલી વિ. સોલારી. (૯ મીશન એન્ડ વેલ્સબી. પાનું ૫૪), પરંતુ આવી ભુલથી જે નાણાં આપવામાં આવેલાં હોય, અને જો કે "વાદીને તે આપતી વખતે જે બાબતની તેણે કસુર કરી હોય તે જાણવાનું સાધન હોય" તોપણ તે વસુલ થઇ શકે છે. જાણવાનું સાધન હોય તો, માહેતી હતી એવું અનુમાન થઈ શકે છે. ટાઉસેન વિ. ક્રાઉડી (કામન બેંચ. ન્યુ. પ્લીઝ. વા. ૮ પાનું. ૪૯૩). વળી ઇંગ્રેજી "લા" પ્રમાણે તો હકીકતની ભુલ હોવી જોઈએ, અને કાયદાની હોવી નહી જોઈએ. માટે એકાદો સખસ હકીકતની સંપૂર્ણ માહેતી છતાં પણ કાયદાની અણમાહેતીને લીધે નાણાં આપે તો, તે નાણાં પાછાં લેવાનો તેનો દાવો ચાલતો નથી. (બીલબી વિ. લમલી. (૨ ઇસ્ટ. રી. પાનું. ૪૬૯), પરંતુ કનીંગહામસાહેબ પોતાની આ આકટ ઉપરની ટીકા (આવૃતિ ૪ ને પાને ૨૨૭) મે કેહે છે કે, આ કલમના શબ્દ એવા છે કે હકીકતની તેમજ કાયદાની ભુલથી નાણાં આપવામાં આવેલાં હોય, તેને આ કલમ લાગુ છે. આ કેહેવું તે શબ્દો જોતાં ખસુસ માનવા લાયક છે, કારણ કે તેમાં ફક્ત "ભુલ" શબ્દજ છે, પણ તે કેવી રીતની ભુલ તે કાંઇ બતાવવામાં આવ્યું નથી. તોપણ આપણે આ વખતે કાયદાનો પ્રસિદ્ધ નિયમ છે કે કોઈ સખસને કાયદાની અજ્ઞાનતાની માફી મળી શકતી નથી, એ યાદ રાખીએ તો ઉપરના અભિપ્રાયથી તે નિયમ નહી જેવો થાય છે. તેમ બીજી બાજુ તરફ વિચાર કરીએ તો આવા નામાંકીત કાયદા કરનારા આ સાધારણ નિયમ ભુલી જઇ "ભુલ" શબ્દ ફક્ત મોઘમ લખે નહી, તે માટે બારે અનુભવી અને વિદ્વાન કનીંગહામસાહેબ કેહે છે તે કબુલ કરવું જોઇએ.

લેહેણા કરતાં વધારે નાણાં ભુલથી આપેલાં તે પાછાં લેવાને આ કલમ પ્રમાણે નુકશાનનો દાવો છે. માટે તે સ્માલકાજકોર્ટને સાંભળવા લાયક છે. બદરૂનીસા વિ. મહમદ જાન વિગરે (ઇ. લા. રી. ૨ અ. પાનું. ૬૭૧)

કાયદા અગર હકીકત બાબતના અંદેશા ભરેલા સવાલો હોય અને પક્ષકારો તે બાબત સમાધાન કરવું પસંદ કરી તે ઉપરથી કરાર કરે તો, તે બળવાન છે. માટે તે કરાર પ્રમાણે જે નાણાં આપવામાં આવે, તે ભુલના કારણથી વસુલ કરવા લાયક નથી. સ્ટાપી-

લટન વિ. સ્ટાપીલટન (૨ વાહીટ એન્ડ ટયુડર્સ લીડીંગ કેસસ પાનું. ૮૩૬), કારણ કે સમાધાનનો પ્રકારજ એવો હોય છે કે, તેમાં કાંઈ હરકત લેવા લાયક હોય. આ. વેંકટરામાના વિ. આવેલા આચીયામા (૬ મ. હા. રી. પાનું ૧૨૭)

"જબરાઈ"ની વાખ્યા કલમ ૧૫ મીમાં બતાવવામાં આવી છે. જબરાઇ જે કેહેવામાં આવતી હોય તે કાયદા વિરૂદ્ધ હોવી જોઇએ. માટે કાયદેસર હુકમ બજાવી નાણાં લેવામાં આવ્યાં હોય તો, તે પાછાં લેઇ શકાતાં નથી. પછી ખરી રીતે જેની પાસેથી નાણાં લેવામાં આવેલાં હોય તેને તે દેવાં ના હોય તોપણ તેની ચીંતા નહી. મારીયટ વિ. હામ્પટન (૨ સ્મીથ્સ લીડીંગ કેસ પાનું. ૪૦૫); પરંતુ પ્રતીવાદીએ ચડતા દરની સાંથનું હુકમનામું મેળવ્યું હતું, તે પ્રીવીકૌંસીલે ફેરાવ્યું, પણ તે ફેરાવરાવતા પેહેલાં તેણે તેવાંજ કેટલાંક બીજાં હુકમનામાં મેળવ્યાં હતાં, તેથી વાદીએ મુકરર કરેલી સાંથ અને ચડતા દરની સાંથના હુકમનામાની વચ્ચેનો ગાળો વસુલ આપેલો તે ગાળો લેવા દાવો કરયો. તેમાં ફુલબેંચે ઘણા મતથી ઠરાવ્યું કે સદરહુ નિયમ આ બાબતને લાગુ થતો નથી, તે માટે દાવો ચાલે છે. જોગેશચંદ્ર દત્ત વિ. કાળીચંદ્ર દત્ત (ઇ. લા. રી. ૩ ક. પાનું ૩૦), વળી શામાપ્રસાદ રોય ચૌધ્રી વિ. હરોપ્રસાદ રોય ચૌધ્રી (૧૦ મુસે. ઈ. અ. પાનું ૨૦૩). નો કેસ જુઓ. તોપણ તે દાવો શુદ્ધ અંતઃકરણનો હોવો જોઇએ; કારણ કે તે નાણાં જો કોર્ટના હુકમનો ખોટો ઉપયોગ કરી અગર કપટ ભરેલી જબરાઇથી કડાવ્યાં હોય તો, તે પાછાં વસુલ કરી શકાય છે. હુકમનામાના દેણદારે કોર્ટની બાહાર હુકમનામાનાં નાણાં હુકમનામાવાળાને આપેલાં હોય, તેમ છતાં તે હુકમનામાવાળો બીજી વખત કોર્ટના હુકમથી કપટથી વસુલ કરે તો, તે પાછાં લેઇ શકાય કિંવા નહી, તે વિશે ભીન્ન ભીન્ન અભિપ્રાયો છે. દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા)ની કલમ ૨૫૮ મીમાં આવી રીતે કોર્ટ બાહાર આપેલું વસુલ અગર ચુકાદો કબુલ થઈ શકતો નથી.

એક સખસના ભારે કપટથી તેનો નીરપ્રાધી એજંટ જે પ્રતીવાદી છે, તેને ટ્રેઝરી આફીસરે નાણાં આપ્યાં. તે નાણાં આપવામાં ટ્રેઝરી આફીસરે વ્યાજબી સાવધગીરી રાખવામાં કસુર કરી નહી હતી, તેમ તે બેદીકરાઇનો પણ તકસીરવાન નહી હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદી તે નાણાં પાછાં આપવાને બંધાએલો છે, અને તે એવી તકરાર કરી પોતાનો બચાવ કરી શકતો નથી કે તે નાણાં હું તો મારા મુખ્યને આપી ચુકયો છું, તેમ તે મુખ્ય પોતેજ વાદીનો નોકર હતો, તેથી તેણે પોતાની નોકરીની દરમિયાનમાં કપટ કરવાને સેહેલાઇ મેળવેલી, માટે તે પોતાની જવાબદારીમાંથી બચેલો છે, એમ પણ કોર્ટ કરવા દેતા નથી. સગનચંદ વિ. વાવ્ય પ્રાંતના સરકાર (ઈ. લા. રી. ૧ અ. પાનું ૭૩)

## બાબ. ૬

## કરાર તોડયાના પરિણામ વિશે.

### કલમ ૭૩ મી.

કરાર તોડ્યાથી ઉપજ થયલા ટોટાના

૭૩. જયારે કોઇ કરાર તોડવામાં આવ્યો હોય, ત્યારે તેથી થયલો જે ટોટો કિંવા નુકશાન કરાર મજકુર તુટ્યા-

અથવા નુકશાનના બદલા બાબત.

થી પદાર્થોની હમેશ પ્રમાણેની ગતીને પ્રસંગે સ્વભાવીક રીતે ઉપજ્ન થયું હોય તે ટોટા કિંવા નુકશાનનો, અથવા જે વખતે તે કરારના પક્ષકારોએ કરાર મજકુર કરયો તે વખતે તે કરાર તુટયાથી જે ટોટો કિંવા નુકશાન થવાનો સંભવ પક્ષકાર મજકુરોના જાણ્યામાં હતો તે ટોટો કિંવા નુકશાનનો બદલો કરાર મજકુર તુટયાથી જે પક્ષકારને હાનિ થાય તે પક્ષકારને, જે પક્ષકારે કરાર મજકુર તોડયો હોય તે પક્ષકાર પાસેથી, મળવાનો હક્ક છે.

સદરહુ મુજબ કરાર તોડયાના કારણથી જે ટોટો કિંવા નુકશાન દુર ને પરંપરા સંબંધે થયું હોય તે ટોટો કિંવા નુકશાનનો સદરહુ મુજબનો બદલો ભરી આપવાનો નથી.

કરાર ઉપરથી ઊત્પન્ન થયલી ફરજના જેવી ફરજ ન અદા કરી તો,નુકશાન ભરી આપવું જોઈએ.

જ્યારે કરાર ઉપરથી ઉત્પન્ન થતી ફરજોના જેવી ફરજ કોઇ સખસને વિશે ઉપ્તન્ન થઇ હોય અને તે ફરજ તેણે અદા કરી ન હોય, ત્યારે જે સખસને ફરજ મજકુર અદા ન થયાથી હાનિ થઈ હોય તે સખસને, જે પક્ષકારે ફરજ મજકુર અદા ન કરી તે પક્ષકારે જાણે તે ફરજ અદા કરવાનો કરાર કરયો હોય અને તે કરાર તેણે તોડયો હોય તેજ પ્રમાણેનો બદલો, સદરહુ પક્ષકાર પાસેથી,મળવાનો હક્ક છે.

ખુલાસો—કરાર તોડયાથી થયલો ટોટો અગર નુકશાનનો સુમાર ઠરાવતી વખતે, કરાર મજકુર પુરો ન કર્યાથી જે અડચણ થઇ હોય તેનો ઈલાજ કરવાને કાંઇ સાધનો હતાં એમ હોય તો, તે સાધનો મુજરે પડવાં જોઇએ.

## દૃષ્ટાંતો.

(અ.) અમુક એક કિંમતે પચાસ મણ સુરોખાર બ ને વેચવાનો તથા બ ને સ્વાધીન કરવાનો કરાર અ કરે છે; સ્વાધીન કીધો એટલે કિંમત આપવાનો કરાર છે, અ પોતાનું વચન તોડે છે. સદરહુ સુરોખાર જે વખતે સ્વાધીન કરવાનો હતો તે વખતે જો કરાર કીધેલી જાતનો પચાસ મણ સુરોખાર બ એ વેચાણ લીધો હોત તો, કરારની કિંમતના કરતાં વધારે કિંમત બેઠેથી જેટલા પૈસા વધારે પડત તેટલા પૈસા નુકશાનના બદલામાં અ પાસેથી લેવાનો બ નો હક્ક છે.

(બ.) બ નું વાંહાણ મુંબઇ મોકલીને ત્યાં તારીખ પેહેલી જાનેવારીને રોજે કાંઇ જનશ (અ આપે તે) ભરીને કલકત્તે લાવવાને માટે અ વાંહાણ ભાડે રાખે છે, વાંહાણનું ભાડું કામ થયાથી આપવાનું છે. બ નું વાંહાણ મુંબઈ જતું નથી, પરંતુ જેવી શરતે અ એ વાંહાણ મજકુર ભાડે લીધું હતું તેવીજ ફાયદાવાળી શરતે તે જણશ મંગાવવાનું યોગ્ય

જ્ય સાધન अ ને મળવાનો લાગ છે. अ તે લાગનો ઉપયોગ કરે છે, પણ તેમ કરતાં તેને મેહેનત તથા ખરચ પડે છે; તે મેહેનત તથા ખરચનો બદલો अ ને ब પાસેથી મળવાનો હક્ક છે.

(क.) अ એ ब પાસેથી કાંઇ નીમેલી કિંમતે પચાસ મણ ચોખા વેચાતા લેવાનો કરાર કરયો છે. ચોખા આપવાનો વખત નીમેલો નથી. પછી अ, ब ને ખબર આપે છે કે ચોખા આપવા લાવશો તો, તે હું લેનાર નથી. अ એ સદરહુ મુજબ ખબર આપી તે વખત ब એ ચોખા વેચ્યા હોય તો, કરાર કરેલી કિંમતના કરતાં કમી કિંમત ઉપજેથી, જેટલી કિંમત કમી ઉપજે તેટલા નુકશાનનો બદલો अ પાસેથી ब ને મળવાનો હક્ક છે.

(ड.) ब નું વાંહાણ સાઠ હજાર રૂપીએ વેચાતું લેવાનો કરાર अ કરે છે, પણ પોતાનું વચન તોડે છે. વચન તોડયું તે વખતે ब ને તે વાંહાણની જે કિંમત ઉપજે તે જો કરારની કિંમતથી કમી હોય તો, તેટલા નુકશાનનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.

(इ.) अ એ, એક પડાઉનો ધણી છે, તે જુટ ભરીને વેચવા સારૂ મીરજાપુર લઈ જવાનો ब સાથે કરાર કરે છે. અમુક દાહાડે નીકળવું એવું કરારમાં ઠરાવ્યું છે. કાંઈ દુર થઇ શકવા જેવી અડચણને લીધે પડાઉ મજકુર નીમેલે વખતે નીકળતી નથી, અને તેથી કરીને કરાર કરેલે દીવસે નીકળી હોત તો, જે દીવસે પડાઉ મીરજાંપુર પોહોંચી હોત તે દીવસ પછી માલ મજકુર મીરજાપુર પોહોંચ્યો. દિવસ મજકુરની પછી અને જે દાહાડે પડાઉ મજકુર પોહોંચી તેની અગાડી જુટનો ભાવ ઉતરયો. યોગ્ય વખતે તે માલ રવાને કરયો હોત તો, જે વખતે તે મીરજાંપુર પોહોચત તે વખતે ત્યાં ब ને જે કિંમત મળી હોત તે કીંમત માલ ખરેખરો જે વખતે પોહોંચ્યો તે વખતના બજારભાવ કરતાં જેટલી જાસ્તી હોય, તેટલા નુકશાનનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.

[फ.] અમુક એક રીતે ब ના ઘરને મરામત કરી આપવાનો કરાર अ કરે છે, અને તેના રૂપીયા ब અગાડીથી લે છે. अ ઘરને મરામત કરે છે પણ તે મરામત કરાર મુજબ નથી. થયલી મરામત કરાર મુજબ કરી લેવાને સારૂ જે ખર્ચ લાગે તેટલા નુકશાનનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.

(ग.) એક અમુક કિંમતે પોતાનું વાંહાણ પેહેલી જાનેવારીથી ब ને એક વર્ષ સુધી ભાડે આપવાનો કરાર अ કરે છે, વાંહાણના નુરનો ભાવ વધ્યો અને તારીખ પેહેલી જાનેવારીએ સદરહુ વાંહાણનું નુર સદરહુ કરારના ભાવ કરતાં વધારે ઉપજે છે. अ પોતાનું વચન તોડે

છે. પેહેલી જાનેવારીને રોજે તથા ત્યારથી એક વર્ષ સુધી તેનું વાંહાણ ભાડે રાખતાં ब ને જેટલા પૈસા પડે તેમાં તથા કરારની રકમમાં જેટલો તફાવત હોય, તેટલો નુકશાનનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.

(ई.) કાંઇ નીમેલી કિંમતે કાંઈ લોઢું ब ને આપવાનો કરાર अ કરે છે. તે કિંમત લોઢું મેળવીને સ્વાધીન કર્તાં अ ને જેટલા પૈસા લાગે તેથી વધારે છે. ब લોઢું લેવાને ગેરવ્યાજબી રીતે ના કહે છે. લોઢાની કરારમાં લખેલી કિંમતમાં તથા લોઢું મેળવીને સ્વાધીન કરતાં अ ને જે ખરચ લાગ્યો હોત, તેમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો ब એ अ ને ભરી આપવો જોઇએ.

(आइ) ब માલ મજુરીએ ભાડે લઈ જવા લાવવાનો ધંધો કરે છે. अ પોતાના ચરખાના કારખાનામાં તાબડતોબ લઈ જવા ब ને એક યંત્ર આપે છે, તથા ब ને કેહે છે કે તે યંત્ર ન હોવાને લીધે મારૂ ચરખાનું કારખાનું બંધ પડ્યું છે. ब યંત્ર પોહોંચાડવામાં અયોગ્ય રીતની ઢીલ કરેછે. અને તેથી કરીને अ નો ફાયદો થવા લાયક એક સરકારી ઇજારો જાય છે. યંત્ર સ્વાધીન થતાં ઢીલ થઇ તે દરમિયાન ચરખો મજકુર ચાલવાથી જે સરાસરી ફાયદો अ ને થયો હોય તેટલો નુકશાનનો બદલો ब પાસેથી ભરી લેવાનો હક્ક अ નો છે, પણ સરકારી ઇજારો ગયાથી अ ને જે ટોટો આવ્યો તેનો બદલો મળનાર નથી.

(जे.) દર એક ટને સો રૂપિયા પ્રમાણે હજાર ટન લોઢું અમુક એક વખતે આપવાનો કરાર अ, ब જોડે કરેછે, અને દર ટને ૮૦ રૂપીયા પ્રમાણે સો ટન લોઢું વેચાતું લેવાનો કરાર अ, क જોડે કરે તથા તે કરાર કરતી વખતે अ, क ને કેહે છે કે ब જોડે કરેલો કરાર પુરો કરવા સારૂ આ લોઢું હુ લઊં છું. क એ अ જોડે કરેલો કરાર क ના હાથે પુરો થતો નથી, તથા अ ને બીજું લોઢું મળતું નથી, અને તેથી કરીને ब કરાર બંધ પાડે છે. क એ अ ને વીસ હજાર રૂપિયા આપવા જોઇએ, કારણ કે अ એ જો ब જોડે કરેલો કરાર પુરો કરયો હોત તો, अ ને તેટલા રૂપિયાનો ફાયદો થાત.

(के.) કોઈ એક અમુક યંત્ર અમુક એક કિંમતે અમુક દિવસ સુધીમાં બનાવીને સ્વાધીન કરવાનો કરાર अ, ब જોડે કરે છે. નીમેલે વખતે अ યંત્ર સ્વાધીન કરતો નથી, અને તેથી જે કિંમત अ ને ब એ આપવાની હતી તે કરતાં ભારે કિંમત આપીને બીજો યંત્ર લેવાની ब ને જરૂર પડી, તોપણ अ જોડે કરાર કરતી વખતે એક ત્રાહિત સખસ જોડે કાંઈ કરાર ब એ કરયો હતો (પણ એ કરાર વિશે अ ને તે વખતે કાંઇ જણાવવામાં આવ્યું ન્હોતું) તે કરાર સદરહુ કારણથી પુરો કરવાનું ब થી બની આવ્યું નહિ. અને તે કરાર તોડયાને લીધે તે ત્રાહિત

સખસને નુકશાનનો બદલો ब ને ભરી આપવો પડયો. ब એ લીધેલા યંત્રની જે કિંમત ब ને આપવી પડી તેમાં તથા કરાર કરેલી કિંમતમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો अ એ ब ને આપવો જોઇએ, પરંતુ ब એ સદરહુ ત્राહિત સખસને જે બદલો ભરી આપ્યો તે अ પાસેથી ब ને મળવાનો નથી.

(ल.) अ ઘરો વગેરે બાંધવાનો ધંધો કરે છે. પેહેલી જાનેવારીએ એક ઘર બાંધીને પુરૂં કરી આપવાનો अ, ब જોડે કરાર કરે છે, એટલા માટે કે તે ઘર क ને ભાડે આપવાનો ब એ કરાર કરયો છે, તેને ઘર મજકુરનો કબજો પેહેલી જાનેવારીએ ब આપે. ब તથા क મધ્યે થયલો કરાર अ ને સમજાવ્યો છે. अ એ તે ઘર એવી ખરાબ રીતે બાંધ્યું કે પેહેલી જાનેવારીની અગાડીજ તે પડી ગયું, અને તે ब ને પાછું બાંધવું પડયું; તેથી क પાસેથી ब ને ભાડું મળવાનું હતું તે મળ્યું નહી, અને क જોડેનો કરાર તુટયો, માટે क ને નુકશાનનો બદલો ब ને આપવો પડયો. ઘર મજકુર પાછું બાંધતાં લાગેલા ખરચનો, તથા ભાડું મળ્યું નહી તેનો, તથા क ને બદલો ભરી આપવો પડયો તેનો, નુકશાનનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.

(व.) अ કાંઇ વ્યાપારની જીનશ ब ને વેચે છે, અને તે અમુક જાતની છે. એવું ब ખાત્રીથી કેહે છે. તે ખાત્રી ઉપર વિશ્વાસ રાખીને ब તે જનશ क ને વેચે છે, તથા પોતે પણ क ની તેવીજ ખાત્રી કરે છે. પછાડીથી તે જીનશ ખાત્રી કરેલી જાતની નથી એવું ઠરે છે, અને નુકશાનનો બદલો क ને આપવાની ब ને જરૂર પડે છે. એ રકમ अ પાસેથી ભરી લેવાનો ब નો હક્ક છે.

(न.) અમુક એક દિવસે કાંઇ રકમ ब ને આપવાનો કરાર अ કરેછે. તે દિવસે તે રકમ अ આપતો નથી. દિવસ મજકુરે તે રકમ ન મળ્યાથી ब ને પોતાનાં કરજો આપવાનું બન્યું નહી, અને તેથી તેની તદન ખરાબી થઈ ગઇ. પરંતુ अ એ જે રકમ આપવાનો કરાર કરયો છે તે રકમ મુદ્દલ તથા તે આપે ત્યાં સુધીનું વ્યાજ એ શિવાય બીજું કાંઇ નુકશાન બદલ ब ને આપવાને अ પાત્ર નથી.

(ओ.) અમુક એક કિંમતે પેહેલી જાનેવારીને રોજે પચાસ મણ સુરોખાર ब ને સ્વાધીન કરવાનો કરાર अ કરે છે. ત્યાર પછી ब તે સુરોખાર કોઈ એક કિંમતે क ને વેચવાનો પેહેલી જાનેવારીના પેહેલાં કરાર કરે છે. તે કિંમત પેહેલી જાનેવારીના બજારભાવ કરતાં વધારે છે. अ પોતાનું વચન તોડે છે. अ એ ब ને જે નુકશાનનો બદલો આપવાનો તેનો આંકડો ઠરાવતી વખતે, પેહેલી જાનેવારીને રોજ બજારભાવ શો હતો તે મુજરે પકડવો જોઇએ; પણ क ને વેચ્યાથી ब ને જે ફાયદો થયો હોત

તે મુંજબ પકડવાનો નથી.

[પ.] ब ને અમુક એક દિવસે પાંચસો ગાંસડી રૂ વેચવાનો તથા સ્વાધીન કરવાનો કરાર अ કરેછે. ब પોતાનો ધંધો કહી રીતે કરે છે તે વિશે अ ને કાંઇ ખબર નથી. अ પોતાનું વચન તોડે છે, અને રૂ ન હોવાને લીધે ब ને પોતાનું ચરખાનું કારખાનું બંધ કરવું પડે છે. સદરહુ મુજબ ચરખો બંધ પડવાથી ब ને જે ટોટો થયો તે બદલ अ ઉપર કાંઇ જવાબદારી નથી.

(क्यु.) કાંઇ એક પ્રકારનું કાપડ પેહેલી જાનેવારીને રોજ ब ને વેચવાનો તથા તેને સ્વાધીન કરવાનો કરાર अ કરે છે. તે કાપડની ब ના મનમાં એક તરેહની ટોપીઓ કરવાની હતી, અને તે ટોપીઓનો તે મોશમ શિવાય બીજે વખતે ખપ હોતો નથી. નિમેલો વખત ચુકી ગયો ત્યાં સુધી કાપડ સ્વાધીન કર્યું નહી, પછવાડેથી સ્વાધીન કરયું અને સ્વાધીન કર્યું તે વખતે તે વર્ષની મોશમ થઈ ગયાને લીધે ટોપી કરવાના કામમાં આવ્યું નહી. કાપડ મજકુરની કરારમાં લખેલી કિંમતમાં તથા તે કપડું આપ્યું તે વખતે તેનો બજારમાં જે ભાવ હોય તેમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો ब એ अ પાસેથી ભરી લેવાનો ब નો હક્ક છે. પણ ટોપીઓ કર્યાથી જે ફાયદો તેને થાત તે અથવા ટોપી બનાવવાનું કારખાનું તૈયાર કરવામાં તેને ખરચ થયો હોય, તે મળી શકતો નથી.

(र.) अ એ વાહાણનો માલિક છે. અને તે ब ને પોતાના વાંહાણમાં કલકત્તેથી પેહેલી જાનેવારીએ વાંહાણ હંકારીને સિડનીમાં લઈ જવાનો કરાર ब જોડે કરેછે, અને ब અનામત દાખલ નુરના રૂપિયા પૈકી નીમ્મે अ ને આપે છે. વાંહાણ પેહેલી જાનેવારીએ હંકાર્યું નહી, અને તેથી ब ને કલકત્તામાં થોડા દિવસ રેહેવું પડયું, તથા તેને કાંઈ ખર્ચ થયો તથા બીજા એક વાંહાણમાં બેશીને સિડની જવું પડયું, એ કારણને લીધે તે ત્યાં મોડો આવ્યો તેથી તેની કાંઈ પૈસાની રકમ ડુબી ગઇ. अ એ ब ને વ્યાજ સુદ્ધાં અનામત મુકેલા પૈસા, તથા તે કલકત્તે રહયો તેથી તેને ખર્ચ પડયો તે, તથા પેહેલા વાંહાણના ઠરાવેલા નુર કરતાં બીજા વાંહાણનું નુર જાસ્તી બેઠું હોય તો, જેટલું જાસ્તી હોય તેટલું નુર, એટલું આપવું જોઇએ; પરંતુ ब સિડનીમાં મોડો આવ્યો તેથી કરીને તેની જે રકમ ડુબી તે अ એ ભરી આપવાની નથી.

**ટીકા**—કરાર તોડવાથી જે ખોટ અગર નુકશાન થાય તે બદલ જે કંપનસેશન વસુલ કરવા લાયક છે તે, (૧) હમેશાંની રીતી પ્રમાણે સ્વભાવિક રીતે કરાર તોડવાથી નુકશાન અગર ખોટ થતી હોય તે, અગર (૨) કરારના પક્ષકારો કરાર કરતી વખતેજ કરાર તોડવાથી શો પરીણામ થવાનો સંભવ છે તે જાણતા હોય તે છે; પરંતુ તે બેઉ પ્રસંગે તે દુરનું અગર આડી રીતનું હોવું નહી જોઈએ, અને તે બેઉ બાબતમાં તે તોડવાથી જે અગવડ થએલી હોય, તે દુરસ્ત કરવાને જે ઈલાજો હોય તે ધ્યાનમાં રાખવા જોઇએ.

આ બાબતમાં ઘણોજ સાદામાં સાદો દાખલો માલ આપવાનો કરાર કરવામાં આવેલો હોય અને તે કરાર તોડવામાં આવે તે બાબતનો છે. આવો કરાર તોડવાથી જે નુકશાન થાય છે, તે દેખીતું છે એટલે માલની કીમતના ભાવ બાબત જે કરાર કરવામાં આવ્યો હોય તે કરાર પ્રમાણેના ભાવમાં અને જે દીવશે તે માલ આપવાનો હોય તે દીવશે તેનો બજાર ભાવ હોય તે બેઊની વચમાં જે અંતર ઈયાને ગાળો રેહે તે નુકશાન થાય છે, અગર જો તે કરાર કામ અને મેહેનત બાબતનો હોય, જેમકે એક ઘરની અમુક રીતે મરામત કરવાને કરાર કરયો હોય, અને તે મરામત કરવાને જે સખસે કબુલ કર્યું હોય તે સખસ તે બતાવેલી રીતીએ મરામત ના કરે તો, તેવી રીતીને મળતું આવે તે પ્રમાણે તે મરામત કરાવતાં જે ખરચ થાય તે ખરચની રકમ વિશે તે સખસ નુકશાનનો જવાબદાર થાય છે. આ કલમ નીચે (એક) દ્રષ્ટાંતમાં આવો દાખલો બતાવવામાં આવ્યો છે, પરંતુ તેમાં મકાન બાંધનારને અગાઊથી નાણું મળેલાં એવું ધારવામાં આવેલું છે. કટર વિ. પોવેલ. જો નાણાં આપવામાં આવ્યાં હોય તો, બીજા પક્ષકારને નુકશાન બાબત દાવો કરવાનો ફકત ઇલાજ છે, પણ જો નાણાં આપવામાં આવેલાં ના હોય ને તે બીજો પક્ષકાર તે નુકશાનીનો દાવો કરે, અગર કરાર પ્રમાણે દરની કીમત લેવાને જ્યારે જે બાંધનારે કસુર કરી હોય તે દાવો કરે, ત્યારે તે બીજો સખસ જે કરાર તોડવામાં આવેલો હોય તે તોડયા બાબતના દાવાની રકમ કમી કરાવવાને તકરાર કરી પોતાને થએલું નુકશાન મેળવી શકે છે. કટર વિ. પોવેલ (૨, સ્મીથ્સ લીડીંગ કેસસ પાનું ૩૨). આ કલમ નીચે (બ) દ્રષ્ટાંત છે તે ઉપરથી જણાય છે કે કરાર તોડવામાં આવે, પણ ખરચ અગર કીમતની રકમ સરખી હોવાના કારણથી નુકશાન થએલું ના હોય, તોપણ જે માલ આપવો જોઈએ તે માલ પાછો લેઇ જવા અને લાવવા વિગરેમાં જે મેહેનત અને ખરચ થાય તે બાબત તે સખસ દાવો કરી શકે છે. (એ) દ્રષ્ટાંતથી જણાય છે કે માલ આપવામાં કસુર કરવામાં આવે તો, નુકશાનનો જે સુમાર ગણવાનો છે તે જે ભાવ વિશે કરાર કરવામાં આવ્યો હોય અને જે દીવશે તે માલ આપવાનો હોય, તે દીવશે જે બજાર ભાવ હોય તે બેઉની વચમાં આગળ કેહેવામાં આવેલું છે તે પ્રમાણેનો ગાળો છે, અને તેમાં જે દીવશે તે માલ આપવાનો હોય તે દીવશ પેહેલાં વાદીને તે માલ બાબત કાંઇ નફો મળે તેવું હોય તેનો તે નુકશાનમાં સમાસ થતો નથી. કોહન વિ. કાસીમ ન્હાના (ઇ. લા. રી. ૧ ક. પાનું ૨૬૪).

પરંતુ જે દીવશે માલ આપવાનો કરાર હોય તે દીવશે જે બજાર ભાવ હોય તે બજાર ભાવ હમેશાં નુકશાનનો સુમાર સમજવાને છે, એમ નથી. માલ આપનારની વિનંતી ઊપરથી માલલેનાર માલઆપનાર ઉપર માલ લેવાને દબાણ ના કરે, અને માલ આપવાની મુદત વીતી ગયા પછી માલઆપનાર માલ આપે અને તે આપવાની તારીખે ઠરાવેલી મુદતના દીવશ કરતાં બજાર ભાવ ઘણો વધારે હોય, તોપણ તે વધારે ભાવ પ્રમાણે નુકશાનનો સુમાર ગણી શકાય છે. ઓગલ વિ. વેન (લા. રી. ૩ કવીન્સ. બેંચ પાનું. ૨૭૨)

થોડીક મુદત ઉપર 'બ્યાન સામલેટ ટીન પ્લેટ કંપની', (લા. રી. ૧૬ ઈકવીટી પાનું. ૧૫૮) ના કામના એકતરફી ઠરાવમાં એક સખસે બીજા સખસને લોહોડું આપવાને કરાર કરેલો, પણ તે આપી શક્યો નહી, તેથી તે લોહોડું લેનારે કરાર મુજબના ભાવની

તથા ઠરાવેલી મુદતે બજાર ભાવ હતો તેની વચમાં જે ગાળો હતો તે તથા તે મુદત પછી મુદતના દીવશ કરતાં ભાવ ચડેલો તેથી થએલો નફો, એ પ્રમાણે નુકશાન લેવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીની અરજ ઉપરથી માલ લેનારે (વાદીએ) માલ લેવામાં કાંઇ દેર કરી નથી, માટે આ કામનો સદરહુ એોગલ વિ. અર્લ વેન (લા. રી. ૨ કવીન્સ બેંચ પાનું. ૨૭૫) ના કામના ઠરાવમાં સમાસ થતો નથી.

જે તારીખે કરારનો અમલ કરવાનો હોય તે તારીખ પેહેલાં તે અમલ કરાવનાર પક્ષકાર તે અમલ કરવાને ના કેહે, તેથી કરાર તોડયાની તથા તેનો અમલ કરવાની તારીખ જુદી જુદી હોય તો, જે તારીખે તે અમલ કરવાને ઠરાવેલો હોય તે તારીખના બજાર ભાવની તથા કરાર પ્રમાણેના ભાવની વચમાં જે તફાવત હોય, તે નુકશાનનો સુમાર છે. બ્રાઉન વિ. મુલર (લા. રી. ૭ એકસચેકર પાનું. ૩૧૯)

(जे) દ્રષ્ટાંત ઉપરથી એવું જણાય છે કે જે પક્ષકાર કરાર તોડે તેને તે તોડવાથી શો પરીણામ થશે તેની માહેતી હોય, તેમ છતાં તે તોડે તો, છેવટમાં છેવટ કેટલે દરજ્જે નુકશાનનો જવાબદાર થાય છે, તે બતાવવામાં આવ્યું છે. જેમકે પ્રતીવાદીએ ૫૦૦ ટન લોડું સપ્ટંબર, અકટોબર તથા નવંબર મહીનામાં સરખે ભાગે આપવાનો કરાર કરેલો, અને તેણે નોટીસ આપી કે એ લોઢું આપવાનો મારો કાંઈ ઇરાદો નથી. તેમાં ઠરાવ્યું કે ત્રણ મહીનાની આખરની કીમત, અને તે પ્રત્યેક મહીનાની આખરના બજાર ભાવ વચેના તફાવત જેટલું નુકશાન મળવાનો વાદીને હક્ક છે. રેપર વિ. જાનસન (લા. રી. ૮ શી. પી. પાનું. ૧૬૭) (के) દ્રષ્ટાંતમાં કરારનો અમલ કરવામાં કસુર કરનાર પક્ષકારને તે કરાર તુટવાથી શો પરીણામ થશે તેની માહેતી ના હોય તો, નુકશાનનો સુમાર કેવી રીતે ગણવો તે બતાવવામાં આવેલું છે, માટે અમુક માલ બતાવનારને અમુક ચીજ આપવાનો કરાર કરવામાં આવેલો હોય, અને તે ચીજ નહી આપવાથી તે માલ બનાવનારનું કામ બંધ પડશે એવી ખબર તે આપનારને ના હોય તો, તે આપનાર તે ચીજ આપવામાં કસુર કરવાથી તે માલ બનાવનારનું કામ બંધ પડે, અને તેથી જે નુકશાન થાય તે ખાસ નુકશાન આપવાને તે કસુર કરનાર પક્ષકાર જવાબદાર નથી. દ્રષ્ટાંત (पी). પરંતુ જે ચીજ આપવાની હતી તે નહી આપવાથી તેનું કામ બંધ પડશે એવી તે કસુર કરનારને ખબર હોય તો, ઊપર કહ્યા પ્રમાણે વિરૂદ્ધ છે—દ્રષ્ટાંત (આઈ) હાડલી વિ. બાકસન ડેલ (લા. જ. ૨૩ એકસચેકર પાનું ૧૭૯) તથા સ્યાનડર્સ વિ. સ્ટુઅર્ટ (૧ શી. પી. ડી. પાનું. ૩૨૬) ના કામના ઠરાવો જુઓ. આ કલમ પ્રમાણે કરાર કરતી વખતે એમ જાણવામાં હોય કે તે કરાર તુટવાથી ખાસ નુકશાન થશે તો, પછી તે ખાસ નુકશાન આડી રીતનું અગર દુરનું ના હોય તો, તે બાબત તે કસુર કરનાર પક્ષકારને જવાબદાર ઠરાવવાને તે માહીતી બસ છે.

દુરના તથા આડી રીતના નુકશાન બાબત (न) દ્રષ્ટાંતમાં દાખલો બતાવવામાં આવ્યો છે. अ એ અમુક દીવશે નાણાની અમુક રકમ ब ને આપવાને કરાર કરયો, પણ તે આપવામાં તે ચુકયો. તેથી ब પોતાનું કરજ આપી શકયો નહી. તેથી તે તદન પાયમાલીમાં આવી ગયો. આ કરાર કરતી વખતે अને એવી ખબર હોય કે હું જો તે નાણાં ઠરાવેલે દીવશે ब ને નહી આપું તો, ब ને દેવાળું કાહાડવું પડશે, તોપણ તે ફકત તે રકમ તથા

તે ઉપરનું વ્યાજ આપવાને જવાબદાર છે, અને દેવાળું કાઢવાથી ब ને જે નુકશાન થએલું હોય તે નુકશાન આપવાને अ જવાબદાર નથી, કારણ જો કે, એક રીત अ એ તે નાણાં નહી આપવાથી નુકશાન થએલું ગણાય, તોપણ તે દુરનો અને આડી રીતનો પરીણામ છે. કાયદા પ્રમાણે તો ફકત સ્વભાવિક અને સીધી રીતે જે પરીણામ થાય તેજ જોવાનું છે.

ક્ડાભાડાવાળાઓ જે માલ કેઈ પ્રકારનો છે તેની તપાસ કરયા વિના લે તો, તે માલ જેટલો ગુમ થાય અગર જેટલું નુકશાન થાય તે તમામ ભરી આપવાને તે જવાબદાર છે. માટે તેઓ એવો વાંધો કાહાડી શકતા નથી કે અમને તે માલ શો હતો તેની ખબર આપવામાં આવી નહી હતી. પરંતુ હુડાભાડાવાળાઓની જવાબદારી બાબત સન ૧૮૬૫ ના આકટ ૩ જાની કલમ ૩ અને રેલવે કંપનીયોની જવાબદારી બાબત સન ૧૮૭૯ નો આકટ ૪ થો જોવો.

સ્થાવર મીલકતના વેચાણ બાબતમાં જે ઇંગ્રેજી આધારો છે, તેમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જો વેચાણ એવી શરતથી કરવામાં આવ્યું હોય કે, વેચાણ આપનારનો વેચાણવાળી મીલકત ઉપર સારો હક્ક છે, પણ તેવો હક્ક તે વેચાણ આપનાર શાબેત કરી આપવામાં અગર બતાવી આપવામાં ચુકે તો, ખરીદદારે જે રકમ અનામત મુકેલી હોય તે તથા તેમાં થએલો ખરચ તેજ ફકત ખરીદદાર પાછું વસુલ કરી શકે છે, પણ તે વ્યવહાર કરવાથી તેને જે નુકશાન થયું હોય તે વસુલ કરવાનો હક્ક નથી. ફ્લુરો વિ. થોર્નહીલ ( ૨, વીલીયમ બ્લાકસ્ટન્સ રી. ૧૦૭૮ )ના કામમાં આ નિયમ કાયમ રાખવામાં આવેલો, પણ હોપકીન્સ વિ. ગ્રેઝબ્રૂક (૬ બી. અને શી. પાનું. ૩૧) ના કામમાં લાર્ડ ટેનટરડનસાહેબે, અને ઈનજેલ વિ. રીચ ( લા. જ. કવી. બે. ૧૪૫ ) ના કામમાં ચીફજસ્ટીસ કોકબર્નસાહેબે તે નિયમ બરોબર છે કિંવા નહી તે વિશે સવાલ ઊઠાવેલો હતો. હોપકીન્સ વિ. ગ્રેઝબૃકના કામમાં ઠરાવવામાં આવ્યું કે મીલકત વેચાણ આપનાર તે ઉપર કાંઇ પણ હક્ક વિના વેચાણ આપે તો, ખરીદદારને તે વ્યવહારથી જે નુકશાન થાય તે બાબત તે વેચાણ આપનાર જવાબદાર થાયછે. તેજ પ્રમાણે રોબીનસન વિ. હરમ્યાન (લા. જ. ૧૮ એકસચેકર પાનુ. ૨૦૨ ) ના કામમાં વેચાણ આપનારનો સ્થાવર મીલકતનું ફકત ભાડું લેવાનો હક્ક હોય તો, તે ઉપર પ્રમાણે જવાબદાર થાય છે, એમ ઠરાવવામાં આવ્યું છે. બીજી બાજુ તરફ પનસેટ વિ. ફુલર ( ૨૫ લા. શી. પી. પાનું. ૧૪૫ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, વેચાણ આપનારનો ફકત સાધારણ રીતે હક્ક છતાં, તે એમ માનતો હોય કે વેચાણવાળી મીલકત ઉપર મારો સારો હક્ક છે, તો તેનો ફ્લુરો વિ. થોર્નહીલના કામમાં ઠરાવેલા નિયમ પ્રમાણે પોતાનો બચાવ કરવાનો હક્ક છે. આ બાબત બેન વિ. ફોર્થગીલ, (લા. રી. ૭ હા. લા. ૧૫૮) ના કામમાં થોડી મુદત ઉપર "હાઊસ આફ લાર્ડસ' માં વિચાર કરવામાં આવેલો, તેથી તેઊ સાહેબોએ જડજસાહેબોનો અભિપ્રાય લેઇ એવું ઠરાવ્યું છે કે, સ્થાવર મીલકત વેચાણ આપનાર પોતાની કસુર શિવાય પોતાનો તે મીલકત ઉપરનો હક્ક શાબેત કરી શકે નહી તો, તે વેચાણના થએલા વ્યવહારથી ખરીદદારને જે નુકશાન થાય તે બાબત વેચાણઆપનાર કાયદા પ્રમાણે જવાબદાર થતો

નથી. પરંતુ તે બાબતમાં ખરીદદારે ખરી રીતે જે ખરચ કરેલું હોય તે બાબત ફકત તે વેચાણ આપનાર જવાબદાર થાયછે. ઉપર કહેલા બેન વિ. ફોર્થેગીલના કામમાં સ્થાવર મીલકત અને જંગમ મીલકતના વેચાણમાં લાર્ડ હાથરલીસાહેબે ભેદ ગણેલો છે, એવી રીતે કે સ્થાવર મીલકતનો ખરીદદાર સ્થાવર મીલકત ઉપર તે વેચાણ આપનારના હક્ક બાબતમાં કાયદાની ગુચવણને લીધે અનિશ્ચીતપણું છે. એવું જાણે છે, પરંતુ જંગમ મીલકતની બાબતમાં તો તે વેચાણ આપનારે જાણવું જોઇએજ કે મારો તે મીલકત ઊપર કેટલો હક્ક છે. પરંતુ જે કામમાં વેચાણ આપનાર પોતાનો વેચાણવાળી મીલકત ઉપરનો હક્ક શાબેત કરવાને અગર તેનો કબજો આપવાને નિષ્ફળ થતો હોય તો, પોતે તે કરી શકતો ના હોય તે કારણથી નહી, પણ તે કરવાને પોતાની ના ખુશી હોય અગર ખર્ચ કરવું પડતું હોય, તે ખર્ચ કરતો ના હોય તેથી તે શાબેત કરી શકતો ના હોય તો, ઊપરનો નિયમ લાગુ થતો નથી.

જે કામમાં ખરીદદારનો ખાસ નુકશાન લેવાનો હક્ક થતો હોય, તેમાં વેચાણ આપનારે તે મીલકત ફરીથી વેચી હોય તેમાં જે કીમત ઉપજી હોય તે પ્રથમ દર્શનિક રીતે બજાર કીમતનો પુરાવ છે, એમ ગોડવીન વિ. ફ્રાંસીસ ( લા. જ. ૩૯ શી. પી. ૧૨૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

હોમસ્ટર વિ. ડી લા ટોર ( ૨૨ લા. જ. કવીન્સબેંચ પાનું. ૪૫૮ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એકાદા એજંટ અગર નોકરને કોઈ સખસ ખોટી રીતે નોકરીમાંથી કાહાડી મુકે, પણ જો નવી નોકરી મેળવાવાને બની સકે તેવું હોય તો, તે મેળવવાને બંધાએલો છે. માટે તેવા એજંટ અગર નોકરનો જે નુકશાની લેવાનો હક્ક થતો હોય તેમાંથી તે નવી નોકરીમાંથી જે મુસારો મળેલો હોય અગર મળી શકે તેવું હોય, તે સદરહુ નુકશાનમાંથી કાપવામાં આવે છે. તેમજ જે કામોમાં કરારનો એક પક્ષકાર પ્રથમથી પોતાનો ઇરાદો એમ કહી બતાવે કે મારે તે કરારનો અમલ કરવાનો નથી, અને આ કહી બતાવવું બીજો પક્ષકાર તેણે તે કરાર તોડયો એવું ગણવાને માગતો હોય તો, તે બાબતમાં નુકશાનનો સુમાર કહાડવામાં વાદીએ જે કરેલું હોય અગર જે કરવાનું તેને સાધન હોય, કે જેથી જે નુકશાન તે માગતો હોય તે કમી થયું હોય અગર થાય તેવું હોય, તે હકીકત કોર્ટે લક્ષમાં લેવી જોઈએ. ફ્રોસ્ટ વિ. નાઈટ ( લા. રી. ૭ એકસચેકર પાનું. ૧૧૧ ). પરંતુ જેવો કરાર તોડવામાં આવેલો હોય તેવો કરાર બજારમાં જઇ વાદીએ મેળવવો, એમ વાદી બંધાએલો નથી, પછી તે કરાર બજાર ભાવ પ્રમાણે તેને નફો મળે તેવો થાય કે નુકશાનકારક હોય. બ્રાઉન વિ. મુલર ( લા. રી. ૭ એકસચેસર પાનું. ૩૨૨ ).

નિયમ વિરૂદ્ધ હકીકતનો બનાવ બને, તેથી જે નુકશાન વિશે દાવો કરવા લાયક હોય, તે નુકશાનમાં કાંઇ વધારો અગર ઘટાડો થતો નથી. જેબસન વિ. ઇસ્ટ એન્ડ વેસ્ટ ઇંડયા ડોક કંપની (ઈ. રી. ૧૦ શી. પી. પાનું. ૩૦૦). તેમજ એકાદો સખસ રેલવે કંપનીની કસુર ના કારણથી તે કંપની ઊપર નુકશાનનો દાવો કરી શકતો હોય, અને તે નુકશાનના આફ્ત સંબંધી તેને અમુક 'પાલીસી'ની રકમ મળેલી હોય તો, તેથી હરકત થતી નથી. બ્રાડબર્ન. વિ. જી. ડબલ્યું. રાય કંપની (લા. રી. ૧૦ એકસચેકર. પાનું. ૧)

નુકશાનની રકમ ગણવામાં શી શી હકીકત લાગતી છે, તે બાબતમાં સન ૧૮૭૨ ના પુરાવ આકટની કલમ ૧૨ મી જોવી.

ટ્રેધરસ્ટન વુલફીન્સ (લા. રી. એકસચેકર વા. ૮ પાનું. ૧૨૨) ના કામમાં પ્રતીવાદીઓએ વાંહાણ ભાડે રાખ્યાનો દસ્તાવેજ કરી વાદીની સાથે એવો કરાર કરયો કે, હમારા વાંહાણમાં અમુક વખતે ટાઇન નદીમાં વાદીને માલ હાવરે લેઇ જવાને સારૂ ૧૩૦૦ ટન કોલસા ભરીશું. પ્રતીવાદીઓએ તેમનો કરાર તોડયો, અને તેને લીધે વાદીને પ્રથમ તો બીજા વાંહાણ જાસ્તી ભાડે રાખવાં પડયાં, અને બીજું ૧૩૦૦ ટન કોલસા વધારે કીમતે લેવા પડયા. ટાઈનમાં કોલસાના વેહેપારના સીરસ્તા મુજબ કોલસા ભરાવી લેઇ જવાને સારૂ વાંહાણ ભાડે રાખે ત્યાં સુધી વાદીને કોલસા મળી શકે તેવું ન્હોતું. વાદીએ પ્રતીવાદીએ ઉપર આ બંને નુકશાનનો દાવો બાંધવા ઉપરથી પ્રતીવાદીઓએ જાસ્તી નુર બેઠું તે આપવાની જવાબદારી અંગીકાર કરી. પરતુ કોલસાની ચઢેલી કીમત આપવાની જવાબદારી નો ઇનકાર કરયો. આ કામમાં તજવીજમાં ખાણની કીમતમાં ચડાવો થયો હતો, એ વાતનો વાંધો લેવામાં આવ્યો ન્હોતો, પણ એમ પ્રતક્ષ શાબેત કરવામાં આવ્યું કે હાવરેમાં પણ કીમતમાં એટલોજ ચડાવો થયો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને વધારે કીમત બેઠી તે વાત તે વધારા કરતાં નુકશાનનો પ્રથમ દર્શનીક પુરાવો છે, અને તે વિરૂદ્ધ કાંઈ પણ પુરાવો ન હોય તો, તે નુકશાન વસુલ કરવાનો વાદીનો હક્ક છે.

લગ્નનો કરાર અમલમાં લાવવાનો દાવો ચાલી શકતો નથી, સબબ તેવો કરાર તોડવામાં આવે તો, તેથી થએલું નુકશાન લેવાનો દાવો ચાલી શકે છે. વિવાહ કરવાની ક્રિયા હિંદુશાસ્ત્ર પ્રમાણે એવી બંધનકારક નથી કે જેથી તે બાબતનો કરાર કોર્ટ અમલમાં લેવરાવી શકે. ગણપત નારાયણસીંગનું કામ (ઇ. લા. રી. ૧ ક. પાનું. ૭૪), તેમજ મુંબાઈની હાયકોર્ટનો ઉમેદ કીકા વિરૂદ્ધ નગીનદાસનો કેસ જુઓ.

અમુક માલના કોથળા વાદી પાસેથી લેવાને પ્રતીવાદીએ કરાર કરેલો હતો, તેમ છતાં પ્રતીવાદીએ તે લીધા નહી, તેથી પ્રતીવાદીએ કરાર તોડયો અને પરીણામે વાદીને નુકશાન થયું તે લેવા વાદીએ પ્રતીવાદી ઉપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે ભાવથી ખરીદ કરવાને પ્રતીવાદીએ કરાર કરેલો તે અને ઠરાવેલી મુંદતે બજાર ભાવ હોય એ બે વચ્ચેના ગાળાની રકમ વાદીને નુકશાન તરીકે મળવી જોઈએ. કોહન વિગરે વિ. કાશમ ન્હાનાભાઇ (ઈં. લા. રી. ૧ ક. પાનું ૨૬૪).

ભાડાના રજીસ્ટર થએલા કરારની રૂઈએ ભાડાની ચડેલી બાકી લેવાના દાવાને સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના ૨. જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૧૬ લાગુ થાય છે. કરાર આકટની કલમ ૭૩ મીમાં જે અર્થથી "કંપનસેશન શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેજ અર્થથી તે આર્ટીકલમાં તે શબ્દ વાપરવામાં આવ્યો છે. લીથીલીંગા પીલાઇ વિ. થેવાના મુર્તી પીલાઈ. (ઈ. લા. રી. ૩ મ. પાનું. ૭૬).

અજમેરના જાટ લોકોમાં એવો રીવાજ છે કે મરનાર ધણીની વિધવા પુનરલગ્ન કરે, તેમાં મરનાર ધણીનું કુટંબ જે ખરચ કરે તે લગ્ન કરનાર ધણી પોતાના લગ્ન વખત પાછું વસુલ આપે. તે રીવાજના આધારથી વાદીએ પ્રતીવાદી ઉપર દાવો કરયો છે.

પ્રતીવાદી તે વાદીના મરનાર ભાઈની વિધવા સાથે પરણેલો છે, માટે તેના મરનાર ભાઈના કુટંબે તે લગ્નમાં ખરચ કરેલું તે આ દાવામાં માગવામાં આવ્યું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો સન ૧૮૭૭ ના મુદતના આક્ટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૧૫ માં બનાવેલા પ્રકારનો છે, અને તે પરીશીષ્ટની આરર્ટીકલ ૧૨૦ મીમાં સમાસ થાય તેવો નથી. સબબ તેને ત્રણ વર્ષની મુદત લાગુ થાય છે, અને ૭ વર્ષની લાગુ થતી નથી. માહા વિ. શીવબક્ષ (ઈં. લા. રી. ૩. અ. પાનું. ૩૮૫).

અમુક જમીન વેચનારે રજીસ્ટર કરાવેલા વેચાણ ખતમાં એવો કરાર કરેલો કે જેટલી જમીન ખરી રીતે વેચાણ આપવામાં આવી છે, તે કરતાં તે જમીન ઓછી સાબેત થાય તો, જેટલી જમીન કમી માલુમ પડે તેના પ્રમાણમાં કીમત ખરીદ કરનારને પાછી આપવી. પછી જેટલી જમીન વેચાણ આપવામાં આવેલી તે કરતાં કમી માલુમ પડી. પણ તે કમી જમીનના પ્રમાણમાં કીમત પાછી આપવાને વેચનારે કસુર કરી. તેથી તે કમી જમીનના પ્રમાણમાં કીમત પાછી લેવા ખરીદદારે વેચાણ આપનાર ઉપર દાવો કરયો. તેમાં જસ્ટીસ સ્પાન્કીસાહેબના અભિપ્રાયમાં આવ્યું કે આ દાવો સન ૧૮૭૭ ના આક્ટ ૧૫ માના ૨, જા પરીસીષ્ટની આર્ટીકલ ૬૫ મીમાં બતાવેલા પ્રકારનો છે, પરંતુ તે કરાર રજીસ્ટર કરાવેલો છે, માટે તેને તે ૨, જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૧૬ મીમાં ઠરાવેલી મુદત લાગુ થાય છે. જસ્ટીસ ઓલ્ડફીલ્ડસાહેબના અભિપ્રાયમાં પણ આવ્યું કે આ દાવાને તે પરીશીષ્ટની આર્ટીકલ ૧૧૬ મીમાં બતાવેલી મુદત લાગુ થાય છે.

## કલમ ૭૪ મી.

*કરાર તોડયો તો અમુક રકમ આપવી એવું જે કરારમાં ઠરાવ્યું હોય તે કરાર તોડયાથી બદલો મળવાનો હક.*

જ્યારે કોઈ કરાર તોડવામાં આવ્યો હોય, અને કરાર મજકુર તોડવામાં આવે તો કાંઈ અમુક રકમ આપવી એવું તે કરારમાં બતાવ્યું હોય, ત્યારે કરાર મજકુર તોડયાની જે પક્ષકાર ફરીયાદ કરતો હોય તે સખસને તેથી ખરેખરૂં નુકશાન અથવા ટોટો થયાનું સાબિત થાય કિંવા ન થાય તોપણ કરાર તોડનાર પક્ષકાર પાસેથી તેને યોગ્ય બદલો મળવાનો હક્કછે. પરંતુ એ મુજબ મળવાનો બદલો સદરહુ કરારમાં સદરહુ બતાવેલી રકમ કરતાં જાસ્તી હોવો જોઇએ નહી.

અપવાદ—જ્યારે કોઇ સખસ કાંઇ જામીનખત કિંવા મુચલકો કિંવા તેજ પ્રકારનો બીજો કાંઇ દસ્તાવેજ લખી આપે અથવા કોઈ પણ કાયદાના ઠરાવ મુજબ કિંવા હિંદુસ્તાનની સરકારના કિંવા કોઇ સ્થાનિક સરકારના હુકમ મુજબ જે સરકારી કામ કિવા કૃત્યમાં સર્વે લોકોનો સંબંધ છે તેવું કોઇ કામ અથવા કૃત્ય કરવાનું કાંઈ ખત લખી આપે, ત્યારે તેવા કોઇ દસ્તાવેજની શરત તોડેથી, તેમાં લખેલી તમામ રકમ આપવાને તે તોડનાર સખસ પાત્રછે.

ખુલાસો.—કોઈ સખસે સરકાર સાથે કાંઇ કરાર કર્યો તો તેજ ઉપરથી અવશ્ય કરીને તેણે જેમાં સર્વે લોકોનો સંબંધ છે એવું સરકારી કામ

**કરવાનું કબુલ કર્યું અથવા તેવું કૃત્ય કરવાનું વચન આપ્યું, એમ સમજવું નહીં.**

## દૃષ્ટાંતો.

**(અ.)** અમુક દિવશે જો બ ને પાંચસો રૂપિયા આપવામાં ચુકું તો તેને હજાર રૂપિયા આપીશ એવો કરાર અ, બ જોડે કરેછે. અ તે દિવશે પાંચસો રૂપિયા આપતો નથી. એક હજાર રૂપિયાની અંદર કોર્ટને યોગ્ય જણાય તેટલો બદલો બ ને અ પાસેથી લેવાનો હક્ક છે.

**(બ.)** અ, બ સાથે એવો કરાર કરે છે કે જો હું કલકત્તા મધ્યે શસ્ત્ર વઈદ્દનો ધંધો કરૂં તો માહારે પાંચ હજાર રૂપિયા બ ને આપવા. અ તે ધંધો કલકત્તા મધ્યે કરે છે. પાંચ હજાર રૂપિયાની અંદર કોર્ટને યોગ્ય જણાય તેટલો બદલો અ પાસેથી ભરી લેવાનો બ નો હક્ક છે.

**(ક.)** અમુક રોજે કોર્ટમાં હાજર ન થાઊં, તો પાંચસો રૂપિયા ગુન્હેગારી આપવી એવો મુચલકો અ લખી આપે છે, તે હાજર થતો નથી. તે તમામ દંડ આપવાને પાત્ર થાય છે.

**ટીકા**—આ કલમમાં "પેનલટી" યાને ગુન્હેગારી તરીકે જે નાણું વસુલ કરવાનાં હોય છે, તેમાં અને વસુલ થઈ શકે તેવું નુકશાન હોય છે તેમાં, ઇંગ્રેજી કોર્ટો જે ભેદ ગણે છે તે ભેદ બતાવવામાં આવેલો નથી. વસુલ થાય તેવા નુકશાન તરીકે તમામ રકમ વસુલ થઇ શકે છે. પરંતુ "પેનલટી" અથવા ગુન્હેગારી દાખલ જે હોય છે, તે ખરી રીતે જે નુકશાન થએલું હોય છે, તેની જામીની દાખલ છે. વારંવાર ઘણા કામોમાં આ બેમાંથી કેવી તરેહનાં નાણું વસુલ કરવાનાં છે તે, તે દસ્તાવેજની ભાષા ઊપરથી કહેવું ઘણુંજ મુશ્કેલ થાય છે. પણ આ કલમમાં જે નિયમ છે તેમાં કેવા નિયમ ઉપર આધાર રાખી આ બાબતમાં અખત્યાર વાપરવો તે વિશે કેટલોક સમજાય તેવો ઠરાવ કરવામાં આવ્યો છે. જ્યારે એકાદા કરારમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હોય કે જો તે કરાર તોડવામાં આવે અમુક રકમ આપવી તો, તે રકમ વસુલ થઇ શકે તેવું નુકશાન છે કે "પેનલટી" છે, એમ નિર્ણય કરવાને કોર્ટ બંધાએલા નથી. પરંતુ ખરી રીતે નુકશાન થએલું છે તે શાબેત થાય કિંવા નહી તે, તે કરારમાં ઠરાવેલી રકમ સુધીમાં જે રકમ વ્યાજબી બદલો યાને કંપનસેશન તરીકે કોર્ટની નજરમાં યોગ્ય લાગે તેટલી કોર્ટ અપાવવાને મુખત્યાર છે. મે. કનીંગહામસાહેબે પોતાની ટીકાની આવૃતી ૪ થીને પાને ૨૪૫ મે કહેલું છે કે:—"આ ઠરાવ જે કારણોથી કરવાની જરૂર પડી છે, તે કારણો દેખીતાં ખુલ્લાં છે. એક બાજુ તરફ પક્ષકારોએ પોતાના કરારમાં જે રકમ ઠરાવી હોય તે એક પક્ષકાર બીજા પક્ષકાર પાસેથી કડાવી શકે એવી પરવાનગી આપવી મુશ્કેલ છે, કારણ કે તેવી રકમો જે ઠરાવવામાં આવે છે તે ઘણુંકરીને સલાહકારક નથી હતી, અને ખરી રીતે જે નુકશાન થએલું હોય, તે નુકશાનના પ્રમાણમાં વારંવાર ઘણીજ વધારે હોય છે. હિંદુસ્થાન જેવા દેશમાં ઘણાજ અજ્ઞાન, ગાફેલ, અને લાચાર લોકો લાખો કરારો કરે છે," તેથી આવી રીતના કાયદાથી ઘણાજ માઠા પરીણામ થાય. બીજી બાજુ તરફ કેટલાક એવાં કામો હોય છે કે, જેમાં એક સખસને નુકશાન થયું હોય તેની પાસે તેની

શાબેતી આપ્યા વિના તે નુકશાનીનો બદલો યાને કંપનસેશન બીજા પાસેથી અપાવવું જરૂર છે. પણ તેવે પ્રસંગે જો કે ખરી રીતે તેને નુકશાન થએલું ના હોય, તોપણ તેને કાંઇક કંપનસેશન અપાવવું વ્યાજબી હોવું જોઇએ. ઉપર જે વર્ગનાં કામો બતાવ્યાં તેમાં કીયા વર્ગમાં દરેક કરારનો સમાસ થાય છે તે નક્કી કરવામાં દરેક કામની હકીકત, પક્ષકારોની પોત પોતાની સ્થીતી, વ્યવહારનો પ્રકાર, કરાર કરી આપતી વખતની હકીકત, અને પક્ષકારોનો ખરો ઈરાદો જોવો જોઇએ. આ તમામનું એકઠું વજન કરતાં જેને વચન આપવામાં આવ્યું હોય તેને કરાર તોડવાથી કેટલો વ્યાજબી બદલો યાને કંપનસેશન મળવું જોઈએ તે કોર્ટે નિર્ણય કરવાનું છે. જો કે પક્ષકારોનો ઇરાદો દરેક કરારમાં કેવો છે તેનો મુખ્ય વિચાર કરવાનો છે, તોપણ ઇંગ્રેજી "લા" પ્રમાણે ફક્ત ઇરાદો જોવાને કોર્ટ બંધાએલા નથી. હાલનો કાયદો છે તે પ્રમાણે જે સખસો કરાર ઉપર સહીઓ કરે છે, તે જો તે તોડવામાં આવે તો જોખમ કેટલું છે તે, તે બરોબર જાણે છે. માટે ખરી રીતે કાંઈ પણ નુકશાન થએલું હોય કિંવા નહી, તોપણ કરારમાં ઠરાવેલી રકમ કંપનસેશન તરીકે અપાવવી કોર્ટને વ્યાજબી જણાય તો, તેઓ તે આપવાને જવાબદાર છે. બીજી બાજુ તરફ "વસુલ કરવા લાયક નુકશાન" એવો શબ્દ વાપરી, અગર જે રકમ આપવાને ઠરાવવામાં આવી હોય તે રકમ "પેનલટી" તરીકે ગણવી નહી, પણ જે નુકશાન થએલું હોય તેના સુમાર તરીકે ગણવી, એમ સમજીને આ કલમનો ઠરાવ નહી જેવો કરવાનો નથી. માટે આવો ઠરાવ છે તોપણ હકીકત પ્રમાણે જેટલું કોર્ટની નજરમાં વ્યાજબી લાગે તેટલું કંપનસેશન કોર્ટ અપાવવાને બંધાએલા છે.

સરકાર સાથે કોઇ ખાનગી માણુસ અમુક કરાર કરે, તેમ છતાં સરકાર પોતાના સરકારી હક્કથી તે કરાર વિરૂદ્ધ કોઈ કામ કરે, અને ખાનગી સખસ તે કરારવાળું કામ સરકારના અખત્યાર વિના પોતાને માથે રાખી શકે તેવું ના હોય તો, તે સખસનો સરકાર ઊપર દાવો ચાલી શકતો નથી. નોબીનચંદ્ર વિ. હિંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટ (ઇ. લા. રી. ક. વા. ૧ પાનું. ૧૧)

પ્રતીવાદી અને એક ड એ તા. ૬ એપ્રીલ સન ૧૮૭૫ ના રોજ વાદી જે નાણાં ધીરનાર છે તેને, રૂ ૪૦૦) નો રોકડો અવેજ લેઈ ખત લખી આપ્યું, અને તેમાં તા. ૬ સપ્ટંબરના રોજ તે રૂ. ૪૦૦) તે બેઉ સખસો એકામતે એકાજુતે આપે, એવું વચન આપેલું હતું, માટે જો તે તારીખે આપવામાં તેઓ કસુર કરે તો, તે તારીખથી તે વસુલ થતાં સુધી દર માસે દર સેંકડે ૧૦ ટકાના દરથી તેઓ વ્યાજ આપે, એવો તેમાં ઠરાવ હતો. સદરહુ ખતની તારીખે પ્રતીવાદીને તથા ड ને બીજા ખતોના રૂ.૧૦૦) વાદીના દેવા હતા, તેથી સદરહુ રૂ. ૪૦૦) ના તા. ૬ એપ્રીલના રોજના ખતના અવેજમાંથી રૂ. ૧૦૦) કાપી લેવામાં આવ્યા હતા. આ ખતોમાંનું એક તો માંડીવાળવામાં આવેલું હતું, અને બીજાનું વ્યાજ બાકી હતું. વળી રૂ. ૪૦૦) પાછા આપવાને પાંચ મહીનાની મુદત ઠરાવેલી હતી, માટે તે પાંચ માસની મુદતના વ્યાજના રૂ. ૧૨૫) કાપી લેવામાં આવ્યા હતા, અને બાકીના રૂ. ૧૭૫) ड ને ચેક લખી આપી આપેલા હતાં, ड તે ખતનાં નાણાં લેહેણાં થતા પેહેલાં મરણ પામ્યો. તે નાણાં ઠરાવેલી મુદતે આપવામાં કસુર કર-

વામાં આવી, તેથી મુદ્દલ રૂ. ૪૦૦) તથા વ્યાજના રૂ. ૪૦૦) લેવા તે ખતની રૂઇએ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કામમાં કરાર તોડવામાં આવે તો, અમુક રકમ આપવી એવો કરાર નથી, માટે કરાર આકટની કલમ ૭૪ મી આ કામને લાગુ થતી નથી. કસુર કરવામાં આવેથી જે દરનું વ્યાજ આપવાનો ઠરાવ છે, તે કાંઈ "પેનલટી" ઈયાને ગુન્હેગારી નથી. વળી ઠરાવવામાં આવ્યું કે આ લેણુ દેણુ કેવી જાતની છે તે જોતાં તે ખતમાં અવેજ ફકત રૂ. ૨૭૫) નો છે, તેમ છતાં અવેજ બાબત ખોટી હકીકત લખવામાં આવી છે, અને પ્રતીવાદી તે વ્યવહાર કેવા પ્રકારનો છે તે સમજેલો હતો, એવું બતાવવાને કાંઇ પણ નથી, કારણ કે વ્યાજનો દર ઘણોજ ભારે છે, અને અવેજ જોઇતો છે નહી, માટે તે વ્યવહાર એવો નથી કે જેનો "ઇકવીટી કોર્ટ" અમલ કરવો જોઇએ. મેકીનટોસ વિ. હંટ (ઈ. લા. રી. ક. વા. ૨ પાનું. ૨૦૨)

એક ગીરોખતમાં એવી શરત છે કે અમુક તારીખે મુદ્દલ નાણાં દર માસે દર સેંકડે એક ટકાના દરના વ્યાજથી આપવાને કસુર કરવામાં આવે તો, ખતની તારીખથી દર માસે દર શેંકડે બે ટકાનું વ્યાજ આપવું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વધારાના દરનું વ્યાજ આપવાનો ઠરાવ છે, તે "પેનલટી" ઇયાને ગુન્હેગારી છે, મથુરાંપ્રસાદ વિ. લગનકુવર (ઇ. લા. રી. ક. વા. ૯ પાનું. ૬૧૫.)

પરંતુ મેકીનટોસ વિ. ક્રૌ અને મેકીનટોસ વિ. ગોર (ઈ. લા. રી. ક. વા. ૯ પાનું. ૬૮૯)ના કામમાં નાણાં કરજે લેવામાં આવેલાં, એવી શરતથી કે તે નાણાં અમુક તારીખે વ્યાજ સાથે પાછાં આપવાં, પણ જો તે આપવામાં કસુર કરવામાં આવે તો ચડતા દરનું વ્યાજ આપવું, તેમાં ઠરાવવામાં આવ્યું કે આવા વધારે દરના વ્યાજનો ઠરાવ એ કાંઇ "પેનલટી" નથી. માટે કરાર પ્રમાણે વધારે દરનું વ્યાજ તમામ વસુલ થઇ શકે છે.

એક ખતમાં ઠરાવ છે તે એવા શબ્દોમાં છે કેઃ—"હાલ રૂ. ૧૦૦૦) હું આપી શકતો નથી, માટે તે હું બે માસ અને પંદર દીવસમાં આપીશ. જો હું તે મુદતમાં તે રકમ નહી આપું તો, ખતની તારીખથી દર રૂપીયા એકે દર માસે બે આના પ્રમાણે વ્યાજ આપીશ. "જસ્ટીસ ગીતરે કહ્યું કે અમારી નજરમાં આવે છે કે આ કલમમાં આ ઠરાવનો સમાસ થતો નથી. કરાર તોડવામાં આવે તો પ્રતીવાદીએ અમુક રકમ આપવી, એવો ઠરાવ કરવામાં આવ્યો નથી, સબબ તેનો સન ૧૮૫૫ ના આકટ ૨૮ માની કલમ ૨ માં સમાસ થાય છે. અમુક દરથી વ્યાજ આપવાના કરારમાં અને કરાર ટુટે તો અમુક રકમ આપવી, તેમાં જે ભેદ છે તે મેકીનટોશ વિ. ક્રૌ (ઈ. લા. રી. ૯ ક. ૬૮૯) ના કામમાં આ કોર્ટનો ફેંસલો છે, તેમાં બતાવવામાં આવ્યો છે. આ કોર્ટનો ફેંસલો મી. જસ્ટીસ વીલસને આપેલો છે, તેમાં આ બાબતના જુદા જુદા ઠરાવો તપાસી ઊપરની કલમો પ્રમાણે ખુલાસો કરી કહ્યું કે "આવા તમામ કામમાં આ નિયમ દેખીતો હોય છે કે, કરાર તોડવામાં આવે તે વખતે જે રકમ કરારની શરત પ્રમાણે ગણવા લાયક થાય અને હરેક રીતે લેવા જોગ થાય તે છે, તોપણ બીજા વર્ગના કામમાં તો નાણાં આપવાનું શરત ઉપર રેહે છે. પરંતુ જ્યાંહાં ફકત એવો કરાર હોય કે જો જે નાણાં ઠરાવેલી મુદતે આપવામાં ના આવે, તે વખતથી તે ઊપર ચડતા દરનું વ્યાજ ચડશે તો, તો કરાર તુટે

એટલે અમુક રકમ આપવાની ઠરાવી છે, એમ કેવી રીતે કહી શકાય, તે અમારા જોવામાં આવતું નથી. તે કરાર તુટે એટલે કેટલી રકમ થશે તે કોઈ કહી શકતું નથી. કરજ લેનારને તે નાણું વાપરવાની સુગમતા હોય છે, તે ઉપર તદન તે મુદતનો આધાર છે. દર મહીને નવા અવેજ બદલ નવી રકમ લેહેણી થાય છે. માટે અમારા અભિપ્રાયમાં આવે છે કે ઉપર બતાવેલા કાયદાના નિયમો પૈકી પેહેલા નિયમમાં તેનો સમાસ થાય છે, અને બીજામાં તેનો સમાસ થતો નથી. આ કામમાં જે વ્યાજનો ઠરાવ કરવામાં આવ્યો છે, તે રૂપીયા કરજે લેવામાં આવ્યા તારીખથી વ્યાજ લેવાનો છે. પરંતુ આ હકીકતથી સન ૧૮૫૫ ના આકટ ૨૮ માની કલમ ૨ ના હેતુમાંથી તે ઠરાવ બાતલ થતો નથી, એમ અમારા અભિપ્રાયમાં આવે છે, કારણ કે એક દરથીજ વ્યાજ આપવાનો તે ઠરાવ છે. તે ખતમાં વ્યાજ બે દરનું, એટલે એક ઓછા દરનું અને બીજું વધારે દરનું છે, પણ તે વધારે દરનું જ્યારે અમુક હકીકત હોય ત્યારે લેવું, એવો ઠરાવ નથી. માટે આ કામમાં એમ ઠરાવી શકાતું નથી કે સન ૧૮૫૫ ના આકટ ૨૮ માની કલમ ૨ પ્રમાણે દેણદારે ઓછા દરનું વ્યાજ આપવાને કરાર કર્યો છે, અને કરાર તુટેતો આ કલમ પ્રમાણે કંપનસેશન ઠરાવવાને વધારે દરથી આપવાને શરત કરવામાં આવી છે. આ કામમાં કરાર એવો છે કે ખતમાં ઠરાવેલી મુદતમાં ખતની રકમ વસુલ આપવામાં આવે તો, કાંઇ વ્યાજ આપવાનું નથી, પરંતુ જો તે રકમ તે મુદતમાં આપવામાં ના આવે તો, દરમાસે દર રૂપીએ બે આના પ્રમાણે વ્યાજ આપવું. આ કરારનો સમાસ અમારા અભિપ્રાય પ્રમાણે સન ૧૮૫૮ ના આકટ ૨૮ માની કલમ ૨ માં થાય છે.

અમે અહીયાં બતાવી શકીએ છીએ કે ઊંચા દરનું વ્યાજ "પેનલટી" તરીકે ગણાય એવો જે આધાર છે, તે બાળકીશન વિ. રણબાહાદુરસીંગના કામમાં પ્રીવીકૌંસીલની જુડીશીમલ કમીટીએ ઠરાવેલો છે, તેથી તે ઘણો નરમ પડી ગએલો છે. તે કામમાં એક "સોલમનામા"ના આધારથી નાણાં આપવાનાં હતાં, તે ઉપર દર સેંકડે ૭ ટકાનું વ્યાજ આપવાનું હતું, પરંતુ અમુક હકીકત બને તો તે વ્યાજનો દર બમણો થવાનો હતો. તેમાં નામદાર સાહેબોએ કહ્યું છે કે "હાયકોર્ટની સાથે અમે મળતા નથી કે તે બમણા દરના વ્યાજનો કરાર પેનલટી છે. તે સોલમનામામાં એવો કરાર છે કે અમુક હકીકત હોય તો, છ ટકાના દરથી વ્યાજ અને અમુક બીજી હકીકત બને તો, બારટકાના દરનું વ્યાજ આપવું." માટે અમારા અભિપ્રાયમાં આવે છે કે કરાર પ્રમાણે નીચેની કોર્ટે વ્યાજ અપાવેલું નથી, તે બરોબર નથી. સબબ અમે નીચેની અપીલકોર્ટનું હુકમનામું રદ કરીને અસલકોર્ટનું હુકમનામું ખરચ સાથે બાહાલ રાખીએ છીએ. અરજન બીબી વિ. અસગરઅલી ચોધ્રી (ઈં. લા. રી. ૧૩૦ પાનું ૨૦)

ગીરોખતની રૂએ વાદીને પ્રતીવાદીઓએ એક રૂ. ૧૧૮ )નું ગીરોખત લખી આપ્યું. તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે "તે રકમ 'રવી'માં જે ફાલ દરેક જાતનો પેહેલા વર્ગના દરનો થાય, તેમાંના નીમ્મે ભાગનો આપી તે રકમ વસુલ આપવી, પણ જો તે પ્રમાણે ફાલ આપી વસુલ આપવામાં ના આવે તો, ફસલી શાલ ૧૨૮૭ ના વૈશાખ માસ (એપ્રીલ ૧૮૮૦) માં મુદ્દલ તા. દર સેંકડે દર માસે એક આના પ્રમાણે વ્યાજ

સાથે રોકડા રૂપીયા આપવા." પ્રતીવાદીએ તે ખત લખી આપેલું કબુલ કરી તકરાર કરી કે અમે રૂ. ૧૩૬) ના દાણા વસુલ આપ્યા છે, પણ તે વસુલ તેણે શાબેત કરી શકયા નહી. એવું માલમ પડયું કે વાદીને વસુલમાં રૂ. ૭૧) ના દાણા મળેલા છે, પરંતુ તેથી વધારે તે પોતાનું આગળનું લેહેણું પ્રતીવાદીઓ પાસે છે તે પેટે જમે કરવાને વાદીએ દાવો રાખ્યો. તે વસુલ આપતી વખતે ફીયા દેવામાં તે મજરે ગણવા તે વિષે કેહેવામાં આવેલું નહી હતું, પરંતુ તમામ વસુલમાં દાણા આપેલા છે. એ કબુલ કરવામાં આવેલું છે તેમાં ઠરાવવામાં આવ્યુ કે વાદીનો પોતાના આગલ્યા લેહેણા પેટે તે વસુલ કરવાનો હક્ક નથી, કારણ કે કરાર આકટની કલમ ૬૦ મીના અર્થ પ્રમાણે બીજી એવી હકીકત છે કે જે ઉપરથી એમ જણાય છે કે, તે વસુલ સદરહું ખત પેટે આપવામાં આવેલું છે. વળી ઠરાવવામાં આવ્યું કે વધારે દરનું વ્યાજ ખતની તારીખથી આપવાનું છે, અને ફકત કરાર તુટયો તે તારીખથી આપવાનું નથી, માટે તે પેનલટી રૂપનું છે, એમ ગણવું જોઇએ, તે એક કરાર તોડવાથી થએલું નુકશાન ગણવામાં ફકત આધાર તરીકે વિચારમાં લેવાનું છે. આ બાબતનો નિયમ મેકનટોસ વિ. ક્રો (ઈં. લા. રી. ૯ ક. ૬૮૯) ના કામમાં ઠરાવવામાં આવ્યો છે, તે પ્રમાણે મંજુર રાખવામાં આવ્યો. સંગીતલાલ વિરૂદ્ધ બૈજનાથ રોય (ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૧૬૪)

એક કામમાં વાદીએ દાવો કરેલો તેમાં એમ કેહેવામાં આવેલું છે કે, સરકારે મને અમુક જમીનનો પટો આપેલો છે, એવા ઠરાવની સાથે કે જો અમુક કામ હું કરૂં તો, તે જમીન ઉપર મારો માલેકપણાનો હક્ક થાય, તેથી તે કામ મેં કરેલું છે, પણ સરકારે પોતાની શરત પ્રમાણે ચાલવાની ના પાડી તે જમીન ઉપર એક બીજા સખસને માલેકપણાનો હક્ક આપેલો છે, માટે સદરહુ કરારના ઠરાવ પ્રમાણે તે જમીનનો કબજો મળવામેં દાવો કરેલો છે. તેમાં જસ્ટીસ સ્પાન્કીસાહેબે ઠરાવેલું છે કે વાદીના કેહેવા પ્રમાણે તે વાદી સાથે સરકારે કરાર કરેલો છે, એમ ધારીએ, તોપણ તેનો આ દાવો ચાલી શકતો નથી, કારણ કે સરકારે અમુક જમીન ઉપર માલેકપણાનો હક્ક વાદીને આપવાનો કરાર કરેલો, તે કરાર પ્રમાણે ચાલવાને સરકારે ના પાડી અને અમુક સખસને સરકારે તે હક્ક આપેલો છે, તે કૃત્ય સરકારનું છે, તે રાજાના હક્કથી કરેલું છે. ચીફજસ્ટીસ સ્ટુઅર્ટસાહેબના અભિપ્રાયમાં આવ્યું છે કે વાદીના કેહેવા પ્રમાણે સરકારે જે કરાર કરેલો છે તે ખાનગી સખસની રીતીએ કરેલો છે, પણ વાદી પોતાની તરફનું કરારમાં જે કરવાનું હતું તે કરવામાં નીષ્ફળ ગએલો છે, માટે તેનો આ દાવો ચાલી શકતો નથી. કીશનચંદ વિ. હિંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટ ઇન કાંઊસીલ (ઈ. લા. રી. અ. વા. ૩ પાનું. ૮૨૯)

પક્ષકારોએ કરારમાં એવો સ્પષ્ટ ઠરાવ કરેલો હોય કે, કરાર તોડવામાં આવે તો નુકશાનીની અમુક રકમ ઠરાવવામાં આવી છે, તે આપું. પછી તે કરાર તોડવામાં આવે તો કોર્ટ તે ઠરાવેલી રકમજ અપાવવાને બંધાએલા નથી, પણ આ કલમ પ્રમાણે કંપનસેશન તરીકે જેટલી વ્યાજબી રકમ કોર્ટને માલુમ પડે, તેટલી કોર્ટે અપાવવી જોઇએ, તોપણ તે વ્યાજબી રકમ પણ સદરહુ સ્પષ્ટ રીતે પક્ષકારોએ ઠરાવેલી રકમ કરતાં વધારે હોવી નહી જોઇએ. સામાન્ય નિયમ પ્રમાણે કંપનસેશનની રકમ જેટલી ઈજા પ-

એલી હોય તેના પ્રમાણમાં ઠરાવવી જોઇએ. માટે આ નિયમ પ્રમાણે ચાલતાં કરાર તોડવાથી થતું નુકશાન કોર્ટે એવી રીતે ઠરાવવું જોઇએ કે, જો તે કરાર પુરો કરવામાં આવ્યો હોતતો, અમુક પક્ષકારને અમુક રીતનો ફાયદો થવાની ઊમેદ હોય તેટલો ફાયદો તે પક્ષકારને પાછો મળે. તે માટે એક કરાર અમુક તારીખે કાચી ગળી આપવાને કરેલો, તેમાં પક્ષકારોએ એવું કબુલ કરેલું છે કે કરાર પ્રમાણે જો ગળી આપવામાં નહી આવે તો, કંપનસેશન તરીકે અમુક રકમ આપવી જોઇએ. તેમાં ઠરાવવામા આવ્યું કે આ કરાર તોડવાથી જેટલી ગળી તે ગળીના છોડવામાંથી નીકળત, તેટલી ગળી ઉપર નુકશાનનો બોજો છે, અને વર્ષની જે મોહશમ બાબત તે કરાર કરવામાં આવ્યો હોય તે મોહોશમમાં વ્યાજબી બજાર ભાવ કેટલો છે તે ઊપર નજર રાખી તેની કીમત ઠરાવવી જોઇએ, અને તે કીમતમાંથી તે ગળી નીપજાવવામાં અને વેચવામાં જે ખર્ચ થાય તે બાદ કરવું જોઇએ. માટે આવી નક્કી કરેલી રકમ તે વ્યાજબી કંપનસેશન છે, સબબ તે રકમ કરતાં વધારે રકમ વ્યાજબીરાહે અપાવવી નહી જોઈએ. નાઇતરામ વિ. શીબદરા ( ઈ. લા. રી. અ. વા. ૫ પાનું. ૨૩૮)

એક કરાર એવો હતો કે અમુક તારીખે મુદલ નાણાં ૧૨ ટકાના વ્યાજ સાથે આપવામાં ના આવે તો, તા. ૧૫ નવંબરના રોજ દેણદારે બેવડી રકમ આપવી. આવો કરાર ઇકવીટી કોર્ટ અમલમાં લાવતી નથી. વેનકીતારામા પાતાર વિ. કામબારાય કેશવામેનન (ઈ. લા. રી. મ. વા. ૧ પાનું ૩૪૯)

ખતમાં એવી શરત છે કે તે ખતનાં નાણાં હફતેથી આપવાં, પણ તેમાંનો એક હપ્તો આપવામાં કસુર કરવામાં આવે તો જે તારીખે તે કસુર કરવામાં આવે તે તારીખે તમામ મુદલ રકમ તેમાં બતાવેલા વ્યાજ સાથે લેહેણી થાય. તે એવી સાધારણ રીતની છે કે પ્રથમ તો અમારી મરજી એમ વિચારવાની થઈ કે આ કામમાં ખતની શરતો સમજી શકાય તેવી નથી, એવું કેહેવાને જીલ્લા જડજને ભાગેજ કારણ હોય. અમારી પેહેલી સમજ એવી હતી કે પેહેલો અગર ત્યાર પછીનો કોઈ હફ્તો પડે, એટલે તમામ મુદલ રકમ વધારે દરના વ્યાજ સાથે લેહેણી થાય, એટલુંજ નહી, પણ ખતના જે શબ્દો છે તેનો વ્યાજબી રીતે અને સ્વભાવિક રીતે તેવો અર્થ થાય. પરંતુ તેથી અવસ્યે કરીને તેમ થતું નથી, અને જો કે હજુ અમારી મરજી એવો વિચાર કરવાની થાય છે કે ઉપર બતાવ્યા પ્રમાણે ઇરાદો રાખવામાં આવ્યો હશે, તોપણ તે શબ્દોનો અર્થ જુદો જુદો થઇ શકે તેવું છે, કારણ કે તેના શબ્દો એવા અંદેશા ભરેલા છે કે તે ખતની રૂઇએ રૂ.૧૫૦૦) લેહેણા થએલા છે. તે તા. ૧૧ અકટોબર સન ૧૮૭૮ ના રોજ દર વર્ષે દર સેંકડે ૨૪ ટકાના વ્યાજ સાથે આપવાને જીલ્લા જડજે ના પાડી છે, તે બરોબર છે, એમ અમે કહી શકતા નથી. માટે અમારી પાસે આ અપીલમાં સીધી રીતે નક્કી કરવાને આટલુજ માગવામાં આવેલું છે. ખતના તકરારી મજકુરનો ગમે તે અર્થ કરવામાં આવે, પણ અમારા અભિપ્રાય પ્રમાણે એવું કાંઇ નથી કે જેથી કરારની તારીખથી વધારે દરનું વ્યાજ અપાવી શકાય, એવું માલુમ પડી આવે. સબબ મેકીનટોસ વિ. ક્રૌના કામમાં કરજે નાણાં લેવાના કરારમાં શરત એવી હતી કે, જો ઠરાવેલી તારીખે નાણાં વસુલ આપવામાં

નહીં આવે તો, ચડતા દરનું વ્યાજ તરત તે ઉપર ચડશે, તેમાં જસ્ટીસ વીલસનસાહેબે ઠરાવ્યું છે કે દેણદારે હાલ વ્યાજ આપવું નહી, પણ હવે પછી આપવું, એવો કરાર કરવાને મુખત્યાર છે, તે સાથે અમે મળતા છીએ. પરંતુ જોઈતી રીતના નિશ્ચેથી અમારા અભિપ્રાયમાં આવે છે અને તેથી અમે એમ ઠરાવી શકતા નથી કે, આ કામમાં એવો કરાર છે કે મુદલ રકમ ઉપર ચડતા દરનું વ્યાજ તા. ૧૧ અકટોંબર સન ૧૮૭૮ ના રોજ તરત લેવા જોગ થએલું છે. સબબ આ કામમાં હકીકત છે તે પ્રમાણે અમે એમ કેહેવાને તૈયાર થયા નથી કે, નાણાં કરજે આપ્યાં તે તારીખથી જડજે દર વર્ષે દર સેંકડે ૯ ટકાનું વ્યાજ અપાવેલું છે તે વ્યાજબી કરેલું નથી. તે ખતના શબ્દો જોતાં તા. ૧૧ અકટોંબર સન ૧૮૭૮ ના રોજ અગર ત્યાર પછી રૂ. ૫૦૦) આપવાને કસુર કરવામાં આવી, એટલે ખતની તારીખ (તા. ૩૦ એપ્રીલ સન ૧૮૭૮) ના રોજ થી ૯ ટકાના વ્યાજ સાથે લેહેણી થાય છે. તે રકમ મુદલ તથા વ્યાજની થાય તે ઉપર દર માસે દર સેંકડે ૨ ટકાનું વ્યાજ લેહેણું થાય છે. અને બીજો હફતો રૂ. ૫૦૦) નો દર સેંકડે ૯ ટકાના હફતાની સાથે લેહેણો થાય તે તારીખથી ચડતા દરના વ્યાજ સાથે લેહેણો થાય છે, તેમજ ત્રીજા અને છેલ્લા હફતાની બાબતમાં છે. માટે અમારી નજરમાં આવે છે કે આવો કરાર હોય તે વિરૂદ્ધ તેનો બચાવ થવો નહી જોઈએ. પરંતુ આ ખતના શબ્દો ઘણામાં ઘણા તો અંદેશા ભરેલા છે, અને તે વિશે અપીલવાળા તરફથી બતાવવામાં આવ્યુ નથી, અને જે કારણથી અપીલ કરવામાં આવી છે તે તકરાર કરવામાં આવી છે, તે કારણથી તે અપીલ ચાલી શકતી નથી. માટે અમે તે અપીલ કાહાડી નાંખીએ છીએ. જગનાથમ વિ. રઘુનાથમ વિગરે (ઇં. લા. રી. ૯ મ. પાનું ૨૭૬)

જેટલે સુધી આ કલમનો સંબંધ છે તેટલે સુધી આ આકટ કોઇ પાછળની તારીખથી લાગુ થતો નથી. ઓમદાખાનમ વિ બ્રોજેનદ્રોકુમાર રાય ચોધ્રી. (બં. લા. રી. વા. ૧૨ પાનુ. ૪૫૮)

દર મહીને આઠ આના વ્યાજ આપવુ એવી એક કબુલાત કરવામાં આવી હતી, અને તેમાં એવી શરત કરવામાં આવી હતી કે કબુલાત પ્રમાણે જો વ્યાજ અને મુદલ આપવામાં કસુર થાય તો, વ્યાજનો દર મહીને ૪ ટકા પ્રમાણે વધશે. આ કબુલત 'પેનલટી' તરીકે ગણવામાં આવી હતી. માટે વ્યાજનો દર ઘટાડીને દર સેંકડે દર મહીને એક ટકો કરવામાં આવ્યો હતો. બીચુકનાથ પાડે વિ. રામલોચનસીંગ (બં. લા. રી. પાનું ૧૩૫)

## કલમ ૭૫ મી.

વ્યાજબી રીતે કરાર બંધ પાડનાર પક્ષકારને બદલો ભરી લેવાનો હક્કછે.

**કોઈ એક સખસ એકાદ કરાર વ્યાજબી રીતે રદ કરે તો, તે કરાર પુરો ન કરવાને લીધે તેને જે નુકશાન થયું હોય તેનો બદલો ભરી લેવાનો તેનો હક્ક છે.**

## દ્રષ્ટાંત.

**(અ.) એક ગાયન કરનારી છે, તે એક નાટકશાળાના અધિપતી બ જોડે એવો કરાર કરે છે કે બ ની નાટકશાળામાં આવતા બે મહિના સુધી**

**દર અઠવાડીએ બે રાત્રી એ પ્રમાણે પોતે ગાયન કરવું, અને ब એવી બોલી કરે છે કે ગાયનની દર રાત્રીના સો રૂપિયા अ ને આપવા. છઠી રાત્રે अ જાણી જોઇને નાટકશાળામાંથી ગેરહાજર રેહે છે, અને તે કારણને લીધે ब કરાર રદ્દ કરે છે. કરાર પુરો ન કરવાથી ब ને જે નુકશાન થયું હોય તેનો બદલો ભરી લેવાનો ब નો હક્ક છે.**

**ટીકા**—બીજો પક્ષકાર કરાર પાળવાની ના પાડે, તેવી બાબતમાં રદ થએલા કરારો સંબંધી આ કલમથી જે હક્ક મળેલો છે, તેનું આગળ આપણે ૫૩ અને ૫૪ મી કલમો માં વર્ણન કરી ગએલા છીએ. વળી (૧૯ અને ૩૯ મી કલમો જુઓ).

તા. ૬ માર્ચ સન ૧૮૮૩ ના રોજ ब એ 'જીનજેલી બીના' માલના ૫૦૦૦ કોથળા, દર કોથળે રૂ.૭-૧૧-૦ ના ભાવથી स ને વેચવાનો કરાર કર્યો. તેમાંની ⅕ કીમત અગાઉથી આપવામાં આવી. ब એ એપ્રીલ આખરે ૫૦૦૦ કોથળા આપવા અને ઠરાવેલી મુદતમાં ૧૦૦૦ કોથળાનો હપ્તો આપવાને स ને તેણે નોટીસ આપવાની હતી, અને દરેક હપ્તો આપવાને તૈયાર થાય ત્યારે કરાર પ્રમાણેના ભાવથી બાકીનાં નાણાં स એ ब ને આપવાને વચન આપેલું. કરારની શરતો પ્રમાણે માલ આપવામાં આવ્યો નહી, તેમ નાણાં પણ વસુલ આપવામાં આવ્યાં નહી. ब એ ૩૦૦૦ કોથળા આપ્યા, પણ જે કીમત બાકી લેહેણી રહેલી તે કીમત स એ આપી નહી. તેથી ૨૦૦૦ કોથળા આપવામાં આવ્યા નહી. તા ૭ મેના રોજ ब એ આ કોથળા આપવાને ના પાડી, એવા કારણથી કે ૩૦૦૦ કોથળા આપવામાં આવેલા છે, તે આપવાને તૈયાર થએલા તે વખતે તેની કીમત કરાર પ્રમાણે જે બાકી રહેલી તે स એ આપી નથી. તેથી અગાઉથી આપેલાં નાણાં પૈકી જે નાણાં વધારેનાં હતાં તે स ને તેણે પાછાં આપ્યાં. આ ઉપરથી स એ ૨૦૦૦ કોથળા નહી આપ્વાથી થએલું નુકશાન લેવા બાબત ब ઊપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે स ને જે કોથળા આપવામાં આવેલા તે કોથળા બાબત જે કીમત લેહેણી થએલી તે स આપવાને ચુક્યો, તેથી ब ને પોતાની તરફના વચનનો અમલ કરવાનો હતો, તેમાંથી માફી મળતી નથી. માટે જે તારીખે કરાર તોડવામાં આવ્યો તે તારીખે બજાર ભાવ અને કરાર પ્રમાણેના દરની વચમાં જે ગાળો હોય. તે स ને લેવાનો હક્ક છે. સીમસન વિગરે વિ. વીરામા (ઇં. લા. રી. ૯ મ. પાનું. ૩૫૯)



## બાબ ૭.

## માલના વેચાણ બાબત.

### વેચેલા માલ ઉપર માલિકી કયારે ઉત્પન્ન થાય છે.

### કલમ ૭૬ મી.

'માલ' એ શબ્દનો અર્થ.

**૭૬. આ બાબમાં 'માલ' એ શબ્દનો અર્થ પ્રત્યેક જાતની જંગમ મિલકત સમજવો, તથા તેમાં પ્રત્યેક જાતની જંગમ મિલકતનો સમાવેસ થાય છે.**

**ટીકા**—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨ મીમાં જંગમ મીલકતની વાખ્યા બતાવવામાં આવી છે, તે વાખ્યા નીચે પ્રમાણે છે. "જંગમ મીલકત એ શબ્દ વડે જમીન તથા જમીનને ચોટેલી વસ્તુ અથવા જમીનને ચોટેલી વસ્તુ જોડે જાથુ જડાયલી વસ્તુ શિવાયની કોઈ પ્રકારની સાકાર મીલકત સમજવી." આવીજ વાખ્યા સન ૧૮૬૮ ના આકટ ૧ લામાં પણ બતાવવામાં આવી છે. પરંતુ આ કલમમાં જે "માલ" શબ્દ વાપરવામાં આવ્યો છે તેનો સદરહુ વાખ્યા પ્રમાણે બોહોળો અર્થ થાય છે કિંવા નહી, એ એક સવાલ ઉત્પન થાય છે, પણ જો આ કલમમાં તે શબ્દનો અર્થ કરવામાં આવ્યો છે, તે પ્રમાણે તો તમામ પ્રકારની સ્થાવર મીલકતનો તેમાં સમાસ થાય. છે વળી "માલ" એ સંજ્ઞામાં હરેક ખ્યાલ કરી શકાય એવા પદાર્થનો સમાસ કરવો ન જોઈએ, કેમકે કેટલાક પદાર્થો જેવા રત્નો, અથવા બીજા પદાર્થો જે લોકોની પુજાને માટે વપરતા હોય, તેવા પદાર્થો વ્યવહાર કરવાના પદાર્થો નથી, અને તેથી તે વેચી શકાય તેવી ચીજો નથી. (મ. હા. રી. વા. ૭ પાનું. ૨૧૯)

## કલમ ૭૭ મી.

'વેચાણ' એ શબ્દનો અર્થ.

**૭૭. વેચાણ એટલે કિંમતના બદલામાં મિલકત આપવી તે. તે ઉપરથી વેચેલી વસ્તુ ઉપરનું સ્વામીત્વ વેચનાર પાસેથી નીકળીને વેચાણ લેનારને પ્રાપ્ત થાય છે.**

**ટીકા**—સામાન્ય રીતે કરારો બળવાન થવાને જે જે શરતો અવશ્ય કરીને જોઈએ તે તમામ શરતો વેચાણના કરારને માટે પણ જોઇએ. પરંતુ સામાન્ય રીતના કરારોથી એટલી બાબતમાં તે જુદો હોય છે કે વેચાણવાળી વસ્તુના માલેકપણાનો ખરો હેતુ હોય છે, પણ બીજા કરારોમાં તો ઘણુંકરીને કોઈ સખસના કૃત્યનો હેતુ હોય છે.

## કલમ ૭૮ મી.

વેચાણ શી રીતે થાય.

**૭૮. કાંઇ કિંમતે કોઈ મુક્કરર કરેલો માલ, કિંવા કોઈ મુક્કરર કરેલા માલની કાંઇ કિંમત, આપવા માંડી તથા** સ્વીકારી, એટલે તેથી—

**અને તેની સાથે કિંમત આપ્યાથી અથવા માલ સ્વાધીન કર્યાથી અથવા કિંમત આપવા માંડયાથી કિંવા માલ સ્વાધીન કરવા માંડ્યાથી, કિંવા કિંમતનો કાંઈ ભાગ આપ્યાથી, કિંવા બાનું આપ્યાથી, કિંવા માલ પૈકી કાંઈ ભાગ સ્વાધીન કર્યાથી. અથવા કિંમત આપવાની વાત, અગર માલ સ્વાધીન કરવાની વાત, અગર એ બેઉ વાતો મુલત્વી રાખવી એવી કબુલાયાત સ્પષ્ટ રીતે કિંવા ગર્ભિત રીતે કર્યાથી,—**

**વેચાણ થાય છે એમ સમજવું.**

**કોઇ મુક્કરર કરેલા માલના વેચાણ સારૂ જો કાંઇ કરાર કરવામાં આવ્યો હોય તો, જ્યારે તેની સઘળી કિંમત કિંવા તે કિંમતનો કાંઇ ભાગ કિંવા બાનું આપવામાં આવે, અથવા જ્યારે તે સઘળો માલ કિંવા**

તે માલનો કાંઇ ભાગ સ્વાધીન કરવામાં આવે, ત્યારે તે વેચેલા માલનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત થાયછે, એમ સમજવું.

જો પક્ષકારો સ્પષ્ટ રીતે અગર ગર્ભિત રીતે એવું કબુલ કરે કે પૈસા આપવાની વાત, અગર માલ સ્વાધીન કરવાની વાત, અગર એ બેઉ વાતો મુલતવી રાખવી, તો વેચાણની સુચના સ્વીકારતાંજ માલની માલિકી ખરીદદારને પ્રાપ્ત થાય છે.

## દૃષ્ટાંતો.

(अ.) ब, अ નો ઘોડો પાંચસો રૂપિયે વેચાતો લેવાનું કેહે છે. अ, ब નું બોલવું સ્વીકારે છે, અને ઘોડો ब ને સ્વાધીન કરે છે. ઘોડો સ્વાધીન કરયો એટલે ઘોડા ઉપર ब ની માલિકી થઈ.

(ब.) अ, ब ને કાંઇ માલ મોકલે છે, અને તે ब ને પસંદ પડે તો અમુક એક કિંમતે લેવો, અને પસંદ ન પડે તો પાછો મોકલવો એવો ब ને સંદેસો મોકલાવે છે. ब માલ રાખે છે ને પોતાને પસંદ પડયાનું अ ને કેહેવડાવે છે. ब એ માલ રાખ્યો એટલે તે ઉપર ब ની માલિકી થાય છે.

(क.) તમારા ઘોડાના હું હજાર રૂપિયા આપિશ એવું ब અને કેહે છે, અને જણાવે છે કે નીમેલે અમુક એક દિવસે ઘોડો સ્વાધીન કરવો અને કિંમત બીજે એક નીમેલે દિવસે આપવી. अ તેનું કેહેવું સ્વીકારે છે. ब એ अની સુચના સ્વીકારી એટલેજ ઘોડા ઉપર बની માલિકી થઇ.

(ड.) अ ના ઘોડાના એક હજાર રૂપિયા આપવાનું ब કેહે છે અને રૂપીયા એક મહિના પછી આપવાનું જણાવે છે, अ તે કેહેવું સ્વીકારે છે. કેહેવું સ્વીકારતાંજ ઘોડો ब નો થયો.

[इ.] ब પેહેલી જાનેવારીને રોજે अ ને એવું કેહે છે કે તારા ચોખા હું બે હજાર રૂપિયે લેવા માગુ છઊં, અને રૂપિયા આવતા માર્ચ મહીનાની પેહેલી તારીખે આપીશ, તથા કિંમત આપતાં સુધી ચોખા લઇ જવા નહી. अ,એ કેહેવું સ્વીકારેછે. તે સ્વીકાર કરતાંજ ચોખા ब ના થયા.

**ટીકા**—નક્કી કરેલી જંગમ મીલકતનું વેચાણ કેવી શરતોથી પુર્ણ થાય છે, તે આ કલમમાં બતાવવામાં આવ્યું છે. જો એવું સાટું કરવામાં આવ્યું હોય કે મારા ઘોડાને માટે તમારે ૧૦ પૌંડ આપવા અને તમે જો બાના તરીકે એક પેની આપો તો, સાટું પૂરૂં થએલ છે, એમ સમજવું. જો તમે તે બાબત દાવો કરો તો તમને ઘોડો અપાવે, અને હું દાવો કરૂં તો મને કોર્ટ પૈસા અપાવે.

સ્વાધીન કરવાનું કામ ઇરાદા પૂર્વક થએલું હોવું જોઈએ. માત્ર અકસ્માતથી અથવા રાજી ખુશી વગર બનેલું હોવું ન જોઈએ. જેમકે જ્યાંહાં હુંડીઓ ઉપર अ ના નામનો સ્વીકાર કરયો અને ફ્રાન્સમાં તેના ઉપર ટપાલ રસ્તે મોકલવામાં આવી. પણ તે મોકલતા પેહેલાં વેચનારે તે રદ કરી હતી. જે કરવાનો ફ્રાન્સના કાયદા પ્રમાણે તેને હક

હતો, પણ ચુકથી એ હુંડીઓ મોકલાઇ ગઈ, તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એ હુંડીઓનું સ્વામીત્વ **अ** ને પ્રાપ્ત થતું નથી, કારણ કે વેચનારને કાગળ રદ કરવાનો ઇરાદો બતાવ્યો હતો. એકતરફી કોર્ટ (લા. રી. ૯ ચાન્સરી. કે. પાનું. ૨૭)

એવી કાંઈ પણ ચીજ, કે જે સાટા વિષે બંને તરફની આખરની નિર્ણયકારક સમતી બતાવવાને માટે ખરીદદારે વેચનારને આપી હોય, અને વેચનારે તેનો સ્વીકાર કર્યો હોય તેને બાનું સમજવું. (બેનજામીન આન પરસનલ પ્રાપર્ટી પાનું. ૧૩૭)

આ કલમના ઠરાવોથી આ બાબત હિંદુ લાના ઠરાવોમાં ફેરફાર થતો દેખાય છે, કારણ વેચાણ પુરૂં કરવાને કબજો આપવાની અવસ્ય જરૂર છે. કચુ બયાજી વિ. કચુના વીથોબા (મુ. હા. રી. વા. ૧૦ પાનું ૪૯૧) અને લલુભાઈ સુરચંદ વિરૂદ્ધ બાઈ અમ્રત (ઇ. લા. રી. ૨ મું. પાનું. ૨૯૯)

કાળીગંજમાં અમુક 'ગોળા'માં બધા મળી ૯૫૦ મણ ચોખા હતા તે **ब** ને અમુક દરથી વેચાણ આપવાને **अ** એ તેની સાથે કરાર કરયો. તે જગોની નજીકમાં **ब** રેહેતો હતો. અને તેણે એવું કબુલ કર્યું હતું કે અમુક તારીખ પેહેલાં તે ચોખા હું ત્યાંહાંથી તોળી લેઇશ. **ब** એ આ કરાર **क** ને આપ્યો. તેથી **क** એ ૧૩૦ મણ ચોખા લીધા અને રૂ. ૧૦૦૦) આપ્યા. પણ પાછળથી તેણે બાકીના ચોખા લેવાની ના કહી, એવા કારણથી કે જેવા ચોખા બાબત કરાર કરવામાં આવ્યો છે તેના કરતાં તે ઉતરતી જાતના છે. તેટલામાં 'ગોળા' અકસ્માત બળી ગયું, અને ચોખાનો પણ નાશ થયો. વસુલ આપેલાં નાણાં કાપી બાકીની કીમતનાં નાણાં લેવા **अ** એ **ब** ઉપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ સંપૂર્ણ છે, અને વેચેલા ચોખાને જોખમ લાગે તેના બોજા સાથે તેનું માલેકપણું કરાર આકટની કલમ ૭૮ અને ૮૬ પ્રમાણે **ब** ને મળ્યું છે, કારણ કે તે કરાર નક્કી કરેલા માલ બાબત હતો, અને તે બદલ **ब** એ બાનું આપેલું છે, અને થોડાક ચોખા લેવામાં આવેલા છે, અને જ્યાં સુધી કલમ ૧૯ માં સમાસ થાય નહી ત્યાં સુધી જેવી ખાત્રી કેહેવામાં આવી હતી તેવી ખાત્રી લાયક તે ચોખા નથી, એમ શાબેત કરી **ब** તે કરાર રદ કરી શકતો નથી, પણ તેને તો તે પ્રમાણે કરવાને અટકાવ થએલો છે, કેમકે તેણે યોગ્ય હુંશીયારી રાખી હોત તો, તે ચોખા નીચી જાતના છે, એવું તેને માલમ પડી શકત. સોરીમોહન પાલ ચોધ્રી વિગરે વિ. નોબોકીસ્ટો પોદાર (ઇ. લા. રી. ક. વા. ૪ પાનું. ૮૦૧)

## કલમ ૭૯ મી.

*જે વસ્તુ મુક્રરર કરવામાં કિંવા બનાવવામાં કિંવા પૂરી કરવામાં આવી નથી, તે વેચી હોય તો તેનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત ક્યારે થાય છે.*

**૭૯. જે વસ્તુ હજુ મુક્રરર કરવાની હોય, કિંવા બનાવવાની હોય, કીંવા પુરી કરવાની હોય, તે વસ્તું વેચવાનો જ્યારે કરાર થયો હોય, ત્યારે વસ્તુ મજકુરનું સ્વામીત્વ તે વસ્તુ મુક્રરર કરવામાં આવે, બનાવવામાં આવે, અથવા પુરી કરવામાં આવે, ત્યાં સુધી ખરીદદારને પ્રાપ્ત થતું નથી.**

## દૃષ્ટાંત.

**અ નામના હોડી કરનારને બ પોતાને સારૂ એક હોડી કરવા કેહે છે. કિંમત હફતા પ્રમાણે આપવાનું ઠરાવેલું નથી. હોડી બાંધવાનું કામ ચાલ્યાના દરમિયાન તેની કિંમત બદલ બ એ વખતે વખત અને રૂપિયા આપ્યા છે. હોડી પુરી થાય ત્યાંહાં સુધી તેના ઉપરનું સ્વામિત્વ બ ને પ્રાપ્ત થતુ નથી.**

**ટીકા** —જે મીલકત વેચવામાં આવી હોય, અને જે વેચાણનો કલમ ૭૮ મીમાં સમાસ થતો નથી તે વેચાણવાળી મીલકત ઉપરનું માલેકપણુ તે મીલકતના ખરીદદારને મળવા સબંધીમાં કેટલાક નિયમો કરવામાં આવ્યા છે તે કલમ ૭૮ મી પ્રમાણે વેચાણવાળી મીલકત ઉપરનું માલેકપણું ખરીદદારને મળવાને તે મીલકત નક્કી કરેલી હોવી જોઇએ. પરંતુ વારંવાર આપણા જોવા અને સાંભળવામાં આવે છે કે વેચાણના કરારમાં વેચાણવાળી મીલકત અમુક નક્કી કરેલી નથી હતી, અગર તે મીલકત પૂર્ણ તૈયાર અગર પૂર્ણ થવાની ના હોય. જેમકે કલમ ૮૨ મીના દ્રષ્ટાંતમાં મીલકતનો ઘણો જથો હોય અને તેમાથી વેચાણવાળી મીલકત જુદી કાહાડવામાં આવી ના હોય, તેથી મીલકતનું વેચાણ બતાવવામા આવ્યુ હોય, અગર તે મીલકત બતાવવાની અને નક્કી કરવામાં આવી હોય, પણ તે તમામ તૈયાર થએલી ના હોય અને થોડી તઇયાર થઈ હોય, અને તે તમામ ખરીદદારને સ્વાધીન કરતા અવલ તેમાં કાંઈક કરવાનું હોય છે. માટે તેવા વેચાણની બાબતમાં આ કલમ તથા કલમ ૮૦ તથા ૮૨ મીમાં નિયમ ઠરાવવામાં આવ્યા છે, તે કલમોમાં જે નિયમ ઠરાવવામાં આવ્યા છે તેથી આ કલમના નિયમનો ફરીથી ઓહોળો ખુલાસો કરવામા આવ્યો છે. આ નિયમ એવો છે કે જ્યાં સુધી વેચાણવાળી મીલકત નક્કી કરવામાં તથા તઇયાર અગર પુરી કરવામાં આવી ના હોય, ત્યાં સુધી તે ઉપરનું માલેકપણું મળતુ નથી. પરંતુ આ કલમોના ઠરાવથી કરારના પક્ષકારો કેઇ મુદત અગર વખતે વેચાણવાળી મીલકત ઉપરનું માલેકપણુ આપવામાં અને લેવામાં આવશે, તે બાબત ખાસ ઠરાવ કરવામાં આવ્યો હોય તો, તે રદ થતો નથી. પરંતુ જે કરારમાં આવી ખાસ ગોઠવણ કરવામાં આવી ના હોય અને કરારના શબ્દો કરતાં જુદી રીતનો ઇરાદો છે, એમ અનુમાન થઈ શકતું પણ ના હોય તો, આ આકટમાં બતાવેલી વખતે ખરીદદારને માલેકપણું મળે છે, તે આ કલમના દ્રષ્ટાંત ઉપરથી માલુમ પડે છે. બ એ અ ને ફકત એક હોડી તૈયાર કરી આપવાને હુકમ આપ્યો. માટે તે હોડી તઇયાર થાય ત્યાં સુધી આ કલમ પ્રમાણે તે ઉપરનું માલેકપણું બ ને મળતું નથી. પરંતુ જો પક્ષકારોએ એમ કરાર કરયો હોય કે તે હોડી તૈયાર થતાની દરમિયાનમાં તેની કીમતનાં નાણાં હફતેથી આપવામાં આવશે તો, તે ઉપરથી એવું અનુમાન થાય કે જેટલાં નાણાં હફતેથી આપવામાં આવે તેટલે દરજ્જે તે હોડીનું માલેકપણું બ ને મળે છે. અમુક કામ જેમ જેમ થતું જાય તેમ તેમ તેની કીમત પેટે નાણાં આપવાં, તેનો હેતુ ખરીદદાર તેટલા થએલા કામનો માલેક થાય, એવી રીતે કે વાંહાણ જેટલું પેહેલો હફતો આપતી વખતે તૈયાર થએલું હોય તેનો માલેક તે ખરીદદાર છે, એવો સ્પષ્ટ ઠરાવ હોય.

તેમ થાય છે, કલાર્ક વિ. સ્પેન્સ. (આડોલફ્સ એન્ડ એલીસ રી. ૪૪૮). જેટલાં નાણાં વસુલ આપવામાં આવ્યાં હોય તે સબંધીમાં આવો હેતુ છે કે ફકત તે પેરે વસુલ આપવાનો છે, તે જે ભાષા પક્ષકારોએ કરારમાં વાપરી હોય તે ઉપરથી તથા કામની તમામ હકીકત ઉપરથી તેનો અર્થ અને પક્ષકારોનો ઇરાદો જે માલુમ પડતો હોય, તે પ્રમાણે નિર્ણય કરવાનો છે. એંગલો ઇજીપ્શીયન વિગરે કંપની વિ. રેની. ( લા. રી. ૧૦ શી. પી. પાનું. ૨૭૧ )

જ્યારે જમીન વ્યાજબી કીમતથી વેચવાનો કરાર કરયો હોય, અને વ્યાજબી કીમત નક્કી કરવાને કોઈ મુશ્કેલી ના હોય તો, કોર્ટે હમેશાંની રીતી પ્રમાણે તે નક્કી કરવી, અને તે કરારનો અમલ કરવાનું હુકમનામું કરવું. પરંતુ જે જમીનમાં કોયલા અગર કીમતી ખનીજ પદાર્થ હોય, જેમકે તેનો ખાસ પ્રકાર લક્ષમાં રાખતાં કીમત કરવાનું ફકત કલ્પના અને ધારણા ઊપર હોય તો, કોર્ટે તે કરારનો વિશેષ રીતે અમલ કરવાને હુકમનામું કરવું નહિ, કારણ કે વાદીએ શી કીમત આપવી એ નક્કી કરવાનું કોર્ટ પાસે સાધારણ રીતનું સાધન નથી. નવી બીરભુમ કોલ કંપની વિ. બલેરામ માહતા. (ઈં. લા. રી. ક. વા. ૫ પાનું. ૧૭૫ ).

## કલમ ૮૦ મી.

ખરીદદારને જે સ્થિતિમાં માલ લેવાનો હોય, તે સ્થિતિમાં તે માલને વેચનાર આણવાનો હોય ત્યારે માલ મજકુરનું વેચાણ પૂરૂં ક્યારે થાયછે.

**૮૦. જ્યારે કોઇ માલના વેચાંણના કરાર મુજબ જે સ્થિતિમાં કોઈ ખરીદદાર માલ મજકુર લેવાનો હોય, તે માલને આણવા સારૂ માલ મજકુર ઉપર કાંઈ કામ કરવાનું હોય, ત્યારે તે કામ કરવામાં આવે ત્યાં સુધી વેચાણ મજકુર પુરૂં થતું નથી.**

### દ્રષ્ટાંત.

**[અ.) એક વાંહાણ કરનાર છે, તે બ સાથે એક વાંહાણ અમુક ઠરાવેલી કિંમતે વેચવાનો કરાર કરે છે. તે વાંહાણ અ ની ગોદીમાં પડેલું છે. વાંહાણને સઢ દોરડાં ચડાવીને મુસાફરી ઉપર જવા લાયક સજ કરવું, તથા તેમ કરીને સ્વાધીન કર્યું એટલે કિંમત આપવી, એવી બોલી છે. વાંહાણને શઢ દોરડાં ચઢાવી સજ કરીને સ્વાધીન કરવામાં આવે ત્યાં સુધી વાંહાણની માલિકી કરાર મુજબ બ ને પ્રાપ્ત થતી નથી.**

**ટીકા**—કલમ ૭૯ મીમાં પુર્ણ કરવામાં આવી, એવા શબ્દો વાપરયા છે, તેનો ખુલાસો આ કલમમાં કરવામાં આવ્યો છે. જ્યાં સુધી કોઈ ચીજને ખરીદદાર લેવાનો હોય તેવી સ્થીતીમાં આણવાને કાંઈ વસ્તુ કરવાની બાકી હોય, ત્યાં સુધી તેનું સ્વામીત્વ ખરીદદારને પ્રાપ્ત થાય તેવા અર્થમાં તે 'પુરી' થઇ નથી. એ નિયમ જસ્ટીસ બ્લાકબર્ને નીચે મુજબ બતાવ્યો છેઃ—"જ્યારે વેચાણના કરાર મુજબ જે સ્થીતીમાં માલ લેવાને ખરીદદાર બંધાએલો છે તેવી સ્થીતીમાં અથવા સ્વાધીન કરવા યોગ્ય સ્થીતીમાં માલ આ-

ણુવાને સારૂ વેચનારે માલ મજકુર ઉપર કાંઇ કામ કરવાનું હોય, ત્યારે તે પ્રમાણે કરવાથી ઉલટો ઇરાદો દર્શાવનારી કાંઈ હકીકત ના હોય તો, સ્વામીત્વ પ્રાપ્ત થતા પેહેલાં એ કામ માલ મજકુર ઉપર કરવું, એ એક શરત ગણવાની છે. બ્લાકબર્ન આન સેલ્સ પાનું. ૧૫૧."

આક્રામ્યાન વિ. મોરીસ (૮ કામન બેંચ પાનું. ૪૫૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે તે ઊપરથી જણાય છે કે, અમુક કાટના વેહેપારમાં ઈમારતી લાકડું ખરીદદાર ના પસંદ કરે તો, તે વેચનાર પોતાના ખર્ચથી વેહેરાવી કડકા કરાવી આપે. આ પ્રમાણે કરતા પેહેલાં વેચનારે દેવાળું કાહાડયું, તેથી ના પસંદ કરેલા કડકા ખરીદદારે પોતે વેહેરાવ્યા અને બાકીનો માલ તે લેઇ ગયો. પછી તે ખરીદદાર ઉપર તે દેવાળું કાહાડનારના અસાઇનીએ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મીલકત ઉપરનું માલેકપણું તે ખરીદદારને મળેલું નથી, કારણ કે વેચનારને તેમાં કાંઇક કરવાનું બાકી રહેલું હતું.

પણ જ્યાં માલેકપણું કોઇ વખતે મળે તે બાબત પક્ષકારોએ ખાસ ઠરાવ કરી પોતાનો ઈરાદો બતાવ્યો હોય, ત્યાં તે ખાસ ઠરાવ આ કલમના ઠરાવથી રદ થતો નથી. માટે જ્યાં તેવો ખાસ ઠરાવ કરી પક્ષકારોએ પોતાનો ઇરાદો બતાવેલો ના હોય, ત્યાંજ આ કલમનો નિયમ લાગુ થાય છે.

## કલમ ૮૧ મી.

માલની કીમત શી થાય છે તે ઠરાવવા સારૂ વેચનારે તે માલને કાંઇ પણ કરવાનું હોય ત્યારે વેચાણ ક્યારે પૂરૂં થાય.

**૮૧. માલની કિંમત કેટલી છે, એ ઠરાવવાને સારૂ વેચનારને માલ મજકુરને કાંઇ કરવાનું બાકી રહ્યું હોય તો, તે કરવામાં આવે ત્યાં સુધી વેચાણ મજકુર પુરૂ થતું નથી.**

### દૃષ્ટાંતો.

(अ.) એક જાતની છાલના ઢગલાનો अ માલીક છે, અને તે ઢગલો ब ને દર ટને સો રૂપિયા પ્રમાણે વેચવાનો તથા તોળીને તેને સ્વાધીન કરવાનો કરાર अ કરે છે. ब તે લેવાનું કબુલ કરીને અમુક દીવસે તેની કિંમત આપવાનું કબુલ કરે છે. કેટલો એક ભાગ તોળીને ब ને સ્વાધીન કરયો છે; બાકી રહેલો ભાગ કરાર મુજબ તોળવામાં આવે ત્યાં સુધી તે બાકીના ભાગનું સ્વામિત્વ ब ને પ્રાપ્ત થતું નથી.

(ब.) કાંઈ મરોડીનો ઢગલો દર ટને અમુક રૂપિયા પ્રમાણે ब ને વેચાણ આપવાનો કરાર अ કરે છે. ब એ તે મરોડી પોતાના ગાડામાં નાખીને લઇ જવી, તથા अ ની જમીન ઉપરથી ब ની મરોડી મજકુર મુકવાની જગો ઉપર જતાં રસ્તામાં તોળવાનો એક યંત્ર છે ત્યાં તે ગાડાં લઈ જવાં, તથા યંત્ર મજકુર ઉપર ब એ સદરહુ પ્રત્યેક ભરેલી ગાડીનું વજન કરવું, એવી કરારની બોલી છે. એમાં વેચનારને કાંઈ કરવાનું રહ્યું નથી; સબબ વેચાણ મજકુર પુરૂં થયું તથા સદરહુ મરોડીના ઢગલા ઉપર ખરીદદારનું સ્વામિત્વ એકદમ થયું એમ સમજવું.

**ટીકા**—જે કામમાં વેચેલી મીલકત નક્કી કરેલી ના હોય અગર તે ખરીદદારને આપવા લાયક કરતા પેહેલાં તેમાં કાંઇક વધારે કરવાનું હોય, તે સબંધીમાં કલમ ૭૯ તથા ૮૦ મી છે. પણ જે કામમાં વેચાણવાળી મીલકત ખરીદદારને આપતા પેહેલાં કાંઇ કરવાનું હોય નહી, પણ વેચાણ આપનારને કીમત નક્કી કરવા સારૂ કાંઇ કરવાનું હોય, તે બાબતમાં આ કલમ ૮૧ મીનો ઠરાવ છે. પછી તે વેચાણવાળી મીલકત ગમે તો તોળવાની હોય, માપવાની હોય, ગણવાની હોય, અગર તેનો ગુણ અગર જથાને કરારના ઠરાવ પ્રમાણે તપાસવાનો હોય. આ તમામમાં હેતુ એકનો એકજ છે, માટે જો વેચાણ આપનારને કરવાનું બાકી હોય તો, તે મીલકત ઉપરનું માલેકપણું હજુ ખરીદદારને આપવામાં આવેલું નથી, તેમ થાય છે. પરંતુ જો વેચાણ આપનાર શિવાય તે ખરીદદારને અગર બીજા કોઇ સખસને કરવું બાકી હોય તો, તે વેચાણ સંપુર્ણ થાય છે.

## કલમ ૮૨ મી.

કરાર થતી વખતે માલ મુક્રરર થયો ન હોય તો, વેચાણ ક્યારે પૂરૂ થાય છે.

**૮૨. કોઈ વેચાણનો કરાર કરતી વખતે માલ મુક્રરર થયો ન હોય તો, તે વેચાણ પુરૂં થવાને સારૂ માલ મજકુર મુકરર થવો જરૂર છે.**

## દૃષ્ટાંત.

**અ પોતાની ટાંકીમાંથી વીસ ટન તેલ બને વેચવાનો કરાર કરે છે. અની ટાંકીઓમાં વીસ ટન કરતાં વધારે તેલ છે. તે તેલમાંના કોઈ પણ ભાગ ઉપર બની માલિકી થઇ નથી.**

**ટીકા**—જ્યારે વધારે માલ હોય, અને તેમાંનો થોડો માલ વેચવાનૈ વાસ્તે કરાર કરવામાં આવ્યો હોય, અને તે થોડો માલ જુદો કાઢવામાં આવ્યો ના હોય તો, કરાર પુરો થયો નથી અને બધા માલમાંથી એટલો માલ જુદો કરયો ના હોય તો, વેચાણ રાખેલા માલમાં વેચાણ રાખનાર સખસનો કાંઇ હક્ક પોહોચતો નથી, એવો જે ઇંગ્રેજી ધારો છે, તેને અનુસરીને આ કલમ ઘડવામાં આવી છે.

આ કલમનો ઘણો ખરો ભાગ ૭૯ મી કલમમાં આવી જાય છે, માટે તે કલમ ઉપરની ટીકા જુઓ.

## કલમ ૮૩ મી.

માલ પછવાડેથી ઉપયોગમાં લીધાથી તે મુક્રરર થયો એમ સમજવું.

**૮૩. જ્યારે કોઇ વેચાણની કબુલાયત કરતી વખતે માલ મુક્રરર થયો નહીં હોય, પરંતુ કબુલયાતમાં બતાવેલા પ્રકારના જેવો માલ એક પક્ષકારે પાછળથી સદરહુ કબુલાયતને અર્થે ઉપયોગમાં લીધો હોય, તથા સદરહુ મુજબ ઉપયોગમાં લીધાની વાત બીજા પક્ષકારે કબુલ રાખી હોય, ત્યારે માલ મજકુર મુક્રરર થયો તથા તે વેચાણ પુરૂં થયું, એમ સમજવું.**

## દ્રષ્ટાંત.

**અ પાસે વીસ પીપ ભરાઇને વધે એટલી ખાંડનો એકંદર ઢગલો છે, તેમાંથી તે ૨૦ પીપ ખાંડ બ ને વેચવાનો કરાર કરે છે. કરાર થયા પછી અ ૨૦ પીપમાં ખાંડ ભરે છે, અને બ ને ખબર આપે છે કે કરારમાં લખ્યા પ્રમાણે ૨૦ પીપ તૈયાર છે તે લઇ જવાં જોઇએ. બ કેહેછે કે મારાથી જેમ જલદી લઈ જવાશે તેમ હું લઈ જઇશ. એ મુજબ અ એ ખાંડ મજકુરનો જે ઉપયોગ કરયો તેથી તથા બ એ તે વાત માન્ય રાખી તેથી તે ખાંડ બ ની થઈ.**

**ટીકા**—કલમ ૭૯, ૮૨ મીમાં ઠરાવવામાં આવેલું છે કે, વેચાણવાળી મીલકત ઉપર ખરીદદારનું માલેકપણું થતા પેહેલાં તે મીલકત નક્કી કરેલી હોવા જોઈએ. હવે આ કલમમાં તથા આ નીચેની કલમમાં તે નક્કી કેવી રીતે થઈ શકે, તે બાબત બે રીતીઓ બતાવવામાં આવી છે.

આ કલમ પ્રમાણે વેચાણ આપનાર તે મીલકતનો વેચાણના કરારના કારણસર ઉપયોગ કરે, અને તે ખરીદદારે કબુલ રાખેલો હોવો જોઇએ. જસ્ટીસ હોલ રોયડસાહેબે તે નિયમ એવી રીતે ઠરાવેલો છે કેઃ—"એક પક્ષકાર અમુક મીલકત પસંદ કરે, અને તે પસંદ કરવું બીજો કાયમ રાખે તો, તેથી જે પ્રથમ વેચવાનો કરાર હોય તે ખરી રીત વેચાણ કરયું થાય છે, અને તેથી તે ઉપરતું માલેકપણું ખરીદદારને મળે છે. રોહડસ વિ. થવેટસ ( ૬ બાર્નેવેલ એન્ડ ક્રેસવેલ રી. પાનુ. ૩૮૮ ).

## કલમ ૮૪ મી.

વેચનાર માલ પસંદ કરીને કાઢે તો માલ મુક્કરર થયો એમ સમજવું.

**૮૪. જ્યારે કોઇ વેચાણનો કરાર કરતી વખતે માલ મુક્કરર થયો ન હોય, અને કરારની શરત મુજબ તે માલને સંબંધે વેચનારે કાંઈ એવું કૃત્ય કરવાનું હોય કે તે કૃત્ય માલ મજકુર ખરીદદારના ઉપયોગમાં લેતાં સુધી થઈ શકતુ નથી, ત્યારે કરારમાં બતાવેલા પ્રકારનો કોઇ પણ માલ પસંદ કરી કાઢવાનો વેચનારનો હક્ક છે, અને તેણે તે પ્રમાણે કર્યાથી માલ મુક્કરર થયો એમ સમજવું.**

## દૃષ્ટાંત.

**અ ની વખારમાં ઘણા ચોખા છે, તેમાંથી અમુક દીવસે અમુક કિંમત આપવાનું ઠરાવીને પચાસ મણ ચોખા વેચાણ લેવાની કબુલાયત અ જોડે બ કરે છે. એવી કબુલાયત થઈ છે કે ચોખાને સારૂ બ એ કોથળા મોકલવા તથા અ એ ચોખા તેમાં ભરવા. બ કોથળા મોકલે છે અને અ પચાસ મણ ચોખા તેમાં ભરે છે. એ ઉપરથી માલ મક્કરર થયો એમ સમજવું.**

**ટીકા**—કલમ ૮૩ મી પ્રમાણે જે કબુલત ખરીદદારની હોવી જોઈએ, તે સાધારણ રીતે તે માલ કામમાં લગાડવા પછી થએલી હોય છે. પરંતુ આ કલમમાં ખરીદદારની કબુલત તે માલ વાપરતા પેહેલાં થાય તે બાબત ઠરાવ છે. જેમ ધારો કે, કરારના ઠરાવ પ્રમાણે વેચાણ આપનાર જે રીતે વેચાણવાળી મીલકતનો ઉપયોગ થઇ શકે, તે પ્રમાણે તેનો ઉપયોગ કરે છે, અને ખરીદદાર તે પ્રમાણે વ્યવસ્થા કરવાનું કબુલ કરે છે તો, તે વેચાણ આપનારનું કૃત્ય તે ખરીદદારે કબુલ રાખ્યું થાય છે.

આલડ્રીજ વિ. બેનસન ( એલીસ એન્ડ બ્લાકબર્ન રી. પાનું. ૮૮૫) ના કામમાં ચીફ જસ્ટીસ કંયાંપબેલે કહ્યું છે કે "દરેક જવની ધુણ ભરવામાં આવી, એટલે તે ધુણમાં ભરેલા જવ વાદીના થાય છે. અમારી નજરમાં આવે છે કે તે ધુણ ભરવાથી વાદીની કબુલત થાય છે." તે જવનુંજ ફકત વેચાણ થાય છે, એટલુંજ નહી, પણ જે જથામાંથી તે ધુણો ભરવામાં આવેલી તે જથામાંથી ધુણોમાં ભરેલો ભાગ વાદીએ જોએલો હતો, અને તેણે તે જથામાંથી તે ધુણો ભરવાને મોકલેલી હતી, માટે ફકત તે જથામાંથીજ ખરીદદારની ધુણો ભરી શકાય છે. જો ધુણો બરોબર ભરવામાં આવેલી હોય તો, પાછળથી કાંઇ કબુલતની જરૂર નથી. તેમજ લ્યાગટન વિ. હીગીન્સ ( ૪ હર્લેસ્ટોન એન્ડ નામેન. રી. ૪૦૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, આવીજ હકીકત પ્રમાણે તેલ સીસાઓમાં ભરયું, એટલે તે ઉપર ખરીદદારનું માલેકપણું થવાને બસ છે.

## કલમ ૮૫ મી.

જંગમ મિલકત સ્થાવર મિલકત જોડે વેચી હોય ત્યારે જંગમ મિલકત ઉપર સ્વામિત્વ કયારે ઊત્પન્ન થાય છે.

**૮૫. જ્યારે સ્થાવર તથા જંગમ મિલકત એ બેઉ એકઠી વેચવાની કબુલાયત થઇ હોય, ત્યારે સ્થાવર મિલકત ઉપર હક્ક પ્રાપ્ત થાય તે પેહેલાં જંગમ મિલકત ઉપરનું સ્વામિત્વ ઉત્પન્ન થતું નથી.**

### દૃષ્ટાંત.

**એક ઘર તથા તેમાંનો સામન સરંજામ વેચવાની કબુલાયત અ, બ જોડે કરે છે. બ ને ઘર મળે ત્યાં સુધી સરંજામ ઉપર બ નું સ્વામિત્વ થતું નથી.**

**ટીકા**—આ કલમમાં કહેલી કેફીયતને સંબંધે કરાર પુર્ણ છે, અને તે પુરો થતાં સુધી સ્વામીત્વ ઊત્પન થતું નથી. લેનીયન વિ. ટુગુડ (ગીશન એન્ડ વેલ્સબી. પાનું. ૨૭) ધોંડીબા. વિ. રામચંદ્ર ( ઈ. લા. રી. ૫ મું પાનું. ૫૫૪ ).

## કલમ ૮૬ મી.

માલ વેચાણ લેનારનો થયા પછી કાંઈ નુકશાન થાય તો, તે ખમવું જોઇએ.

**૮૬. જ્યારે માલ ઉપર ખરીદદારની માલિકી થઇ હોય, ત્યારે તે માલ નાશ થયાથી અગર તેને કાંઇ નુકશાન પોંહોચવાથી કાંઇ ટોટો થાય તો, તે ખરીદદારે ખમવો જોઇએ.**

## દૃષ્ટાંતો.

[અ.) અ ની જમીન ઉપર જલાઉ લાકડાનો ગંજ છે, તેના બ એકસો રૂપિયા આપવાનું કેહે છે, અને અ તે સ્વીકારે છે. અમુક દીવસ સુધી લાકડાં અ ની જમીનમાં છે ત્યાંજ રેહે અને કિમત આપ્યા પેહેલાં લાકડાં લઈ જવાં નહી, એવી બોલી છે. કિમતના રૂપીયા આપ્યા અગાઉ અને અ ની જમીનમાં લાકડાં મજકુર છે એ દરમિયાન તે લાકડાં અકસ્માત આગથી બળી ગયાં, એ ટોટો બ એ ખમવો જાઈએ.

(બ.) એક તસ્બીરનું લીલામ ચાલતું હતું તેમાં અ એ તેની એકહજાર રૂપિયાની માગણી કરી. એ માગણી કરયા પછી તે તસ્બીર અકસ્માત ખરાબ થાય છે. જો લીલામ પુરૂં થયા અગાડી તસ્બીર ખરાબ થઈ તો, વેચનારે તથા લીલામ પુરૂ થયા પછી ખરાબ થઇ તો અ એ, ટોટો ખમવો જોઇએ.

**ટીકા**—જે ચીજ વેચવામાં આવી હોય તે ચીજ ગુમ થાય અગર નાશ પામે તો, તેનું જોખમ કોણે સેહેવું જોઇએ, તે બાબતના સવાલ વિશે અહિયાં "કામન લૉ"નો જે નિયમ છે, તે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે. જે વખત અમુક ચીજ નાશ પામે અગર તે ગુમ થાય, તે વખત જેની તે મીલકત હોય તેને તેનું નુકશાન સોસવું પડે છે. માટે તે જોખમનો સવાલ તે મીલકત બીજાને આપવા સબંધીના સવાલ જેવોજ છે. જ્યાંહાં સુધી મીલકત ખરીદદારને નામે ચડાવી આપવામાં અગર તેને સ્વાધીન કરવામાં આવે નહી, ત્યાં સુધી તે મીલકત સંબંધીનું કાંઇ પણ જોખમ તે ખરીદદારને સીર નથી. વેચાણવાળી મીલકતનું વર્ણન ખોટું કરવામાં આવેલું હોય તો, વેચાણવાળી મીલકત આપતા પેહેલાં ખરીદદાર હરકોઇ વખતે તે કરારમાંથી પાછો હઠી શકે છે. ફ્લાઇટ વિ. બુથ. (બીંગહામ્સ ન્યુ કેસસ પાનું. ૩૭૦). પણ જો મીલકત ઉપરનું માલેકપણું ખરીદદારને મળતા પેહેલાં તે નાશ પામે તો, તે મીલકતની કીમત આપવાની જવાબદારીમાંથી તે મુક્ત થાય છે. તેવોજ નિયમ સ્થાવર મીલકતના વેચાણ સબંધીમાં મીલકત બીજાને આપવાના આકટમાં ઠરાવવામાં આવ્યો છે. ખરીદદારને ખરીદ કરેલી મીલકતનું માલેકપણું મળ્યા પછી તે ખરીદ કરેલી મીલકત નાશ પામવાથી અગર તેને નુકશાન પોહોચવાથી, અગર તેની કીમતમાં ઘટાડો થવાથી જે કાંઇ નુકશાન થાય તે, તે ખરીદદારે સોસવું જોઇએ, પરંતુ તેવે પ્રસંગે તે નાશ, નુકશાન અગર વેચાણ આપનારથી કીમતમાં ઘટાડો થએલો નહી જોઈએ. કલમ ૫૫ (૫) સી. જો કે વેચાણવાળી મીલકતનું માલેકપણું એકાદા ખરીદદારને ક્યારે મળે છે, તે બાબત તે આકટમાં ખુલાસો કરવામાં આવેલો નથી, તોપણ એવું ઠરાવવામાં આવ્યું છે કે જમીનના વેચાણના કરારથી તેની મેળે તે જમીન ઉપર કાંઈ હક્ક અગર જવાબદારી ઉત્પન્ન થતી નથી. ( કલમ ૫૪ ). ચાન્સરી કોર્ટનો જે નિયમ છે કે, ફકત વેચાણના કરારથી ખરીદ કરનાર તે વેચાણવાળી મીલકતનો માલેક થાય છે, તે નિયમ અહિયાં છોડી દેવામાં આવ્યો છે, માટે તે ઉપરથી એમ થ-

એવું જણાય છે કે તેવો કરાર કરયાની તારીખથી વેચાણવાળી મીલકતને નુકશાન થાય તો, તેનું જોખમ ખરીદદારે સોસવું એમ નથી. પરંતુ વિશેશ ન્યાયના (સન ૧૮૭૭ ના આકટ ૧ લા)ની કલમ ૧૩ નું દ્રષ્ટાંત **अ** છે તે સદરહુ વિચારને બાગેજ અનુસરતુ છે, કારણ કે તેમાં જે દાખલો બતાવવામાં આવ્યો છે તે સંપૂર્ણ રીતે જે ઇંગ્રેજી નિયમ બતાવવામાં આવ્યો છે, તે પ્રમાણે છે. (સગડન્સ વેંડર્સ એન્ડ પરચેઝર્સ પાનું. ૨૯૧) ઉપર કહેલું **अ** દ્રષ્ટાંત નીચે પ્રમાણે છે; એટલે કે. **अ** એ **ब** ને એક મકાન એક લાખ રૂપીયાને માટે વેચાણ આપવાને કરાર કરયો. આ કરાર જે દીવસે થયો ત્યાર પછી બીજે દીવસે તોફાનથી તે મકાનનો નાશ થયો. પણ **ब** ને તે મીલકતની કીમતનાં નાણાં આપી તેની તરફના કરારનો અમલ કરવાને ફરજ પાડી શકાય છે.

કાળીગંજમાં અમુક 'ગોળા'માં બધા મળી ૯૫૦ મણ ચોખા હતા તે **ब** ને અમુક દરથી વેચાણ આપવાને **अ** એ તેની સાથે કરાર કરયો. તે જગોની નજીકમાં **ब** રેહેતો હતો. અને તેણે એવું કબુલ કર્યુ હતું કે અમુક તારીખ પેહેલાં તે ચોખા હું ત્યાંહાંથી તોળી લેઇશ. **ब** એ આ કરાર **क** ને આપ્યો. તેથી **क** એ ૧૩૦ મણ ચોખા લીધા અને રૂ. ૧૦૦૦) આપ્યા. પણ પાછળથી તેણે બાકીના ચોખા લેવાની ના કહી, એવા કારણથી કે જેવા ચોખા બાબત કરાર કરવામાં આવ્યો છે તેના કરતાં તે ઉતરતી જાતના છે. તેટલામાં 'ગોળા' અકસ્માત બળી ગયું, અને ચોખાનો પણ નાશ થયો. વસુલ આપેલાં નાણાં કાપી બાકીની કીમતનાં નાણાં લેવા' **अ** એ **ब** ઉપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ સંપૂર્ણ છે, અને વેચેલા ચોખાને જોખમ લાગે તેના બોજા સાથે તેનું માલેકપણું કરાર આકટની કલમ ૭૮ અને ૮૬ પ્રમાણે **ब** ને મળ્યું છે, કારણ કે તે કરાર નક્કી કરેલા માલ બાબત હતો, અને તે બદલ **ब** એ બાનું આપેલું છે, અને થોડાક ચોખા લેવામાં આવેલા છે, અને જ્યાં સુધી કલમ ૧૯ માં સમાસ થાય નહી ત્યાં સુધી જેવી ખાત્રી કેહેવામાં આવી હતી તેવી ખાત્રી લાયક તે ચોખા નથી, એમ શાબેત કરી **ब** તે કરાર રદ કરી શકતો નથી, પણ તેને તો તે પ્રમાણે કરવાને અટકાવ થએલો છે, કેમકે તેણે યોગ્ય હુશીયારી રાખી હોત તો, તે ચોખા નીચી જાતના છે, એવું તેને માલમ પડી શકત. સોશીમોહન પાલ ચોધ્રી વિગરે વિ. નોબો કીસ્ટો પોદાર (ઈ. લા. રી. ક. વા. ૪ પાનું. ૮૦૧)

## કલમ ૮૭ મી.

*જે માલ મોજુદ નથી તે વેચવા વિશે કરાર થયો હોય તો, તે માલ ઉપર સ્વામિત્વ ક્યારે થાય.*

**૮૭. જે માલ કરાર કરતી વખતે હોયજ નહીં તેવો માલ વેચવા વિશેનો કરાર જ્યારે થયો હોય, ત્યારે માલ પેદા કરયા પછી કરારમાં ઠર્યા મુજબ, વેચનારે અથવા વેચનારની સંમતિથી ખરીદદારે કાંઇ કૃત્ય કરયાં હોય તો,તેથી માલ મજકુર ઉપરનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત થઈ શકેછે.**

### દ્રષ્ટાંતો.

**(अ.) अ કરાર કરે છે કે આવતા વર્ષમાં પોતાના કારખાનામાં જેટલી ગળી ઉત્પન્ન થાય તેટલી સરવે અમુક કિંમતે ब ને વેચાણ આપવી.**

ગળી તઇયાર થયા પછી તે ગળી ब ની અરજી મુજબ વ્યવસ્થા થવા સારૂ પોતે રાખી છે એવી अ, ग ને પોહોંચ આપે છે. એ પોહોંચની તારીખથી ગળી ઉપરનું સ્વામિત્વ ब ને પ્રાપ્ત થયું.

(ब.) अ જમીન ઉપર હાલ જે પાક ઉભો છે તે પછી જે પાક કરવામાં આવે તે ब એ લઈને વેચવો, એવો કરાર કોઈ અમુક કિંમતે अ કરે છે. એ કરાર મુજબ કરાર કરતી વખતે જે પાક ઉભો હતો તે પછી કરેલો પાક ब, अ ની સમતિ લઇને પોતાના કબજામાં લે છે. પાક મજકુર કબજામાં લીધો તે વખતે તે ઉપરનું સ્વામિત્વ ब ને પ્રાપ્ત થયું.

(क.) अ કોઈ અમુક કિંમતે એવો કરાર કરે છે કે માહારી જમીન ઉપર જે પાક હાલ ઉભો છે તે પછી જે પાક કરવામાં આવે તે ब એ લઇને વેચવો. એ કરાર મુજબ કરાર કરતી વખતે જે પાક ઉભો હતો તે પછી કરેલો કોઇ પાક પોતાના કબજામાં આપવાનું ब, अ ને કેહે છે. अ કબજો આપવાની ના પાડે છે. કબજો આપવાની ના કહ્યાથી अ એ કરાર તોડયો થાય, તોપણ પાક મજકુર ઉપર ब નું સ્વામિત્વ થતું નથી.

ટીકા—આ કલમમાં વેચાણનો કરાર કરવામાં આવે તે વખતે વેચાણવાળી મીલકત હયાતીમાં હોયજ નહી, તે બાબત ઠરાવ કરવામાં આવ્યો છે. માટે તે મીલકત ઊત્પન થયા પછી વેચાણ આપનારનું તે કરાર પ્રમાણે જે કૃત્ય થાય, અગર ખરીદદાર તે સબંધી કાંઇ કૃત્ય કરે, અને તે વેચાણ આપનાર કબુલ રાખે તો, વેચાણવાળી મીલકત ઊપરનું માલેકપણું ખરીદદારને મળે છે, એવું તેમાં ઠરાવવામાં આવ્યું છે. માટે આ કલમના अ દ્રષ્ટાંત્તમાં વેચાણ આપનાર તે મીલકત ઊત્પન થયા પછી ખરીદદારને એવી કબુલત આપે છે કે, તમારી તરફથી મારા કબજામાં તે રહેલી છે, તેથી તે ખરીદદારને માલેકપણું મળે છે. તેમજ ब દ્રષ્ટાંતમાં ખરીદદાર કાંઇક કરે અને વેચાણ આપનાર તે કબુલ કરે, તેથી પણ ખરીદદારને માલેકપણું મળે છે, એવું બતાવવામાં આવ્યું છે. પરંતુ કરારવાળી મીલકત ઊત્પન થયા પછી વેચાણ આપનાર કાંઈ કૃત્ય કરે નહી, અને ખરીદદાર કાંઈ કરે તે, તે વેચાણ આપનાર કબુલ રાખે નહી તો, ખરીદદારને વેચાણવાળી મીલકતનું માલેકપણું મળતું નથી. તે વિશે (સી) દ્રષ્ટાંત બતાવવામાં આવેલું છે. આ કલમમાં જે ઠરાવ કરવામાં આવ્યો છે તે કામન લા પ્રમાણેના ઠરાવોનો મતલબ છે. લન વિ. થાર્નટન (કામન બેંચ રી. પાનું ૩૭૦) ના કામનો ઠરાવ જુઓ.

## કલમ ૮૮ મી.

કરાર કરતી વખતે જે માલ વેચનારના કબજામાં નથી તે વેચવા વિશે તથા ભવિષ્યકાળે કોઇ દિવશે

૮૮. ભવિષ્યકાળે એકાદ દિવસે માલ સ્વાધીન કરવાની બોલીથી માલના વેચાણનો. કરાર કરયો હોય તો, કરાર કરતી વખતે વેચનારના કબજામાં તે માલ ન હોય તોપણ, તથા તે માલ વેચાતો લીધા શિવાય બીજી રીતે વેચનાર મજકુરને મળશે એવી આશા રાખવાને વેચનારને

સ્વાધીન કરવા વિશેનો કરાર.

યોગ્ય કારણ તે વખતે ન હોય, તોપણ કરાર મજકુરથી પક્ષકારો બંધાયલા છે, એમ સમજવું.

### દ્રષ્ટાંત.

ઈસ્ટ ઈંડિયા રેલવે કંપનીના પચાસ શેર બ ને વેચવાનો કરાર તારીખ પેહેલી જાનેવારીને રોજ અ કરે છે. એ શેરો તેજ શાલના માર્ચ મહિનાની પેહેલી તારીખે સ્વાધીન કરવા અને તેજ રોજ કિંમત આપવી, એવી બોલી છે. કરાર કરતી વખતે અ પાસે કાંઇ શેરોનો કબજો ન્હોતો. એ કરાર કાયદેસર છે.

**ટીકા.**—આ કલમમાં ઠરાવ છે કે કરાર વખતે વેચાણવાળી મીલકત હોય, પણ તે વેચાણ આપનારના કબજામાં ના હોય, અને કરારમાં ઠરાવેલે દીવશે વેચાણ આપનારને તે મીલકત ખરીદ કરયા શિવાય બીજું કાંઈ સાધન પણ ના હોય, તે બાબત છે. આવા કરારો ઘણી વખતે શરતી કરારો છે, એમ ઠરાવવામાં આવે છે. કારણ તે કરતી વખતે કેટલાક પક્ષકારો કરારવાળી વસ્તુ આપવા લેવાનો ઈરાદો નહી રાખતાં વાયદાની તારીખે કરારમાં ઠરાવેલી કીમત અને તે વસ્તુની બજાર કીમત હોય તે વચ્ચેનો ગાળો છયાને અંતરના નાણાં લેવા આપવાની તેઓ સમજુતી રાખે છે. જો આવી સમજુતી હોય તો, આ આકટની કલમ ૩૦ પ્રમાણે તે કરાર નાબુદ છે, પણ જો કરારવાળી-ચીજ આપવા લેવાનો ખરી રીતે પક્ષકારોનો ઈરાદો હોય તો, આ કલમના ઠરાવ પ્રમાણે તે કરાર બળવાન છે.

## કલમ ૮૯ મી.

કરારથી કિંમત ઠરી ન હોય તો, તે કેમ ઠરાવવી.

૮૯ વેચાણના કરારથી વેચેલા માલની કીમત ઠરી ન હોય, ત્યારે કોર્ટને યોગ્ય દેખાય તે કિંમત ખરીદદારે વેચનારને આપવી, એવી ખરીદદાર મજકુરની ફરજ છે.

### દ્રષ્ટાંત.

બ પટણા મધ્યે રેહે છે, તે કલકત્તા મધ્યેના અ નામના ગાડી કરનારને એક પ્રકારની ગાડી કરવાનું કેહે છે. કિંમત વિશે કોઇ કાંઈ બોલતા નથી. હુકમ મુજબ ગાડી તઇયાર થઇ; અને કિંમત વિષે ખરીદદાર તથા વેચનાર વચ્ચે તકરાર ઉત્પન્ન થયાથી, કેટલી કિંમત અપાવવી કોર્ટના વિચારમાં યોગ્ય આવે છે, એ કોર્ટ ઠરાવવું જોઇએ.

**ટીકા**—કામની હકીકત પ્રમાણે પક્ષકારોનો, કરાર કરતી વખતે શો ઈરાદો હતો તે અમલમાં લાવવાને માટે આ કલમ ઘડવામાં આવી છે. જ્યારે લોકો કીમત ઠરાવ્યા વગર માલ લે અને વેચે ત્યારે એમ અનુમાન થાય કે, સાધારણ અધિકારીઓ જે સાધારણ કીમત ઠરાવે તેજ કીમત લેઈ અને આપીને તેઓ સંતોષ રેહે છે.

## સ્વાધીન કરવું.

## કલમ ૯૦ મી.

સ્વાધીન શી રીતે કરવું.

૯૦ વેચેલો માલ ખરીદદારના કબજામાં જાય, અથવા ખરીદદાર તરફથી જેને અધિકારછે એવા કોઇ સખસના કબજામાં જાય. એવું પરિણામ જે વાતથી થાય તેવી કોઇપણ વાત કર્યાથી વેચેલો માલ સ્વાધીન કરી શકાયછે, એમ સમજવું.

### દ્રષ્ટાંતો.

(अ.) अ, ब ને એક ઘોડો વેચે છે અને તેને પોતાના તબેલામાંથી ब ના તબેલામાં મોકલાવે છે અગર લઇ જવા દે છે. ब ના તબેલામાં ઘોડો ગયાથી તે સ્વાધીન કરવામાં આવ્યો એમ થયું.

[ब.) ब ઈંગ્લાંડમાં છે, ને મુંબઈના વેપારીઘ अ પાસેથી સો ગાંસડી રૂની મંગાવે છે. અને તે સારૂ પોતાનું વાંહાણ મુંબઇ મોકલે છે. રૂ સદરહુ વાંહાણમાં ચઢાવ્યું, એટલે તે ब ને સ્વાધીન કર્યું એમ સમજવું.

(क.) કાંઈ અમુક પ્રકારનો માલ अ, ब ને વેચે છે; તે માલ એક વખારમાં બંધ કરેલો છે. अ, ब ને તે વખારમાંથી માલ લઇ જવાને માટે વખારની કુંચી આપે છે. એ સ્વાધીન કરવું થયું.

(ड.) તેલનાં ભરેલાં અમુક પાંચ પીપો अ, ब ને વેચે છે. એ તેલ अ ની વખારમાં છે. ब તે પાંચ પીપો क ને વેચે છે, અને તે પીપો વખારમાં રાખ્યા બદલ વખારનું ભાડું क પાસેથી अ લે છે. એ ઉપરથી તેલ મજકુર क ને સ્વાધીન કર્યું એમ સમજવું, કારણ કે તેથી કરીને क ના વખારવાળા તરીકે-તે માલ પોતાની પાસે રાખવા अ ની સંમતિ થઇ એવું તે ઉપરથી સમજાય છે.

(इ.) अ પચાસ મણ ચોખા ब ને વેચે છે. તે ચોખા क નામના વખારવાળાના કબજામાં છે. अ, क ઉપર ब ની હસ્તક હુકમ મોકલે છે કે તે ચોખા ब ને આપવા, અને क તે હુકમ માન્ય કરીને ચોખા પોતાના હિસાબમાં ब ને નામે લખેછે. એમ કર્યાથી ચોખા મજકુર ब ને સ્વાધીન કર્યા સમજવા.

(फ.] अ દર ટને હજાર રૂપિયા પ્રમાણે પાંચ ટન તેલ ब ને વેચવાનું કબુલ કરે છે. માલ સ્વાધીન કરયો એટલે કિંમત આપવી એવી બોલી છે क એ ડક્કાવાળો છે તેની પાસે अ નું વીસ ટન તેલ છે. તેમાંથી પાંચ ટન તેલ ब ને નામે કરવા વિશેનો હુકમ अ, क ને મોકલે છે. क તે પ્રમાણે પોતાના હીસાબમાં નામ ફેર કરે છે તથા ब ને નામે કર્યાની ખબરની अ ના મેહેતા સાથે ब ને ચિઠ્ઠી મોકલે છે. अ નો મેહેતો તે ચીઠી ब પાસે લઇ જાય છે, અને કેહે છે કે કિંમત આપો એટલે આ ચિઠ્ઠી તમને આપું. ब કિંમત આપવાની ના કેહે છે. એમાં માલ ब ને સ્વાધીનમાં

કસ્યાનું સમજવું નહી, કારણ કે અ એ પસંદ કરેલું પાંચ ટન તેલ બ ની તરફથી મુનીમ તરીકે ક પોતાના કબજામાં રાખે એવી બ એ પોતાની સંમતી આપેલી ન્હોતી.

**ટીકા**—વેચાણવાળી મીલકતનો કબજો કેવી જૂદી જૂદી રીતે ખરીદદારને આપી શકાય છે, તે વિશે આ કલમના દૃષ્ટાંતો છે, તે બહુ સ્પષ્ટ છે.

એકાદી વેચાણવાળી વસ્તુ ત્રીજા સખસના કબજામાં હોય અને તે ત્રીજો સખસ વેચાણના બે પક્ષકારો સાથે એવો કરાર કરે કે તે ચીજ મારી પાસે હવેથી ખરીદ કરનારના એજંટ તરીકે છે, અને વેચાણ આપનારના એજંટ તરીકે નથી તો, તે ચીજના ખરીદદારને કબજો આપ્યો થાય છે. (ઇ) દ્રષ્ટાંત જુઓ. પણ ફક્ત તે વસ્તુ જેના કબજામાં હોય તેના ઉપર તેનો કબજો આપવાનો હુકમ આપવામાં આવે, પણ તે ત્રીજા સખસે તે કબુલ કરયો ના હોય ત્યાંહાં સુધી તેનો કબજો આપ્યો થતો નથી. બેંટાલ વિ. બર્ન. (બાર્નવેલ એન્ડ ક્રેસવેલ રી. વા. ૩ પાનું. ૪૨૩) ગોડટસ વિ. રોઝ. (લા. જ. કા. પ્લીસ. વા. ૨૫ પાનું. ૬૧) ના કામમાં એક વખારવાળાનું માલની કીમત બદલ ચેક આપવાની શરતે ખરીદદારને સર્ટિફીકટ આપવામાં આવ્યું હતું, અને તે શરત પુરી કરવામાં નહી આવતાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે ત્રણ પક્ષકારોની વચે કરાર પુરો થયો નથી, અને તેથી કરીને માલ પોહોચ્યો થતું નથી.

## કલમ ૯૧ મી.

ડક્કાવાળાને કિંવા હુડાભાડાવાળાને સ્વાધીન કસ્યાનું પરિણામ.

**૯૧ વેચેલો માલ ડક્કાવાળાને અથવા હુડાભાડાવાળાને સ્વાધીન કરયો હોય તો તેનું પરિણામ તે માલ ખરીદદારને સ્વાધીન કસ્યા જેવુંજ છે; પરંતુ તેમ કસ્યું હોય તો જે માલ ખરીદદારને પોહોંચે નહી તે માલની કિંમતનો તે જવાબદાર થતો નથી; તથાપિ જ્યારેં સદરહુ ડક્કાવાળાને અથવા હુડાભાડાવાળાને માલ મજકુર એવી રીતે સ્વાધીન કરયો હોય કે, તેથી કરીને તે માલ સંભાળી રાખવાનો અથવા તે સ્વાધીન કરવાનો જવાબ તે ડક્કાવાળા અગર હુડાભાડાવાળા પાસેથી ખરીદદાર મજકુર લઈ શકે તો, તેવો માલ તેવા ખરીદદારને પોહોંચે નહી તોપણ તેની કિંમતનો તે જવાબદાર છે.**

### દૃષ્ટાંત.

**બ આગરેથી અ કલકત્તામાં રેહે છે, તેને એવો હુકમ મોકલે છે કે ત્રણ પીપ તેલ રેલવેમાં મોકલવાં. અ, બ નુ ઠામ ઠેકાણું લખીને તેલનાં ત્રણ પીપો આગગાડીના સ્ટેશન ઉપર લઇ જાય છે, અને તે ત્યાં મુકી જાય છે, પણ જે નિયમ મુજબ અમલ કસ્યાથી રેલવે કંપની માલની સલામતીની જવાબદાર થાય છે, તે નિયમ મુજબ**

**અ એ કર્યું નહી. માલ મજકુર બ ને પોહોંચતો નથી. સબબ માલ એવી યોગ્ય રીતે સ્વાધીન કરયો નથી કે બ ઉપર દાવો માંડી કિંમત તેની પાસેથી વસુલ કરી શકાય.**

**ટીકા**—સ્મીથ વિ. હડસન (૩૪ લા. જ. કવીન્સ બેંચ. ૧૪૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે કરાર પ્રમાણે વેચાણ આપનારે વેચાણવાળો માલ ખરીદદારને મોકલવાનો હોય, ત્યારે વેચાણ આપનારે ખરીદદારે સ્પષ્ટ બતાવેલા હુંડાભાડાવાળાને તે માલ વેચાણ આપનારે આપવો અગર તેના હુકમ પ્રમાણે સ્વાધીન કરવો, એટલે ઇગ્રેજી "લા" પ્રમાણે માલ આપ્યો થાય છે. આ ઠરાવ આ કલમમાં ફરીથી કરવામાં આવેલો છે. પરંતુ તે હુડાભાડાવાળા તથા ડક્કાવાળા બંનેને લાગુ કરવામાં આવ્યો છે. તોપણ સ્વાધીન કરવાનું કામ એવું સંપુર્ણ હોવું જોઇએ કે તે બાબત તેઓ જવાબદાર થાય. જો એમ ના થાય તો, ખરીદદાર ઊપર અઘટીત રીતે જોખમ નાંખ્યું થાય. માટે કલાર્ક વિ. હચીન્સ ( ૧૪ ઇસ્ટ રી. પાનું. ૪૭૫ ) ના કામમાં વેચાણ આપનારે જે માલ હુડાભાડાવાળાને સ્વાધીન કરેલો, તે હુડાભાડાવાળાના નિયમ અને જાહેર ખબર પ્રમાણે તે પાંચ પોંડ ઉપરની કીમતનો છે, એમ તેમને કહી તે બાબતનું નુર આપવું જોઇતું હતું, પણ તે હકીકત વેચાણ આપનારે હુડાભાડાવાળાને જાહેર નહી કરતાં મોઘમ માલ સ્વાધીન કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વેચાણ આપનારે માલનો કબજો આપેલો નથી, કારણ કે સદરહુ જાહેરખબર ખુલી હતી કે પાંચ પોંડ ઉપરનો માલ તેઓની મારફતે મોકલવામાં આવશે, અને તે પ્રમાણે છે તેવું જાહેર કરી નુર આપવમાં આવશે નહી. અને તે ગુમ થશે અગર તેને નુકશાન થશે તો, તે હુડાભાડાવાળા જવાબદાર નથી. એવીજ રીતે જ્યાં સન ૧૮૫૪ ના આકટ ૧૮ માની કલમ ૧૦ માં ઠરાવ્યા પ્રમાણે રેલવે કંપનીને માલ સ્વાધીન કરયો ન હોય, અથવા સન ૧૮૬૫ ના આકટ ૩ જાની કલમ ૩ થી ઉલટી રીતે કોઇ સાધારણ હુડાભાડાવાળાને માલ સ્વાધીન કરયો હોય તો, તેની કીમત ને માટે ખરીદદાર જવાબદાર થશે નહીં. આ કલમની શરતો ઉપરથી વળી એમ પણ માલમ પડશે કે માલનો ફકત થોડોજ ભાગ ગુમ થયો હોય તો, તે ગુમ થએલા માલના પ્રમાણમાં કીમત ઓછી આપીને બાકીનો માલ રાખવાને ખરીદદાર બંધાએલો છે.

## કલમ ૯૨ મી.

માલનો કાંઇ ભાગ સ્વાધીન કર્યાનું પરિણામ.

**૯૨. સઘળો માલ સ્વાધીન કરવાનું કામ ચલાવતાં તેનો કાંઈ ભાગ સ્વાધીન કરવામાં આવ્યો હોય તો, સદરહુ સઘળા માલની માલિકી ખરીદદારને પ્રાપ્ત થવાને સંબંધે ભાગ મજકુર સ્વાધીન કર્યાનું પરિણામ સદરહુ તમામ માલ સ્વાધીન કર્યાના પરિણામ જેવુંજ છે; પરંતુ માલનો કાંઇ ભાગ સઘળા માલમાંથી તેટલો નિરાળો કરવાના હેતુથી સ્વાધીન કરયો હોય તો, તેનું પરિણામ બાકી રહેલો માલ સ્વાધીન કર્યાના પરિણામ જેવું નથી.**

## દ્રષ્ટાંતો.

[अ.) अ ને નામે મોકલેલો માલ જે વાંહાણમાં ભરેલો છે તે વાંહાણ બંદરમાં આવે છે. अ તે માલનો ખરીદદાર છે. કપતાન વાંહાણ ખાલી કરવા માંડે છે અને સદરહુ સઘળો માલ સ્વાધીન કરવાનું કામ ચલાવતાં માલ પૈકી કાંઈ માલ अ ને સ્વાધીન કરયો છે. આ ઉપરથી સર્વ માલ ઉપરની માલિકી अ ને પ્રાપ્ત થવાને સંબંધે તે સર્વ માલ अ ને સ્વાધીન થયો એમ સમજવું.

(ब.) अ, ब ને એક જલાઉ લાકડાનો ગંજ વેચે છે. ગંજ સ્વાધીન કરે એટલે ब એ કિમત આપવાની છે. વેચાણ થયા પછી ब તે લાકડાં પૈકી થોડાં લાકડાં લઇ જવાની પરવાનગી अ પાસે માગે છે અને તે अ આપે છે. એથી બધો માલ સ્વાધીન કર્યાનું પરિણામ કાયદા મુજબ થતું નથી.

[क]. अ, ब ને ૫૦ મણ ચોખા વેચે છે, તે ચોખા अ ની વખારમાંજ રેહે છે. વેચાણ થયા પછી તે પૈકી ૧૦ મણ ચોખા ब, क ને વેચે છે. ब ની ઇચ્છા ઉપરથી ૧૦ મણ ચોખા अ, क ને મોકલે છે. એ ઉપરથી સર્વે ચોખા કાયદા મુજબ સ્વાધીન થયાનું પરિણામ થતું નથી.

**ટીકા**—વેચાણવાળી મીલકત પૈકી થોડીકનો કબજો ખરીદદારને આપવામાં આવે, તેથી કલમ ૭૮ મી પ્રમાણે તમામ મીલકત ઉપરનું ખરીદદારનું માલેકપણું જાણે સંપૂર્ણ કબજો આપ્યો હોય, એમ થાય છે. પરંતુ આ કલમમાં તે નિયમ અગત્યની બાબતમાં દુરથી કરવામાં આવ્યો છે. વેચાણવાળી મીલકતમાંથી કાંઇક મીલકત ખરીદદારને આપવામાં આવે એટલે તમામ મીલકત દરેક વખતે ખરીદદારને આપી એમ થતું નથી, પણ તમામ મીલકત આપતાં થોડી આપવામાં આવી હોય તોજ તમામ આપ્યાનો અસર થાય છે. માટે દરેક કામની હકીકત ઉપર નજર રાખી તેનો નિર્ણય કરવાનો છે. વેચાણવાળી મીલકત પૈકી થોડી આપવામાં આવી છે, તેનો હેતુ તમામ આપી છે કે તે તમામ મીલકતમાંથી થોડી આપેલી જુદી પાડવાનો છે. માટે એકાદી ચીજમાંથી નમુના તરીકે કાંઇક આપવામાં આવી હોય, અને તે ચીજના જથામાંના ભાગ તરીકે આપવામાં આવેલી ના હોય તો, બાકીની ચીજમાંના કબજામાંથી તે વેચનાર બાતલ થતો નથી. બીજી બાજુ તરફ એક કરારની રૂઇએ જુદા જુદા વર્ગનો માલ માગેલો હોય અને તેમાંના એક વર્ગનો માલ આપવામાં આવે અને તે કબુલ કરવામાં આવે તો, તમામ માલમાંના ભાગ તરીકે તે કબુલ કરયો થાય છે. એલીયટ વિ. થોમ્સ (૩ મીશન એન્ડ વેલ્સબી. પાનું. ૧૭૦). પરંતુ સાધારણ રીતે જ્યારે હમેશાંની કામ ચલાવવાની રીતીમાં (अ) દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે માલ આપવામાં આવે અને તેમાં કાંઇ ખાસ હકીકત ના હોય તો, અનુમાન એવું થાય છે કે તમામ વેચાણવાળી મીલકતમાંથી થોડી જુદી કાહાડવાનો ઈરાદો નથી. માટે તેવો થોડો ભાગ આપવાથી તમામ વેચાણવાળી મીલકતનો કબજો આપ્યો થાય છે.

## કલમ ૯૩ મી.

ખરીદદાર વિનંતા કરે ત્યાં સુધી માલ સ્વાધીન કરવાની ફરજ વેચનારને નથી.

**૯૩. કાંઈ વિશેષ વચન આપવામાં આવ્યું ન હોય તો, માલ સ્વાધીન કરવો એવી ખરીદદાર વિનંતી કરે ત્યાં સુધી માલ સ્વાધીન કરવાની ફરજ વેચનારને નથી.**

**ટીકા**—ઇંગ્રેજી ધારા પ્રમાણે જ્યારે વીનંતી કરવામાં આવે ત્યારેજ માલ મોકલવો, એવો ઠરાવ હોય છે. કાગળથી અથવા જાતે માલ મોકલવાને વાસ્તે વીનંતી કરવી જોઇએ, ત્યાં સુધી માલ મોકલે તો વેચનાર ઉપર દાવો ચાલી શકે નહી.

જ્યારે માલ પોહોચાડવાને વાસ્તે ખાસ વચન અપાયું ના હોય, અથવા માલ ક્યાંહાં પોહોચાડવો તે નક્કી ના હોય, ત્યારે વેચનાર અને વેચાણ લેનારની સ્થીતી કેવી છે, તે આ કલમ તથા નીચેની કલમથી જણાય છે.

વેચનારે તો ફક્ત એવી રીતે માલ રાખવાનો છે કે, વેચાણ લેનારની મરજીમાં આવે ત્યારે વગર હરકતે તે માલ ખસેડી શકે. જ્યાં સુધી વેચાણ લેનાર માલની માગણી કરે નહી ત્યાં સુધી વેચાણ આપનાર માલ મોકલે નહી તો, તેથી કરાર તુટતો નથી. પણ જો કરારમાં એવો ઠરાવ હોય કે વેચનારે માલ મોકલી આપવો તો, તેણે મોકલવોજ જોઇએ, પણ જો વખત નક્કી કરવામાં આવ્યો ના હોય તો, સાધારણ રીતે જોઇએ તેટલા વખતમાં તેણે પોતાનું વચન પાળવું જોઈએ. કલમ ૪૬ જુઓ.

કેટલોક વેચાણ રાખેલો માલ જે જોખીને લેઇ જવાનો હતો અને જે વેચનારને ત્યાંહાંજ જોખાયો હતો, તે નહી મોકલવાથી વેચાણ લેનારે નુકશાનીનો દાવો કરયો, પણ વાદીએ વેચનારને માલ મોકલવાને અરજ કરી નહી, તેથી આ કલમને અનુસરીને વાદીને કાંઇ નુકશાન અપાવવામાં આવ્યું નહી, કતુરામ શ્રીમાન વિ. ગોલાવચંદ નવલખા (૨૪ વી. રી પાનું. ૧૭૨)

## કલમ ૯૪ મી.

સ્વાધીન કરવાનું ઠેકાણું.

**૯૪. સ્વાધીન કરવા બાબત કાંઇ વિશેષ વચન આપવામાં આવ્યું ન હોય તો, વેચેલો માલ વેચતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે; અને જે માલ વેચવાનો કરાર થયો હોય તે માલ કરાર મજકુર થતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે, અથવા તે વખતે તે માલ હોયજ નહીં તો, જે ઠેકાણે તે પેદા કરવામાં આવે તે ઠેકાણે સ્વાધીન કરવો.**

**ટીકા**—વેચાણવાળો માલ ખરીદદારને કેઈ જગાએ આપવો તે વિશે ખાસ ઠરાવ ના હોય તો, વેચાણ વખતે તે માલ જ્યાં હોય ત્યાં આપવાનો છે. જારે કરારમાં માગે ત્યાં આપવાનું હોય અને તે ઠેકાણે તે માલ ના હોય ત્યારે વેહેપારીનો કોઠાર, કારખાનાવાળા અથવા કારીગરની દુકાન તથા ખેડુતનું ખેતર અથવા વખાર જે ઠેકાણે વે-

ચેલી ચીજ હોય અથવા રાખી હોય, તેજ ઠેકાણે એ માલની માગણી કરવી જોઇએ, તથા તે સ્વાધીન કરવો જોઇએ. (કેન્ટ વા. ૨ પાનું. ૬૭૭).

કામના સ્વરૂપ ઉપરથી જેવી રીતે સ્વાધીન કરવાની જરૂર જણાતી હોય, તેવી રીતે સ્વાધીન કરવું જોઇએ. જેમકે, સાલ્ટર વિ. વુલમ્સ (માનીંગ એન્ડ ગ્રેનજર વા. ૨ પાનું. ૬૫૦) ના કામના પ્રતીવાદી એક લીલામવાળાએ એક ઘાસની ગંજી વેચી, જે ગંજી તે વખતે ज નામના કોઇ સખસની જગા ઉપર પડી હતી, અને તેણે તે ગંજી લેઈ જવાને પરવાનગી આપી હતી. એ પરવાનગીની વાત ખરીદદારને જણવવામાં આવી હતી, અને વળી ज ઉપરનો કાગળ પણ લખી આપ્યો હતો, જેમાં એવું લખ્યું હતું કે ખરીદદારને એ ઘાસ લઇ જવા દેવું. આમ છતાં પણ એ ઘાસ લેઇ જવા દેવાની ज એ ના પાડી. અને ખરીદદારે ઘાસ સ્વાધીન નહી કરવાને માટે લીલામવાળા ઉપર ફરીયાદ કરી, તોપણ તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે ઘાસ સ્વાધીન કરવામાં આવ્યું હતું, કેમકે લીલામવાળાએ કામના સ્વરૂપ ઉપરથી જેવી રીતે તેણે સ્વાધીન કરવું જોઇતું હતું, તેવી રીતે તેણે સ્વાધીન કર્યું હતું.



## વેચનારનું લીયન.*

## કલમ ૯૫ મી.

વેચનારનું લીયન.

**૯૫. કરાર ઉપરથી વિરૂદ્ધ ઈરાદો દેખાઇ ન આવે, તો વેચેલો માલ જ્યાં સુધી વેચનારના કબજામાં રેહે અને તેની કિંમત અથવા તે કિંમતનો કાંઈ ભાગ આપવો બાકી હોય ત્યાં સુધી વેચનારનું તે માલ ઉપર લીયન છે.**

**ટીકા**—આ કલમ તથા નીચેની ત્રણ કલમોથી તે ઉપરના હક્ક સબંધનો કરાર નક્કી કરવામાં આવ્યો છે.

વેચાણવાળી મીલકતનું માલેકપણું ખરીદદારને મળેલું હોય, તોપણ વેચેલો માલ અટકાવી રાખી ફરીથી વેચવાને વેચનારનો હક્ક છે. અને તે હક્ક રેહેવાને વાસ્તે ત્રણ બાબતોની જરૂર છે. તે એ કે (૧) વિરૂદ્ધ ઇરાદો દેખાઇ આવવો ના જોઇએ, (૨) માલ વે-

---

* **ટીપ.**—'લીયન' એ શબ્દ અંગ્રેજી છે. તેનો અર્થ નીચે આપ્યોછે.

કોઇ સખસના કબજામાં બીજા સખસની કાંઇ વસ્તુ હોય, અને તે બીજા સખસ પાસે તેનું કાંઇ માગણું હોય તે આપવામાં આવે ત્યાં સુધી તે વસ્તુ અટકાવી રાખવાનો તે કબજેદારને જે હક્ક હોય છે તેને 'લીયન' કેહે છે. એ હક્ક સદરહુ ખુદ વસ્તુ ઉપર માલકી ઉત્પન્ન કરતા નથી, અથવા તે ઉપરથી ખુદ વસ્તુ મજકુર સારૂ દાવો આણી સકાતો નથી. 'લીયન' બે પ્રકારના છે-'વિશેષ લીયન' અને 'સાધારણ લીયન', 'વિશેષલીયન' એટલે કોઇ અમુક વસ્તુ ઉપરથીજ માત્ર ઉત્પન્ન થયલા અથવા તે વસ્તુને સબંધ રાખતાં કાંઈ ખરચ કિંવા માગણા બદ્દલ વસ્તુ મજકુર અટકાવી રાખવાનો હક્ક હોય તે. 'સાધારણ લીયન' એટલે સદરહુ પ્રકારના ખરચ તથા માગણા બદલ, તેમજ તેની સાથે પક્ષકારોની દરમિયાન તેવા પ્રકારના બીજા લેવડ દેવડના હિસાબની બાકી નીકળતી હોય, તે બદલ પણ કોઈ વસ્તુ અટકાવી રાખવાનો હક્ક હોય તે. (વ્હારટનના કાયદા કોશની ત્રીજી આવૃત્તિ જોવી.) વીરપ્રસાદ તાપીપ્રસાદ. ખ૦ ૩૦ થાનાવાળા.

ચનારના કબજામાં રેહેવો જોઇએ (૩) માલની તમામ અગર થોડી કીમત વસુલ થયા વિના રેહેલી હોવી જોઇએ.

પેહેલી બાબત વિશે કલમ ૯૬માં ઠરાવ છે તે ઉપરથી હક્ક રેહેતો નથી, એવો ઇરાદો તમામ સાધારણ રીતના કામમાં જણાય છે. પક્ષકારો પોતાની મરજીમાં આવે તેવા માલ સ્વાધીન કરવાની બાબતમાં સ્પષ્ટ કરાર કરવાને મુખત્યાર છે. માટે જો સ્પષ્ટ કરાર ના હોય તો, વ્યવહાર જે પ્રકારનો હોય તે પ્રકારના વ્યવહાર ઉપરથી તે હક્ક સંબંધ બાતલ કરવાનો ઇરાદો છે, એમ અનુમાન થઈ શકે છે. કનીંગહામ કંટ્રાકટનું પાનું. ૨૭૦. બીજી બાબત વિશે કલમ ૯૦ મી પ્રમાણે માલ સ્વાધીન કરયો થતો હોય અને તેથી ખરીદદારના કબજામાં આવતો હોય તો, વેચાણ આપનારને તે માલના કબજામાંથી બાતલ કર્યો થાય છે, અને તેથી તે હક્ક સંબંધ રેહેતો નથી. જેમકે એક હુડાભાડાવાળાને વેચાણવાળો માલ ખરીદદારને પોહોચાડવા આપવામાં આવે તો, તે વેચાણ આપનારનો હક્ક રેહેતો નથી. ડેવસ વિ. પેક. (ટર્મ. રી. પાનું ૩૩૦)

વળી કોઇ વેચનાર મુદતી હુંડી અથવા અમુક મુદતે નાણાં મળે એવો કોઇ બીજો દસ્તાવેજ લે તો, કરાર ઉપરથી લીયનનો હક્ક બીલકુલ રહી શકતો નથી. ચેમ્બર્સ વિ. ડેવીડસન (લા. રી. પ્રી. કાંઉસીલ કેસસ. વા. ૧ પાનું ૨૯૬)ના કામમાં લાર્ડ વેસ્ટબરી બોલ્યા કે, કોઇ વેહેપાર સંબંધીના કામમાં લીયન રેહેતો હોય, તે કામ જો લખીત કરારથી ઉત્પન્ન થએલું હોય તો, **અ** ને એ • કામકાજ કરતાં જે પરીણામ નીપજે તેને સારૂ જામીન આપવામાં આવ્યો હોય તો, તે જામીનને માટે પક્ષકારો વચેનો સ્પષ્ટ કરાર તથા કબુલતથી લીયન રેહેતો નથી, અને તેમણે જે કરાર કરયો છે તે કરારના હક્કની પુરતી હદ બધાય છે.

**(ડી)** દ્રષ્ટાંતમા બતાવ્યા પ્રમાણે વેચાણ આપનારના કબજામાં માલ રેહેવા દીધો હોય, પણ તે વેચાણ આપનાર તરીકે નહી, પણ એક ત્રીજો સખસ જેમ બીજો ખરીદદાર હોય તેનો તેવો હક્ક કબુલ કરી તેની તરફથી વખાર રાખનાર તરીકે રાખેલો હોય છે, તેમ તે બાબતમાં કલમ ૯૮ મીમાં સ્પષ્ટ ઠરાવ કરવામાં આવ્યો છે. પણ જો કામમાં ત્રીજો સખસ ના હોય, પણ વેચાણ આપનારની પાસેથી ખરીદ કરનાર હોય અને તે ખરીદ કરનાર તરફથી વેચાણ આપનારે ભાડું લેઇ પોતાની વખારમાં તે વેચાણવાળો માલ રાખ્યો હોય તો, તેથી આ કલમ પ્રમાણે વેચાણ આપનારનો કીમત સારૂ તે માલ ઉપર જે હક્ક સંબંધ છે, તે જતો નથી. આ નિયમ ઈંગ્રેજી લાનો છે, તે બ્લોકઝામ વિ. સાંડર્સ (બાર્નેવાલ એન્ડ ક્રેસવેલ રી. પાનું. ૯૪૧) ના કામના ઠરાવ ઉપરથી જણાય છે, અને તે આં કલમમાં ફરીથી પ્રગટ કરવામાં આવ્યો છે.

ત્રીજી બાબત વિશે એટલું સમજવાનું છે કે, તે હક્ક ફકત કીમત અગર તેનો જેટલો ભાગ વેચાણ આપનારને મળેલો ના હોય, તે બાબતમાં છે. માટે ખરીદદારની કસુરથી વખાર વિગરેનું જે ખરચ વેચાણ આપનારને થાય તે બાબતમાં તે હક્ક નથી. માટે આવા હક્કનો અમલ કરતાં આવા ખરચ બાબતમાં ખરીદદાર ઉપર વેચાણ આપનારનો દાવો ચાલી શકતો નથી, કારણ કે તે બધું વેચાણ આપનારે પોતાના ફાયદા સારૂ કરેલું હોય છે, અને ખરીદદારના ફાયદા સારૂ કરેલું નથી હતું. બ્રીટીશ એમપાયર શીપીંગ કંપની વિ. સોમ્સ. (૨૭લા. જ. કવીન્સ, બેંચ. પાનું ૩૯૦)

## કલમ ૯૬ મી.

કિંમત પાછળથી આપવાની હોય, પણ સ્વાધીન કરવાનો વખત ન નીમ્યો હોય તો, લીયન હોય છે કે શી રીતે.

નાદારી એટલે શું.

૯૬. જો કરારમાં એવું હોય કે કિંમત ભવિષ્યકાળે કોઈ દિવસે આપવી, પરંતુ માલ સ્વાધીન કરવાનો વખત નિમ્યો નથી, તો વેચનારને લીયન નથી, અને પૈસા આપ્યા શિવાય માલ મજકુર તેજ વખતે સ્વાધીન કરી લેવાનો ખરીદદારનો હક્ક છે; પરંતુ જો માલ સ્વાધીન કર્યાની પેહેલાં ખરીદદાર નાદાર થાય તો, અથવા પૈસા આપવા વિશેનો નિમેલો વખત માલ સ્વાધીન કર્યાની પેહેલાં આવે તો, વેચનાર કિંમતને માટે માલ મજકુર અટકાવી રાખી શકે છે.

ખુલાસો.—જે સખસ પોતનાં કરજો હમેશ મુજબના કામને પ્રસંગે આપતાનું બંધ કરે અથવા જે સખસ તે કરજો આપવાને અસમર્થ હોય, તે સખસ નાદાર થયો એમ સમજવું.

### દ્રષ્ટાંત.

અ ની વખારમાંની કાંઇ સાકર અ, બ ને વેચે છે. કબુલાયત એવી થઈ છે કે કિંમત ત્રણ મહિના ઉધાર રાખવી, બ સાકર અ ની વખારમાં રેહેવા દે છે. ત્રણ મહિના થયા પેહેલાં અ નાદાર થાય છે. કિંમતને માટે માલ અ અટકાવી રાખી શકે છે.

**ટીકા**—ઉધાર આપવાની કબુલત કરવાથી વેચાણ આપનારનો વેચાણવાળા માલ ઉપર જે હક્ક સબંધ હોય તે, તે વેચાણની કીમત બાબત માલ અટકાવવાનો છે, તે તે ખુએ છે. સ્પાર્ટલી વિ. એનેક (૧૯ લા. જ. શી. પી. પાનું. ૨૯૩) ની કામમાં ૩૦ ઉનની ગાંસડીઓની કીંમત એક માસની અંદર દર શેંકડે પાંચ ટકા વટાવના કાપી આપવાની હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખરીદદારનો તરત વેચાણવાળો માલ લેવાનો હક્ક છે, એવા કારણથી કે કીમત હવે પછી આપવાની મુદત ઠરાવવામાં આવી છે, તે મુદત સદરહુ હક્ક સબંધ વિરૂદ્ધ છે. પણ તે ઉધાર આપવાના ઠરાવથી તે હક્ક સબંધ બીલકુલ નાશ પામે છે, એમ નથી, પણ કેટલીક મુદત સુધી ફકત તે બંધ રેહે છે. આ પ્રમાણે આ કલમના પેહેલા ભાગનો અમલ થઈ શકે છે, પણ આ કલમનો બીજો ભાગ જોતાં ખુલ્લુ જણાય છે કે માલ ઉધાર વેચાણ આપવાનો કરાર હોય, તોપણ તે હક્ક બંધ રહી શકતો નથી. જેમકે ખરીદદારને તે માલ આપતા પેહેલાં તે ખરીદદાર નાદાર થાય, અગર તે આપતા પેહેલાં કીમત આપવાની મુદત વીતી ગઇ હોય તો, ઉપર બતાવેલા હક્ક સબંધથી જે માલ અટકાવવાનો છે તેનો અમલ થઇ શકે છે. બ્લોકસમ વિ. સાંડર્સ (૪ બી. એન્ડ. શી. ૯૪૧) ના કામમાં માલ ક્યારે આપવો તે બાબત કાંઇ ઠરાવ કરવામાં આવ્યો નથી. માટે ખરીદદારનો તે માલ તરત કબજે લેવાનો હક્ક છે, કારણ કે તેનો કબજે લેવાનો તથા માલેકપણાનો એકદમ હક્ક થાય છે, પણ તેનો કબજો

લેવાનો જે હક્ક છે તે સ્વતંત્ર રીતનો નથી, કારણ કે ખરીદદાર કબજો લે તે પેહેલાં જો તે નાદાર થાય તો તેનો તે હક્ક રેહેતો નથી. ગ્રીફીથ્સ વિ. પેરી (૨૮ લા. જ. કવીન્સ. બેંચ પાનું ૨૮૯) ના કામમાં ખરીદદારે કીમત પેટે એક હુંડીરૂપી બીલ આપેલું, પણ તે બીલ શીકારવામાં આવ્યું નહી. એ વાત ખરીદદારે ખરીદ કરેલી મીલકતનો કબજો લેતા પેહેલાં માલુમ પડી, તેથી વેચાણ આપનારનો તે માલ અટકાવવાનો તાજો હક્ક થએલોછે, એમ ઠરાવવામાં આવ્યું.

ખરીદદાર નાદાર થએલો છે, એવું કેહેવામાં આવે અને વેચાણના કરારનો અમલ કરવાનો છે, એવો ઇરાદો બતાવવામાં આવે નહી તો, તે વેચાણ આપનારને વ્યાજબીરાહે એમ ધારવાને કારણ છે કે, ખરીદદારે તે ખરીદ કરવાનો કરાર છોડી દીધો છે, માટે વેચાણ આપનારને તે કરાર રદ કરવાનો હક્ક છે. માર્ગન વિ. બેન (લા. રી. ૧૦ શી. પી. પાનું. ૧૫). ખરીદદારનું વ્યાજબી કબુલ કરેલું દેવું હોય અને તે આપવામાં નિષ્ફળ જાય તો, વેચાણ આપનારને માલ અટકાવવાના કારણસર ખરીદદારની નાદારી બાબત પુકત પુરાવ છે. માટે તે હક્કનો અમલ વ્યાજબીરાહે તે કરી શકે છે. બેનજામીન આન પરસનલ પ્રાપર્ટી પાનું. ૬૩૩.

## કલમ ૯૭ મી.

કિંમત પાછાડીથી એકદિવસે આપવાની હોય, અને ખરીદદાર માલ વેચનારના કબજામાં રેહેવા દે, તો વેચનારનું લીયન.

**૯૭. જ્યારે કરાર મુજબ કિંમત પછાડીથી એકાદ દિવસે આપવાની હોય તથા તે દિવસ સુધી માલ ખરીદદાર વેચનારના કબજામાં રેહેવા દે. અને તે રોજે તેની કિંમત ન આપે, ત્યારે વેચનાર કિંમતને માટે માલ મજકુર અટકાવી રાખી શકે છે.**

### દૃષ્ટાંત.

**અ ની વખારમાં કાંઇ સાકર છે તે અ, બ ને વેચે છે. કબુલાયત એવી થઇ છે કે કિંમત ત્રણ મહીના સુધી ઉધાર રાખવી. ત્રણ મહીના થાય ત્યાં સુધી સાકર બ, અ ની વખારમાં રેહેવા દે છે, અને ત્રણ મહીના થયા પછી તેની કિંમત આપતો નથી. કિંમતને માટે અ માલ અટકાવી રાખી શકે છે.**

**ટીકા**—છેલ્લી કલમના પાછલા ભાગમાં જે કેહેવામાં આવ્યું છે તેથી સામાન્ય રીતે આ કલમમાં વધારે કહેવામાં આવ્યુંછે. વાયદો પુરો થઇ જાય ત્યાં સુધી વેચાણ લેનાર માલવેચનારને ત્યાંજ રેહેવા દે તો, વાયદો પુરો થયા પછી કાંઇ વાયદો કર્યોજ નથી એવી સ્થીતિમાં વેચાણ લેનાર અને આપનાર આવે છે, અને તેથી કરીને વેચેલા માલ ઉપર વેચનારનો કિમતને વાસ્તે વેચેલો માલ રાખવાનો હક્ક તાજો થાય છે.

આ બાબત વિષે ઇંગ્રેજી ધારો શું છે તે 'બેનજામીન આન સેલ્સ' પાને ૬૨૬ મે નીચે પ્રમાણે બતાવવામાં આવ્યું છે.

જ્યારે માલ વેચનારના કબજામાંથી માલ ગયો નથી, ત્યારે તે માલની કીમત આપેલી નહી તેને વાસ્તે "કોમન લા" પ્રમાણે માલ રોકવાનો વેચનારનો હક્ક છે, કારણ કે જ્યાં સુધી વિરૂદ્ધ અનુમાન બતાવવામાં ના આવે ત્યાં સુધી એવું અનુમાન કરવામાં આવે છે કે, માલ લેનાર પાસેથી તે વખતે અથવા તે પેહેલાં વેચનારને પૈસા મળવા જોઈએ, પણ વેચાણ લેનારની આબરૂપર ભરૂસો રાખીને વાયદે પણ માલ અપાય છે, માટે આવા કરારથી કીમતને વાસ્તે વેચનાર માલ રોકી શકતો નથી, અને વેચાણ લેનાર હક્ક કરીને માલ લેઇ જાય અને પૈસા ના આપે તો, ફક્ત તેની જાતજ જવાબદાર થાય છે. પણ પોતાની અનુકૂળતાને વાસ્તે અથવા બીજા કોઈ કારણથી વાયદાની મુદત વીતી જતાં સુધી વેચાણ રાખનાર વેચાણ આપનારને ત્યાં માલ રેહેવા દે અને ત્યાર પછી પૈસા ના આપે તો, વેચાણ આપનારના શા હક્ક થાય છે? કીમતને વાસ્તે માલ રોકવાનો હક્ક છોડી દેવાને વેચાણ આપનારે કબુલ કર્યું છે, પણ હજી સુધી માલ મોકલવામાં આવ્યો નથી. વેચાણ લેનારે પોતાની આબરૂ જાળવી રાખવી એવી શરત ઊપરથી વેચનારે છોડી દીધેલો હક્ક તેને પાછો મળે કે નહીં? અથવા તો માલ જતો હોય તે અટકાવવાનો તેનો જે હક્ક છે, તે અમલમાં લવાય કે કેમ?

આધારો તપાસતાં એમ માલમ પડે છે કે, અગર જો માલ વેચનાર જેને માલના પૈસા નથી મળ્યા અને કીમતને વાસ્તે તેનો પોતાનો માલ રાખવાનો હક્ક છોડી દીધો છે. તોપણ તેને નીચેના હક્કો મળે છેઃ—

(૧) આવા વેચનાર અને નાદાર વેચાણ લેનાર અથવા તેના અસાઈની વચ્ચે તકરાર હોય તો, વેચનાર માલ આપવાને વાસ્તે ના કહી શકે છે.

(૨) વેચાણ લેનારને માલ પોહોચતાં પેહેલાં માલ મોકલવાને વાસ્તે જે હુકમ આપવામાં આવ્યો હોય તે રદ કરવામાં આવે તો, વેચનારને જે કાંઈ ઇલાજો હોય તેને નુકશાન થતું નથી.

(૩) મુળ વેચાણ લેનારની સામે વેચનારને જે જે હક્કો છે, તે હક્કો વેચાણ લેનારે કોઈ બીજા સખસને માલ વેચ્યો હોય તેના સામે પણ છે. પણ જ્યારે પેહેલા વેચનારને આ બીજા વેચાણની ખબર પડે ત્યારે તે વેચાણ કબુલ રાખે તો, 'પ્રતિબંધ' ને લીધે જે નુકશાન થાય તે નુકશાન તેના હક્કોને થાય છે.

## કલમ ૯૮ મી.

પાછળનો બીજો ખરીદદાર હોય તેની વિરૂદ્ધ વેચનારનું લીયન.

**૯૮. વેચેલો માલ વેચનારના કબજામાં હોય, ત્યારે જો તેણે કોઇ પાછળથી બીજી વાર ખરીદ કરનાર સખસનો હક્ક કબુલ રાખ્યો ન હોય તો, સદરહુ પાછળથી ખરીદ કરનાર વિરૂદ્ધ વેચનાર મજકુર કિંમતને માટે માલ અટકાવી રાખી શકે છે.**

**ટીકા**—અસલ ખરીદ કરનાર પાસેથી ખરીદ કરનાર વેચાણ આપનારે પોતાની વર્તણુંકથી એમ ધારવા દીધું ના હોય કે, હું તે બીજા ખરીદદારનો હક્ક કબુલ કરૂં છું, ત્યાંહાં સુધી અસલ ખરીદ કરનાર કરતાં તે પેઠા ખરીદદારનો હક્ક વધારે નથી. પણ જો

સ્પષ્ટ અગર ગર્ભિત રીતે જેમકે પેટા ખરીદ કરનાર પાસેથી વેચાણ આપનારે વખારનું ભાડું લીધું હોય તો, તે વેચાણ આપનારે તે પેટા ખરીદ કરનારનો હક્ક કબુલ કરેલો થાય છે, માટે તે વેચાણ આપનાર પોતાના હક્કનો અમલ તે પેટા ખરીદ કરનાર વિરૂદ્ધ કરી શકતો નથી. ખરી રીતે તેણે તે હક્ક ઉપરની હકીકતથી ખોએલો હોય છે, તેનું કારણ એ છે કે પેટા ખરીદદારના જાણવામાં જો એમ આવે કે, ખરીદીની કીમત આપવી બાકી છે તો, તે પોતે તેની કીમત આપે નહી અગર આપેલી હોય તો, તે પાછી માગે. થોડી મુદત ઉપર નાઇટસ વિ. વીફન (લા. રી. કવીન્સબેંચ. પાનું. ૬૬૦) ના કામમાં પ્રતીવાદીએ પોતાના કોઠારમાં જવ હતા તે એક સખસને વેચાણ આપ્યા. તે વેચેલા જવ કીયા છે તે નક્કી કરી પોતાના ઉપયોગમાં લેતા પેહેલાં તે ખરીદદારે તેમાંનો એક ભાગ વાદીને વેચાણ આપ્યો, તેથી વાદીએ અસલ ખરીદદારને તેની કીમત આપી અને અસલ ખરીદદારે તે માલનો કબજો આપવાનો હુકમ કરયો. વાદીએ જેના કબજામાં જવ હતા તેને તે હુકમ મોકલ્યો, અને તેને એવી વીનંતી કરીકે તમારે તે હુકમ મંજુર રાખવો. તે કબજેદારે તે હુકમ તથા વીનંતીપત્ર પ્રતીવાદીને બતાવ્યું. પ્રતીવાદીએ તે જવ મંગાવવામાં આવે ત્યારે મોકલવાની કબુલત તથા ખુશી બતાવી. પછી અસલ ખરીદદારે દેવાળું કાહાડયું. તેથી વાદીએ તે જવ માગ્યા છતાં પ્રતીવાદીએ તે આપવાની ના પાડિ. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ પોતાની કબુલત તથા ખુશી બતાવવાથી તે વેચાણવાળી મીલકત વાદીને મળ્યાની ઈનકારીયત કરવાને તે પ્રતીવાદીને પ્રતીબંધ છે, કારણ કે પ્રતીવાદીની તે હકીકતથી પેટા ખરીદદાર, અસલ ખરીદ કરનાર પાસેથી આપેલી કીમત પાછી માગી શકયો નહી હતો.

---

## માલ રસ્તામાં જતો રોકવા બાબત.

## કલમ ૯૯ મી.

માલ રસ્તામાં જતો રોકવાનો વેચનારનો અખત્યાર.

**૯૯. જે વેચનારે માલ પોતાના કબજામાંથી કાઢયો હોય તથા જેને સઘળી કિંમત પોહોંચી ન હોય, તે વેચનાર જો ખરીદદાર નાદાર થાય તો, માલ ખરીદદારના તરફ જતાં રસ્તામાં રોકી શકે છે.**

**ટીકા.**—કાવસજી વિ. થામસન (૩ મૂર્સ. ઈ. અ. પાનું. ૪૨૨) ના કામમાં કીમતના અવેજમાં રોકડ નાણાને બદલે વેચાય તેવો કાગળ લીધેલો હતો. તેમાં પ્રીવીકૌંસીલે ઠરાવ્યું છે કે તે કીમત વાસ્તવિક રીતે આપવામાં આવી છે, માટે માલ વેચાણ આપનારનો તે માલ અટકાવવાનો હક્ક નથી. વુડ વિ. જોન્સ (૭ ડાવલીંગ એન્ડ રાયલાન્ડસ પાનું ૧૨૬) ના કામમાં માલ મોકલવામાં આવેલો, તે વિરૂદ્ધ વેચાણ આપનારનું બીલ લખી આપવામાં આવેલું, પણ તે બીલ શીકારવામાં આવ્યું નહી, માટે ઠરાવવામાં આવ્યું કે, જો કે તે વેચનાર પાસે ખરીદદારનો બીજો માલ હોય અને તેનો જવાબ દેવામાં આવેલો ના હોય અને તે કીમત અને બીજા માલની કીમતના વચમાં કેટલોક ગાળો છે, પણ તે નક્કી કરવામાં આવેલું ના હોય તો; તે વેચાણ આપનાર માલ અટકાવવાનો પો-

તાનો હક્ક વાપરી શકે છે. પરંતુ આવી હકીકત માલ મોકલનાર અને જેને તે માલ મોકલવામાં આવે તે એઓની વચમાં બની શકે, અને તે મોકલનાર વેચનાર ના હોય, માટે કીમત આપવી બાકી છે, એમ ગણી શકાતું નથી. સબબ આવા કામમાં માલ અટકાવવાનો હક્ક નથી. એક દાખલા તરીકે એમ ધારીએ કે માલ મોકલનારને જેને તે માલ મોકલવામાં આવ્યો હોય તેનું હિસાબે બાકી દેવું હોય, અને તે બાકી દેવું વાળવાને તે માલ મોકલવામાં આવે તો, તે માલ મોકલતા પેહેલાં વેચનારને કીમત મળી છે, એમ તે ઉપરથી જણાય. વેરટયુ વિ. જીવેલ (ક્યાંપબેલ્સ. રી. પાનું. ૩૧) ના કામમાં લાર્ડ એલન બરોસાહેબે ઠરાવ્યું છે કે આવી રીતના કામમાં માલ અટકાવવાનો હક્ક થતો નથી. આ કલમનો અસર પણ આવોજ જણાય છે. આ નિયમ એક બીજાના કબુલ કરેલા નિયમને અનુસરતો નહી હોવાથી તે વિશે અંદેશો રાખવામાં આવેલો છે. તે ઇંગ્રેજી "લા" નો બીજો નિયમ એવો છે કે માલ ખાસ રીતે મોકલવામાં આવે તે સંબંધીમાં જેને માલ મોકલવામાં આવેલો હોય તેનાં અગાઉથી નાણાં આપેલાં હોય, તોપણ જો તે નાદાર થાય તો, તે માલ મોકલતાં તે મોકલનાર અટકાવી શકે છે. પાટન વિ. થામસન (માલ એન્ડ સેલવીન્સ રી. ૩૫૦). આ કલમ પ્રમાણે એવો સવાલ ઉત્પન થાય કે અગાઉથી આપેલાં નાણાં તમામ કીમત જેટલાં છે કિંવા નહી. જો તમામ કીમત જેટલાં હોય તો, તે માલ અટકાવવાનો હક્ક થતો નથી. ઇંગ્રેજી "લા" પ્રમાણે જે વેચાણ આપનારના કબજામાં વેચાણવાળી મીલકત કોઈ દીવશ આવેલીજ ના હોય, તોપણ તે માલ અટકાવવાનો હક્ક વાપરી શકે છે. જેકીન્સ વિ. આસબોર્ન (માનીંગ એન્ડ ગ્રેનજર પાનું. ૬૭૮.) ના કામમાં કેટલોક માલ હતો, તેમાંથી **अ** એ ૧૧૪૨ પીપ ખરીદ કર્યાં, અને તે પીપ તમામ માલમાંથી જુદાં કાહાડી લેતાં અવલ **अ** એ તે **ब** ને વેચાણ આપ્યાં. પછી **ब** નાદાર થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે **अ** ને તે પીપ મળેલાં નહી હતાં, તોપણ જ્યારે તે જુદાં કાહાડવામાં આવે ત્યારે તે લેવાનો તેનો હક્ક હતો, માટે તે અટકાવવાનો તેનો જે હક્ક છે, તે વાપરી શકે છે. આ કલમમાં "જેણે કબજો છોડયો હોય" એ મતલબના શબ્દો છે, તે ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે બ્યાજબીરાહે માલ અટકાવવાનો હક્ક વાપરવાના કારણસર તે માલ વેચનારના કબજામાં આવવોજ જાઇએ. નાદાર લેહેણદારની તરફથી લેહેણદારને જામીને દેવું આપેલું હોય તો, જે હક્ક માલ અટકાવવાનો લેહેણદારનો હતો તે હક્ક તે જામીન વાપરવાને હક્કદાર થાય છે. અને આ દેશમાં પણ તે પ્રમાણે જામીન હક્કદાર થાય છે, એ ખુલ્લું છે. આવો હક્ક આ આકટની કલમ ૧૪૦ અને ૧૪૧ મોમાં આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.

એકાદા એજંટે અખત્યાર વિના વ્યવહાર કરેલો હોય તો, તેનો માલ અટકાવવાનો હક્ક થતો નથી, પછી તે વ્યવહાર પાછળથી મંજુર રાખવામાં આવે તોપણ ચીંતા નહી. બર્ડ વિ. બ્રાઉન (૪ એકસચેકર પાનું. ૭૮૬) ના કામમાં પ્રતીવાદીએ માલ મોકલનારની તરફથી કાંઇ પણ અખત્યાર વિના વાદીઓ, કે જેઓ તેમના અસાઇનીયો છે તેમની તરફ માલ મોકલેલો, તેઓએ દેવાળું કાહાડયાથી તેમણે માલ અટકાવ્યો, તે માલ પોહોચ્યા પછી તે અટકાવવાની હકીકત તે માલ મોકલનારે મંજુર રાખી. તેમાં ઠરાવવામાં

આવ્યું કે તે દેવાળીયાને અગર તેના અસાઇનીઓને તે માલ પોતાના કબજામાં રાખવાનો હક્ક થએલો છે, તેમાંથી તે બાતલ થતા નથી. પણ ખરીદદાર નાદાર થએલો નહી છતાં વેચનાર અગાઉથી તે હક્ક વાપરે તો, તે માલ ખરીદદારને આપી તે અટકાવતાં ખરીદદારને જે ખરચ થએલું હોય તે ભરી આપવાને તે વેચનાર બંધાએલો છે. ધી કાનસ્ટાનશીયા (રાબીનસન્શ એડમીરાલ્ટી રી. વા. ૬ પાનુ. ૩૨૧). નાદાર કોને કેહેવે તે વિશે કલમ ૯૬ મીમાં વાખ્યા બતાવવામાં આવી છે.

## કલમ ૧૦૦ મી.

રસ્તામાં જતો માલ એટલે શું.

૧૦૦ કોઈ માલ હુંડાભાડાવાળાના કબજામાં હોય તે દરમિયાન, અથવા ખરીદદાર તરફ રવાને થતાં કોઇ ઠેકાણે મુકવામાં આવ્યો હોય તે દરમિયાન, તથા હુંડાભાડાવાળાના કબજામાં હોય અથવા કોઈ ઠેકાણે સદરહુ મુજબ મુકવામાં આવ્યો હોય તે શિવાય બીજી રીતે ખરીદદારના અથવા તેની તરફથી બીજા કોઇ સખસના કબજામાં આવ્યો ન હોય, તે દરમિયાન માલ મજકુર રસ્તામાં જતો માલ છે, એમ સમજવું.

### દૃષ્ટાંત.

(अ.) ब મદ્રાસમાં રેહે છે. અને अ પટણા મધ્યે રેહે છે. ब, अ પાસેથી કાંઈ માલ મંગાવે છે અને તે મદ્રાસ મોકલવો એમ કેહે છે. માલ કલકત્તે મોકલાવ્યો અને આગળ મદ્રાસ મોકલવાને સારૂ તે માલ ડક્કાવાળા क ને સ્વાધીન કર્યો. એ માલ क ના કબજામાં હોય ત્યાં સુધી તે રસ્તામાં જતો માલ છે.

(ब.) ब દિલ્હી રહેં છે અને તે કલકત્તેથી. अ પાસેથી કાંઈ માલ મંગાવે છે. अ માલ ब ને નામે કોઇને સોંપીને દીલ્હીથી મોકલે છે. ત્યાં પોહોંચ્યા પછી તે માલ ब ની વખારમાં લઈ જઇને ત્યાં મુકવામાં આવે છે. ब તે લેવાની ના કેહે છે અને પછી તરતજ લોકોના પૈસા આપવાનું બંધ પાડે છે. એ માલ રસ્તામાં જતો માલ છે, એમ સમજવું.

(क.]. ब પુંને રેહે છે અને તે મુંબાઈથી अ પાસેથી કાંઇ માલ મંગાવે છે. ब એ क ને માલ મજકુર લઈ આવવાને નિમ્યો છે તે પ્રમાણે क ની હસ્તક अ માલ પુને મોકલે છે. માલ પુને આવી પોહોંચ્યાથી ब ના કેહેવા ઉપરથી તે क એ ब ને સારૂ પોતાની વખારમાં રાખ્યો, એ માલ રસ્તામાં જતો માલ નથી.

[ड.) ब નામના લંડનના વેહેપારીએ મુંબાઈના વેહેપારી अ પાસેથી ૧૦૦ ગાંસડી રૂની મંગાવી છે. ब તે રૂને સારૂ પોતાનું વાંહાણ મુંબાઇ મોકલે છે. રૂ વાંહાણ ઉપર સ્વાધીન કરી આપ્યું એટલે તે રસ્તામાં જવું હોવાની વાત પુરી થાય છે.

(ઈ.) બ એ લંડનનો વેહેપારી છે તેણે મુંબાઇના વેહેપારી અ પાસેથી ૧૦૦ ગાંસડી રૂ મંગાવ્યું છે. બ તે રૂને સારૂ પોતાનું વાંહાણ મુંબાઈ મોકલે છે. અ રૂ વાંહાણ ઉપર સ્વાધીન કરી આપે છે, અને કપતાન પાસેથી બિલ્સ આફ લેડિંગ લઇને રૂ અ હુકમ કરે તેને કિંવા અ ના અસાઈનને સ્વાધીન કરવાનો બંદોબસ્ત કરે છે. રૂ લંડન પોહોંચે છે, પણ બ ના કબજામાં આવ્યા પેહેલાં બ નાદાર થાય છે. રૂની કિંમત હજુ આપેલી નથી. અ રૂ રોકી શકે છે.

**ટીકા**—એક વખત માલ મોકલેલો હોય તે જગોએ પોહોચવાનો હોય ત્યાંહાં પોહોચે, એટલે પછી બીજી નવી જગોએ તે મોકલવામાં આવે તેથી તે રસ્તામાં છે, એમ થતું નથી. ડીકસન વિ. બાલ્ડવીન. (ઈસ્ટ રી. વા. ૫ પાનું. ૫૭૫)

આ કલમના **(સી)** દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે ખરીદદારે માલ લાવનાર નીમ્યાથી તે લાવનાર તે ખરીદદારનો એજંટ થતો નથી, પણ જે જગોએ તે મોકલવામાં આવે તે જગોએ તે પોહોચે ત્યાંહાં સુધી તે માલ અટકાવવાનો તેનો જે હક્ક છે તે જ્યારી રેહે છે. એકતરફી રોઝેર ચાઈના કંપની (૧૧ ચાન્સરી. ડી. પાનું. ૧૯૦). તોપણ તે લાવનાર પાસેથી ખરીદદાર તે માલનો રસ્તામાં કબજો લે તો, વેચાણ આપનારનો ઊપર કહેલો હક્ક બંધ પડે છે, એમ જણાય છે, વાહીટહેડ વિ. એંડરસન (૯ મીશન એન્ડ વેલ્સબી પાનું. ૫૧૮). જે જગોએ માલ લેઇ જનારે ખરીદદારને આપવો જોઈએ તે જગોએ તે માલ તે લાવનાર ખરીદદારને સ્વાધીન કરવાને ખોટી રીતે ના પાડે તો, તેથી ખરીદદારનો તે હક્ક છે તે બંધ પડતો નથી. બર્ડ વિ. બ્રાવન (૪ એક્સચેકર પાનું. ૭૮૬).

જેમ **(ડી)** દ્રષ્ટાંતમાં ઠરાવવામાં આવ્યું છે કે ખરીદ કરનારે પોતાના વાંહાણમાં માલ, એટલે બીજો માલ તથા તે વેચાણવાળાનો માલ લેઇ જવાનું પોતાનું વાંહાણ હોય તેમાં તે ખરીદદાર વેચાણવાળો માલ ચડાવે, એટલે તે માલ તેના કબજામાં સંપૂર્ણ રીતે આવ્યો થાય છે; પરંતુ માલ વેચનાર વેચાણવાળો માલ વાંહાણમાં ચડાવ્યાનું "બીલ ઓફ લેડીંગ" જેમ આ કલમના (ઈ) દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે લે તો, તે વેચાણ આપનારે પોતાનો ઈરાદો તે માલ ઊપરથી પોતાનો હક્ક છોડી દીધો નથી, એમ જણાય છે. તોપણ બીજી તરફ કાવસજી વિ. થામસન (૩ મુર્સ. ઇં. અ. પાનું ૪૨૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, કરાર પ્રમાણે "વાંહાણ ઊપર મફત" માલ ચડાવવામાં આવે અને ખરીદ કરનારના નામથી "બીલ આફ લેડીંગ" મેળવવામાં આવે તો, પછી તે માલ રસ્તામાં છે, એમ રેહેતું નથી, પછી તે વાંહાણના "મેટ" પાસેથી પોહોચ લેવામાં આવી હોય તે, તે વેચાણ આપનારને આપવામાં આવી હોય તેની ચીંતા નહી.

## કલમ ૧૦૧ મી.

રોકવાનો હક્ક ક્યાં સુધી જારી રેહે છે.

**૧૦૧.** હવે પછી નીચે લખ્યા છે તે શિવાયને બીજે પ્રસંગે માલ રોકવાનો વેચનારનો હક્ક માલ મજકુર રસ્તામાં જતો હોય, તે દરમિયાન ખરીદદારે પાછો ફેંચ્યાથી

તથા તેણે કિંમત લીધાથી બંધ થતો નથી, પરંતુ સદરહુ બીજા ખરીદદારના અથવા તેના તરફથી કોઇ સખસના સ્વાધીનમાં માલ મજકુર કરવામાં આવે, ત્યાં સુધી તે હક્ક જારી રેહે છે.

**ટીકા**—એક ખરીદ કરનાર ખરીદ કરેલો માલ બીજાને વેચે અને તે માલ બીજાને સ્વાધીન કરે, એટલે જેમ ખરીદ કરનારને માલ સ્વાધીન કરવામાં આવ્યો હોય અને અસલ વેચનારનો કીમત બદલ માલ અટકાવવાનો હક્ક બંધ થાય છે, તેવીજ રીતે તે અસલ વેચનારનો હક્ક બંધ થાય છે. થોડી મુદત ઉપર એકતરફી ગોલ્ડીંગ ડેવીસ એન્ડ કંપની (૧૩ ચાન્સરી ડી. પાનું. ૬૨૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, અસલ વેચનારને કીમત મળેલી નથી, માટે ખરીદ કરનાર પાસેથી બીજા ખરીદ કરનારે કીમત આપેલી ના હોય તો, તે ખરીદ કરેલો માલ અટકાવવાનો અસલ વેચનારનો હક્ક છે.

## કલમ ૧૦૨ બી.

હક્કનો દસ્તાવેજ ખરીદદારે બીજાને નામે કરી આપ્યો તો, માલ રોકવાનો હક્ક બંધ પડે છે.

૧૦૨ ખરીદદારને બિલ આફ લેડિંગ અગર માલ ઉપરનો હક્ક બતાવનાર બીજો દસ્તાવેજ મળેલો હોય, અને તે બિલ અગર દસ્તાવેજ તે માલ રસ્તામાં જતો હોય તે દરમિયાન બીજા ખરીદદારના નામ ઉપર કરી આપે તથા તે બીજો ખરીદદાર શુદ્ધ બુદ્ધિથી માલ મજકુર લઇને તેનો કિંમતવાળો અવેજ આપે તો, માલ રોકવાનો હક્ક બંધ પડે છે.

### દ્રષ્ટાંતો.

(અ.) अ કાંઇ માલ ब ને વેચીને તેને નામે કોઇને સોંપીને મોકલાવે છે, તથા બિલ આફ લેડિંગ ब પાસે રવાને કરે છે. अ ને હજુ પૈસા પેહોંચ્યા નથી તેટલામાં ब નાદાર થાય છે અને માલ રસ્તામાં છે તે દરમિયાન ब રોકડા રૂપિયા લઈને બિલ આફ લેડિંગ क ને નામે કરી આપે છે; क ને ब ની નાદારીની ખબર નથી. अ માલ રસ્તામાં જતો રોકી શકતો નથી.

[ब.] अ કાંઈ માલ ब ને વેચીને તેને નામે કોઇને સોંપીને મોકલે છે. अ ના પૈસા હજુ આપવાના છે, એટલામાં ब નાદાર થાય છે, અને માલ રસ્તામાં છે, તે દરમિયાન ब રોકડા રૂપિયા લઇને બિલ આફ લેડિંગ क ને નામે કરી આપે છે. ब નાદાર થયાની ખબર क ને છે. એ પ્રમાણે બિલ આપ્યું તે શુદ્ધ બુદ્ધિથી આપ્યું નહી, માટે अ માલ રસ્તામાં જતો રોકી શકે છે.

**ટીકા**—ખરીદ કરનાર પાસેથી બીજો ખરીદ કરનાર હોય તેને એવી માહેતી હોય કે પેહેલા ખરીદદારે ખરીદ કરેલી મીલકતની કીમત આપેલી નથી તેથી તે બીજા ખરીદદારની શુદ્ધ બુદ્ધિ વિરૂદ્ધ અસ્વય કરીને થાય છે, એમ નથી. પરંતુ ખરીદદારની નાદારીની બાબત ब દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે માહેતી હોય તો, તેની શુદ્ધ બુદ્ધીની ખામી છે,

એમ તે ઉપરથી જણાય છે. માટે આવી હકીકત છતાં જે માલ અસાઇન કરવામાં આવ્યો હોય, તેથી અસલ વેચાણ આપનારનો જે હક્ક છે, તે જતો નથી. ગર્ની વિ. બેહરેંડ (૨૩ લા. જ. કવીન્સબેંચ પાનું ૨૬૫).

## કલમ ૧૦૩ જી.

કરજે આપેલી રકમને પેટે હક્કનો દસ્તાવેજ ધરેણે મૂકી બીજાના નામ ઉપર કરી આપ્યો હોય તો, વેચનારે માલ રોકવા માટે શું કરવું.

**૧૦૩. જ્યારે બિલ આફ લેડિંગ અથવા માલ ઉપરનો હક્ક બતાવનાર બીજો કોઈ પણ દસ્તાવેજ શુદ્ધ બુદ્ધિથી સ્પષ્ટ રીતે તે ઉપર ધીરેલી રકમની ખાત્રીમાં સદરહુ માલના ખરીદદારે ધરેણે મુકીને બીજાને નામે કરી આપ્યો હોય, ત્યારે વેચનાર માલ રસ્તામાં જતો રોકી શકતો નથી, પણ જેની પાસે તે ધરેણે મુકયો હોય તેણે ધીરેલી રકમ તેને આપ્યા પછી અથવા આપવા માંડયા પછી માલ મજકુર રોકી શકાય છે.**

### દૃષ્ટાંતો.

[अ.) अ ૧૨૦૦૦ રૂપિયાની કિંતતનો માલ ब ને વેચીને તેને નામે કોઇને સોંપીને રવાને કરે છે. એ માલના બિલ આફ લેડિંગ ઉપર क એ ब ને ૫૦૦૦ રૂપિયાની મુક્કરર રકમ કરજે આપી છે, તે રકમની ખાત્રીમાં સદરહુ બિલ આફ લેડિંગ ब क ને નામે કરી આપે છે. ब નાદાર થાય છે, અને ब ને क નું કરજ ૯૦૦૦ રૂપિયા આપવાનું છે. अ, क ના ૫૦૦૦ રૂપિયા ન આપે, અગર આપવાનું કેહે નહીં તો, अ ને માલ રસ્તામાં જતો રોકવાનો હક્ક નથી.

(ब.) अ ૧૨૦૦૦ રૂપિયાની કિંમતનો માલ ब ને વેચીને તેને નામે કોઇને સોંપીને રવાને કરે છે. क તથા ब ની વચ્ચે આગલો લેણદેણનો હિસાબ હતો તે નક્કી કર્યાથી ब પાસે क ના ૫૦૦૦ રૂપિયા લેહેણા ઠર્યા, તેની ખાત્રીમાં સદરહુ માલનું બિલ આફ લેડિંગ ब, क ને નામે કરી આપે છે. ब નાદાર થાય છે. क ને રૂપિયા ૫૦૦૦ ન આપતાં અથવા આપવા ન માંડતાં માલ રસ્તામાં જતો રોકવાનો अ નો હક્ક છે.

**ટીકા**—આ કલમ પ્રમાણે વેચાણવાળી મીકલત ઉપર ખરીદદારને જે નાણાં ધીરવામાં આવ્યાં હોય, તે નાણાં ધીરનારને વેચાણ આપનાર આપે અગર આપવા માંડે તોજ, તે મીલકત અટકાવી શકે છે. તોપણ જો પ્રથમનું દેવું હોય તેના અવેજમાં ખરીદીનો દસ્તાવેજ લેહેણદારને ખરીદદાર સોંપે, તેથી અસલ વેચાણ આપનારને માલ અટકાવવાનો હક્ક છે, તેને હરકત થતી નથી. આવોજ નિયમ આટલી મર્યાદાની સાથે ઇંગ્રેજી "લા" માં છે. સ્પાલડીંગ વિં. રૂડીંગ (બીવન્સ રી. વા. ૬ પાનું ૩૭૬).

રોજર વિ. કોમટોયર ડી. એસકોંપ્ટ ડીયારીસ (લા. રી. ૨ પી. શી. પાનું ૪૦૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે શુદ્ધ અંતઃકર્ણથી નાણાં ધીરવામાં આવ્યાં નથી, માટે માલ અટકાવનો જે હક્ક છે, તે જતો નથી. )

## કલમ ૧૦૪ થી.

માલ શી રીતે રોકી શકાય છે.

૧૦૪. કોઈ માલ ખરેખરો પોતાના કબજામાં લીધાથી અથવા જે હુડાભાડાવાળાના અથવા બીજા કોઇ માલ રાખી મુકનાર સખસના કબજામાં માલ મજકુર હોય તેને પોતાના દાવાની ખબર આપ્યાથી વેચનાર રસ્તામાં જતો માલ રોકી રાખી શકે છે.

**ટીકા**—લીટ વિ. કાવલી (ટાન્ટ રી. વા. ૭ પાનું. ૧૬૯)ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે માલ ખેંચી લેઇ જનારને અગર ખરી રીતે જે બીજા સખસના કબજામાં માલ હોય તેને નોટીસ આપવામાં આવે, તે માલ ઉપર વેચનારનો ફરીથી હક્ક થ છે. માટે તેને આવી નોટીસ આપ્યા પછી તે ભૂલથી અગ નોટીસ નહી માનતાં આપી દે તો, તે નાદાર પાસેથી તે માલ પાછો લેવાનો વેચનારનો હક્ક થાય છે.

## કલમ ૧૦૫ મી.

વેચનારના હક્કની ખબર.

સદરહુ ખબર માલ પ્રત્યક્ષ જેના કબજામાં હોય તેને અથવા જે સખસના નોકરના કબજામાં હોય તે સખસને આપી શકાય છે. એ પ્રમાણે નોકરના ધણીને ખબર આપવામાં આવે તો, તે એવે વખતે અને એવે પ્રસંગે આપવી જોઇએ કે તે ધણી સાધારણ ઉદ્યમ કીધાથી તે ખબર પોતાના નોકરને વખતસર જણાવીને માલ મજકુર ખરીદદારને સ્વાધીન થતો બંધ પાડી શકે.

**ટીકા**—વાહિટહેડ વિ. એંડરસન (મીશન એન્ડ વેલ્સબી. વા. ૯ પાનું. ૫૧૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે માલ ખરીદ કરનારને માલ પાહોચવાને રવાને કરવામાં આવ્યો હોય, અને તે પાહોચતાના દરમીયાનમાં તે માલ વેચનારને અટકાવવાને સારૂ જેના કબજામાં તે માલ હોય તેને અગર જે મુખ્ય સખસ હોય તેને નોટીસ આપવી જોઇએ. પણ જ્યારે તેવા મુખ્ય સખસને તેવી નોટીસ આપવામાં આવે ત્યારે જે સખસ તેનો નોકર હોય અને જેના કબજામાં માલ હોય તેને તે પોતાની યોગ્ય તત્પરતા સાથે રોકવાની ખબર આપી શકે, તેવી રીતનો લાગ આપી તે નોટીસ આપવી જોઇએ. આ પ્રમાણે મુખ્ય માણસને નોટીસ આપ્યા છતાં તે ગણગારે નહી તો, તે માલ બાબત તે વેચાણ આપનાર જવાબદાર થાય છે. પરંતુ જો દુરના કારણથી અગર ખબર આપવાને ટપાલ વગેરે બીજું સાધન ના હોય તે કારણથી તે મુખ્ય સખસ તે માલ આપતાં રોકી શકે નહી તો. તેને માથે જવાબદારી રેહેતી નથી, અને માલ વેચનારનો માલ રોકવાનો હક્ક જાય છે.

## કલમ ૧૦૬ ઠી.

માલ રોક્યાથી વેચનારનો હક્ક કેવો થાયછે.

૧૦૬. કોઇ માલ રસ્તામાં જતો રોકયાથી, વેચેલા તમામ માલની કિંમત આપવામાં આવે ત્યાં સુધી વેચનારને તે માલ રાખાવાનો હક્ક થાય છે એમ સમજવું.

**દૃષ્ટાંત.**

**(અ.) બ ને ૧૦૦ ગાંસડી રૂ વેચે છે; તે પૈકી ૬૦ ગાંસડીઓ બ ના કબજામાં આવી છે, અને ૪૦ ગાંસડીઓ રસ્તામાં છે તે દરમિયાન બ નાદાર થયો. અને પૈસા ન પોહોંચ્યાને લીધે તે રસ્તામાં જતી ૪૦ ગાંસડી રોકે છે. એ ૪૦ ગાંસડી સદરહુ ૧૦૦ ગાંસડીની કિંમત આપવામાં આવે ત્યાં સુધી રોકી રાખવાનો અ નો હક્ક છે.**

**ટીકા**—માલ રોકવાના હક્કનો અમલ કર્યાથી કરાર રદ થતો નથી, કારણ કે તેવો હક્ક વાપરવામાં આવ્યો હોય, તોપણ લેહેણદારોના ફાયદા સારૂ ને માલ વેચી શકાય છે, એકતરફી ચેલમર્સ લા. રી. ચાન્સરી રી. નું પાનું ૨૮૯. માટે વેચનારને તે પ્રમાણે રોકવાથી તુરત ફરીથી વેચવાનો હક્ક મળતો નથી. કલમ ૧૦૭ જુઓ. માલ રોકવાથી વેચનારને માત્ર લીયનનો હક્ક મળે છે, ને માલ રવાને કરનારને તો એ માલ પોતાના કબજામાંથી કાહાડતા પેહેલાં જે હક તે ભોગવતો હતો તેજ ફક્ત મળે છે. દૃષ્ટાંત ઉપરથી જણાય છે કે તમામ કીંમતની જામીની તરીકે તે માલમાંનો ભાગ પણ વેચાણ આપનાર રોકી શકે છે; તેથી ઉલટું કલમ ૫૯ પ્રમાણે કીંમતમાંનું કાંઈ બાકી રેહે તો તમામ માલ રોકી શકે છે.

———:o:———

## ફરી વેચાણ.

### કલમ ૧૦૭ મી.

ખરીદદારે કરાર પૂરો ન કર્યાથી ફરી વેચાણ.

**૧૦૭. ખરીદદારને વેચેલો માલ તેણે ન લીધાથી, અથવા તેની કિંમત તેણે ન આપ્યાથી, તે કરારનો પોતાને કરવાનો ભાગ પુરો ન કરે ત્યારે, જો વેચનારનું માલ ઉપર લીયન હોય અગર તેણે તે રસ્તામાં રોકયો હોય તો, પોતાનો ઈરાદો માલ મજકુર ફરી વેચવાનો હોવા વિશેની ખબર ખરીદદારને આપ્યા પછી, યોગ્ય મુદ્દતે તે માલ સદરહુ વેચનાર પાછો વેચવાને મુખત્યાર છે; અને એ પ્રમાણે ફરીને વેચ્યાથી કાંઇ ટોટો આવે તો, તે ખરીદદારે ભરી આપવો જોઇએ, પરંતુ તેમ કર્યાથી નફો થાય તો, ખરીદદારનો તે ઉપર હક્ક નથી.**

**ટીકા**—બુચાનન વિ. અવદાલ (૧૫ બં. લા. રી. પાનું. ૨૭૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, આ કલમ પ્રમાણે જે માલ વેચવાનો અખત્યાર આપવામાં આવ્યો છે, તે બળવાન રીતે વાપરવાને નીચે પ્રમાણે હકીકતો જોઈએ. ૧ લું તો ખરીદદાર પોતાની તરફના કરારનો અમલ કરવાને નીશ્ફળ ગએલો હોવો જોઈએ, એટલે તે માલ લે નહી અગર કીમત આપે નહીં. ૨ જું કે વેચાણ આપનારે તે વેચવાના ઈરાદાની નોટીસ આપવી જોઈએ. અને ત્રીજું કે તે વેચનારે નોટીસ આપ્યા પછી તે વેચતા પેહેલાં યોગ્ય મુદત આપવી જોઈએ. આ પ્રમાણે કર્યા બાદ ફરીથી વેચાણ થાય તેમાં ખરીદદારના હકકનું વ્યાજબીપણું મજકુર શરતો પરીપૂર્ણ થઈ છે કે નહી, તે ઉપર આધાર રાખે છે.

સીમસન વિ. ગોરાચંદ્ર ડોસ (ઈ. લા. રી. ક. વા. ૯ પાનું ૪૭૩) ના કામમાં વા-

દીઓ તથા પ્રતીવાદી વચમાં મદ્રાસ કીનારાના એરંડાના ૭૫૦૦ કોથળા પ્રતીવાદીને આપવાનો કરાર કરવામાં આવેલો હતો. આ કોથળા આગબોટમાં ચડાવવાના હતા, તેમાં કહેલું હતું કે ૨૫૦૦ કોથળા ડીસંબર માસમાં ચડાવવા. તા. ૧૨ ડીસંબરના રોજ ૧૬૯૦ કોથળા "શાહાજહાન" આગબોટમાં આવ્યા, તેની પ્રતીવાદીને ખબર આપવામાં આવી. તેથી પ્રતીવાદીએ કહ્યું કે મારી પાસે વખાર નથી, માટે તે આપવાનું કામ બંધ રાખવું. તા. ૧૪ ડીસંબરના રોજ તે ૧૬૯૦ કોથળા લેવાને પ્રતીવાદીએ ના કહી, એવા સબબથી કે કરારમાં ૨૫૦૦ કોથળા છે તેમાંનો ભાગ લેવાને હું બંધાએલો નથી, પરંતુ તમામ કોથળા એક વખતે લેવાને બંધાએલો છું. તા. ૧૬ ડીસંબરના રોજ પ્રતીવાદીએ ૨૫૦૦ કોથળાની કીમત આપવા માંડી, પણ તે લેવાને ના પાડવામાં આવી, અને તેજ તારીખે વાદીએ તે ૧૬૯૦ કોથળા ફરીથી વેચ્યા. તા. ૧૭ ડીસંબરને રોજ વાદીએ પ્રતીવાદીને એવી ખબર આપી કે ૨૫૦૦ કોથળા પૈકી ૮૧૦ કોથળા ડીસંબર માસમાં ચડાવેલા છે, તે તા. ૧૮ મીના રોજ લેહેણા થાય છે, અને તા. ૧૯ મીના રોજ આવી પોહોચ્યા છે. પરંતુ તે પણ ઉપર બતાવેલા તેના તેજ કારણથી લેવાને પ્રતીવાદીએ ના પાડી. તેથી તે પણ વાદીએ ફરીથી વેચ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરારમાં ઠરાવ છે તે પ્રમાણે ડીસંબર માસમાં ચડાવવાના જે કોથળા હતા, તે વાદીએ કાયદેસર અને યોગ્ય રીતે આપવા માંડ્યા છે. તેમ છતાં પ્રતીવાદીએ તે કબુલ કરયા નહી, તેથી તે કરાર તોડયો છે, સબબ વાદીએ તે એકદમ વેચી દેઈ નુકશાન બાબત દાવો કરયો છે, તે વ્યાજબી છે.

---

## હક્ક.

## કલમ ૧૦૮ મી.

વેચનાર તરફથી ખરીદદારને હક્ક મળે છે તે બાબત.

**૧૦૮. નીચે લખેલા પ્રસંગો શિવાય બીજે પ્રસંગે કોઈ પણ વેચનારનો પોતાનો માલ ઉપર જે હક્ક હોય, તેથી વધારે હક્ક તે માલ ઉપર ખરીદદારને તે વેચનાર આપી શકતો નથી.**

અપવાદ. ૧.—**જ્યારે માલિકની સંમતિથી કાંઈ માલ, અથવા એકાદ બિલ્ઝ ઓફ લેડિંગ, ડાક વોરંટ, વખારવાળાનું સર્ટીફીકેટ, ડક્કાવાળાનું સર્ટીફીકેટ અથવા સ્વાધીન કરવાનું વારંટ કિંવા હુકમ, અથવા માલ ઉપર હક્ક છે, એવું દેખાડનારો બીજો કોઇ દસ્તાવેજ કોઇ સખસના કબજામાં હોય, ત્યારે જે માલ સદરહુ પ્રમાણે તેના કબજામાં હોય તે માલનું, અથવા સદરહુ પ્રકારના દસ્તાવેજો જે માલ વિષે હોય તે માલનું સ્વામીત્વ સદરહુ સખસ બીજા કોઇ પણ સખસને આપી શકે છે, અને સખસ મજકુર સદરહુ બીજા સખસને તે માલ ઉપર પાકો હક્ક આપી શકે છે, પછી માલિકની આજ્ઞા બીજી રીતે હોય તો ચીંતા નહીં, પરંતુ ખરીદદારે શુદ્ધબુદ્ધિથી ચાલવું જોઇએ, તથા પ્રસંગ એવો ન હોવો જોઇએ કે, તે ઉપરથી એવું અનુમાન યોગ્ય રીતે થાય કે માલ અથવા દસ્તાવેજ મજકુર જે સખસના કબજામાં છે, તેને તે માલ**

વેચવાનો અધિકાર નથી.

અપવાદ ૨.—માલના કેટલા એક સમસ્ત માલીકો પેકી કેવળ એકનીજ પાસે બાકીના માલીકોની પરવાનગીથી માલનો કબજો હોય તો, તે માલ સદરહુ એક સમસ્ત માલિક પાસેથી જે સખસે શુદ્ધબુદ્ધિથી ખરીદ કર્યો હોય અને તે એવે પ્રસંગે ખરીદ કર્યો હોય કે, જેના કબજામાં માલ મજકુર છે તેને તે વેચવાનો અધિકાર નથી, એવું પ્રસંગ મજકુર ઉપરથી યોગ્ય અનુમાન ન થાય તો, તે સખસને તે માલ ઉપરનું સ્વામીત્વ પ્રાપ્ત થાય છે.

અપવાદ ૩.—જ્યારે કોઈ કરાર ઉપરથી એકાદ સખસે પોતાના તાબામાં માલ લીધો હોય અને તે કરાર તેમાંના બીજા પક્ષકારની ઇચ્છા ઉપરથી નિરર્થક થવા યોગ્ય હોય, ત્યારે કરાર મજકુર રદ કર્યા પેહેલાં જો કોઇ ત્રીજો સખસ તે માલ જેના કબજામાં છે તેની પાસેથી શુદ્ધબુદ્ધિથી વેચાણ લે તો, તેનું સ્વામીત્વ તે ખરીદદારને પ્રાપ્ત થાય છે; પરંતુ જે કેફિયત ઉપરથી તે કરાર નિરર્થક થવા યોગ્ય હોય તે કેફિયતનું સ્વરૂપ જેના કબજામાં માલ મજકુર હોય, તેણે અથવા જેનો તે પ્રતિનિધિ હોય તેણે કરેલા કાંઇ ગુન્હાનું થતું હોય તો, સદરહુ મુજબ સ્વામીત્વ ઉત્પન્ન થતું નથી.

એવા કામમાં મુળ વેચનારને કરાર રદ્દ કર્યાનો અટકાવ થયાને લીધે તેને જે કાંઇ ટોટો થયો હોય, તેનો બદલો મુળ ખરીદદાર પાસેથી ભરી લેવાનો તેનો હક્ક છે.

## દૃષ્ટાંતો.

(अ.) ब એ क પાસેથી એક ગાય ચોરી તે अ શુદ્ધબુદ્ધિથી ब પાસેથી વેચાતી લે છે. ગાય ઉપરની માલિકી अ ને મળતી નથી.

(ब.) अ નામનો વેપારી પોતાના ब નામના મુનીમને કાંઇ માલનું બિલ ઓફ લેડિંગ સોંપે છે, અને ब ને હુકમ કરે છે કે કાંઇ અમુક કિંમતની અંદર માલમજકુર વેચવો નહી, અને ड ને ઉધાર આપવો નહી. ब તે માલ તે કિંમતથી કમી કિંમતે ड ને વેચે છે, અને પૈસા ત્રણ મહિને લેવાનું કબુલ કરે છે. માલ ઉપરની માલિકી ड ને મળે છે.

(क.) अ પાસે કાંઇ માલનું બિલ ઓફ લેડિંગ છે તે માલ अ, ब ને વેચે છે, પરંતુ બિલ ઓફ લેડિંગ ઉપરથી માલ क ને સ્વાધીન કરવાનો છે, અને क એ તેની પછાડી શેરો લખી આપેલો નથી. તેની માલિકી ब ને પોહોંચતી નથી.

(ड.) अ, ब અને क, એ ત્રણ અવિભક્ત હિંદુ ભાઇઓ છે, તે સર્વેની માલિકીનાં કાંઇ ઢોરો છે. ब તથા क એઓ अ ના કબજામાં એક ગાય રેહેવા દે છે, અને તે अ, ड ને વેચે છે. ड તે શુદ્ધબુદ્ધિથી વેચાતી લે છે. ગાય ઉપરની માલિકી ड ની થાય છે.

(इ.) ઠગાઇનો ગુન્હો ન થાય એવી મેરસમજુતી કરીને अ, ब ને એક ઘોડો

**પોતાને વેચવાને તથા સ્વાધીન કરવાને લલચાવે છે. ब કરાર રદ્દ કરે તેના પહેલાં अ તે ઘોડો क ને વેચે છે. ઘોડા ઉપરની માલિકી क ની થાય છે, અને ब ને કરાર રદ્દ કરવાને અટકાવ થયાથી કાંઇ ટોટો થયો હોય તો, તેના બદલો अ પાસેથી ભરી લેવાનો તેનો હક્ક છે.**

**(फ.) अ, ब ને ગેરકાયદે ધમકી આપીને પોતાને એક ઘોડો વેચાણ આપવાની ફરજ પાડે છે, કિંવા ઠગાઈ અથવા ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરીને તે ઘોડો પોતાને વેચાણ આપવાને તેને લલચાવે છે. ब કરાર રદ્દ કરે તે પહેલાં તે ઘોડો अ, क ને વેચે છે. क ને માલિકી મળતી નથી.**

**ટીકા**—આ કલમમાં જે એવો સામાન્ય નિયમ છે કે, દરેક સખસનો અમુક મીલકત ઉપર પોતાનો હક્ક હોય તેના કરતાં વધારે હક્ક તે બીજાને આપી શકતો નથી, પરંતુ સન ૧૮૮૧ ના આકટ ૨૬ માની કલમ ૫૮ મીમાં વેચાય તેવા લેખ અને નાણાં વેચવાનાં હોય તો, તેનો કબજો સ્વાધીન કરવામાં આવે ત્યારેજ તે લેનારને હક્ક મળે છે, એવું ઠરાવવામાં આવ્યું છે. ઇંગ્લંડમાં અમુક ઠરાવેલી જગોએ અને વખતે જે વેચાણ કરવામાં આવે તે જાહેરાંત બજારમાં કરવામાં આવ્યું, એમ કહેવામાં આવે છે, તેથી તે વેચનારનો તે વેચાણવાળી મીલકત ઉપરના હક્ક શિવાય પણ તે ખરીદ કરનારને તે મીલકત ઉપર સારો હક્ક મળે છે. લંડનમાં રવીવાર શિવાયના રોજ હમેશાં બજારના દીવશો છે, અને દરેક દુકાનોમાં જે માલ હમેશાં વેચાતો હોય તે માલના વેચાણ બાબત તે જાહેરાંત બજાર છે; જાહેરાંત બજારમાં વેચાણ કર્યું છે, એવું ઠરાવવાને વેચાણવાળો માલ પ્રસિદ્ધ વેચાણ સારૂ મુકેલો હોવો જોઈએ, અને તે બાબતનો વ્યવહાર શીરૂ કરવો જોઇએ, અને તે જાહેરાંત વ્યવહારમાં તે વ્યવહાર પુર્ણ કરવો જોઈએ, કે જેથી જેનો માલ લેવામાં આવતો હોય તે તેઓ પછાડી પડી તેનું વેચાણ કરતાં અટકાવ કરી શકે. ક્રેન વિ. લંડન ડાક કંપની. ( ૩૩ લા. જ. કવીન્સ બેચ. પાનું. ૨૨૪). આવો ઠરાવ આ આકટમાં કરવામાં આવ્યો નથી. મે. કનીંગહામસાહેબ પોતાની ટીકામાં કેહે છે કે આવો કાંઈક ઠરાવ કરવો દુરસ્ત છે કે નહી, તેનો ઘણો વિચાર કરવામાં આવ્યો હતો, અને તે બાબત ઘણાક અભિપ્રાય લેવામાં આવ્યા હતા. પરંતુ આ દેશની રીતીથી જે અમલદારો વાકેફગાર હતા તેમનો ઘણો મત એવો થયો કે, આવો ઠરાવ કરવાથી ચોરીના ગુન્હાને ઉત્તેજન મળશે, અને તેમાં વિશેષે કરીને હિંદુસ્થાનના જે ભાગમાં ઢોર ઉપાડી જવાનો ધંધો બહુ ચાલે છે, ત્યાંહાં તો તેવું ઉતેજન ઘણુંજ મળશે. પરંતુ નીરપ્રાધી એટલે શુદ્ધ અંતઃકર્ણથી જે સખસો મીલકત ખરીદ કરે તેમનું આ કલમના અપવાદોથી ઘણું રક્ષણ કરવામાં આવ્યું છે.

આ કલમના ઠરાવથી "ટ્રસ્ટ આકટની" કલમ ૬૩ મીને કાંઈ અસર થયેલો નથી. તે કલમ ૬૩ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે "ટ્રસ્ટી" પાસેથી જે માલ લેનાર હોય તેનો તે માલ આપનાર કરતાં વધારે સારો હક્ક થતો નથી. આ કલમના ૧ લા અપવાદ પ્રમાણે જે સખસના કબજામાં તેના માલેકની કબુલત સાથે મીલકત હોય તેની પાસેથી તે મીલકત ખરીદ કરનારનો તેમાં ઠરાવેલી શરતો પ્રમાણે, એટલે વિરૂદ્ધ અનુમાન થાય તેવી કાંઈ

હકીકત ના હોય તો, સારો હક્ક થાય છે. તેજ પ્રમાણે "ટ્રસ્ટ આકટ"ની કલમ ૬૪ માં પ્રમાણે જે સખસ "ટ્રસ્ટ" ની ખબર શિવાય મીલકત ચડાવી લે તેનો તે મીલકતમાંથી ... ને ફાયદો લેવાનો હક્ક હોય, તેના વિરૂદ્ધ પણ સારો હક્ક થાય છે.

બીજા અપવાદમાં જે ઠરાવ છે તે કાયદા કરનારાઓએ આ વિષે હાથમાં લીધો ત્યાર પેહેલાં કેટલાક ઇંગ્રેજી મુકરદમાઓમાં ઠરાવ કરવામાં આવેલા, તે પ્રમાણે છે. અને તે એટલો બધો સ્પષ્ટ છે કે ઇંગ્રેજી મુકરદમાઓના ઠરાવોનો અહિયાં મતલબ બતાવી લંબાણ કરવાની જરૂર જણાતી નથી. પરંતુ આ અપવાદની સાથે મીલકત ચડાવી આપવાના આકટની કલમ ૪૧, ૪૩, અને ૪૪ ના ઠરાવોનો મુકાબલો કરવો જોઈએ.

ત્રીજો અપવાદ અસલ વેચાણ આપનારનો વેચાણ રદ કરાવવાનો હક્ક છતાં તેણે તે રદ કરતાં અવલ તેની પાસેથી ખરીદ કરનારે તે મીલકત બીજાને વેચાણ આપી હોય, તેને માટે છે. આવી હકીકત હોય ત્યારે સામાન્ય નિયમ કરાર રદ કરવા સબંધીમાં છે, તે ઉપરથી એવું નિકળે છે કે તે અસલ વેચનારનો તે રદ કરવાનો હક્ક જાય છે, કારણ કે તે હક્ક વાપરે તો ત્રીજો શુદ્ધ અંતઃકરણથી ખરીદ કરનારનો હક્ક હોય તેને પણ હરકત થાય. તોપણ આ નિયમનો અમલ કરવાને એટલી જરૂર છે કે જે હકીકતથી કરાર રદ થવા લાયક હોય, તે હકીકતથી જેના કબજામાં તે મીલકત હોય અને જેનો તે પ્રતીનીધી હોય તેનો કાંઈ ગુન્હો થવો નહી જોઇએ. માટે જો ઠગાઈ અગર કોઈક રીતે જબરાઈ કે જેનો હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં બતાવેલી વાખ્યામાં સમાસ થાય, તેવી ઠગાઈ અગર જબરાઈના કારણથી કરાર રદ કરવા લાયક હોય તો, તે કબજાવાળો સખસ શુદ્ધ અંતઃકરણથી ખરીદ કરનારને કાંઈ પણ હક્ક આપી શકતો નથી, પરંતુ અસલ માલેક તે મીલકત ઉપર પાછો દાવો રાખી શકે છે.

જે કરારો કલમ ૧૯ મીમાં બતાવવામાં આવ્યા છે, તેજ ફકત રદ કરી શકાય તેવા કરારો છે. માટે જે અનુમત વિના મુળમાં કરારજ થએલો ના હોંયતો, તે સાથે તે ભેળી દેવા નહી જોઈએ.

જે કામોમાં ગુન્હો કરી કરાર કરાવી લેવાના કારણથી કરાર રદ કરી શકાય તેવું હોય છે, તે કામોમાં બીજા ખરીદ કરનારનો અસલ ખરીદ કરનાર વિરૂદ્ધ દાવો કરવાનો હક્ક છે.

---

## બાત્રી.

### કલમ ૧૦૯ મી.

ગેરહક્ક બાબત વેચનારની જવાબદારી.

**૧૦૯. વેચનારનો હક્ક કાયદેસર નહી હોવાને લીધે, જો કોઇ ખરીદદારના હાથમાંથી, અથવા જે સખસ ખરીદદાર મજકુર પાસેથી પોતાને હક્ક પોહોંચ્યાનું કેહેતો હોય, તે સખસના હાથમાંથી વેચેલી વસ્તુ જાય તો, કરાર ઉપરથી જુદી રીતનો ઇરાદો ન દેખાય ત્યારે, તે માલ સદરહુ મુજબ જવાથી જે ટોટો થાય, તે બદલ સદરહુ ખરીદદારને (કિંવા સદરહુ બીજા સખસને) વેચનાર મજકુર જવાબદાર છે.**

**ટીકા**—કામન લાનો જે અસલ નિયમ "કયાવીટ એમ્પટોર" એટલે ખરીદ કરનારે

ખરીદ કરવામાં સાવચ રહેવું જોઈએ, તે વિશે છે, તે આ કલમના ઠરાવથી રદ કરવામાં આવ્યો જણાય છે, અને તેથી એવું ઠરાવેલું થાય છે કે એકાદો માણસ અમુક મીલકત વેચાણ આપે, એટલે તેણે તે મીલકત ઉપરના પોતાના હક બાબત ખાત્રી કરી થાય છે.

## કલમ ૧૧૦ મી.

માલ સારો છે તથા અમુક જાતનો છે એવી ગર્ભિત ખાત્રીની શાબિતી બાબત.

**૧૧૦. કાંઇ માલ સારો અથવા અમુક જાતનો છે, એવી ગર્ભિત ખાત્રી કોઇ પણ અમુક ધંધાના રીવાજ વડે શાબીત કરી સકાય છે.**

ટીકા—આ આકટમાં ખાત્રીનાં લક્ષણો બતાવ્યાં નથી. ખાત્રીનાં લક્ષણોની બાબતમાં લાર્ડ આબીંજરે કહ્યું છે કે "જે કરવાનું પક્ષકાર માથે લે, તે વિશેનો સ્પષ્ટ અથવા ગર્ભિત કહેલો મંજુર કરારનો ભાગ થશે, અને જો કે ભાગ થશે, તોપણ તે કરારના વિષયને સહગામી થશે." ચાન્ટર વિ. હોપકીન્સ. (મીશન એન્ડ વેલસબી વા. ૪. પાનું ૩૯૯ થી ૪૦૪)

## કલમ ૧૧૧ મી.

ખાવાનો પદાર્થ વેચવામાં આવે તો તે સારો છે, એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

**૧૧૧. ખાવાપીવાનો પદાર્થ વેચાણ આપવામાં આવે, ત્યારે તે સારો છે, એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી એમ સમજવું.**

ટીકા—આ નિયમ એટલો બધો સ્પષ્ટ અને શેહેજ સમજમાં આવે તેવો છે કે, તે વિશે કાંઈ પણ વધારે વીવેચન કરવાની જરૂર નથી, કારણ કે ખાવા પીવાની ચીજો સારી કિંવા નરતી છે તેની વેચનારને ખબર હોવી જોઈએ, અને સામાન્ય રીતે ખરીદ કરનાર તે સારી સમજીનેજ ખરીદ કરે; પરંતુ વેચનાર તરફની તે ખાત્રી સારી ચીજ છે, એવી તે વેચતી વખતની સમજવી જોઈએ, માટે પાછળથી તે બગડી જાય તો તેને માટે તે જવાબદાર નથી. જેમકે અમુક માલ રવાને કરવામાં આવે તે વખતે તે સારો હોય, અને રસ્તામાં બગડી જાય.

## કલમ ૧૧૨ મી.

નમુના ઉપરથી માલ વેચ્યો હોય તો, નમુના પ્રમાણે એકંદરે સઘળો માલ છે, એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

**નમુનો બતાવીને માલ વેચવામાં આવ્યો હોય, તો માલ એકંદરે નમુનાની જાતનો છે, એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી, એમ સમજવું.**

ટીકા—નમુનો બતાવીને માલ વેચનાર મુળ એટલું પોતાને શીર રાખે છે કે, જે માલ વેચવામાં આવે છે તે નમુના પ્રમાણે વેચવામાં આવ્યો છે. પરંતુ તે વેચાણના કરારમાં કાંઈ

દેખીતી અગર ગુપ્ત અગર માલુમ પડે તેવી ખામી હોય, તેથી તે જવાબદારીમાં કાંઈ ઓછું વતું થતું નથી. સ્માનડલ વિ. ન્યુંસન વિ. (૨. કયુ.બી.ડી. ૧૦૯). આ કલમમાં જે ઠરાવ કરવામાં આવ્યો છે તે ઈંગ્રેજી ઠરાવોમાં પણ ઠરાવવામાં આવ્યો છે. નમુનો બતાવવાથી તમામ વેચાણવાળો માલ તે બતાવેલા નમુનાની જાતનો છે, એવી તે વેચનારે ખાત્રી કરી થાયછે. પાર્કર વિ. પાલમર. (૪ બાર્નવેલ એન્ડ એલ્ડરસન રી. પાનું ૩૮૭). માટે ખરીદ કરનારને તે માલ તપાસવાની યોગ્ય મુદત અગર વખત આપવામાં આવે, અને તપાસતાં તે માલ નમુના કરતાં ઉત્તરતા વડનો માલુમ પડે તો, ખરીદદાર તે માલ પાછો મોકલવાને મુખત્યાર છે. હેલબટ વિ. હીકસન. (લા. રી. ૧૦ શી. પી. ૪૫૬), પરંતુ તે ઉતરતા દરજ્જાનો હોવાથી પાછો મોકલવાને બંધાએલો છે, એમ નથી. તોપણ તે એમ કહીને રાખે કે તે માલ વેચનારના જોખમથી રાખવામાં આવ્યો છે, પરંતુ જો તે પોતાના કબજામાં રાખે તો, તે ખરીદદારે બીનઅંદેશે પોતાનો એવો નિશ્ચે બતાવવો જોઈએ કે, હું તે વેચાણના કરારનો અમલ કરવામાં કબુલ કરતો નથી. ગ્રીમોલ્ડબી વિ. વેલ્સ (લા. રી. ૧૦ શી. પી. ૩૯૧)

આ કલમની સાથે આ આકટની કલમ ૧૧૮ મી વાંચવી એ દુરસ્ત છે. નમુનો બતાવવાથી એમ થતું નથી કે, વેચનાર નમુનો બતાવીને માલ વેચવાનો ઈરાદો રાખે છે, કેમકે સ્પષ્ટ ખાત્રી આપી તેનો અમલ કરવાનું બાતલ કરી શકે છે, અથવા વેહેપારની જણશના મજકુર વિશે ખરીદદાર યોગ્ય મત બાંધી શકે તેટલાજ માટે ફકત વેચનાર નમુનો બતાવી શકે છે. ગારડીનર વિ. ગ્રે. (૪ ક્યાંપબેલ્સ. રી. પાનું ૧૪૩)

## કલમ ૧૧૩ મી.

અમુક નામનો માલ કહીને વેચ્યો હોય તો, તેજ નામનો માલ છે એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

**૧૧૩. કોઇ માલ અમુક નામનો છે, એમ કહીને વેચવામાં આવ્યો હોય ત્યારે, ખરીદદારે તે માલ નમુના ઉપરથી લીધો હોય તોપણ, અથવા માલ એકંદરે તપાસીને લીધો હોય તોપણ, વેપારીઓમાં તે નામે જે માલ પ્રસિદ્ધ હોય તેવોજ માલ વેચવામાં આવ્યો છે, એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી, એમ સમજવું.**

**ખુલાસો.—પરંતુ માલ અમુક નામનો કહીને વેચવામાં આવ્યો હોય, તોપણ તે તેજ નામનો છે એવી ખાત્રી આપવામાં આવતી નથી, એવો વિશેષ મજકુર કરારમાં હોય તો, પછી ગર્ભિત ખાત્રી આપેલી સમજવી નહી.**

### દૃષ્ટાંતો.

**(अ.) "રદ્દી રેશમ" ના ૧૨ થેલા મુર્શીદાબાદથી કલકત્તે આવતા હતા તે अ કલકત્તા મધ્યે ब ને વેચે છે. એમાં अ એ એવી ગર્ભિત ખાત્રી આપી કે "રદ્દી રેશમ." એ નામે જે રેશમ બજારમાં પ્રસિદ્ધ છે, તેજ રેશમ વેચ્યું છે.**

**(ब.) अ એ ૧૦૦ થેલા રૂ "સારૂ બંગાળી" નમુનો જોઇને તથા એકંદર રૂ તપાશી જોઇને વેચાણ લીધું છે. પછવાડીથી એવું માલમ પડે કે**

**બજારમાં "સારૂં બંગાળી" એવે નામે જે રૂ પ્રસિદ્ધ છે, તે એ નથી. એમાં ખાત્રી તોડી, એમ સમજવુ.**

**ટીકા**—આ કલમનો ઠરાવ ઘણો સ્પષ્ટ છે, અને તેને ઉપરની છેવટની કલમ ૧૧૨ મી નીચે જે ઇંગ્રેજી મુકરદમાના દાખલા બતાવવામાં આવ્યા છે તે કેટલીક રીતે લાગુ થાય છે.

જ્યારે કોઈ પણ સખસ કોઈ પણ માલ જે અમુક નામથી પ્રસિદ્ધ હોય તેવો માલ વેચવાનો કરાર કરે તો; તેણે એવો માલ સ્વાધીન કરવો જોઇએ કે જે તે વેહેપારની રૂઢી પ્રમાણે તે નામથી ઓળખતો હોય, અને જો તેમ કરવામાં તે નિષ્ફળ થાય તો, કલમ ૧૧૮ માં બતાવેલો હક્ક ખરીદદાર બજાવી શકે. અને તે કરાર તમામ રદ કરાવે.

**બ** દ્રષ્ટાંતનો આધાર જેસલીંગ વિ. કીંગ્સફોર્ડ (૩૨ લા. જ. શી. પી. ૯૪) ના મુકરદમાના ઠરાવ ઉપર રાખવામાં આવ્યો છે, પણ તે દ્રષ્ટાંત તે મુકરદમાની મતલબ અહીયાં બતાવીએ ત્યારેજ સમજાય તેમ નથી, માટે અહીયાં બતાવવામાં આવ્યું નથી.

## કલમ ૧૧૪ મી.

કોઈ વિશેષ કામને સારૂ માલ મગાવ્યો હોય તો, તે વિશેની ખાત્રી.

**૧૧૪. જ્યારે માલ કોઈ જણાવેલા કામને સારૂ મંગાવ્યો હોય અને જે કામને સારૂ મંગાવ્યો હોય તે કામને સારૂ હુકમમાં જણાવેલા નામનો માલ ઘણુંકરીને હમેશ વેચવામાં આવતો હોય, ત્યારે વેચનારે એવી ગર્ભિત ખાત્રી કર્યાનું સમજવું કે આપેલો માલ તે કામમાં ઉપયોગમાં આવે એવો છે.**

### દૃષ્ટાંત.

**(अ.) નામના ત્રાંબાના કારખાનાવાળા પાસેથી ब વાંહાણ ઉપર પત્રાં મારવા સારૂ ત્રાંબુ મંગાવે છે. હુકમ મુજબ अ ત્રાંબુ આપે છે. તે ત્રાંબુ વાંહાણ ઉપર પત્રાં મારવા લાયક છે, એવી ખાત્રી ब એ આપી, એમ સમજવું.**

**ટીકા**—આ નિયમ તથા પાછલી કલમમાં બતાવેલો નિયમ "જોન્સ વિ. જસ્ટ" (લા. રી. ૩ ક્યુ. બી. ૧૯૭) ના કામમાં બતાવવામાં આવ્યો છે. એવી રીતે કે: "કોઈ કારખાનાવાળાએ અગર વેહેપારીએ અમુક કામને માટે માલ વેચવો હોય, ત્યારે તે વેચાણના કરારની એક શરત છે કે, વેચાણવાળો માલ સાધારણ રીતે તે કામમાં આવશે, તેમજ કોઈ કારખાનાવાળો અમુક માલ વેચે, એવી રીતે કે, તે માલ તેના કારખાનામાંનો છે, પણ ખરીદદારને તે કારખાનામાં બનતી વખતે તપાસવાનો લાગ મળેલો ના હોય તેવા ખરીદદારને વેચ્યો હોય તો, તે માલ સાધારણ રીતે ઉપયોગમાં આવશે, એવી તે કરારની શરત છે, એમ સમજવું જોઈએ, અથવા વેહેપારને સારૂ કામ લાગશે, પછી જે પ્રમાણે હોય તે પ્રમાણે."

## કલમ ૧૧૫ મી.

પ્રસિદ્ધ તથા મુકરર કરેલી જાતનો

**૧૧૫. એકાદ પ્રસિદ્ધ મુક્કરર કરેલી જાતનો પદાર્થ વેચવામાં આવે તો, તે કોઈ અમુક કામમાં ઉપયોગમાં આવે**

માલ વેચ્યાથી કેવી ખાત્રી આપી સમજવી. એવો છે, એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી, એમ સમજવું નહીં.

## દૃષ્ટાંત.

**રૂ સાફ કરવાના એક નવા કાઢેલા પેટંટ યંત્રનો માલિક અ છે, તેને બ લખે છે કે "તમારૂં રૂ સાફ કરવાનું પેટંટ યંત્ર મારા કારખાનામાંનું રૂ સાફ કરવા મને મોકલજો." અ હુકમ મુજબ યંત્ર મોકલી દે છે. એમાં અ એ એવી ગર્ભિત ખાત્રી આપી કે અ નું રૂ સાફ કરવાનું પેટંટ યંત્ર એવે નામે જે પદાર્થ પ્રસિદ્ધ છે, તે એજ છે. પરંતુ બ ના કારખાનામાંનું રૂ સાફ કરવાના કામમાં એ યંત્ર ઉપયોગ આવે એવું છે, એવી ગર્ભિત ખાત્રી એ ઉપરથી કર્યાનું સમજવું નહીં.**

**ટીકા**—આ કલમ અને પાછળની કલમમાં એવો ભેદ છે કે, પાછલી કલમ પ્રમાણે ખરીદદાર વેચાણ આપનાર ઊપર એવો ભરૂસો રાખે છે કે, તે માલ સાધારણ રીતે જે કામને સારૂ વેચવામાં આવે છે, તે કામમાં ઉપયોગમાં આવે તેવો તે છે, એમ તે વેચાણ આપનાર સમજે છે, અને તેટલી હુંશીયારી છે. પરંતુ આ કલમ પ્રમાણે તો ખરીદદાર પોતાની સમજ અને માહેતી ઉપર ભરૂસો રાખી ખરીદ કરે છે, માટે તેમાં જો તે નીષ્ફળ જાય તો તેનો દોષ તે ખરીદદારને પોતાનેજ માથે મુકવાનો છે. માટે "જ્યાં કોઈ પ્રસિદ્ધ પ્રકારવાળી તથા લક્ષણ બતાવેલી ચીજ કોઈ કારખાનાવાળા પાસેથી મંગાવવામાં આવે તો, પછી ખરીદદારે અમુક કામને માટે તે ચીજ જોઈએ છે, એમ કહ્યું હોય, તોપણ જો લક્ષણ બતાવેલી તથા કેટલાક પ્રકારની ચીજ મોકલવામાં આવે તો, ખરીદદારે ધારેલા અમુક કામમાં તે ચીજ આવશે એવી ખાત્રી આપવામાં આવી છે, એમ સમજવાનું નથી." ચાનન્ટર વિ. હોપકીન્સ (મીશન અને વેલ્સબી વા. ૪ પાનું ૩૯૯). વળી અમુક કામમાં અમુક કરારવાળી વસ્તુ વેચવામાં આવેલી હોય છે તેમાં એ નિયમ લાગુ કરવા લાયક છે. જેમકે બાર વિ. ગીબસન (૩ મીશન એન્ડ વેલ્સબી પાનું. ૩૯૦) ના કામમાં વાંહાણના વેચાણનો સવાલ હતો, પણ તેમાં ઠરાવવામાં આવેલું છે કે અમુક વસ્તુ અમુક પ્રકારની છે એમ કરી વેચવામાં આવી હોય તો, તે ઉપરથી ગર્ભિત એવો કરાર થાય છે કે, તે ચીજ તે અમુક પ્રકારનીજ છે. પરંતુ તે શરત પ્રમાણે ચાલવામાં આવે એટલે તે મીલકત ખરીદદારની થાય છે, પછી તે વાંહાણને નુકશાન થએલું હોય અગર દરીયાને લાયક ના હોય અગર ફાયદેમંદ રીતે ઉપયોગમાં લેઈ શકાય તેવું ના હોય તેની ચીંતા નહી. વળી વેચાણ આપનારને વેચાણવાળી ચીજ પસંદ કરવાને સોંપેલું હોય, તોપણ દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે તે નિયમ લાગુ થાય છે. થોડી મુદત ઉપર ઠરાવવામાં આવ્યું છે કે અમુક માલ બનાવનાર તે માલ વેચે, પણ તે માલનો તે વેહેપારી ના હોય અને કાંઈ વિરૂદ્ધ રીવાજ ના હોય તો, તે માલ તે બનાવનારે પોતે બનાવેલો છે, એવી ગર્ભીત રીતે ખાત્રી કરવામાં આવી છે, એમ થાય છે. જાનસન વિ. રેલટન (૭ ક્યુ. બી. ડી. પાનું. ૪૩૮)

## કલમ ૧૧૬ મી.

છુપી ખામીએ વિશે વેચનાર ક્યારે જવાબદાર નથી.

**૧૧૬. કપટ ન હોય તો, તથા જાત વિશે સ્પષ્ટ ખાત્રી આપવામાં આવી ન હોય તો, જે પ્રકારનો કહીને એકાદ પદાર્થ વેચ્યો હોય, તેજ પ્રકાર પ્રમાણેનો તે પદાર્થ હોય ત્યારે, તેમાંની કોઈ છુપી ખામીઓનો વેચનાર જવાબદાર નથી.**

### દૃષ્ટાંત.

**(अ.) ब ને એક ઘોડો વેચે છે. પછવાડેથી એમ માલમ પડે છે કે વેચાણની વખતે ઘોડામાં એક ખોડ હતી, અને તે अ ને માલમ ન્હોતી. તે વિશે अ જવાબદાર નથી.**

ટીકા—ઉપરની કલમ ૧૧૫ મી નીચે બાર વિ. ગીબસન (૩ મીશન એન્ડ વેલ્સબી. પાનું. ૩૯૦) ના કામનો ઠરાવ બતાવવામાં આવ્યો છે, તેમાં વાંહાણને નુકશાન થએલું, તેથી દરીયાને લાયક નહી અગર ઉપયોગમાં લેઈ શકાય તેવું નહી હતું, પણ તે ખામી વેચાણ આપનાર તથા ખરીદ કરનાર બેઉના જાણવામાં નહી હતી. માટે આવી ગુપ્ત ખામી હોય તે બાબત તે ખરીદદારનો ફરીયાદ કરવાનો કોઈ રીતે હક થતો નથી. આ કલમમાં જે ઠરાવ છે તે મે. કનીંગહામસાહેબ કેહે છે કે બ્યાગટહોલ વિ. વાલટર્સ (૩ ક્યાંપબેલ્સ રી. ૧૫૪) ના કામમાં લાર્ડ એલનબરોએ ઇંગ્રેજી નિયમ ઠરાવેલો છે, તે પ્રમાણે છે. તેમાં એવું ઠરાવવામાં આવેલું છે કે તે વેચાણ આપનાર ગુપ્ત ખામી જાણતો હતો, પણ તે છુપાવવાને તેણે કાંઇ ઈલાજ કરેલો નહી હતો, માટે તે ખામીના કારણથી ખરીદદાર વેચાણ રદ કરાવી શકતો નથી, પરંતુ આ કલમનો ઠરાવ તે નીચેના દ્રષ્ટાંતથી સંકોચાય છે, કારણ કે તેમાં કહેલું છે કે વેચનારને ખામીની માહેતી નહી હતી. પરંતુ એટલું ખુલ્લુ છે કે તેવી ખામી વેચનાર છુપાવે, તેથી ખરીદદાર વેચાણવાળી ચીજ લેવાનો કરાર કરવાને લલચાય તો, તે કરાર આ આકટમાં કપટનો ઠરાવ છે તે પ્રમાણે રદ કરવા લાયક થાય છે. આ કલમમાં ખરીદ કરનારને ખરીદ કરેલી ચીજ તપાસવાનો લાગ આપવામાં આવ્યો હોય તો, તે વિશે કાંઈ ઠરાવ કરવામાં આવ્યો નથી.

## કલમ ૧૧૭ મી.

ખાત્રી તોડી તો ખરીદદારનો હક.

**૧૧૭. જ્યારે એકાદ અમુક પદાર્થ ખાત્રી આપીને વેચવામાં આવ્યો હોય તે સ્વાધીન કરવામાં આવ્યો હોય, તથા તેનો સ્વીકાર કરવામાં આવ્યો હોય અને પછી ખાત્રી તોડવામાં આવે, ત્યારે તેથી કરીને વેચાણ નિરર્થક થવા યોગ્ય થતું નથી, પણ ખાત્રી તોડ્યાથી ખરીદદારને ટોટો થયો હોય તો, તેનો બદલો વેચનારે ભરી આપવો જોઇએ.**

### દૃષ્ટાંત.

**(अ.) એક ઘોડો ब ને વેચીને તેને સ્વાધીન કરે છે, અને તે મજબુત હોવા વિશેની ખાત્રી આપે છે. પછવાડેથી એવું માલમ પડે છે કે ઘોડો મજકુર**

વેચાણની વખતે મજબુત ન હતો. એથી કરીને વેચાણ નિરર્થક થવા યોગ્ય થતું નથી, પણ ઘોડાની ગેરમજબુતીને લીધે થયેલા ટોટાની નુકશાની અ એ બ ને ભરી આપવી જોઇએ.

**ટીકા**—આ કલમમાં વિશેશ એ છે કે વેચાણવાળી ચીજ વેચાણ આપનારની કરેલી ખાત્રી પ્રમાણે ખરીદદારે કબુલ કરયા પછી નીકળે નહી તો, તે વેચાણ રદ કરવાનો ખરીદદારનો હક્ક થતો નથી, પણ તે ફક્ત પોતાને તે ખાત્રીનો ભંગ થવાથી જે નુકશાન સોસવું પડે, તે લેવાનો તેનો હક્ક થાય છે.

## કલમ ૧૧૮ મી.

જે માલ મુક્કરર નથી તે બદલ આપેલી ખાત્રી તુટે તો, ખરીદદારનો હક.

૧૧૮. જે માલ કોઈ વેચાણનો કરાર થતી વખતે મુક્કરર થયો ન હોય, અથવા જે માલ તે વખતે હતોજ નહી, તે માલ વિશેની ખાત્રી આપીને સદરહુ વેચાણનો કરાર કરવામાં આવ્યો હોય, અને તે ખાત્રી જ્યારે તોડવામાં આવી હોય, ત્યારે ખરીદદાર.

માલ મજકુર આપવા માંડવામાં આવે ત્યારે તે સ્વીકારવાને કિંવા સ્વીકારવાની ના કેહેવાને મુખત્યાર છે;

અથવા માલ તપાસવાને તથા અજમાવી જોવાને સારૂ કાંઈ યોગ્ય વખત સુધી તે રાખીને પછી સ્વીકાર કરવાની ના કેહેવાને મુખત્યાર છે; પરંતુ તપાસવાના તથા અજમાવી જોવાના કામને સારૂ જરૂર હોય તે શિવાયનું બીજું કાંઈ સ્વામિત્વનું કૃત્ય સદરહુ વખતના દરમીયાનમાં માલ ઉપર તેણે કરવું જોઇએ નહીં.

ગમે તેવો પ્રકાર હોય, તોપણ ખાત્રી તુટવાથી જે કાંઈ ટોટો થાય તેનો બદલો ખરીદદારને વેચનારની પાસેથી ભરી લેવાનો હક્ક છે. પરંતુ જો તે માલ મજકુર સ્વીકારે અને બદલો માગવાનો વિચાર રાખે તો, ખાત્રી તુટ્યાની વાત માલમ પડે ત્યારથી યોગ્ય વખતમાં બદલો માગવાના વિચારની ખબર તેણે આપવી જોઇએ.

### દૃષ્ટાંતો.

(અ.) અ મુક્કરર નહીં થયલા રૂની ૧૦૦ ગાંસડી નમુના ઉપરથી બ ને વેચવાની તથા બ ના માગ્યા શીવાય બ ને સ્વાધીન કરવાની કબુલાયત કરે છે. પછવાડેથી જે રૂ નમુના પ્રમાણેનું નથી એવું રૂ બ ને સ્વાધીન કરયું. તપાસવાને સારૂ જોઇએ તે કરતાં વધારે વખત સુધી રૂ બ એ રાખી મુક્યું ન હોય તો, બ તે રૂ પાછું આપી શકે છે?

(બ.) બ, અ પાસેથી ૨૫ કોથળા આટો નમુના ઉપરથી વેચાણ લેવાની કબુ-

**લત કરે છે, આટો ब ને સ્વાધીન કર્યો અને ब એ તેની કીમત આપી. તપાસતાં આટો નમુના મુજબ નથી, એવું માલમ પડ્યા પછી ब એ કોથળા વાપરે છે, અને એક વેચે છે. હવે તેનાથી કરાર રદ્દ કરીને કીમત પાછી લેવાતી નથી, પરંતુ ખાત્રી તોડ્યાને લીધે જે ટોટો થયો હોય તેનો બદલો તેને अ પાસેથી મળવાનો હક્ક છે.**

**(क.) अ ના હુકમ ઉપરથી ब, अ ને સારૂ બે જોડ જોડા તૈયાર કરે છે. જોડા સ્વાધીન કરતી વખતે તે अ ને પગે આવતા નથી. अ બંને જોડ એક દાહાડે રાખે છે, અને એક જોડ પેહેરીને તે ઘરમાં થોડો વાર ફરે છે અને બીજી જોડ પેહેરીને બહાર લાંબો ફરી આવે છે. પેહેલી જોડ સ્વીકારવાની તે ના કહી શકે છે, પણ સદરહુ બીજી જોડ લેવાની તેનાથી ના કેહેવાતી નથી. પણ એ બીજી જોડમાંની ખામીથી જે કાંઈ નુકશાન થયું હોય, તેનો બદલો તેને મળી શકે છે.**

**ટીકા**—માલ ખાત્રી મુજબ છે કે નહી તેની અજમાશ કરવાને સારૂ માલ મજકૂર પોતાના હવાલામાં લેવાને ખરીદદારને હક્ક છે, અને જો જરૂર હોય તો અજમાશ કરવાને સારૂ તેનો ઉપયોગ પણ કરી શકે. પણ જો જરૂર કરતાં વધારે વાર સુધી તે માલ રાખે, અથવા જરૂર ન હોય તેવી રીતે તેનો ઉપયોગ કરે તો, તે માલ તેણે મંજુર કર્યો અને સ્વીકાર્યો એમ ગણવું. હીલબટ વિ. હીકસન (લા. રી. શી. પી. વા. ૭ પાનું. ૪૩૮). ચ્યાપમન વિ. માર્ટીન (૧૧ મીશન એન્ડ વેલ્સબી પાનુ. ૫૩૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે ખરીદદાર ખરીદ કરેલો માલ પોતાના નામથી બીજાને વેચાણ આપે તો, પછી અસલ વેચનારે કહેલી ખાત્રી પ્રમાણે તે માલ નથી તે કારણથી તે નાપસંદ કરવાને તેનો હક્ક રેહેતો નથી. તેમજ પારકર વિ. વાલીસ (૫, ઈલીશ એન્ડ બ્લાકબર્ન રી. પાનું. ૨૧) ના કામમાં માલ આવી પોહોચ્યા પછી, ખરીદદાર તે માલનો જાણે માલેક ના હોય, તે, તે માલની બાબતમાં કાંઈ ખોટું કામ કરે અગર તેનો માલેક હોય તે પ્રમાણે તે બાબત સારૂ કૃત્ય કરે તો સારૂ અગર ખોટું કૃત્ય કરવાથી તેણે તે માલ કબુલ કરવાનો પુરાવ થાય છે. માટે મેબરલી વિ. શેપર્ડ (૧૦ બીગહામ્સ રી. પાનું. ૧૦૧) ના કામમાં ઠરાવ્યા પ્રમાણે તે માલમાં ખરીદ કરનાર કાંઈ ફેરફાર કરે અગર વધારાનું કામ કરે તો, તેની તે વર્તણુંકથી તે કબુલ કરવાનો પુરાવ થાય છે. આ કલમ પ્રમાણે ખરીદદારે વેચાણ આપનારને એવી નોટીસ આપવીજ જોઈએ કે, તેણે વેચાણવાળો માલ કબુલ કરયો છે, પણ કંપનસેશન લેવાનો ઈરાદો રાખુંછું. જો તેવી નોટીસ આપવાને કસુર કરે તો તેનો કંપનસેશન લેવાનો હક્ક જાય છે. જોન્સ વિ. જસ્ટ (લા. રી. ૩ કયુ. બી. ૧૯૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, વેચાણ આપનારે કરેલી ખાત્રી ભંગ થાય, તેમ છતાં ખરીદદાર માલ કબુલ રાખીને નુકશાન લેઈ શકે છે, તે માલ જે આપવામાં આવ્યો હોય તેની કીમત અને જે બાબત ખાત્રી કરી આપવામાં આવી હોય તેની કીમતમાં જે તફાવત હોય, તે તફાવત જેટલુંજ નુકશાન લેઈ શકે છે. તે માટે ઉતરતા દરજ્જાની ચીજો બજારમાં તેજી થવાના કારણથી અસલ વેચાણમાં ઠ-

રાવેલી કીમતથી વેચવામાં આવી હોય તો, તે હકીકત અગત્યની નથી. કલેર વિ. મેનાર્ડ (૬ આડોલફ્સ એન્ડ એલીસ રી. ૫૧૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે ખાત્રી કરેલા માલની કીમત બતાવવા સારૂ તે ખાત્રીનો ભંગ થતા પેહેલાં ફરીથી વેચાણ કરવામાં આવ્યું છે, તે વિશેનો પુરાવો આપી શકાય છે, અને તે માલની ખરી કીમત બતાવવાને ખાત્રીના ભંગની જાણ થયા પછી ફરીથી વેચાણ કરયાનો પુરાવ આપી શકાય છે. ડીંગલ વિ. હેર (૨૯ લા. જ. શી. પી. ૧૪૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે વેચાણ આપનાર વેચાણ આપતી વખતે જાણતો હોય કે, તે માલ ફરીથી વેચાણ આપવાને ખરીદ કરવામાં આવે છે તો, તે વેચાણ આપનારે કરી આપેલા દેવાનો ભંગ થવાથી ફરીનું વેચાણ પુર્ણ થઈ શકે નહી, તેથી જે ખાસ નુકશાન થાય, તે આપવાને તે વેચાણ આપનાર જવાબદાર થઈ શકે છે. લેવિસ વિ. પીક (૬ ટાન્ટન. રી. પાનું. ૧૫૩) ના કામમાં એક ઘોડો ખરીદ કરનારે જે ખાત્રીથી તેના વેચનાર પાસેથી તે ખરીદ કરેલો, તેજ ખાત્રીથી તે ખરીદ કરનારે તે ઘોડો ફરીથી વેચ્યો, પણ તે ખાત્રીનો ભંગ થવાથી તે પેહેલાં ખરીદ કરનાર ઉપર દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે પોતાને વેચાણ આપનારને તે દાવામાં બચાવ કરવાનું કહ્યું, પણ છેવટે તેને પોતાને બચાવ આપવો પડયો, પણ તેમાં તે નિષ્ફળ થએલો છે, માટે તે પોતાને ઘોડો વેચાણ આપનાર પાસેથી નુકશાન વસુલ કરી શકે છે; પરંતુ થોડી મુદત ઉપર બાક્ષનડેલ વિ. લંડન ચટ એન્ડ ડોવરાય કંપની (લા. રી. ૧૦ એક્સચેકર પાનું ૩૫) નાં કામમાં થોડી મુદત ઉપર ઠરાવવામાં આવ્યું છે કે વાદીએ પોતાની વચમાં થએલા કરારની રૂઇનો દાવો કે જે પોતાની અને પ્રતીવાદીની વચમાં થએલા દાવાથી જુદો હતો, તેમાં પોતાનો બચાવ કરવાને કરેલું ખરચ જ્યારે પ્રતીવાદી તે દાવાનો બચાવ કરવાની ના કેહે, ત્યારે નુકશાન તરીકે લેઈ શકાતુ નથી. માટે જેમ વાદીને પ્રતીવાદીએ અખત્યાર આપેલો હોય, અને જો તેની કસુરથી થતા સ્વભાવિક અને જરૂરીયાત પરીણામ તરીકે તે ના હોય તો, ખરચ બાબત જવાબદાર થતો નથી.

---

## પરચુરણ.

### કલમ ૧૧૯ મી.

મંગાવ્યો નહી હોય એવો માલ મંગાવેલા સાથે મોકલ્યો હોય તો, ખરીદદાર તે સ્વીકારવાની ના ક્યારે કહી શકે.

**૧૧૯. જ્યારે વેચનાર ખરીદદારને મંગાવેલા માલ સાથે ન મંગાવેલો માલ મોકલે, ત્યારે જો મંગાવેલો માલ ન મંગાવેલા માલમાંથી નિરાળો પાડવામાં જોખમ અગર તસ્દી પડે એવું હોય તો, સદરહુ રીતે મોકલેલા માલમાંનો કાંઇ પણ માલ સ્વીકારવાની ખરીદદાર ના કહી શકે છે.**

### દૃષ્ટાંત.

**(અ.) બ પાસેથી અમુક ચિનાઈ વાસણો મંગાવે છે. બ તે એક મ્હોટા ટોપ-**

**લામાં ઘાલીને મોકલે છે, અને તેની સાથે ન મંગાવેલી બીજી ચીનાઇ જણશો પણ મોકલે છે. મોકલેલા માલમાંનો કોઇ પણ હું રાખતો નથી, એમ અ કહી શકે છે.**

**ટીકા**—કનલીફ વિ. હારીસન (૬ એક્સચેકર રી. પાનું ૯૦૩ )ના કામમાં ઠરાવવામાં આવ્યું કે, જ્યારે વેચાણ આપનાર પાસેથી વેચાણ માલ મંગાવવામાં આવ્યો હોય, તેના કરતાં ઓછો અગર વત્તો માલ મોકલવામાં આવે તો, તે સંપૂર્ણ રીતે કામે લગાડ્યો થતો નથી, માટે તે મોકલેલા માલમાંથી કાંઈ પણ માલ કબુલ કરવાને તે ખરીદદાર બંધાએલો નથી. લેવી વિ. ગ્રીન ( ૨ લા. જ. ક્યુ. બી. ૧૧૧) ના કામમાં કેટલાંક માટીનાં વાસણ મંગાવેલાં તેની સાથે કેટલીક બીજી ચીજો મોકલવામાં આવેલી, તેમાં ઠરાવવામાં આવ્યું કે, જો કે મંગાવ્યા કરતાં વધારે ચીજો મોકલવામાં આવેલી છે, પણ તે વધારાની ચીજો સંપૂર્ણ રીતે જુદી ઓળખી શકાય તેવી છે, તોપણ તે ઉઘાડવાની મેહેનત તથા જે જોખમ થાય તેનો બોજો વેચનારને ખરીદ કરનાર ઉપર નાંખવાનો હક્ક નથી. માટે તે ખરીદદાર તે બીંદડી નાપસંદ કરવાને હક્કદાર છે. આવાજ નિયમના આધારથી ક્રેનજર વિ. બ્લાંક (લા. રી. ૫ એક્સચેકર પાનું. ૧૭૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે ખરીદદારે જેટલો માલ મંગાવ્યો હોય તેના કરતાં ઓછો કબુલ કરવાને બંધાએલો નથી. આ કલમનો હેતૂ ખરીદદારને દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે મંગાવેલા માલથી બીજો માલ જુદો કાહાડવાની મેહેનત અને જોખમ થાય તેવું હોય ત્યાંહાં સુધી ખરીદદાર તે માલ કબુલ કરવાની ના પાડી શકે, એવી મર્યાદા બાંધવાનો છે. મંગાવેલા માલ કરતાં ઓછો માલ મોકલવામાં આવે તો, તે બાબતના કરારનો અમલ કર્યો થતો નથી. માટે તે કારણથી તે માલ ખરીદદાર કબુલ કરવાને ના પાડી શકે છે.

## કલમ ૧૨૦ મી.

સ્વીકારવાની ગેરવ્યાજબી રીતે ના કહ્યાનું પરિણામ.

**૧૨૦. જો કોઇ ખરીદદાર પોતાને વેચેલો માલ સ્વીકારવાની ગેરવ્યાજબી રીતે ના કેહે તો, તેમ કીધાથી વેચાણનો કરાર તેણે તોડયો, એમ સમજવું.**

**ટીકા**—આ કલમનો મતલબ એવો લાગે છે કે જે કામોમાં કલમ ૧૧૮ પ્રમાણે કબુલ કરવાની વ્યાજબીરાહે ના કેહેવામાં આવી હોય, અગર ખોટી વખતે અગર જગોએ માલ આપવાના કારણથી અગર કારણની બીજી શરતો પ્રમાણે પાળવામાં કાંઈ કસુર કરવાથી અગર કરાર રદ અગર રદ બાતલ થવા લાયક હોય.

## કલમ ૧૨૧ મી.

ખરીદદારે નિમેલે વખતે કિંમત ન આપ્યાથી કરાર રદ કરવાનો વેચનારનો હક્ક.

**૧૨૧. જ્યારે વેચેલો માલ ખરીદદારને સ્વાધીન કરયો હોય, ત્યારે નિમેલે વખતે ખરીદદારે કિંમત નહી આપવા ઉપરથી કરાર રદ કરવાનો હક્ક વેચનારને નથી; પરંતુ રદ કરવાનો હક્ક તેને છે, એવી જો કરારમાં શરત કરી હોય તો, તે રદ કરી શકે છે.**

**ટીકા**—આ ઠરાવમાં કાંઈ વાંધો નથી, એવું પેજ વિ. કાવસજી એદળજી (લા. રી. ૧ પી. શી. પાનું ૧૪૫)ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, આ કલમનો નિયમ સામાન્ય રીતે કાયદાના અસલ નિયમના આધારથી ઠરાવવામાં આવ્યો છે, વેચાણ આપનાર પોતાની તરફનો કરાર વેચાણવાળો માલ ખરીદદારને સ્વાધીન કરી બજાવે, એટલે તેનો ઈલાજ ખરીદદાર કીમત ના આપે તો, તે કીમત લેવા દાવો કરવાનો છે. પરંતુ જો તેકરારમાં ખાસ એવી શરત હોય કે તે કીમત આપવાને ખરીદદાર કસુર કરી વેચાણ આપનાર તે આપેલો માલ પાછો લે તો, તેવે પ્રસંગે તે પાછો લેઈ શકે છે, એ ખુલ્લૂ છે.

## કલમ ૧૨૨ મી.

લીલામથી જથા બંધ માલ વેચવામાં આવે,તે ઉપરની માલિકી બાબત.

**૧૨૨. જો માલ લીલામથી વેચવામાં આવે તો દરેક જથામાં જેટલો માલ હોય તેટલા માલનું વેચાણ જુદું જુદું અને નિરાળું થાય છે, એમ સમજવું, અને દરેક જથામાંના માલ ઉપરનું સ્વામિત્વ જથો મજકુર છેલ્લી માગણીએ આપવામાં આવે કે ઉત્પન્ન થાય છે, એમ સમજવું.**

**ટીકા**—વારલો વિ. હારીસન (૨૯ લા. જ. ક્યુ. બી. પાનું. ૧૫) ના કામમાં કોર્ટે કહ્યું છે કે: "અમારી જનરમાં આવે છે કે જે લીલામ કરનાર આવી શરતથી લીલામ કરે, તેથી તે લીલામ મુલત્બી નહી રાખતાં કરવામાં આવશે, એમ તેની તરફથી કેહેવામાં આવ્યું થાય છે, અગર બીજી રીતે કહીએ તો, તે પ્રમાણે લીલામ કરવામાં આવશે તેવો તે કરાર કરે છે. માટે લીલામમાં વધારેમાં વધારે જે માગણી કરે તેની સાથે આવો કરાર કરવામાં આવે છે, સબબ તે તોડવામાં આવે તો, તે લીલામ કરનાર ઉપર તે વધારેમાં વધારે માગણી કરનારનો દાવો કરવાનો હક્ક છે." તેવે પ્રસંગે તે લીલામ કરનાર પોતાના ઉપરના બોજમાંથી તેને નીમનાર અસલમાલેક હોય તેનાથી પોતાનો બચાવ કરી શકે છે. પરંતુ હારીસ વિ. નીકરસન (લા. રી. ૮ ક્યુ. બી. ૨૮૬) ના કામમાં થોડીક મુદ્દત ઉપર ક્વીન્સ બેંચથી ઠરાવ કરવામાં આવ્યો છે, તેમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે સદરહુ વારલો વિ. હારીસનના કામમાં અને સાધારણ રીતના લીલામમાં ભેદ છે. માટે એકાદો લીલામ કરનાર અમુક માલનું લીલામ કરવાની જાહેરખબર કરે, અને પછી તે માલ ખેંચી લે તો, સદરહુ જાહેરખબરથી જે સખસો લીલામમાં આવવાને લલચાય અને તેથી તેમને જે ખર્ચ થાય તે બાબત તે જાહેરખબર કરનાર લીલામવાળો જવાબદાર થતો નથી. સ્પેન્સર વિ. હાર્ડીંગ (લા. રી. ૫ શી. પી. ૫૬૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જે સખસ કંત્રાક્ટ લેવાનાં ટેંડરો માગવાની જાહેરખબર કરે, તેની સ્થીતી પણ આવા લીલામ કરનારના જેવી છે. તે એમાં દરેક બાબતમાં તે જાહેરખબર કરનાર તરફથી માગણી કરવામાં આવતી નથી, પણ જે લોકોને જણાવવાને તે જાહેરખબર કરેલી હોય, તેમની તરફથી માગણી કરી થાય છે.

## કલમ ૧૨૩ મી.

હરાજીમાં વેચના

**૧૨૩. લીલામથી માલ વેચાતો હોય ત્યારે વેચનાર કિં-**

રે કિંમત વધારવા સારૂ બનાવટની માગણીઓ વાપરી હોય તો, તેનું પરિણામ.

**મત વધારવાને માટે બનાવટની માગણીઓનો ઉપયોગ કરે તો, ખરીદદારની ઇચ્છા ઉપરથી વેચાણ મજકુર નિરર્થક થવા યોગ્ય છે.**

ટીકા—આ કલમનો હેતૂ એવો છે કે, લીલામમાંથી મીલકત એકાદો સખસ ખરીદ કરે, ત્યાર પછી તે ખરીદદારને એમ માલુમ પડે કે મીલકત લીલામમાં વેચનારે વધારે કીમત ઉપજાવવાના કારણથી જુઠી માગણી કરનાર ઉભા કરેલા હતા તો, તે ખરીદદારનો તે વેચાણ રદ કરાવવાનો હક્ક છે.

---

# બાબ ૮ મો.

## હામી તથા જામીનગીરી.

### કલમ ૧૨૪ મી.

હામીનો કરાર કોને કહેવો.

**૧૨૪. જે કરાર ઉપરથી એક પક્ષકાર ખુદ પોતાની વર્ત્તણુંકથી અથવા બીજા કોઈ પણ સખસની વર્ત્તણુંકથી બીજા પક્ષકારને જે ટોટો આવે તેથી તેને બચાવવાનું વચન આપે, તે કરારને હામીનો કરાર એવું નામ આપ્યું છે.**

#### દૃષ્ટાંત.

**૨૦૦ રૂપિયાની કાંઈ એક રકમને સંબંધે क, ब વિરૂદ્ધ કાંઇ કામ ચલાવે, તેથી થતા પરિણામમાં ब ને ટોટો આવે તો, તે ભરી આપવા વિશે अ કરાર કરે છે. એ હામીનો કરાર થયો.**

ટીકા—"હામી" શબ્દ ગુજરાતમાં ઘણોજ સાધારણ છે. તોપણ કાયદા પ્રમાણે હામીનો કરાર કોને કહેવો તે બાબત આ કલમમાં વાખ્યા કરવામાં આવી છે. તે વાખ્યા ઘણી સ્પષ્ટ છે, એટલે તે વિશે વધારે વીવેચન કરવાની અગર બીજા દાખલા બતાવવાની જરૂર જણાતી નથી.

### કલમ ૧૨૫ મી.

હામી જેને આપી હોય તેના ઉપર દાવો થાય તો, તેનો હક્ક તથા જવાબદારી.

**૧૨૫. હામીના કરારમાંનો વચન લેનાર પોતાના અધિકારની હદમાં રહીને કૃત્ય કરે તો, વચન આપનાર પાસેથી તેને નીચે લખ્યા પ્રમાણેની રકમો મળવાનો હક્ક છે.**

**(૧.) ટોટો ભરી આપવાનું વચન જે બાબતને સારૂ આપ્યું હોય તે બાબત સંબંધીના કોઈ પણ દાવામાં જે નુકશાન તેને આપવું પડે તે સર્વે;**

**(૨.) એવા કોઈ પણ દાવામાં જે ખર્ચ તેને ભરવો જરૂર પડે તે સર્વે; પરંતુ દાવો મજકુર માંડવામાં અગર તે**

**દાવાનો જવાબ આપવામાં વચન આપનારના હુકમ વિરૂદ્ધ તેણે કાંઈ કરેલું હોવું ન જોઇએ, તથા હામીનો કરાર ન હોત તો જેવી રીતે ચાલવું ડાહાપણ ભરેલું હોત, તેવી રીતે તે ચાલેલો હોવો જોઇએ, અથવા તે દાવો માંડવાને કિંવા તેનો જવાબ આપવાને વચન આપનારે તેને અધિકાર આપેલો હોવો જોઇએ.**

**ટીકા**—દાવાનો જવાબ આપવાનો ઈરાદો છે, એવી ખબર જ્યાંહાં વચન આપનારને આપવામાં આવી હોય, તે વચન આપનાર દરમિયાનમાં આવેલો ના હોય તો, તે દાવાનો જવાબ તેને આપવાનો અખત્યાર છે, એમ ઘણુંકરીને અનુમાન કરી શકાય છે. બ્લાઈથ વિ. સ્મીથ (૫ મેનીંગ એન્ડ ગ્રેનજર રી. ૪૦૫) તથા ગીલેટ વિ. રીપન. (મુડી એન્ડ માલકીન્સ રી. ૪૦૬), પરંતુ બીજી વ્યાજબી હકીકત વિના દાવો કર્યાની બાબતની માત્ર ખબર આપવાથી તે બાબતનો જવાબ આપી વચન આપનારને નકામા ખર્ચમાં લાવવાને-વચન લેનારને હક્ક મળતો નથી. જો હકીકત એવી હોય કે કોઈ સમજદાર હામી વિનાનો માણસ નાણાં આપીને દાવો બંધ પાડી શકે તો, વચન લેનાર ખર્ચ વસૂલ કરવાને હક્કદાર થતો નથી. જ્યારે વચન લેનારે પોતાના અખત્યારની મર્યાદામાં રહીને દાવાનો જવાબ આપ્યો હોય, ત્યારે વકીલ તથા અસીલ વચ્ચે જે ખર્ચ થાય છે તેનું ખર્ચ તથા બીજું જરૂરી ખર્ચ જે તેને થયું હોય તે તેને મળી શકે. જ્યાંહાં એક પટો કબુલ કરનારે પોતાના પટાના "અસાઈની" ઉપર તે પટાના કરાર પ્રમાણે અમલ નહી કર્યા બદલ પોતાને હામી આપવાનો કરાર તોડ્યાનો દાવો બાંધ્યો હોય, તે કામમાં આ પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો. હાવર્ડ વિ. લવગ્રોવ (લા. રી. ૬ એક્સચેકર પાનું. ૪૩)

**(૩.) એવા કોઈ દાવાનો માંહો માંહે તોડ પાડીને માંડી વાળવામાં આવે તે ઉપરથી તેને જે રકમો આપવી પડી હોય તે સર્વે રકમો, પરંતુ એવો તોડ પાડયો હોય તે વચન આપનારના હુકમ વિરૂદ્ધ ન પાડેલો હોવો જોઇએ, તથા હામીનો કરાર ન હોત તો, જે તોડ પાડવો વચન લેનારના ડાહાપણની વાત હોત તેવો તોડ પાડેલો હોવો જોઇએ, અથવા વચન આપનારે દાવાનો તોડ પાડવાનો તેને અધિકાર આપેલો હોવો જોઈએ.**

## કલમ ૧૨૬ મી.

'જામીનગીરી'નો કરાર 'જામીન', 'મુખ્ય દેણદાર' તથા 'માગનાર'.

**૧૨૬. કોઇ ત્રાહિત સખસ પોતાનું વચન કિંવા જવાબદારી પુરી કરવામાં કસુર કરે તો તે પુરી કરવાનો જે કરાર થાય તેને જામીનગીરીનો કરાર સમજવો. જે સખસ જામીનગીરી આપે તેને જામીન કેહેવો; જે સખસની કસુરને સબંધે જામીનગીરી આપવામાં આવી હોય તેને મુખ્ય દેણ-**

**દાર કેહેવો; તથા જે સખસને જામીનગીરી આપી હોય તેને માગનાર કેહેવો. જામીનગીરી મુખજુબાનીથી હોય કિંવા લખેલી હોય.**

**ટીકા**—જામીનગીરીના કરાર ઉપરથી પ્રથમ એવી ધારણા થાય છે કે, એક ત્રીજા સખસ તરફથી જુદો કરાર થએલો છે અગર થવાનો છે, કે જે ત્રીજા સખસના લેહેણદારની મરજી તે જુદા કરારની બાબતમાં જામીન લેવાની હોય છે. મુખ્ય દેણદાર ના હોય તો જામીનગીરી પણ થતી નથી. માટે એકાદો ત્રાહીત સખસ જે અમુક ચીજ અગર નાણાં આપવાને જવાબદાર ના હોય અને તે આપવાને કસુર કરે તો, તે વચન આપનાર જામીન તરીકે જવાબદાર થતો નથી, પરંતુ તે મુળદેણદાર જવાબદાર હોય તે પ્રમાણે જવાબદાર થાયછે. મોન્ટસ્ટેફન વિ. લેકમન (લા. રી. ૫ ક્વી. બેંચ. પાનું ૬૧૩)

મુળદેણદાર ઉપર દાવો કરવામાં આવ્યો ના હોય, તોપણ જામીન ઉપર દાવો થઈ શકે છે. કોચીનના દીવાન વિ. કુરશીંગલ કાકુ વારીદ (મ. હા. રી. વા. ૪ પાનું ૧૯૦). મુખ્ય દેણદાર દેવું આપવાને કસુર કરે અને જામીન પાસે ઉઘરાણી કરવાનો સ્પષ્ટ ઠરાવ ના હોય તો, ઉઘરાણી કરવીજ જોઈએ, એવો તે જામીનનો હક નથી. શીકલમોર વિ. થીસલટન (માલ એન્ડ સેલવીન્સ રી. પાનું. ૯)

## કલમ ૧૨૭ મી.

જામીનગીરીનો અવેજ.

**૧૨૭. મુખ્ય દેણદારના હિતને માટે હરકાંઈ વસ્તુ કરી હોય અથવા હરકોઈ વચન આપ્યું હોય, તો તે વસ્તુ અથવા વચન જામીને જામીનગીરી આપવાનો પુરતો અવેજ હોઈ શકે છે.**

### દૃષ્ટાંતો.

(अ.) ब, अ પાસેથી કાંઈ માલ ઉધાર વેચાણ માગે છે, અને કેહે છે કે તે માલ મને સ્વાધીન કરવો. अ કેહે છે કે માલની કિંમત આપવાની જામીનગીરી क આપે તો હું તે પ્રમાણે કરીશ. अ ના માલ સ્વાધીન કરવાના વચનના અવેજમાં क કિંમત આપવાની જામીનગીરી આપવાનું વચન આપે છે. એ क ના વચનનો પુરતો અવેજ છે.

(ब.) अ કાંઈ માલ ब ને વેચે છે, અને તે તેને સ્વાધીન કરે છે. પછાડીથી अ એ ब ઉપર એક વર્ષ સુધી તે કરજ બાબત દાવો આણવો નહીં એવી વિનંતી क, अ ની કરે છે, અને એવું વચન આપે છે કે अ દાવો ન માંડે તો, માલ મજકુરની કિંમત ब ન આપેથી તે પોતે આપશે. એ પ્રમાણે अ દાવો ન કરવાનું કબુલ કરે છે. क ના વચનનો એ પુરતો અવેજ છે, એમ સમજવું.

(क.) अ, ब ને કાંઈ માલ વેચે છે અને તે તેને સ્વાધીન કરે છે. ब પૈસા ન આપે તો હું આપીશ એવું કાંઈ અવેજ શિવાય क પછાડીથી કબુલ કરે છે. એ કબુલાયત નિરર્થક છે.

**ટીકા**—न એ અમુક નાણાં એક ખત લખાવી क ને ધીર્યાં, તે ખતમાં क એ પોતાની મીલકત સાનમાં લખી આપી, અને તેમાં એવો ઠરાવ કરવમાં આવેલો કે તે નાણાં તે સાનવાળી મીલકતથી વસુલ કરતાં બાકી રેહે તો, તે બાબત म જામીન છે. આ क ના લખી આપેલા ખતમાં म પક્ષકાર નહી હતો, પરંતુ તેણે તે નાણાં ધીર્યા બાદ બે દીવસ પછી જામીનીનું જુદુ ખત કરી આપી તે ઉપર સહી કરેલી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે પાછળનું જામીની ખત અવેજની ખામીના કારણથી રદ બાતલ છે. નાનકરામ વિ. મેહીનલાલ (ઇ. લા. રી. ૧ અ. પાનું ૪૮૭)

## કલમ ૧૨૮ મી.

જામીનની જવાબદારી.

**૧૨૮. કરારમાં બીજી તરેહનો ઠરાવ ન હોય તો, જામીનની જવાબદારી મુખ્ય દેણદારની જવાબદારી જેટલીજ છે.**

### દૃષ્ટાંત.

**क નામનો હુંડી શીકારનાર હુંડીના પૈસા આપશે એવી જામીનગીરી अ, ब ને આપે છે. પછવાડેથી હુંડીના પૈસા क એ આપવાની ના કહી. अ હુંડીની રકમને માટે જવાબદાર છે, એટલુંજ નહી પણ તે ઉપર વ્યાજ તથા ખરચ જે કાંઈ ચડયો હોય તેનો પણ જવાબદાર છે.**

**ટીકા**—જામીન ઉપર દાવો કરતા પેહેલાં લેહેણદાર પોતાનો તમામ ઈલાજ મુળ દેણદાર વિરૂદ્ધ કરવાને બંધાએલો નથી, અને સાધારણ રીતે એમ દીસે છે કે મુળ દેણદારે વસુલ આપવામાં કસુર કરી હોય તો, તે બાબતની લેહેણદાર તે જામીનને નોટીસ આપવાને પણ બંધાએલો નથી. લછમન જોહારીમલ વિ. બાપુ ખંડુ. મુ. વા. ૬. પાનું ૨૪૧. મુળદેણદારની કબુલત ઉપરથી જામીનની જવાબદારી બાબત નક્કી થતું નથી, તેમ મુળદેણદાર ઉપર હુકમનામું મેળવવાથી પણ જામીનની જવાબદારી નક્કી થતી નથી. તેતો જેમ મુળદેણદાર વિરૂદ્ધ શાબેત કરવી જોઈએ તેમજ જામીન વિરૂદ્ધ શાબેત કરવી જોઈએ. "ઇગ્રેજીલા" પ્રમાણે મુળદેણદાર ઊપર હુકમનામું અગર ઠરાવ થએલો હોય, તે કાંઈ જામીન વિરૂદ્ધ પુરાવ થતો નથી. એકતરફી યંગ (૧૭ ચેન્સરી. ડીવીઝન પાનું. ૬૬૮) નો મુકરદમો જુઓ.

•શ્રી કીશન વિગરે વિ. ધી શેક્રેટરી આફ સ્ટેટ ફોર ઇંડયા ઈન કાંઊસીલ (ઈ.લા.રી.ક.વા. ૧૨ પાનું ૧૪૩) ના કામમાં સર. એ હોબહાઉસસાહેબે નીચે પ્રમાણે ફેંસલો આપેલો છે:—

મોહનલાલને લખનૌ જીલ્લામાં સદર ટ્રેઝરર નીમવામાં આવ્યો ત્યારે તા. ૧૧ જુન સન ૧૮૬૯ ના રોજ તે મોહનલાલ અને હિંદુસ્થાન સરકાર તરફથી સેક્રટરી આફ સ્ટેટની વચમાં એક કરાર થએલો, તેની રૂઈએ આ દાવો છે. આ દાવાનો આધાર જે અગત્યના શબ્દો ઉપર રાખવામાં આવ્યો છે તે એવા છે કે, "હિસાબ રજુ નહી કરવાથી અગર મારી અગર થોડી મુદતના મારા અવેજીની અગર મારા નીમેલા એજંટોની ખોટી વર્તણુંકથી કાંઇ નુકશાન અગર ખોટ આવે તો, તે નુકશાન ભરી આપવાને હું પોતે જવાબદાર થાઉંછું. જે હકીકત બની છે તે એવી છે કે લખનૌની ટ્રેઝરીના તાબાના અમલદારોએ ઘણા-

જ ખોટા સ્ટાંપ બનાવેલા છે. મોહનલાલની જાત વિરૂદ્ધ કાંઈ પણ આરોપ નથી, તેતો સં-પુર્ણ રીતે નીસપ્રાધી છે. પરંતુ તેના તાબાના નોકરોની ખોટી વર્તણુંક અને તેમાં વિશેષે ક-રીને પેહેલો હિસાબી હીગનલાલ અને સ્ટાંપનો દરોગો છે, તેની ખોટી વર્તણુંકને સારૂ મોહ-નલાલને જવાબદાર ઠરાવવાને માગવામાં આવેલું છે. જેઓએ જુઠા સ્ટાંપ બનાવેલા છે, તે-ઓએ નીચે પ્રમાણે કામ કર્યું જણાય છે. ટ્રેઝરીમાંથી સ્ટાંપ હીગનલાલે જેમ મંગાવ્યા તેમ તે વેચવાને ટ્રેઝરીમાંથી તેમણે લીધા. તેણે પોતે ખરીદદારને વેચાણ સ્ટાંપ આપ્યા નથી, અને તેણે જાતે વેચવા પણ જોઈતા નહી હતા. પરંતુ કેટલાક પરવાનાવાળા ઈયાને સનંદી સ્ટાંપવેંડરો ઈયાને વેચનાર હતા તેમને તે વેહેંચી આપ્યા, અને તેઓ લોકો પાસેથી ના-ણાં લેઈ ટ્રેઝરીમાં ભરતા. કેટલીક વખતે તો ખરીદ કરનારાઓએ પરબારા ટ્રેઝરીમાંથી સ્ટાંપ ખરીદ કરયા છે, પણ ખરીદદાર પાસેથી અગર તે વેંડરો પાસેથી હીગનલાલ જે સ્ટાંપ અપાવે તેની કીમતનાં નાણાં તમામ ટ્રેઝરીમાં લેવાનાં હતાં. ટ્રેઝરી અને વેંડરોની વ-ચમાં હમેશાં હિસાબ થતો હતો, પણ તે ટ્રેઝરી અને હીગનલાલની વચમાં દર માસે હિસાબ થતો હતો, એમ જણાય છે. અને દરેક માસની આખરે જેટલા સ્ટાંપ વેચવામાં આવી ગએ-લા હોય તેની કીમતનાં તમામ નાણાં ટ્રેઝરીમાં બરોબર આવેલાં છે, એમ બતાવવાની જરૂર હતી. ફક્ત વેચ્યા વિનાના સ્ટાંપ હિસાબમાં બતાવવામાં આવે તેની કીમત બાકી રેહેવાની હતી. હીગનલાલ તે સનંદી સ્ટાંપવેંડરોની સાથે મળી ગયો હતો. તેઓએ જુઠા સ્ટાંપ ત-દ્દન નવા બનાવ્યા હતા અગર જે ખરા સ્ટાંપ હતા તે વધારે કીમતના કરેલા હતા. તે વેં-ડરોએ તે જુઠા સ્ટાંપ વેચ્યા, અને તમામ ઉપજેલી રકમ તેમણે ટ્રેઝરીમાં આપી. પછી હીગનલાલે પોતાને માટે તથા પોતાના મેળાપીને માટે જેટલાં નાણાં ટ્રેઝરીમાં ભરેલાં તે-ટલા નાણાના ટ્રેઝરીમાંથી સ્ટાંપ લીધા, પછી સનંદી વેંડરોએ જે જુઠા બનાવટના સ્ટાંપ વેચેલા તેની ઉપજનાં નાણાં દરેક માસે તેમણે ટ્રેઝરીમાં ભરેલાં છે, તે બરોબર જેટલા સ્ટાંપ ટ્રેઝરીમાંથી આપવામાં આવેલા તેટલાની કીમત જેટલાં ભરવામાં આવ્યાં છે, અને જે વેચ-વામાં આવેલા નથી તેના ફક્ત બાકી છે, એમ હિસાબ બતાવ્યો. આ ગુન્હો કરવાનો એક વીચીત્ર અને આડી રીતનો રસ્તો છે. તે રીતીએ તેઓ કેમ ચાલેલા તે, તે નામદાર સાહેબો-ના સમજવામાં ખુલ્લી રીતે આવતુ નથી. ઘણુંકરીને તેઓ ટ્રેઝરીના કામથી બરોબર માહીત ગાર નહી, તેથી તેમ કર્યું હોય. પરંતુ નીચેની કોર્ટો તે સ્થાનિક બાબતો વિશે જાણીતા છે, તેમના અભિપ્રાયમાં આવ્યું છે કે તેવા આડા રસ્તે ચાલ્યા વિના લાંબી મુદત સુધી તે કપટ બાહાર પડયા વિના રેહેવું અશકય છે. ખરી રીતે તો તે કેટલાક વર્ષો સુધી ચાલ્યું. નક્કી ને પાંચ વર્ષ સુધી ચાલ્યું, પરંતુ બરોબર કેટલી મુદત સુધી ચાલ્યું તેની ખાત્રી નથી. પછી તે પ્રસિદ્ધ થયું, અને જુઠા સ્ટાંપ બનાવનારને ગુન્હેગાર ઠરાવી તેમને શીક્ષા કરવામાં આ-વી છે. હવે મોહનલાલ ઉપર દાવો કરેલો છે તે દાવાની અરજીની ૬ ઠ્ઠી કલમમાં બે કારણોથી તે દાવો માગેલો છે, તે એ કે, હીગનલાલે સ્ટાંપનો ખોટો ઉપયોગ કર્યો, અને તે હીગનલાલે જુઠો હિસાબ બતાવ્યો અને તેથી સરકારને નુકશાન કર્યું છે. દાવાની અરજીમાં કહેલું છે કે હીગનલાલે સ્ટાંપનો ખોટો ઉપયોગ કર્યો તે સ્ટાંપ રૂ. ૧૮૧૦૦ ) ની કીમતના છે. તે ક-દાચ્જી રૂઈએ તે નુકશાન લેવાને વાદીએ એમ બતાવવું જોઈએ કે, મોહનલાલે નીમેલા એ-

જંટની અગર તેણે કરેલી નીમનોકવાળા સખસની ખોટી વર્તણુંકથી આ નુકશાન ઇયાને ખોટ ગયેલી છે. તે ઈસ્યુ બાબતમાં કેટલાક જવાબ આપવામાં આવ્યા છે. પેહેલો તો એ છે કે હીગનલાલ તે મોહનલાલનો એજંટ નથી. હીગનલાલ તો સન ૧૮૫૯ પેહેલાંથી ટ્રેઝરીમાં નોકર હતો, અને અપીલવાળા તરફથી એવું કબુલ કરવામાં આવ્યું છે કે સન ૧૮૭૩ સુધી હીગનલાલ તે મોહનલાલની તરફનો એજંટ હતો. તેણે તેને નીમેલો હતો, અને તે તેને કાહાડી મુકે તો કાહાડી શકે તેવો હતો, એમ અનુમાન થઇ શકે છે. પરંતુ સન ૧૮૭૩ માં હીગનલાલને સરકારે અમુક નોકરી ઉપર નીમ્યો. એટલે ટ્રેઝરીમાં હિસાબી તરીકે નીમ્યો, અને ત્યારથી મોહનલાલ તેને પગાર આપે તેને બદલે સરકાર પગાર આપતા હતા. એવી તકરાર કરવામાં આવી છે કે હીગનલાલની સ્થીતી તેથી ફરેલી છે, અને મોહનલાલના એજંટને બદલે તે સરકારનો એજંટ થયેલો છે. આ સવાલ સાધારણ રીતે એજન્સી યાને આડત બાબતનો નથી, પણ આ કરારના અર્થ પ્રમાણે હીગનલાલ એજંટ છે કિંવા નહીં તે સવાલ છે. નીચેની બેઉ કોર્ટોના અભિપ્રાયમાં આવ્યું છે કે તે એજંટ છે, અને મોહનલાલે હીગનલાલને નીમ્યો છે કિંવા નહીં એ વિશેના ઇશ્યુ બાબત તેઓનો ઠરાવ હમેશાંના નિયમ પ્રમાણે નિશ્ચયકાર્ક માનવો જોઈએ, કારણ કે તે ફક્ત હકીકતની બાબત છે. આ કરાર પ્રમાણે હીગનલાલ એજંટ છે કિંવા નહીં એ કાયદાની બાબત છે.

નામદાર સાહેબોના અભિપ્રાયમાં આવ્યું છે કે નીચેની કોર્ટોએ પુરાવ ઉપરથી જે ઠરાવ કરેલો છે તે બરોબર છે, અને જો કે શક રહી શકે નહી એ પ્રમાણે શાબેત થયેલું નથી, તોપણ પ્રથમ પુખ્ત રીતે એવું તો શાબેત થયું છે કે મોહનલાલે તેને નીમ્યો હતો, અને બીજું કે જે ફેરફાર થએલો છે તેથી મોહનલાલ અને હીગનલાલને મુખ્ય અને તાબાના ગણુતા. તેઓની વચે જે સબંધ છે તેમાં ફેરફાર થઇ શકે તેવું થએલું નથી. મોહનલાલે તે વખતે જે કાગળ લખેલો તે ઉપર એમ માનવાને કારણ છે કે તેવો ફેરફાર ગણવાને તેના વિચારમાં નહી હતું. જે ફેરફારી કરવામાં આવેલી છે તે બાબત હીગનલાલે અરજ કરી હતી, અને તેણે તે અરજ એવા કારણથી કરી હતી કે મારૂં કામ વધેલું છે, અને મારા જામીનની મારા ઉપર સખ્તાઈ છે. સબબ તેણે અરજ કરી હતી કે હીગનલાલ સુધાંતના નોકરોના પગારમાંથી મને બચાવવો જોઇએ, અને જે જામીન મેં આપેલા છે તેના પ્રમાણ સુધી મારો પગાર વધારવો જોઇએ, એમ તેણે કહેલું છે. પગાર વધારવામાં આવ્યો અને તેણે બીજી અરજ કરી નથી; માટે અમે વ્યાજબીરાહે ધારી શકીએ છીએ કે તેણે જે જામીન આપેલા તે પ્રમાણે જોઈતા છે, એમ તેણે માનેલું છે. હીગનલાલને આ કરારના હેતુ પ્રમાણે તે મોહનલાલનો એજંટ છે, એમ માનીએ, તોપણ આ કરારના હેતુ પ્રમાણે તેની ખોટી વર્તણુંક થએલી છે કિંવા નહી, એ સવાલ છે? આ બાબત ઘણીજ ભારે દેખીતી ખોટી વર્તણુંક છે, કારણ કે તેણે ખોટા સ્ટાંપ બનાવ્યા છે, પણ તે ખોટા સ્ટાંપની રૂઈએ દાવો કરવામાં આવેલો નથી, અને ઘણુંકરીને ખોટા સ્ટાંપની રૂઇએ દાવો ચાલી સકે પણ નહીં, કારણ આ કરારના હેતુ પ્રમાણે એજન્સીના કામ સાથે નીસબત રાખે એવી કાંઈ ખોટી વર્તણુંક હોવી જોઇએ. અને જુદા સ્ટાંપ બનાવેલા છે તે એજન્સીના કામ સાથે કોઇ રીતે સબંધ રાખતા નથી. જેમકે ટ્રેઝરીમાંથી આપેલા સ્ટાંપ હીગનલાલ લેઈ તેજ દીવશે ત્રીજા પોહોરે નાશી

ગયો હોત. મુખ્યત્વે કરીને તે ખોટી વર્તણુંકના મોહનલાલના એજંટ તરીકેના કામ સાથે સબંધ રાખે છે, સબબ તેવી હકીકતનો આવા કરારમાં સમાસ થાય છે.

આ કામના આ ભાગ બાબતમાં ખોટી વર્તણુંકનું મુળ જુઠા સ્ટાંપ છે. માટે તે હકીકતથી દાવો કરવાને પ્રત્યક્ષ કારણ મળતું નથી, તેથી ઘણી મુસ્કેલી પડેલી છે. પણ હીગનલાલ એજન્સી સાથે એ બાબતોમાં પ્રત્યક્ષ રીતે સબંધ રાખે એવી તેની મ્હોટી વર્તણુંક છે, એટલે કે તેણે જે સ્ટાંપ વેચેલા બતાવેલા છે તેનો ખોટો ઉપયોગ કર્યો છે, અને દર મહીને જુઠો હિસાબ બતાવી તે સ્ટાંપવેંડરોએ વેચ્યા, એમ બતાવેલું છે. હવે એવો સવાલ છે કે તે કરારના અર્થ પ્રમાણે ખોટી વર્તણુંક છે, તો તે ખોટી વર્તણુંકને લીધે નુકશાન યાને ખોટ ગએલી છે કિંવા નહી ? ખોટો ઉપયોગ કરવામાં આવ્યો તે સબંધી બેશક પ્રથમ જુઠા સ્ટાંપથી નુકશાન થયું ગણવું તેમાં મુસ્કેલી છે, તે હમણાંજ કેહેવામાં આવેલું છે; અને એ બાબતોને જુદી પાડવાની જરૂર છે.

નીચેની કોર્ટોમાં તે બાબત ઘણી તકરાર કરવામાં આવેલા છે, અને તે અહીયાં પણ બતાવવામાં આવેલી છે, તે એપેલેન્ટના કાઉન્સીલે બતાવી નથી. પણ આ બોર્ડ અને અપીલના પ્રતીવાદીના કાઉન્સીલે ઘણી ફીકર અને હુંશીઆરીથી તે તકરાર કરી છે કે જે નુકશાન થએલું છે તે સ્ટાંપનો ખોટો ઉપયોગ કરવાથી થએલું કિંવા નહી, અને તે વિશે ઘણો શક રાખ્યા પછી નામદાર સાહેબોના અભિપ્રાયમાં આવ્યું છે કે નીચેની કોર્ટોએ તે નુકશાનનો ખોટા ઉપયોગ સાથે સબંધ છે, એવું ઠરાવ્યું છે, એ બરોબર છે. અને હાલ જે હિસાબ લેવાનો છે તે એક બાજુ તરફ લખનૌના ટ્રેઝરર સરકાર છે, માટે તે ટ્રેઝરરે જે નાણાં જુઠા સ્ટાંપથી ઉત્પન કરેલાં હોય અને હીગનલાલે ખરા સ્ટાંપ પોતાના ઉપયોગમાં વાપર્યા તેને બદલે તે બતાવવામાં આવે, તે પ્રમાણે હિસાબમાં બતાવવાની પરવાનગી મળવાને દાવો રાખી શકાતો નથી.

આ કેસ જુદી બીનાથી આ પોઈન્ટમાં ઘણો મજબુત થયો છે. હીગનલાલે પોતાના માસિક હિસાબમાં બતાવેલું છે કે તમામ ખરા સ્ટાંપ સનંદીવેંડરોએ વેચેલા છે, પણ ખરી રીતે વેચેલા નહી હતા, અથવા તે વખતે વેચાયેલા નહી હતા, અને તેના હિસાબમાં સાચે સાચી આ બાબત બતાવવામાં આવી હોત તો, જુઠા સ્ટાંપ બનાવ્યાની બાબત એકદમ માલમ પડતજ, અને આ જુઠા સ્ટાંપથી સરકારે જે નાણાં ખોયાં તે નાણાં કેટલાક વર્ષો સુધી સરકાર ખોઈ શકે, એ બનવું મુસ્કેલ છે.

આ પ્રમાણે છે તો બીજો સવાલ ફક્ત તે રકમ વસુલ કરવા બાબતનો છે, અને તે બાબતમાં બેઉ કોર્ટો એક બીજાની વિરૂદ્ધ પડેલા છે. રૂ. ૧૧૭૮૦) ની રકમ બાબત બેઉ કોર્ટ મળતી છે; પરંતુ બીજી વધારે રકમ છે જેથી દાવાવાળી રૂ. ૧૮૧૦૦) ની રકમ થાય છે, ને તે જુડીશીઅળ કમીશનરે નીચેની કોર્ટના હુકમનામામાં ફેરફાર કરી અપાવેલી છે, આ બાબતના પુરાવામાં પેસવાની હાલ જરૂર નથી, કારણ કે જુડીશીઅલ કમીશનરના ફેંસલામાં ખુલ્લું બતાવ્યું છે કે જીલ્લા જડજે થોડી રકમનું હુકમનામું કરેલું છે, તે પુરાવાનો અર્થ કરવામાં ભુલ કરવાથી કરેલું છે. તેમના વિચારમાં આવ્યું છે કે પુરાવો એક બીજા

વિરૂદ્ધ છે, કારણ કે તેના એક વાક્ય ઉપરથી જ્યુડીશીઅલ કમીશનરે વધારે રકમના સ્ટાંપ વેચેલા એમ ઠરાવેલું છે, અને બીજી જગ્યાએ થોડી રકમના વેચેલા બતાવ્યા છે. આ પ્રમાણે બતાવવામાં આવેલું તે એક બીજા વિરૂદ્ધ નથી, પણ તે જુદી જુદી વખતના વેચાણ સબંધી છે, અને આ કામમાં જે દાવો છે તે લાંબી મુદતનો છે, સબબ જ્યુડીશીઅલ કમીશનરે જે વધારે રકમ અપાવેલી છે, તે સંપુર્ણ રીતે બરોબર છે. આ પ્રમાણે છે, માટે નામદાર સાહેબોના અભિપ્રાયમાં આવ્યું કે મોહનલાલની અપીલ ખરચ સાથે કાઢી નાંખવી જોઇએ.

## કલમ ૧૨૯ મી.

સ્થિર જામીનગીરી. **૧૨૯. જે જામીનગીરી કેટલાં એક અનુક્રમવાર કાર્યોને લાગુ હોય, તે જામીનગીરીને સ્થિર જામીનગીરી કેહેવી.**

### દૃષ્ટાંતો.

**(अ.) ब એ પોતાની જમીનદારીનો ધારો વસુલ કરવાના કામને સારૂ क ને રાખવો, એના અવેજમાં ब ને अ એવું વચન આપે છે કે क તે ધારો યોગ્ય રીતે વસુલ કરીને ભરણું કરે તેને સારૂ ૫૦૦૦ રૂપીઆ સુધી હું (अ) જવાબદાર છું, એને સ્થિર જામીનગીરી સમજવી.**

**(ब.) ब નામનો ચાહ વેચનાર વખતે વખતે क ને ચાહ આપે, તે બદલ ब ને કિમત મળવાની अ ૧૦૦૦ રૂપીયાની જામીનગીરી આપે છે. ब, क ને ૧૦૦૦ રૂપિયાથી વધારે કિમતની ચાહ આપે છે, અને क તેની કિમત ब ને આપે છે. પછી ब, क ને ૨૦૦૦ રૂપિયાની કિમતની ચાહ આપે છે. क તેની કિમત આપતો નથી. अ એ આપેલી જામીનગીરી સ્થિર હતી, અને તેથી તે ब નો ૧૦૦૦ રૂપિયા સુધીનો જવાબદાર છે.**

**(क.) ब એ પાંચ કોથળા આટો क ને સ્વાધીન કરવાનો છે, અને તેની કિંમત તેણે એક મહિનામાં આપવાની છે. अ તે કિંમતની ब ને જામીનગીરી આપે છે. ब પાંચ કોથળા क ને સ્વાધીન કરે છે, क તેની કિંમત આપે છે. પછી ब ચાર કોથળા क ને સ્વાધીન કરે છે. અને એની કિંમત क આપતો નથી. अ એ આપેલી જામીનગીરી સ્થિર નહોતી, અને તેથી તે સદરહુ ચાર કોથળાની કિંમતનો જવાબદાર નથી.**

**ટીકા**—લોરી વિ. સ્કુલફીલ્ડ (લા. રી. ૪ કૉ. પી. ૬૨૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જામીનગીરી સ્થીર કરવાનો ઈરાદો હતો કિંવા નહી; એ સવાલ જામીનગીરી આપતી વખતે પક્ષકારોના મનમાં શો વિષય હતો, તે જાણવાને આશપાશની હકીકત જોયા વગર માત્ર દસ્તાવેજના લખાણ ઉપરથી નિર્ણય કરવાનો નથી. પક્ષકારો વચ્ચે કયો વ્યવહાર હતો, તે બાબત નક્કી કરવું યોગ્ય છે.

લાલાબંસીધર વિ. બંગાળા સરકાર (૯ બં. લા. રી. પાનું. ૩૬૪.) ના કામમાં એક કલેકટરના ત્રીઝેરર તરફથી સરકારને ખત કરી આપી ब જામીન થયો. દર વર્ષે કલેકટર હિસાબ તપાસતા હતા, અને બાકી જે સીલક નીકળતી તેના સાચાપણા બાબત તેઓ પોતા

ની સહી કરતા હતા. આ દરેક પ્રસંગે બ નવું ખત કરી આપતો. પણ જુના ખત રદ કરવામાં કે પાછાં આપવામાં આવતાં નહી હતાં. પાછળથી તજવીજ કરતાં એમ માલુમ પડયું કે તે ત્રીજોરર દરેક વર્ષમાં નાણાં ખાઈ ગયો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે નવાં ખત થયેલાં છે, તોપણ તે જુના ખતોની રૂઈએ બ હજુ જવાબદાર છે.

વોમપર અને કંપની વિ. બકલ ( ઈં. લા. રી. વા. ૩ પાનુ ૪૬૯ ) ના કામમાં બે પક્ષકારોએ છેવટનો કરાર કરેલો હતો. માટે તે કરાર કરતી વખતે તે કરારની શરતો રીતસર દસ્તાવેજ કરી લખવાનો તે પક્ષકારોનો ઈરાદો હોય તેથી તે કરાર તે પક્ષકારોને કાંઈ ઓછો બંધનકાર્ક થાય છે, એમ નથી.

## કલમ ૧૩૦ મી.

સ્થિર જામીનગીરી રદ કરવા બાબત.

**૧૩૦. માગનારને ખબર આપીને ત્યાર પછી ભવિષ્યકાળે જે કાર્યો થવાનાં હોય, તે સંબંધીની પોતાની સ્થિર જામીનગીરી ગમે તે વખતે જામીન રદ્દ કરી શકે છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ ના કેહેવા ઉપરથી ब, क ની હુંડીઓ લઇને વટાવ કાપી તેના રૂપિયા આપવાનું કબુલ કરે છે, અને તેના અવેજમાં એવી સર્વે હુંડીઓના પૈસા બાર મહિના સુધી બરોબર મળતા જશે એવી જામીનગીરી ૫૦૦૦ રૂપિયાની अ, ब ને આપે છે. તે પ્રમાણે ब, क ની ૨૦૦૦ રૂપિયા સુધીની હુંડીઓ લઇને વટાવ કાપીને પૈસા આપે છે. ત્યાર બાદ अ ત્રણ મહિના પછી જામીનગીરી મજકુર રદ્દ કરે છે. એ પ્રમાણે રદ્દ કર્યાને લીધે अ ત્યાર પછીના વટાવને સારૂ ब ને જવાબદાર નથી. પરંતુ क એ રૂપિયા ન આપ્યા તો, તે સદરહુ રૂ.૨૦૦૦ નો अ, ब ને જવાબદાર છે.**

**(ब.) ब, क ઉપર જેટલી હુંડીઓ મોકલે તેટલીના પૈસા क આપશે એવી अ, ब ને ૧૦,૦૦૦ રૂપિયાની જામીનગીરી આપે છે. એ પ્રમાણે ब, क ઉપર હુંડીઓ મોકલે છે. क તે હુંડી સીકારે છે. अ જામીનગીરી રદ્દ કરવાની ખબર આપે છે. क હુંડીના દિવસ ભરાયા પછી તેનાં નાણાં આપવાની ના કેહે છે. अ પોતાની જામીનગીરી મુજબ જવાબદાર છે.**

**ટીકા**—મે. કનીંગહામસાહેબે પોતાની ટીકામાં કહ્યું છે તે ઉપરથી તથા ઈંગ્રેજી ઠરાવો જોવાથી જણાય છે કે, આ કલમમાં જે નિયમ છે તેથી સ્થીર ઈંધાને જારી જામીનગીરી બાબતમાં ઇંગ્રેજી " લા " કાંઈક જુદો છે. પરંતુ તે ભેદ અહીંયાં બતાવવાને કાંઇ જરૂર જણાતી નથી, કારણકે આપણે તો હિંદુસ્થાનમાં આ ઠરાવ પ્રમાણે ચાલવાનું છે.

## કલમ ૧૩૧ મી.

જામીન મર્ણ પામ્યાથી સ્થિર જામીનગીરી રદ છે.

**૧૩૧. જામીન મર્ણ પામે તો, બીજી રીતનો કરાર ન હોય, ત્યારે ભવિષ્યકાળે થવાના કામને સંબંધે સ્થીર જામીનગીરી રદ્દ થાય છે.**

**ટીકા**—સ્થીર જામીનગીરી કરનાર જામીન મરણ પામે, એટલે તેના વારસને તે બાબતની જવાબદારી રેહેતી નથી, એવું આ કલમના ઠરાવથી ખુલ્લું જણાય છે. પરંતુ તે જામીનગીરીના ઠરાવમાં વિરૂદ્ધ ઠરાવ હોય તો, જુદી વાત છે. ઇંગ્રેજી 'લા' માં તે વિશે જુદો નિયમ જણાય છે; બ્રાડબરી વિ. માર્ગન (૩૧ લા. જ. એકસચેકર પાનું ૪૬૨) ના કામમાં ઠરાવવમાં આવ્યું છે કે, જામીનના મરણ પછી અને લેહેણદારને જામીની રદ કર્‌વાની-નોટીસ આપતા પેહેલાં જે વ્યવહાર થએલો, તે બાબત તે જામીનનો એકઝીક્યુટર જવાબદાર છે, પરંતુ કૌલથાર્ટ વિ. કલેમેન્ટસન (૫ ક્યુ. બી. ડી. ૪૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જામીનના મરણની નોટીસ આપવામાં આવી છે, માટે તે જામીનગીરી સ્પષ્ટ રીતે ખેંચી લેવાની જરૂર નથી. તોપણ બેકેટ વિ. આડીમેન (૯ ક્યુ. બી. ડી. ૭૮૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જ્યારે બે સખસો સ્થીર જામીનગીરીના જામીન થયા હોય, તેમાંનો એકાદો મરણ પામે તો તેની મીલકત ઉપર જવાબદારી રેહેતી નથી, પણ હયાત જામીનની જવાબદારી કાયમ રેહે છે.

## કલમ ૧૩૨ મી.

જો બે સખસો પ્રથમ જવાબદાર હોય તે બે સખસો જામીની બાબત માંહોમાંહે ખાનગી બંદોબસ્ત કરે તો તેથી તેઓની પ્રથમની જવાબદારીમાં કમ જાદે થતું નથી.

**૧૩૨. જ્યારે બે સખસો ત્રીજા સખસ સાથે કરાર કરીને કાંઈ એક જવાબદારી પોતાને માથે લે, અને પછી સદરહુ બેમાંનો એક સખસ કસુર કરે તોજ માત્ર બીજો સખસ જવાવદાર થશે એવો પોત પોતામાં પણ કરાર કરે, તથા સદરહુ બે સખસ વચ્ચે પોતપોતામાં થયલા કરારમાં સદરહુ ત્રીજો સખસ પક્ષકાર ન હોય, ત્યારે સદરહુ પેહેલા કરાર મુજબ તે બે સખસોમાંના પ્રત્યેક સખસ ઉપર સદરહુ ત્રીજા સખસની જોડે જે જવાબદારી હોય તે જવાબદારીમાં સદરહુ બીજો કરાર થયાને લીધે કાંઈ કમ જ્યાદે થતું નથી. પછી તે ત્રીજા સખસને સદરહુ બીજો કરાર થયાની વાત માલમ હોય તો, તેની ચિંતા નહી.**

### દૃષ્ટાંત.

**अ. અને ब એઓ क ને એક પ્રામિસરી નોટ લખી આપીને બેઉ આશામીઓ એક મતે એકે જતે જવાબદાર થાય છે. પણ વાસ્તવિક જોતાં તેમાં अ, ब નો જામીન હતો, અને નોટ થઈ તે વખતે એ વાત क ને માલમ હતી. क એ સદરહુ નોટ ઉપરથી अ ઉપર દાવો આણ્યો, ત્યારે પોતે ફક્ત ब નો જામીન હતો અને એ વાત क ને માલમ હતી, એવો જવાબ अ પોતે આપે તો, તે ચાલનાર નથી.**

**ટીકા**—ખરી વાત છે કે અમુક સખસ જે કરારમાં પક્ષકાર ના હોય, તે કરાર બાબત તે સખસ જવાબદાર થતો નથી. તોપણ વાઇથ્સિ વિ. લામોચર (ડી જેક્ષ એન્ડ જોન્સ રી. ૫૯૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જો લેહેણદારને એવી ખબર હોય કે તેના સહદેણદારોની વચમાં મુખ્ય દેણદાર અને તેનો જામીન તરીકે સબંધ છે તો, તે સબંધથી જે પરીણામ થાય તે પરીણામથી તે લેહેણદારને અસર થાય છે.

કરાર આકટની કલમ ૧૩૨ તથા પુરાવ આકટની કલમ ૯૨ પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે કે, અમુક માણુસ સગવડહુંડી શીકારનાર છે, એવી તકરાર કરવાને તેને અટકાવ થતો નથી. વળી ઠરાવ્યું કે તે માણુસના છેવટના ઈલાજને સદરહુ 'ટ્રસ્ટડીડ' થી પણ હરકત નથી, માટે કરાર આકટની કલમ ૧૩૪ પ્રમાણે જમાનીની જવાબદારીથી છુટા થવાનું નથી. પોગોસ વિ. બંગાળાની બેંક (ઈ. લા. રી. ૩ ક. પાનું ૧૭૪)

## કલમ ૧૩૩ મી.

કરારમાંની શરતોમાં ફેરફાર થયાથી જામીન છુટો થાય છે.

**૧૩૩. આગનાર તથા મુખ્ય દેણદાર વચ્ચેના કરારની શરતોમાં જામીનની સમતિ શિવાય કાંઈ પણ ફેરફાર કરવામાં આવે તો, તે ફેરફાર પછીના કાર્યને સંબંધે જામીન ઉપર જવાબદારી રેહેતી નથી.**

### દૃષ્ટાંતો.

**(अ.) ब, क ની પેઢીપર કારભારી છે, તેની ચાલ ચલગતનો अ, क ને ત્યાં જામીન થાય છે. પછાડીથી अ ની સમતિ શિવાય ब અને क એવો કરાર કરે છે કે ब નો પગાર વધારવો, અને કોઈ ઘરાક પેઢી ઉપરથી વધારે નાણાની હુંડી લે ને તેથી કાંઈ ટોટો થાય તો, તેમાંથી ૧/૪ ટોટાના ब એ જવાબદાર થવું. ब એ એક સખસને વધારે પૈસા ઉપાડવા દીધા, અને તેથી કરીને પેઢીને કાંઈ રકમનું નુકશાન થાય છે. अ ની સંમતિ શિવાય ફેરફાર કરેયો, માટે તે પોતાની જામીનગીરીમાંથી છુટો થયો છે, તથા તે સદરહુ ટોટો ભરી આપવાને પાત્ર નથી.**

**(ब.) ब ને क એ કાંઈ એક હોદ્દાના કામ ઉપર નીમ્યો છે, અને તે કામ કયા પ્રકારનું છે તે કાયદા કરનાર મંડળીના એક આકટ ઉપરથી મુકરર કરવામાં આવ્યું છે. ब તે કામ ઉપર હોય તે દરમિયાન તે ગેરચાલ ચાલશે નહી, એવી अ એ क ને જામીનગીરી આપી છે. ત્યાર બાદ એક બીજો આકટ થયો અને તે કામનું સ્વરૂપ મુખ્ય વાતે બદલાઇ ગયું. ત્યાર પછી ब એ કોઈ ગેરવર્તણુંક કરી. સદરહુ બીજા આકટને જે કૃત્ય સાથે કાંઈ સંબંધ ન હોય, એવું કૃત્ય કર્યાથી ब ની કોઈ ગેરવર્ત્તણુંક થઇ હોય, તોપણ સદરહુ ફેરફાર થયાને લીધે अ ત્યાર પછીની જવાબદારીમાંથી મોકળો થયો.**

**(क.) क ને માલ વેચવા સારૂ કારકુનના કામ ઉપર રાખ્યાથી, તે સંબંધે**

તેના હાથમાં જે પૈસા આવે તેનો હિસાબ ब આપશે એવો अ, क ને ત્યાં ब નો જામીન થાય તો, ब ને કાંઇ સાલીઆનું આપવાનું ઠરાવીને તે જગ્યા ઉપર તેને નીમવાનું क કબુલ કરે છે. ત્યાર પછી अ ને ન જણાવતાં તથા अ ની સમતિ વગર क અને ब એવી કબુલાયત કરે છે કે, ब ને વર્ષાસન ન આપતાં જેટલો માલ ब વેચે તેટલા માલ ઉપર તેને કાંઇ હકશાઈ આપવી. એ પછી ब એ ગેરવર્તણુંક કરી તો, તે બાબત अ જવાબદાર નથી.

(ड.) ब ને જેટલું ઉધાર તેલ क આપે તે બાબત अ, क ને ૩૦૦૦ રૂપિયાની સ્થિર જામીનગીરી આપે છે. પછી ब નાણાની ભીડમાં આવી પડે છે. અને अ ને ન જણાવતાં ब તથા क એવો કરાર કરે છે કે, क એ ब ને રોકડા પૈસાથી તેલ આપવું, અને જે પૈસા ब આપે તે ब તથા क ની દરમ્યાનનું કરજ જે તે વખતે હોય તેને પેટે મુજરે લેવા. આ નવો બંદોબસ્ત કર્યા પછી જે કાંઈ માલ આપવામાં આવ્યો હોય, તેનો अ પોતાની જામીનગીરીની રૂહએ જવાબદાર નથી.

(इ.) क, ब ને માર્ચ મહિનાની પેહેલી તારિખે ૫૦૦૦ રૂપિયા કરજાઉ આપવાનો કરાર કરે છે. તે પૈસા પાછા મળશે એવી જામીનગીરી अ આપે છે. સદરહુ ૫૦૦૦ રૂપિયા क, ब ને જાન્યુઆરી મહીનાની પેહેલી તારિખે આપે છે. अ પોતાની જવાબદારીમાંથી મોકળો થયો છે, કારણ કે કરારમાં ફેરફાર થયો છે, એટલે પેહેલી માર્ચની પેહેલાં क, ब ઉપર પૈસા બાબત દાવો લાવી શકે.

**ટીકા**—પીડકોક વિ. બીશપ (૩ બી. એન્ડ સી. પાનું. ૬૦૫)ના કામમાં વાદીએ એક બીજા સખસને માલ વેચાણ આપ્યો, તેમાં તેની કીમત વાદીને વસુલ આપવાને પ્રતીવાદી જામીન થયો. વાદી અને તેની પાસેથી ખરીદ કરનારે ખાનગીરાહે એવી શરત કરી કે, તે ખરીદ કરનારે બજાર ભાવ કરતાં કાંઇક વધારે આપવું કે, જેથી જુનું દેવું છે તે વળી જાય. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદી પોતાની જવાબદારીમાંથી મુક્ત થયો છે. પરંતુ સમીલેટ વિ. ફ્લેચર (લા. રી. ૧ શી. પી. પાનું. ૨૧૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એક સખસ બે પ્રકારના વ્યવહાર સબંધી જામીન થાય, તેમાં તે જેનો જામીન થયો હોય તે તથા જામીન લેનાર એક પ્રકારના વ્યવહારમાં બારોબાર ફેર કરે તો, બીજા પ્રકારના વ્યવહારમાં તે જામીનની જવાબદારી બંધ થતી નથી. પોલાક વિ. એવરેટ (૧ ક્યુ. બી. ડી. પાનું. ૬૭૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે કામ જામીનની કબુલત સાથે કરવું જોઈએ તે તેની કબુલત વિના કરવામાં આવ્યું હોય, પણ તે જામીનના જાણવામાં છતાં તે ચુપ રેહે તો, તે ઉપરથી તે જામીનની કબુલત ગર્ભીત રીતે છે, એમ થઇ શકતું નથી. પરંતુ જામીનની કબુલત હકીકત ઉપરથી ગર્ભીત રીતે થાય છે. લીથલી વિ. સ્પાયર (લા. રી. ૫ શી. પી. પાનું ૫૯૫) ના કામમાં જ, સ ને કરજ કહાડવાનું હતું, તે બાબત અસલ જામીન આપવામાં આવેલો હતો. પછી જ, સ એ પોતાના ધંધામાં એક ભાગીદાર રાખ્યો,

અને તે જામીની રદ કરવામાં આવી. તેના તેજ જામીનોએ પ્રથમના ઠરાવ પ્રમાણેજ પાછળથી બીજી જામીનગીરી કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે હકીકતથી તે લેવામાં આવી હોય, તે હકીકતથી થતા ખુલાસા પ્રમાણે તે વાંચવી જોઈએ. માટે **જ, સ** એ પોતાની ભાગીદારીના ધંધામાં જે કરજ કાહાડેલું તેને પણ તે જામીનગીરી લાગુ થાય છે.

આ કલમમાં ઈંગ્રેજી ઠરાવોથી જામીનને તેની જવાબદારીમાંથી મુક્ત કરવામાં આવે છે તેના કરતાં તે બાબત વધારે ઠરાવ છે. થોડીક મુદત ઊપર સાંડરસન વિ. આસ્ટન (લા. રી. ૮ એકસચેકર. પાનું. ૭૩) ના કામમાં વાદીએ એક કલાર્ક ઈયાને કારકુન રાખેલો, અને તે કલાર્કે પોતાના કામમાં કસુર કરી તેથી તે કસુર સબંધી તે કલાર્ક ઈયાને કારકુનના જામીન ઉપર દાવો કરયો. તેમાં પ્રથમ એવી તકરાર કરવામાં આવી કે કલાર્કને કામે રાખનાર અને કલાર્કની વચમાં એક માસની નોટીસ આપી કલાર્કની નોકરી પુરી થઈ શકે તેવી હતી, પણ પાછળથી તે કલાર્કને નોકર રાખનાર અને તે કલાર્કની વચમાં એવો કરાર થએલો છે કે, ફક્ત ત્રણ માસની નોટીસ આપેથી તે કલાર્કની નોકરી પૂરી થાય. અને બીજી એવી તકરાર કરી છે કે તે કલાર્કે પ્રથમ બીજી કસુર કરેલી, તે વાદીએ જાણ્યા છતાં તે કલાર્કને પોતાની નોકરીમાં રેહેવા દીધો હતો. તેમાં ઘણા મતથી કોર્ટે ઠરાવ્યું કે પેહેલી તકરાર બરોબર નથી, કારણ કે કેટલી મુદતની નોટીસ આપવી તે જામીનના કરારમાં નથી, અગર તેણે તેવા ઠરાવના આધારથી કરાર કરેતો તેવું પણ તેમાં નથી, અગર જામીનની જવાબદારીમાં નવું જોખમ ખરી રીતે ઊમેરવામાં આવ્યું તેવું પણ નથી. આ બેઉ તકરારોમાંની બીજી તકરાર બાબત ફીલીપ્સ વિ. ફોકસાલી (લા. રી. ૭ કયુ. બી. પાનું ૬૬૬) ના કામના આધારથી તે બીજી તકરાર બરોબર છે, એમ કોર્ટે ઠરાવ્યું.

પણ આ કલમના ઠરાવ પ્રમાણે તો ફક્ત એટલું જોવાનું છે કે જામીનની કબુલતથી જુદી રીતે ચાલવામાં આવ્યું છે કિંવા નહી. માટે હિંદુસ્થાનની કોર્ટમાં આ પ્રમાણેની પેહેલી તકરાર બરોબર છે. તોપણ જો લેહેણદાર **અસલદેણદાર** તરફનો નવો જામીન કબુલ કરે, અને તેમાં મુદત આપવા વગરનો કરાર **અગર** તે કરારની શરતોમાં જુદી રીતે ચાલવામાં આવ્યું ના હોય તો, તેથી જામીન મુક્ત થતો નથી. બેલ વિ. બેંકસ (૩ મેનીંગ એન્ડ ગ્રેનજર રી. પાનું. ૨૫૮)

પ્રથમની કબુલતની રૂઈએ સાંથ આપવાને એક હામીદાર થએલો, તેના **અનુમત** વિના સાંથેરાખનારે એક બીજી કબુલત કરી એવો કરાર કરયો કે, પ્રથમની કબુલતમાં જે દરની સાંથ આપવાનો ઠરાવ છે તે કરતાં વધારે દરની સાંથ હું આપીશ. તે કબુલત હામીના કરારથી જુદી થાય છે. માટે તે જુદી કબુલત થયા પછી જે સાંથ ચડેલી હોય તે બાબત તે હામીદાર જવાબદાર નથી. ખાનનબીબી વિ. અબદુલા (ઈં. લા. રી. ૩ અ. પાનું. ૯)

કીસ્તો કીશોરી ચૌધ્રાયણ વિગરે વિ. રાધારોમન મુનશી વિગરે (ઈં. લા. રી. ક. વા. ૧૨ પાનું ૩૦૦) ના કામમાં વાદીઓએ બે સખસો રાધારોમન મુનશી અને હરેચંદ્ર તાલુકદારના ઊપર, અસલ દાવો કરવામાં આવેલો હતો. તેઓનો દાવો "ઈજારા કબુલીયત" અને ફસલી વર્ષ ૧૨૮૫ (૧૮૭૮–૭૯) ના જામીની ખતની રૂઈએ ચડેલી સાંથ, રસ્તા જકાત, અને પબ્લીક વર્કસનું જકાત વ્યાજ સાથે રૂ. ૧૯૭૭–૧૧–૦ લેવાને કરવામાં આ-

વેલો છે. તેઓએ કહેલું છે કે હરોચંદ્ર તાલુકદાર જે બીજા પ્રતીવાદીની પૂર્વે થઈ ગએલો છે, તેણે ૧૨૭૯ થી ૧૨૮૫ સુધી તકરારી માહાલનો ઈજારો રાખેલો હતો, અને તેની સાંથ યોગ્ય રીતે આપવાને પેહેલા પ્રતીવાદી રાધારોમન મુનશીએ જામીનીખત લખી આપ્યું છે. વળી તેઓએ કહ્યું છે કે પેહેલા પ્રતીવાદીએ ખરી રીતે તો પોતે ઇજારો લીધેલો હતો, અને તેનો હરોચંદ્ર ફક્ત બેનામીદાર હતો. આ દાવો તા. ૧૦ એપ્રીલ સન ૧૮૮૨ ના રોજ ફાઈલ કરવામાં આવ્યો. કોર્ટે તેમાં ફક્ત રૂ.૧૬૨૧–૧૧–૦ની રકમ લેવાના વાદીનો હક છે, એમ ઠરાવ્યું. તે ઠરાવ ઊપર વાદી તથા પ્રતીવાદીએ સામ સામી અપીલ કરી. તેમાં નીચેની અપીલકોર્ટે નીચેની કોર્ટ નો જે ઠરાવ હતો કે, પેહેલો પ્રતીવાદી ફક્ત જામીન છે, અને ઠરાવ્યું કે મુખ્યના ઉપર વાદીએ દાવાની મુદત જવા દીધી છે, માટે તે જામીન પાસેથી તે લેઈ શકતો નથી. તે ઠરાવ ઉપર વાદીઓએ હાઇકોર્ટમાં અપીલ કરી. તેમાં જસ્ટીસ વીલસન અને જસ્ટીસ ગોઝસાહેબોએ ફેંસલો આપ્યો કે, આ કામમાં વાદી પાસેથી જે સખસે ઈજારો લીધેલો તેના જામીન તરીકે પ્રતીવાદી એક કોર્ટના ઠરાવ પ્રમાણે જવાબદાર થએલો છે. હાલ પ્રતીવાદી ઉપર દાવો કરવામાં આવ્યો છે. અસલકોર્ટે વાદીના લાભમાં હુકમનામું કરયું છે. બીજી કોર્ટે તે હુકમનામું રદ કરયું છે, એવા કારણથી કે પ્રતીવાદીનો જામીન છે, અને મુખ્ય દેણદાર ઊપરના દાવાને મુદત જવા દીધી છે. માટે હાલના પ્રતીવાદી ઊપર દાવો ચાલી શકતો નથી. અપીલકોર્ટના વિદ્વાન જડજે, ફેંસલાની નીચેની કલમોમાં કહેલું છે કે:—

"૨૨. વાદીએ મુખ્ય દેણદાર ઊપરના પોતાના દાવાની મુદત જવા દીધી છે, માટે તે જામીન પાસેથી વસુલ કરી શકતો નથી.

"૨૩. માટે તેનો પરીણામ એવો થવો જોઇએજ કે, તે દાવો કાહાડી નાંખવો જોઈએ.

"૨૪. માટે આ કોર્ટ અપીલવાળાએ જે તકરાર કરી છે તે બાબત તેના લાભમાં ઠરાવ કરે છે કે, જ્યારે મુખ્ય દેણદારના ઉપર દાવાની મુદત જવા દીધી છે, ત્યારે તેને જવાબદાર ઠરાવી શકાતો નથી."

નીચેની અપીલકોર્ટે જે વિચાર કરયો છે તે સાથે અમે મળી શકતા નથી. આ બાબતમાં જે કાયદાનો નિયમ છે તે કરાર આકટની કલમ ૧૩૩ અને ૧૩૯ મીમાં ઠરાવવામાં આવ્યો છે. તે કલમોના પેહેલાંની કલમમાં ઠરાવવામાં આવ્યું છે કે કીયા કીયા કામોમાં લેહેણદાર ફારકતી આપી મુદત આપવાને કબુલ કરી અગર મુખ્ય દેણદારની સાથે બીજો વ્યવહાર કરી જામીનને મોકળા કરવાનો અસર થાય છે. કલમ ૧૩૭ મીમાં કહ્યું છે કે "જ્યારે માગનાર મુખ્ય દેણદાર ઉપર દાવો માંડવાની અથવા તેના વિરૂદ્ધ બીજો કોઈ પણ ઈલાજ અમલમાં આણવાની ખામોશ રાખે, ત્યારે જામીનગીરીમાં બીજી તરેહનો ઠરાવ ન હોય તો, સદરહુ માત્ર ખામોશ ઉપરથીજ જામીન છુટો થતો નથી."

આ કલમ હાલના કામને લાગુ થાય છે. હજારીમલ વિ. ક્રીશ્નરાવના કામમાં મુંબાઈ હાઈકોર્ટે આ બાબતના કાયદાનો વિચાર કરેલો છે. અને અમે જે વિચાર બતાવ્યો છે તેજ વિચાર તેમાં પણ કરવામાં આવ્યો છે. માટે નીચેની અપીલકોર્ટનું હુકમનામું રદ કરવું જોઈએ, પરંતુ તે કોર્ટમાં અપીલ કરવામાં આવેલી અને સામી અપીલ કરવામાં આ-

વી છે, તેમાં વાદીના લેહેણાની રકમ બાબત સવાલો ઉત્પન્ન થએલા છે, માટે પ્રતીવાદી કેટલી રકમ બાબત જવાબદાર છે તેનો નિર્ણય કરવા આ કામ નીચેની કોર્ટમાં પાછું મોકલવું જોઈએ.

"કારીનથીયન થીએટર કંપની લીમીટેડ" ના ડાયરેક્ટરોએ એક એવો કરાર કરયો કે મેસર્સ ક્રીબરજર અને એન્ડરસને આ કંપનીને રાખેલી છે, માટે તેમનું મેલબોર્નથી કલકત્તા સુધી જે કાંઈ રેલવેનું રસ્તાખરચ હોય, તે તેના નુર સુધાં મેસર્સ નીકલ્સ અને કંપની આપે તો, સદરહુ કંપનીની બાબતમાં તેમને પેહેલવેહેલાં જે નાણાં મળશે તેમાં-થી તે આપવામાં આવશે. સદરહુ રીતે મેસર્સ નીકલ્સ અને કંપનીને રકમ વસુલ થતાં જે કાંઈ ખાધ પડશે, તે અમો બેઉ ડાયરેક્ટરો દરેક સરખે ભાગે આપીશું. આ કરાર ઉપરથી વાદીઓ-એ તે ખેલાડીઓનું રસ્તાખરચ રૂ.૧૩૧૧૩–૧૩–૪ આપ્યું, અને તેની અર્ધી રકમ પાછી આ-પવામાં આવી, અને બાકીની રકમ સારૂ વાદીઓએ આ દાવો કરયો છે. આ વખતે વાદીઓ કંપ-નીના સરાફો હતા, તેથી કંપની સાથે નાણાં આપ લે કરતા હતા. વાદીઓએ જે નાણાં આપ્યાં તે પ્રથમ સદરહુ કરાર પ્રમાણે વસુલ ગણવું જોઇએ, તે નહી ગણતાં કંપની પાસે બીજું લેહેણું હતું તે પેટે જમાં કરયાં. બે ડાયરેક્ટરોમાંથી એક ડાયરેક્ટર વહિવટ કરનાર ઓરત હતી તેના ઉપરના દાવામાં ઠરાવવામાં આવ્યું કે, વાદીએ સદરહુ કરાર મુજબ બોળાધરવાળા લેહેણામાં જે નાણાં આવ્યાં તે જમાં કરવા બંધાએલા હતા, પણ તેઓએ તેમ કરેલું નથી, માટે બોળાધરીનો કરાર રદ કરયો. નીકલ્સ વિગેરે વિ. વીલસન (ઈ. લા. રી. ૪ ક. ૫૬૧)

## કલમ ૧૩૪ મી.

મુખ્ય દેણદાર છુટયો અથવા મોકળો થયો તો જામીન મુક્ત થાય છે.

**૧૩૪. માગનાર તથા મુખ્ય દેણદાર વચ્ચે એવો કાંઈ કરાર થાય કે, તેથી મુખ્ય દેણદાર જવાબદારીમાંથી છુટો થાય તો, તે કરારથી અથવા માગનાર એવું કાંઈ કૃત્ય કરે કિંવા ન કરે તે કૃત્ય કરવાના કિંવા ન કરવાના કાયદેસર પરિણામમાં મુખ્ય દેણદાર જવાબદારીમાંથી મોકળો થાય તો, તેથી જામીન જવાબદારીમાંથી છુટો થાય છે, એમ સમજવું.**

### દૃષ્ટાંતો.

**(अ.) क એ ब ને કાંઈ માલ આપવાનો છે તે બદલ अ, क ને જામીનગીરી આપે છે. क, ब ને માલ આપે છે अ ને પછી ब નાણાની ભીડમાં આવે છે તથા તે क સુદ્ધાના પોતના માગનાર સાથે કરાર એવો કરે છે, કે તેણે પોતાની માલમતા તેઓને હવાલે કરવી, અને તેના અવેજમાં તેમણે તેને પોતાના માગણામાંથી છુટો કરવો. હવે ब એ क ની સાથે કરાર કરયાથી તે કરજમાંથી છુટ્યો. અને अ પોતાની જામીનગીરી-માંથી છુટો થયો.**

**(ब.) अ, ब ની સાથે કરાર કરે છે કે अ એ પોતાની જમીનમાં ગળી પકવવી અને કાંઈ નિમેલી કિંમતે તે ब ને સ્વાધીન કરવી. આ કરાર अ પુરો કરશે એવી क જામીનગીરી આપે છે. પછી अ ની જમીનમાં પાણી પા-**

**વાને જે નાળાના પાણીની જરૂર છે તે નાળાનો પ્રવાહ ब ફેરવી બીજે રસ્તે લઈ જાયછે, અને તેથી કરીને अ ને ગળી પકવવાને અટકાવ થાય છે. क પોતાની જામીનગીરી બદલ જવાબદાર નથી.**

**(क.) अ, ब ની સાથે કરાર કરે છે કે હું કોઈ એકાદ નિમેલે ભાવે કાંઈ મુકરર કરેલી મુદતની અંદર ब ને એક ઘર બાંધી આપીશ, अ ને જે લક્કડ જોઇએ તે ब એ આપવું. अ કરાર પુરો કરશે એવી જામીનગીરી क આપે છે. ब લક્કડ પુરૂં પાડતો નથી. क પોતાની જામીનગીરીમાંથી મુક્ત થયો.**

**ટીકા**—પેહેલી જામીનગીરી બીજી જામીનગીરીની પુરવણીમાં લેહેણદાર લે તો, તે જામીન ઉપર જવાબદારી રેહેતી નથી. કલારક વિ. હેન્ટી (યંગ એન્ડ કાલીયર એકસચેકર વા. ૩ પાનું. ૧૮૭)

ફ્રાગો વિ. જોન્સ (લા. રી.૮ એકસચેકર પાનું. ૮૧) ના કામમાં એક જામીનગીરીવાળો લેહેણદાર, દેણદારની સાથે ત્રોડ કાઢવામાં બીજા લેહેણદારો સાથે સામેલ થયો. એ ત્રોડથી દેણદારે પોતાની મીલકત લેહેણદારોના હિતને માટે લખી આપી, અને લેહેણદારોએ દેણદારને જાણે તેણે નાદારીમાં છુટકો મેળવ્યો હોય, તેવી રીતે છુટો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું હતું- કે આ પ્રમાણે થવાથી જામીન છુટો થાય છે.

સન ૧૮૮૧ ના આકટ ૨૬માની કલમ ૩૯ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે, " જ્યારે શીકાર કરેલા 'બીલ ઓફ્ એકસચેંજ' (હુંડી) નો કબજેદાર તે શીકાર કરનાર સાથે એવો કાંઇ કરાર કરે કે, જેથી હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૧૩૪ અગર ૧૩૫ મી પ્રમાણે બીજા પક્ષકારોને તેમની જવાબદારીમાંથી છુટા કરવામાં આવે, ત્યારે પણ તે કબજેદાર તે બીજા પક્ષકારોની જવાબદારી કાયમ રાખવાને પોતાનો હક્ક સ્પષ્ટ રીતે રાખવાને મુખત્યાર છે, અને તેવે પ્રસંગે તેઓ પોતાની જવાબદારીમાંથી છુટા થતા નથી."

હઝારી વિગેરે વિ. ચુનીલાલ (ઇં. લા. રી. અ. વા. ૮ પાનું ૨૫૯) ના કામમાં જસ્ટીસ ઓલ્ડફીલ્ડ તથા જસ્ટીસ ટાયરલસાહેબોએ ઠરાવ્યું છે કે, આ કામમાં દાવાવાળું જામીન ખત સંભાળથી તપાસતાં અમારા અભિપ્રાયમાં આવે છે કે, લેહેણદારે પોતાના દેણદારને રૂ.૮૧૬–૩–૬ ખર્ચ અને દર શેંકડે આઠ આના પ્રમાણે પોતાના હુકમનામાની રકમ છે, તે ઉપર વ્યાજ વસુલ આપવાને મુદત આપી છે. દેણદારે એવો કરાર કરી આપ્યો છે કે ૧૧ વર્ષમાં તે નાણાં વસુલ આપવામાં કસુર કરવામાં આવે તો, તે કસુરની તારીખથી એક માસની અંદર તે હુકમનામાની જે રકમ બાકી લેહેણી હોય તે લેવા, હુકમનામું બજાવે, અને સદરહુ રીતે વસુલ આપવામાં કસુર કરવામાં આવે તો તે હુકમનામાનું દેવું જામીનો તે પૂરૂં કરવાને પોતે બંધાએલા છે. બીજા શબ્દોથી કેહેતાં દેણદારને વસુલ આપવાને મુદત આપવામાં આવી હતી, અને તેણે મુદતે મુદતે નાણાં વસુલ આપવાનાં હતાં, અને તે આપવામાં કસુર કરવામાં આવે તો, હુકમનામાવાળાએ હુકમનામું તે કસૂર કરયા તારીખથી એક માસની અંદર બજાવવાનું હતું, અને તે વખતે આખરે તે હુકમનામું વસુલ કરી શકાય નહી તો તે જામીનો જવાબદાર છે. તે ખતના શબ્દો એવા હતા કે:—"હફતા ભરવામાં કસુર કરવામાં આવે તો એક માસ પછી તમામ હુકમનામાની રકમ, ખર્ચ અને દર શેંકડે આઠ આના પ્રમાણે

વ્યાજ લેવા હુકમનામું બજાવવામાં આવશે. અમે સહીઓ કરનાર તે હુકમનામાના દેણદારના ૩૮૧૬–૩–૬ તથા કોર્ટના ખર્ચના તથા વ્યાજ બાબત જામીન થઈએ છીએ. સદરહુ કરાર પ્રમાણે નાણું ભરવામાં કસુર કરવામાં આવે, એટલે પ્રથમ અવસ્યે કરીને તે કસુર કરયાની તારીખથી એક માસની અંદર લેહેણદારે પોતાનું હુકમનામું બજાવવાનું છે. તે કરારના આ ભાગના શબ્દો ખસુસ તરીકે છે, અને આવી હકીકત હોય છે ત્યારે હમેશાંની રીતી પ્રમાણે જે કરાર થાય છે તે વિષે કસુર કરવામાં આવે તો, હુકમનામાવાળો તે હુકમનામું બજાવી શકે છે, અગર પોતાની ખુશીમાં આવે તો બજાવવાને મુખત્યાર છે, તે કરાર કરતાં સદરહુ કરારમાં ઘણું વધારે છે. તા. ૨૦ એપ્રીલ સન ૧૮૭૯ સુધી પાંચ વર્ષના હફતા તો બરોબર ભરવામાં આવ્યા. પછી વસુલ આપવું બંધ પડયું, અને હુકમનામાવાળાએ પોતાનું હુકમનામું જે હાલ મુદત જવાથી રદ ગએલું છે, તે પોતાના દેણદાર ઊપર બજાવવાને કાંઈ ઈલાજ કરયો નહી. પછી તેણે સન ૧૮૮૪ ના નવેંબર માસમાં તે હુકમનામાની બાકી રહેલી લેહેણી રકમ, દાવો કરયા તારીખ સુધીના વ્યાજ સાથે લેવાને તે જામીનો ઊપર દાવો કરયો. અસલકોર્ટમાં હુકમનામાવાળો નીષ્ફળ ગયો, પણ અપીલમાં જીલ્લાજડજે તેનું હુકમનામું કરી આપ્યું. તેથી બીજી અપીલમાં તે જામીનોએ તે હુકમનામું રદ કરાવવાને માગેલું છે. તે કરારના ઊપર બતાવ્યા પ્રમાણે શબ્દો વાંચતાં અમને ખાત્રી થાયછે કે, આ અપીલ ચાલવી જોઈએ. એટલું કબુલ કરવું જોઈએજ કે અપીલના પ્રતીવાદીએ તે હુકમનામું બજાવ્યું નહી, તેથી તેણે પોતાના મુખ્ય દેણદારોને છોડી દીધા થાય છે. હુકમનામું રદ થએલું છે માટે તેઓ તમામ જવાબદારીમાંથી મુક્ત થયા છે. સબબ લેહેણદારે આ કસુર કરી તે કારણથી હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૧૩૪ મી પ્રમાણે તેજ પ્રમાણે જામીનો પણ મુક્ત થાય છે. પરંતુ સદરહુ આકટની કલમ ૧૩૭ મી છે કે, લેહેણદાર પોતાનો ઈલાજ મુખ્ય દેણદાર વિરૂદ્ધ કરવો છોડી દે અને જામીનીના કરારમાં કાંઈ વિરૂદ્ધ ના હોય તો, જામીન તેથી છુટો થતો નથી, એ વિશે તકરાર કરવામાં આવી છે. બેશક આ સાચી વાત છે, પણ અમારા અભિપ્રાયમાં આવે છે કે દેણદારના લાભમાં "ફકત ખામોશ ખાવી" તેના કરતાં અપીલના પ્રતીવાદીનું જે કૃત્ય હુકમનામું બજાવવું છોડી દેઈ તેની મુદત જવા દેઈ રદ કરેલું છે, તે ઘણું વધારે ભારે છે. સબબ અમે ઠરાવીએ છીએ કે તેણે તે કરારના આ સ્પષ્ટ ભાગનો અમલ કરવાને કસુર કરી તેથી તેણે જામીનોને જે ઈનસાફ આપવો જોઈએ (તેજ આકટની કલમ ૧૩૯) એ વિરૂદ્ધ કરયું છે, અને તે કરાર પ્રમાણે તેની તે જામીનો તરફની જે ફરજ હતી તે અદા કરવાને તેણે કસુર કરી છે. કે જેથી જામીનોનો મુખ્ય દેણદાર ઊપર જે આખર ઈલાજ હતો તેને સ્વભાવિક રીતે હરકત થવી જોઈએ. વળી અમારા અભિપ્રાયમાં આવે છે કે તે હુકમનામું બજાવવાને નાલાયક થવા દેવાથી તે હુકમનામાના ફાયદામાંથી તે જામીનોને બાતલ કરેલા છે, કારણ કે જામીનીનો કરાર જ્યારે કરવામાં આવ્યો ત્યારે તે હુકમનામાનો ફાયદો તેમને હતો, અને લેહેણદારના કૃત્યથી તેમને તે હુકમનામાનો ફાયદો મેળવાનો હક હતો, પણ તે ફાયદો તેમનો ખોવરાવ્યો છે, માટે તે હુકમનામાની કીમત જેટલી છે તેટલે દરજ્જે તે જામીનો (તેજ આકટની કલમ ૧૪૧) જવાબદારીમાંથી મુક્ત થાય છે. કરારની હકીકતનો તથા તેને લાગતા કાયદાનો આ વિચાર કરતાં અમારે નીચેની અપીલકોર્ટનું

હુકમનામું રદ કરવું જોઈએ, અને આ અપીલ બાહાલ રાખી અપીલના પ્રતીવાદીનો દાવો તમામ ખર્ચ સાથે રદ કરવો જોઈએ.

સંકાપા બિરદ્ધ પક્ષાપા (ઈ. લા. રી. ૭ મું. પાનું. ૧૪૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, કલમ ૧૩૪ તથા કલમ ૧૩૭ બંને સાથે વાંચવી જોઈએ. મુખ્ય દેણદાર ઉપર વખતસર દાવો કરવામાં જો લેહેણદાર કસુર કરે તો, તેથી કરીને જામીનદાર દેવું આપવાની પોતાની જોખમદારીમાંથી મુકત થતો નથી. ગમે તો મુખ્ય દેણદારની સામે દાવો કરવામાં મુદતના કાયદાથી અડચણ થતી હોય, તોપણ તેની જોખમદારી મટતી નથી.

## કલમ ૧૩૫ મી.

માગનાર મૂખ્ય દેણદાર સાથે ફડચો કરે અથવા તેને મુદત આપે અથવા દાવો ન આણવાનું વચન આપે તો, જામીન છુટો થાય છે.

**૧૩૫. જ્યારે કોઈ માગનાર તથા મુખ્ય દેણદાર એઓમાં એવો કાંઈ કરાર થાય કે, તે ઉપરથી માગનાર મજકુર સદરહુ મુખ્ય દેણદાર સાથે કાંઈ તોડ પાડીને પતાવે, અથવા મુખ્ય દેણદારને મુદત આપે, અથવા તેના ઉપર દાવો ન માંડવાનું વચન આપે, ત્યારે તેવા કરારમાં જામીને જો પોતાની સમતિ ન આપી હોય તો, કરાર મજકુર થવાથી જામીન છુટો થાયછે, એમ સમજવું.**

**ટીકા**—ફીલપોટ વિ. બ્રાયન્ટ (૪ બીંગહામ રી. પાનું ૭૧૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જાસ્તી મુદત આપવાને મરજી ઉપર રાખેલું, અને તે જાસ્તી મુદત આપવામાં આવેલી નહી, પણ તે મરજી ઊપર રાખ્યાનો કરાર અમલમાં લાવી શકાય તેવો નહી હતો, માટે તેવા વચનથી જામીન છુટો થતો નથી, કારણ કે તેથી પક્ષકારોની સ્થીતી અગર હક્કોમાં કાંઈ ફેરફાર થતો નથી. પી. ચંદ્રદાસ વિ. ગોરચંદ્ર રાય (ઈ. લા. રી. ૪ ક. પાનું ૧૩૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે લેહેણદારે ધીરેલા નાણા ઊપર તે લેહેણદાર વ્યાજ લે તો, જેટલી મુદતનું તેણે વ્યાજ લીધું હોય તેટલી મુદત સુધી તેણે દાવો કરવો નહી, એવો કરાર અર્થાર્થ રીતે દેણદાર સાથે કરયો થાય છે. માટે સાધારણ નિયમ પ્રમાણે જામીન આવા કામમાં પોતાની જવાબદારીમાંથી મુક્ત થાય છે.

કુમ્બી. વિ. વુલ્ફ (૮ બીંગહામ રી. પાનું. ૧૫૬) ના કામમાં પ્રતીવાદી જ ને સ્વાધીન કરવાના માલની કીમતને માટે જામીન થયો. વેહેપારનો સીરસ્તો એવો હતો કે ઘણામાં ઘણા છ મહીના સુધી માલ ઊધાર આપવો; પણ વાદીએ નવ મહીના જવા દીધા, અને પછી બે મહીનાની મુદતની વાયદાચીઠી લીધી, અને આ પ્રમાણે ખરૂં જોતાં ૧૧ મહીનાની મુદત સુધી માલ ઊધાર રાખ્યો, કોર્ટે ઠરાવ કરયો કે પ્રતીવાદી છુટો થયો છે, કારણ કે વાદીએ વાયદાચીઠી લેવાથી જામીનગીરી ચાલતાની દરમિયાન જ ઊપર કામ ન ચલાવવાથી પ્રતીવાદીની સ્થીતીમાં ફેરફાર થયો છે.

એક વખત બંધનમાંથી મુક્ત થાય એટલે પાછળના જે વ્યવહારમાં જામીન પક્ષકાર ના હોય, તે વ્યવહારથી તે બંધન ફરી તાજું થઈ શકતું નથી, એવું ક્રોયડન કમરશીઅલ ગ્યાસ કંપની વિ. ડીકીનસન (૧ શી. પી. ડી. પાનું. ૭૦૭)

અમુક હુંડીયોની રૂઈએ મુદલ તથા વ્યાજના રૂ.૨૦૭૪૦) લેવા દાવો કરવામાં આવ્યો.

તેમાં એવું કબુલ કરવામાં આવ્યું કે ગૌરચંદ્ર રાય અને જીવન મોહનદાસ નીકોલસ પીટર પોગોસના ફક્ત જામીન હતા, તેથી તે જામીનોએ તકરાર કરી કે પ્રતીવાદી નીકોલસ પીટર પોગોસે હુંડીયોની મુદત થયા પછી મુદત આપી તેની પાસેથી વ્યાજ લીધું છે, તેથી તે જવાબદારીમાંથી અમે મુક્ત થયા છીએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ જામીન આ મુદત આપવામાં અને વ્યાજ લેવાની બાબતમાં જાણતા ના હોય, અને તેમાં તેણે કબુલત આપી ના હોય તો, તેઓ તે જવાબદારીમાંથી મુકત થાય છે. પ્રતાપચંદ્ર દાસ વિ. ગૌરચંદ્ર રાય (ઈં. લા. રી. ૪ ક. પાનું. ૧૩૨)

## કલમ ૧૩૬ મી.

મુખ્ય દેણદારને મુદત આપવાનો કરાર ત્રીજા સખસ જોડે કર્યો હોય તો, જામીન છુટો થતો નથી.

**૧૩૬. જ્યારે મુખ્ય દેણદારને મુદ્દત આપવાનો કરાર માગનાર મુખ્ય દેણદાર જોડે ન કરતાં કોઇ ત્રીજા સખસ જોડે કરે, ત્યારે જામીન છુટો થતો નથી.**

### દૃષ્ટાંત.

**અ એ બ ના જામીન તરીકે કરેલી હુંડી બ એ સીકારી છે, અને તે હુંડી ક ના હાથમાં છે તથા તેની મુદત થઈ ગઈ છે. બ ને મુદત આપવાનો કરાર ક, મ જોડે કરે છે. અ મુક્ત થતો નથી.**

**ટીકા**—આ કલમનો ઠરાવ જો કે મોઘમ છે, તોપણ મુખ્ય દેણદારની માઠી હાલત જોઈ કોઈ ત્રાહિત સખસ નાણાં આપી તેને મુદત આપવાનો કરાર લેહેણદાર સાથે કરે તો, તે કરાર કરવાનો સારો અવેજ છે, તેમ છતાં અસલ દેણદારનો જામીન પોતાની જામીનગીરીની જવાબદારીમાંથી મુક્ત થઈ શકતો નથી, એમ તે ઠરાવના શબ્દો ઊપરથી જણાય છે. ઇંગ્રેજી "લા" માં પણ તેવોજ નિયમ છે. ફ્રેઝર વિ. જાર્ડીન (ઇલીસ એન્ડ બ્લાકબર્ન રી. પાનું. ૩૦૩)

## કલમ ૧૩૭ મી.

માગનાર દાવો માંડવાની ખામોશ રાખે, તેથી જામીન છુટો થતો નથી.

**૧૩૭. જ્યારે માગનાર મુખ્યદેણદાર ઉપર દાવો માંડવાની અથવા તેના વિરૂદ્ધ બીજો કોઈ પણ ઇલાજ અમલમાં આણવાની ખામોશ રાખે, ત્યારે જામીનગીરીમાં બીજી તરેહનો ઠરાવ ન હોય તો, સદરહુ માત્ર ખામોશ ઉપરથીજ જામીન છુટો થતો નથી.**

### દૃષ્ટાંત.

**બ ને ક નું કાંઈ કરજ આપવાનું છે અને તેની જામીનગીરી અ એ આપી છે. કરજ આપવા જોગ થયું ત્યાર પછી એક વર્ષ પર્યંત ક, બ ઉપર દાવો માંડતો નથી. અ પોતાનીજામીનગીરીમાંથી છુટો થતો નથી.**

**ટીકા**—રેનઓ વિ. જગીન્સ (૫ કયુ. બી. ડી. ૧૩૮) ના કામમાં એક લેહેણદાર ની પાસે દેણદારે પોતાના વીમાની "પોલીસી" અનામત મૂકેલી, પછી તે દેણદારે દેવાળું કહાડયું અને તેના ટ્રસ્ટી નીમવામાં આવ્યા, પણ તે ટ્રસ્ટીઓ ઊપર તે લેહેણદારે તે પોલીસી વિશે દાવો રાખ્યો નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દેણદારનો જામીન તે દાવો નહી રાખવાથી પોતાની તમામ જવાબદારીમાંથી મુકત થતો નથી, પરંતુ ફકત તે પોલીસી જેટલાની હોય તેટલે દરજ્જે મુક્ત થાય છે.

એક હુકમનામું એક સખસ ઊપર થએલું, તે હુકમનામાના દેણદારે તે હુકમનામાનાં નાણાં ११ વર્ષમાં પુરાં કરવાં, અને તેમાં કસુર કરવામાં આવે તો તે હુકમનામું એક માસની અંદર બજાવવું એવો કરાર કરેલો, અને તે બાબત અમુક સખસો જામીન થયા હતા. પાંચ વર્ષ સુધી હફતા બરોબર ભરવામાં આવ્યા, પછી તે ભરવામાં કસુર કરવામાં આવી, પણ સદરહુ હુકમનામું બજાવ્યું નહી અને તેની મુદત જવા દીધી. પછી તે હુકમનામાવાળાએ તે જામીન ઉપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો ચાલી શકતો નથી, કારણ કે હુકમનામાવાળાએ પોતાનું હુકમનામું બજાવવામાં કસુર કરી તેની મુદત જવા દીધી, તેથી તે જામીનોને તે હુકમનામાના ફાયદામાંથી બાતલ કરેલા છે. હજારી વિગરે વિ. ચુનીલાલ (ઈ. લા. રી. અ. વા. ૮ પાનું ૨૫૯). આ ફેંસલો વિગતવાર કલમ ૧૩૪ મી નીચે બતાવ્યો છે, તે જુઓ. આ ફેંસલો કલમ ૧૩૮ મીને પણ લાગુ છે.

## કલમ ૧૩૮ મી.

કેટલાએક સહ જામીનોમાંના એકને છુટો કર્યો તો, બીજા છુટા થતા નથી.

**૧૩૮. જ્યારે સહજામીનો હોય, અને માગનાર તેમાંથી એકને છુટો કરે, ત્યારે તેમાંના બીજા સહજામીનો છુટા થતા નથી; તથા તેમજ જે સખસનો સદરહુ મુજબ છુટકો કરવામાં આવ્યો હોય, તે સખસ પોતાની સદરહુ બીજા સહજામીનો જોડેની જવાબદારીમાંથી છુટો થતો નથી.**

**ટીકા**—આ ઠરાવ ઊપરથી ખુલ્લું છે કે, જો એક કરતાં વધારે જામીન હોય, તેમાંનો એક અગર વધારે લેહેણદારથી મુક્ત થાય, તોપણ જો બાકીના જામીનોને તે લેહેણદાર તરફની જવાબદારી ભરી આપવી પડે તો, તે સદરહુ મુક્ત થએલો જામીન અગર જામીનો પોતાના હિસ્સાની જવાબદારી તે બાકીના જામીનોને ભરી આપવાને જવાબદાર રેહે છે. આ નિયમ કેવળ વ્યાજબીપણાને અનુસરતો છે, કારણ કે જેઓ પ્રથમ મુક્ત થાય તે ગમે તે રીતે થાય, પણ અસલ જે પોતાની મજીયારી જવાબદારીથી છે તે તમામ જામીન જવાબદારીમાંથી છુટા થાય ત્યાં સુધી જતી નથી.

આ કલમ પ્રમાણે માગનારને એવી જરૂર નથી કે, જો તે એક જામીનને મુકત કરવા માગતો હોય અને બીજા જામીનોએ જે જામીનગીરી આપી હોય તે જામીનગીરી કાયમ રાખવાનો તેનો વિચાર હોય તો, "માગનારે પાછળ બતાવેલા જામીનો ઉપરના પોતાના ઈલાજ રાખી મુકવા અગર તેમની સમતી લેવી, એવી કાંઈ જરૂર નથી."

## કલમ ૧૩૯ મી.

જે કૃત્ય કરવાથી અગર ન કરવાથી જામીનના છેવટના ઈલાજને નુકશાન પોંહોચે, તે તે કૃત્ય કરવાથી અથવા ન કરવાથીજામીનનો છુટકો થવા વિશે.

૧૩૯. જો માગનાર કાંઈ એવું કૃત્ય કરે કે તે જામીનના હક્કની વિરૂદ્ધ હોય, અથવા જામીનને સંબંધે જે કૃત્ય કરવાનો તેનો ધર્મ હોય તે કૃત્ય તે ન કરે, તથા સદરહુ મુજબ કરવાથી અથવા ન કરવાથી જામીનનો મુખ્ય દેણદાર ઉપર જે નિદાનનો ઈલાજ હોય તેને નુકશાન પોહોંચે તો, તેથી જામીન છુટો થાય છે.

### દૃષ્ટાંતો.

(अ.) ब કાંઈ રકમને માટે क ને સારૂ એક વાંહાણ બાંધી આપવાનો કરાર કરે છે, તે રકમ જેમ જેમ વાંહાણનું કામ થતું જાય તેમ તેમ થયલા કામ જેટલી હફ્તે હફ્તે આપવાની છે, ब કરાર યોગ્ય રીતે પુરો કરશે એવો अ, क ને ત્યાં જામીન થાય છે. क, अ ને ન જણાવતા છેવટના બે હફતા ब ને અગાઉથી આપે છે. એ પ્રમાણે અગાઉ પૈસા આપ્યાથી अ છુટો થયો છે.

(ब.) ब એ તથા બ ના જામીન તરીકે अ એ એક પ્રામિસરિ નોટ એકામતે એકાજતે લખી આપી તે ઉપર તથા ब ના ઘરનો સામાન વેચવા વિશેનો કબાલો પણ ब લખી આપે છે. તે ઉપર क, ब ને કાંઈ નાણાં ધીરે છે. સદરહુ ઘરનો સામાન વેચવા બાબતના કબાલાથી સામાન મજકુર વેચીને તેના પૈસા સદરહુ પ્રામિસરિ નોટવાળા કરજને પેટે વસુલ કરવાનો અધિકાર क ને આપેલો છે. ત્યાર પછી क તે સામાન વેચે છે. પરંતુ તેની ગેરચાલને લીધે તથા તેણે જાણી જોઇને ગફ્લત કરવાને લીધે કિંમત ઘણી થોડી આવે છે. નોટ મજકુર સંબંધીની જવાબદારીમાંથી अ છુટો થાય છે.

(क.) अ, म ને क ની પાસે ઉમેદવારીમાં રાખે છે, અને म ની નિમકહલાલી વિશે ब ને જામીનગીરી આપે છે. ब પોતાની તરફથી એવું વચન આપે છે કે હું દર મહિને કમીમાંકમી એક વખત પણ म નગદી હિસાબ કરે તે જોતો જઇશ. પરંતુ વચન મુજબ ब તેમ કરતો નથી, અને म ઉચાપત કરે છે. अ પોતાની જામીનગીરીને સંબંધે ब ને જવાબદાર નથી.

**ટીકા**—દૃષ્ટાંત क માં માગનારે જે સ્પષ્ટ રીતે વચન કરેલું તે વચન તોડવામાં આવ્યું હતું. જામીનના સામાન્ય હક્ક શા હતા તથા માગનારની ફરજો શી હતી તે કાંઇ દેખાતું નથી, પણ કલમ ૧૩૭ મી ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે મૂળ દેણદાર ઉપર અ-

મુક વખતે માગનારની દાવો કરવાની ફરજજ છે, એમ કાંઈ નથી. હજારીમલ વિ. ક્રીશ્નરાવ (ઈં. લા. રી. મુ. વા. ૫ પાનું ૬૪૭) સન ૧૮૮૧ ના ૨૬મા કાયદાની કલમ ૪૦ જુઓ.

એકાદો હુકમનામાવાળો વ્યાજ ચડાવવાને પોતાના હુકમનામાની બજાવણીમાં થતું લીલામ બંધ રાખવાને કબુલ કરે તો, જે વખતે અગર મુદતે તે હુકમનામાવાળો તે લીલામ કરાવી શકતો હતો, અગર તે કરાવવું જોઈતું હતું, અને તે પોતાનું હુકમનામું તે વખતે વસુલ કરી શકે તેવું હોય તો, તે હુકમનામાવાળાનો તે મુદત પછીના વ્યાજનો બોજો જામીન ઉપર નાંખવાનો હક્ક નથી. રામાનંદ કુંડું વિ. શી. સુંદર નારાયણ (ઇ. લા. રી. ક. વા. ૪ પાનું ૩૩૨)

પોગોસ વી. બેંક આફ બેંગાળ (ઈં. લા. રી. ક. વા. ૩ પાનું ૧૭૪) ના કામમાં અમુક બીલ આફ એકચેંજ (હુંડી) લખનાર તેનો શીકાર થયા પછી પોતાની જવાબદારી પતાવવાને શક્તીવાન રહ્યો નહી, તેથી તેણે "ટ્રસ્ટ" ઉપર પોતાની તમામ મીલકત પોતાના લેહેણુદારોના ફાયદા સારૂ લખી આપી. સદરહુ બીલો ઉપર શેરો કરાવી લેનારા સખસો પણ તે, "ટ્રસ્ટડીડ" લખી આપવામાં સામેલ હતા. પછી તેઓએ તે શીકાર કરનાર ઉપર દાવો કરયો, તેમાં તે શીકાર કરનારે તકરાર કરી કે મેં તો ફક્ત તે લખનારની સુગમતાને માટે શીકાર કરેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે વાદીઓએ ટ્રસ્ટડીડ ઉપર સહીઓ કરી છે, તે જામીનના હક્કને અનુસરતી નથી, તેથી ઈંગ્લંડના કાયદા પ્રમાણે તે જામીન મુક્ત થાય, તોપણ જે શીકાર કરનાર પ્રતીવાદી છે તેનો આખરનો ઈલાજ છે તેને ટ્રસ્ટડીડથી હરકત થતી નથી. માટે આ કલમના ઠરાવ પ્રમાણે તે પોતાની જામીનીમાંથી છુટો થતો નથી.

## કલમ ૧૪૦ મી.

જામીને રૂપીયા આપ્યા અગર કામ પૂરૂં કર્યું તો, જામીનનો હક્ક.

**૧૪૦ જે કરજને સારૂ જામીનગીરી આપવામાં આવી હોય તે કરજ આપવા જોગ થયું હોય અથવા જે કરજને માટે જામીનગીરી આપવામાં આવી હોય, તે કરજ અદા કરવામાં મુખ્ય દેણદારે કસુર કરી હોય, તો જે રકમ આપવાને અથવા જે વાત કરવાને જામીન જવાબદાર હોય, તે તમામ રકમ તેણે આપેથી અથવા તે તમામ વાત કરેથી માગનારના મુખ્ય દેણદાર ઉપર જે હક્કો હોય, તે સર્વે જામીનને પ્રાપ્ત થાય છે.**

**ટીકા**—આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે જામીનને લેહેણુદારનો તમામ હક્ક મળે છે, તોપણ જો જામીન સમાધાન કરી દેવાની તમામ રકમ કરતાં ઓછી રકમ લેહેણુદારને આપે તો, તે જામીનનો અસલ દેણદાર ઉપર તમામ દેવાની રકમ બાબત લેહેણુદારની માફક હક્ક થતો નથી, પણ જેટલી રકમ જામીને સમાધાની કરી લેહેણુદારને આપી હોય તેટલી રકમની બાબતમાં તેનો અસલ દેણુદાર વિરૂદ્ધ લેહેણુદાર તરીકે હક્ક થાય છે. આ પ્રમાણે જ્યાં હાં એક ગીરોના દેવાને માટે થએલા જામીને તે દેવું આપ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે

તે જામીનને એ રકમ દેણદારની ઈસ્ટેટથી વસુલ કરી લેવાનો હક છે. ગેડી વિ. મ્યાટસન (બીવન્સ રી. પાનું. ૩૧૦). જ્યાંહાં એક નાદારીના કામમાં મુખ્ય દેણદારની સ્ટેટ ઉપર માગનાર લેહેણું શાબીત કરે અને પછી તે દેવું જામીન આપે, ત્યાંહાં જે ડીવીડંડ આપવા જોગ થાય છે તેને માટે જામીનનો ટ્રસ્ટી થઇને તેના હક્કો માગનાર જામીનને આપે છે. એકતરફી રસફોર્થ (૧૦ વેસે. રી. પાનું. ૪૦૯)

જો જામીન તોડજોડ કરીને ઓછી રકમ આપી દેવું પતાવે તો, દેણદાર પાસે તેની આખી રકમ લેહેણી થતી નથી, પણ ખરેખર તેણે જેટલી રકમ આપી હોય તેટલી રકમ તેની લેહેણી થાય છે. રીડ વિ. નોરીસ (મીન એન્ડ ક્રેગ રી. વા. ૨ પાનું. ૩૬૧)

## કલમ ૧૪૧ મી.

માગનારને કર્જની ખાત્રી સારૂ મિલકત વગેરે હોય, તેનો ફાયદો મળવાનો જામીનનો હક છે.

**૧૪૧. જામીનગીરીનો કરાર થતી વખતે મુખ્ય દેણદાર વિરૂદ્ધ માગનારને જે કાંઈ તારણ હોય, તે તારણની વાત જામીનને માલમ હોય અથવા ન હોય, તોપણ તે સર્વેનો ફાયદો જામીનને મળવાનો હક છે; અને જો માગનાર તે તારણ ખોય, અથવા જામીનની સમતિ શિવાય પોતાના હાથમાંથી જવા દે તો, સદરહુ તારણની કિંમતના જેટલી પોતાની જવાબદારીમાંથી જામીન છુટો થાય છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) ब, क ના ભાડુત છે. क, अ ની જામીનગીરી ઉપરથી ब ને ૨૦૦૦ રૂપિયા કરજાઉ આપે છે. अ ની જામીનગીરી શિવાય क પાસે સદરહુ ૨૦૦૦ રૂપિયાના બીજા તારણ તરીકે ब ના ઘરનો સામાન ગીરો છે. क ગીરો રદ્દ કરે છે. ब નાદાર થાય છે, અને क, अ ઉપર જામીનગીરીના સંબંધથી દાવો લાવે છે. સદરહુ ઘરના સામાનની કિંમત જેટલી अ ની જવાબદારી કમી થઈ, એમ સમજવું જોઇએ.**

**(ब.) ब ને क નું કરજ છે તે બાબત क નું હુકમનામું થયું છે, પણ તે શિવાય क એ કરજને માટે अ ને જામીન લીધો છે. क પોતાનું હુકમનામું બજાવવાને માટે ब નો માલ જપ્ત કરાવી લાવે છે, અને પછી अ ને ન જણાવતાં દરખાસ્ત કાહાડી લે છે. अ છુટો થાય છે.**

**(क.) क એ ब ને કરજ આપ્યું છે તેની ખાત્રીને સારૂ તેનો अ જામીન થાય છે, અને अ તથા ब મળીને તેનું क ને ખત લખી આપે છે. પછી તેજ કરજને માટે क, ब પાસેથી બીજું કાંઈ તારણ લે છે. ત્યાર પછી તે તારણ क છોડી દે છે. अ મુક્ત થતો નથી.**

**ટીકા**—ઉપરની છેલ્લી કલમ એટલે ૧૪૦ મી કલમ પ્રમાણે જામીનને તમામ લેહેણદારનો હક મળે છે, એવું ઠરાવવામાં આવ્યું છે. આ કલમના ઠરાવથી એવું ઠરાવવામાં આવ્યું છે કે જામીનને અસલ દેણદારના તારણનો લાભ લેવાનો હક છે. પછી તે તારણની

જામીનને ખબર હોય કિંવા નહી. પરંતુજે તે તારણ જામીન જામીનગીરીનો કરાર કરે તે વખતે અને પાછળથી મેળવવામાં આવે, તેમાં ભેદછે. માટે પાછળથી મેળવેલું તારણ લેહેદાર છોડી દેવાને પસંદ કરે તો, તો, તે તારણની કીમત જેટલી હોય તેટલે દરજ્જે તે જામીન પોતાની જામીનગીરીની જવાબદારીમાંથી મુક્ત થાય છે. પરંતુ અસલ દેણદારે જામીનગીરીનો કરાર થયા પછી તારણ મેળવેલું હોય, અને તે પાછળના મેળવેલા તારણને લેહેણદાર જામીનની કબુલત.વિના ખુએ અગર જવા દે તો, જામીન પોતાની જવાબદારીમાંથી કાંઈ મુક્ત થતો નથી.

ન્યુટન વિ. ચોર્લેટન (૧૦ હેર. રી. પાનું. ૬૬૨)ના કામમાં કેહેવામાં આવ્યું છે કે આ તમામ ઠરાવોનો પરીણામ ખરી રીતે મને એવો લાગે છે કે, તમો જામીન પોતાનો હક્ક તમારી ખુશીમાં આવે ત્યારે ચંચળાઈથી નક્કી બતાવવાને મુખત્યાર છો. માટે તેવી રીતે તમારો હક્ક બતાવો તે વખતે તમે લેહેણદારનું લેહેણું વસુલ આપો, એટલે લેહેણદારની પાસે જે તારણ વ્યવસ્થા કર્યા વિનાનું હોય, તે તમને આપવાને તેને ફરજ પડે છે. જો તે અસલ કરારની તારીખે તે તારણ હોય તો, તમારો તે ઊપર કુલ હક્ક છે, કારણ કે તમારી સ્થીતીમાં ફેરફાર કરવામાં આવશે નહી, એવો ઠરાવ અસલ કરારનો એક ભાગ છે. જો તે તારણ પાછળથી મેળવેલું હોય તો, જ્યારે તમે ઈલાજ કરો ત્યારેજ તે ઊપર તમારો પાછળના તારણ ઊપર હક્ક સબંધ થાય છે. મેહ્યુ વિ. ક્રીકેટ (સ્વાનસ્ટોન્સ રી. વા. ૨ પાનું. ૧૮૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે પ્રથમના લેહેણદારની પાસે જે સ્થીતીમાં તારણ હોય તેજ સ્થીતીમાં તે તારણ જામીનને લેવાનો હક્ક થાય છે. કલમ ૧૪૬ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે જામીનના જાણવામાં અમુક તારણ હોય, અને અમુક બીજા તારણો હોવા છતાં તેના જાણવામાં ના હોય, તેથી જામીનોને તે બીજા તારણો ઊપર જે હક્ક છે, તેને હરકત થતી નથી.

એકાદ નોકરના પ્રમાણીકપણા વિશે સ્થીર જામીનગીરી જ્યાંહાં આપવામાં આવી હોય, અને તેની ગેરવર્તણુંક માલમ પડયા પછી તેનો શેઠ તેને નોકરીમાં જારી રાખવાનું પસંદ કરે તો, જામીનની સાથે સલાહ કરયા વગર એ પ્રમાણે કરવાથી તેણે જામીનને છુટો કરયો છે, કેમકે જે હક્ક પોતાના બચાવને માટે બજાવવાનો તેનો હક્ક હતો, તે હક્ક તેની પાસેથી તેણે ખુંચી લીધો છે. ફીલીપ્સ વિ. ફાકસલ (લા. રી. ૭ કવી. બેંચ. ૬૬૬)

આ કલમને મળતીજ કલમ ૧૩૪ મી નીચે હજારી વિગરે વિ. ચુનીલાલ (ઈં. લા રી. ૮ અ. ૨૫૯) નો ફેંસલો છે તે જોવો-

## કલમ ૧૪૨ મી.

ગેર સમજુતી કરીને મેળવેલી જામીનગીરી વ્યર્થ છે.

**૧૪૨. કોઈ કાર્યના મુદ્દાના ભાગ વિશે માગનારે કરેલી, અથવા તેને માલમ છતાં તથા તેની સમતિથી થયેલી ગેરસમજુતિ વડે કાર્ય મજકુરમાં કોઈ જામીનગીરી મેળવી હોય તો, તે જામીનગીરી વ્યર્થ સમજવી.**

**ટીકા**—ઈવાન્સ વિ. બ્રેમરીજ (ડીજેક્ષ મેકનાટન એન્ડ ગાર્ડનરી. પાનું ૧૦૧) ના-કામમાં એક લેહેણદારે એવો એક દસ્તાવેજ લખાવ્યો કે, તેમાં બે જામીનનાં નામ બતાવ્યાં. પછી એક જામીન પાસે તે દસ્તાવેજ ઉપર સહી કરવા મોકલ્યો, તેથી તે જામીને એમ સમજી સહી કરી કે હું તથા અમુક બીજો સખસ મારી સાથે જામીન છે. પરંતુ તે બીજા જામીન પાસે લેહેણદારે સહી કરાવી નહી, તેમ તે સહી નહી કરાવ્યાની બાબતની જે જામીને સહી કરેલી તેને ખબર પણ આપી નહી. પરંતુ તેથી ઊલટું તે સહી કરનાર જામીનો માંનો એક જામીન છે, એવું પાછળથી લેહેણદારે લખેલું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સહી કરનાર જામીન પોતાની તમામ જવાબદારીમાંથી મુક્ત થાય છે.

## કલમ ૧૪૩ મી.

કોઈ વાત છુપાવી રાખ્યાથી મેળવેલી જામીનગીરી વ્યર્થ છે.

**૧૪૩. એકાદ મુદ્દાની વાત વિશે માગનારે પોતે મુંગો બેશી રેહેવાથી કોઈ જામીનગીરી મેળવી હોય તો તે જામીનગીરી વ્યર્થ છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ પોતાના પૈસા વસુલ કરવાને સારૂ ब ને કારકુન રાખે છે. કાંઈ પૈસા આવ્યા તેનો હિસાબ ब આપતો નથી, અને તેથી કરીને પૈસા મજકુરનો બરોબર હિસાબ આપવાની ब પાસેથી अ ખાત્રી માગે છે. ब હિસાબ બરોબર આપશે એવી क જામીનગીરી આપે છે. ब ની પેહેલાંની વર્તણુંક વિશે अ, क ને કાંઇ વાકેબ કરતો નથી. પછી ब કસુર કરે છે. સદરહુ જામીનગીરી વ્યર્થ સમજવી.**

**(ब.) क એ ब ને ૨૦૦૦ ટન લોઢું આપ્યું તેની કિંમત આપવા વિશેનો अ, क ને ત્યાં ब નો જામીન થાય છે. ब અને क એ ખાનગી રીતે એવી કબુલાયત કરી છે કે ब એ બજાર ભાવ કરતાં દર ટને પાંચ રૂપિયા વધારે આપવા, અને તે પાંચ રૂપિયા પ્રથમનું એક કરજ છે તેને પેટે જમે કરવા. એ કબુલાયત अ થી છુપી રાખી છે. अ જામીન તરીકે જવાબદાર નથી.**

**ટીકા**—ડેવીસ વિ. લંડન એન્ડ પ્રોવીનશીઅલ ઈનસ્યુરન્સ કંપની (ચાન્સરી. ડી. ૪૬૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે કાંઈ કેહેવું નહી જોઈએ તે થોડુંક કેહેવામાં આવે, અને જે કેહેવું જોઈએ તેમાંનુ ઘણું થોડું પણ કેહેવામાં ના આવે તો, કરાર બળવાન થતાં અટકાવવાને તે હકીકત બસ થાય છે. સ્મીથ વિ. બેંક આફ સ્કોટલંડ (ડોવ્સ રી. પાનું ૨૭૨) ના કામમાં એક બેંકે એક ગુમાસ્તાની સારી ચાલ બાબત જામીન લીધો હતો, પરંતુ તે ગુમાસ્તો ખોટી વર્તણુંકથી વર્તેલો હતો, તે હકીકત તે બેંકના જાણવામાં હતી, તેમ છતાં તે વાત તે જામીન બેંક તરફથી કેહેવામાં આવી નહી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હકીકત ગેરસમજુતીનો પુરાવ થાય છે. તેમજ લી. વિ. જોન્સ (૩૪ લા. જ. શી.

પી. ૧૩૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે, એક કોયલાના વેહેપારીએ પોતાના ગુમાસ્તાનો જામીન લીધો, પરંતુ તે ગુમાસ્તો દેવાદાર હતો તે હકીકત તે વેહેપારીએ તે જામીનથી છુપાવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ જામીનગીરી કપટથી મેળવેલી છે, એવું ઠરાવવાને પુક્ત પુરાવ છે. ફીલીપ્સ વિ. ફોકસલ (લા. રી. ૭ કવી. બેંચ. ૬૬૬) ના કામમાં કોર્ટે કહેલું છે કે "અમે જે છુપાવ્યા બાબતનો વિચાર કરીએ છીએ, કે જેથી જામનીને પોતાની જવાબદારીમાંથી છુટો થવાનું એક કારણ બને, તે છુપાવ્યાની વાત બાબતમાં ફકત બ્યાજબીરાહે એટલું ધારવાનું છે કે, જો તે છુપાવેલી હકીકત જામીનના જાણવામાં આવી હોત તો, અવસ્યે કરીને તેણે જામીન થવું કિંવા નહી તે વિશેની તેની સમજને અસર થાત. તેજ પ્રમાણે એકસરખી રીતે એમ ધારવાને અમને વ્યાજબી દીસે છે કે નોકરની બદયાનત માલુમ પડયા પછી શેઠ પોતાના કારણસર જામીનની કબુલત અગર માહીતી બિના તે નોકરની નોકરી જારી રાખે તો, તે પછી પણ જામીનની જામીનગીરી જારી રેહેવાની છે, એવો વિચાર પક્ષકારોને આવી શક્યો નહી હોય. જો જામીનની જામીગીરીનું બંધન જારી રેહેવાનું હોય તો, અમારી નજરમાં આવે છે કે લેહેણદારનું બંધન પણ એકસરખી રીતેજ જારી રેહેવું જોઇએ. માટે જે હકીકત કહી અને સમજીને અસલ કરાર કરવામાં આવ્યો હોય, તે હકીકત તે જામીનગીરી જારી રેહે અને પૂરી થાય ત્યાંહાં સુધી જારી રેહે છે.

મુખ્ય હકીકત વિશે માગનારે કાંઈ છુપી વાત રાખવાથી જો જામીનગીરી મેળવી હોય તો, તે જામીનગીરી નીરર્થક છે. જો હકીકત અગત્યની હોય નહી અથવા ગેરસમજુતીના કરાર કરવાની ઉશ્કેરણી થઈ હોય નહી તો, આ કલમની રૂઈએ અથવા કલમ ૧૯ ની રૂઇએ તે કરાર રદ કરવાનું કાંઇ કારણ નથી. ગ્રીન વિ. ગાસડન (૩ મેનીંગ એન્ડ ગ્રેનજર રી. પાનું ૪૪૬)

## કલમ ૧૪૪ મી.

બીજો સખસ સહજામીન થાય તેની પેહેલાં જામીનગીરી ઉપરથી કાંઈ પણ કૃત્ય કરવું નહી, એવી કબુલાયતથી જામીન થવા બાબત.

**૧૪૪. જ્યારે કોઈ સખસ એવા કરારથી જામીન થાય કે, બીજો એક સખસ સહજામીન તરીકે જામીનગીરીમાં સામિલ થતાં સુધી જામીનગીરી મજકુર ઉપર માગનારે કાંઈ અમલ કરવો નહી. ત્યારે જો તે બીજો સખસ સામિલ ન થાય તો, તે જામીનગીરી વ્યર્થ સમજવી.**

**ટીકા**—આવોજ નિયમ બોનસર વિ. કોક્ષ (૪ બીવન્સ રી. ૩૭૯) ના કામમાં લાગુ કરવામાં આવ્યો છે. તેમાં જામીને એવો ઠરાવ કરયો હતો કે, મારે તથા દેણદારે ખત ઉપર સહીઓ કરવી. તેમાં કોર્ટે ઠરાવ્યું કે આ શરત પ્રમાણે ચાલવામાં આવ્યું નથી, માટે તે જામીન બંધનમાં નથી.

લખેલા કરારનું બંધન લાગુ કરતા પેહેલાં, અમુક શરત મુખજુબાનીના જુદા કરારથી ઠરાવવામાં આવી હોય તો, તે જુદો મુખજુબાનીનો કરાર પુરાવ આકટની કલમ ૯૨

ના વિશેશ ઠરાવ (૩) પ્રમાણે શાબેત થઈ શકે છે. માટે જામીનગીરીનો કરાર લખેલો હોય, તો-પણ તે કલમમાં બતાવ્યા પ્રમાણે મુખજુબાનીનો કરાર હોય, તે શાબેત થઇ શકે છે.

## કલમ ૧૪૫ મી.

જામીનને ટોટાથી બચાવવા વિષેનું ગર્ભિત વચન.

૧૪૫. જામીગીરીના પ્રત્યેક કરારમાં જામીનને ટોટો આવે તે ભરી આપવાનું મુખ્ય દેણદારનું ગર્ભિત વચન હોય છે એવું સમજવું અને જામીને પોતાની જામીગીરીની રૂઇએ જે કાંઈ રકમ વ્યાજબી રીતે આપી હોય, તે મુખ્ય દેણદાર પાસેથી તેને મળવાનો હક્ક છે, પરંતુ જે રકમો તેણે ગેરવ્યાજબી રીતે આપી હોય, તે તેને મળવાનો તેનો હક્ક નથી.

### દૃષ્ટાંતો.

(अ.) ब ને क નું કરજ છે, અને તે કરજનો अ જામીન છે. क, अ પાસે પૈસા માગે છે અને अ એ તે ન આપ્યા માટે તેના ઉપર તે રકમ મજકુરનો દાવો કરે છે. દાવાનો જવાબ આપવાને માટે યોગ્ય કારણ હોવાને લીધે अ દાવાનો જવાબ આપે છે, પરંતુ કરજની રકમ ખરચ સાથે अ ને આપવી પડે છે. ब પાસેથી अ ને કરજની રકમ મળી શકે છે, તેજ મુજબ ખરચની રકમ પણ મળી શકે છે.

(ब.) क, ब ને કાંઈ રકમ કરજાઉ આપે છે, અને કરજ મજકુરની ખાત્રીને સારૂ ब એ अ ઉપર એક હુંડી લખી છે, તે ब ની વિનંતી ઉપરથી अ સીકારે છે, તે હુંડી क ના હાથમાં છે. અને તેના રૂપિયા તે अ પાસેથી માગે છે. अ એ તે રૂપીયા ન આપ્યા તેથી તેને સારૂ अ ઉપર હુંડીની રૂઇએ क દાવો માંડે છે. તે દાવાનો જવાબ આપવાને યોગ્ય કારણ ન છતાં अ જવાબ આપે છે, અને હુંડીની રકમ તથા ખરચ अ ને આપવો પડે છે. હુંડીની રકમ ब પાસેથી તેને મળી શકે છે, પણ ખરચને માટે જે રકમ આપવી પડી હોય તે તેને મળી શક્તી નથી, કેમકે દાવાનો જવાબ આપવાને કાંઈ ખરૂં કારણ તેને ન્હોતું.

(क.) क, ब ને ચોખા આપે તેની કિંમત બદલ ૨૦૦૦ રૂપિયા સુધીની રકમને સારૂ अ, क ને ત્યાં જામીન થાય છે. क ૨૦૦૦ થી ઓછી કિંમતના ચોખા ब ને આપે છે, પરંતુ આપેલા ચોખા બદલ अ પાસેથી ૨૦૦૦ રૂપિયાની રકમ તે લે છે. ખરેખરા આપેલા ચોખાની કિંમત કરતાં વધારે પૈસા ब પાસેથી अ ને મળી શકતા નથી.

**ટીકા**—આ કલમમાં જે હામીના કરાર બાબત આ કાયદાની કલમ ૧૨૫ મીમાં ઠરાવ કરવામાં આવ્યો છે, તે લક્ષમાં રાખવાનો છે.

સુજાનસીંગ વિ. ગંગારામ (ઈ. લા. રી. ક. વા. ૮ પાનું ૩૩૭) ના કામમાં એક સ્વતંત્ર દેશી સ્વસ્થાન અને કંટ્રાકટરોની વચમાં તે દેશી સ્વસ્થાનમાં કરાર થએલો, તે કરારનો

તે મુલુકમાંજ અમલ કરવાનો હતો, તેથી અગાઊથી તે કંટ્રાકટરોને નાણું મળેલાં, એવા કરારથી કે તેઓ જો તે કરારમાં નિષ્ફળ જાય તો, ત્રીજો પક્ષકાર તે નાણું પાછાં આપે, એ પ્રમાણે તે ત્રીજો સખસ જામીન તરીકે તે સ્વસ્થાનને બંધાયો. તે કરાર પ્રમાણે ચાલવામાં કસુર કરવામાં આવી, તેથી તે સ્વસ્થાને તે કરાર બંધ પાડયો. આ ઊપરથી તે જામીને ને સ્વસ્થાનને કરારનો થોડોક ભાગ કરેલો તે પેટે સદરહુ અગાઊથી આપેલાં નાણામાંથી થોડાંક નાણું કાપી બાકીનાં પાછાં વસુલ આપ્યાં. આ રકમ બાબત મુખ્ય દેણદારો જેઓ હિંદુસ્થાન માંહેના ઇંગ્રેજી રાજ્યની હકુમતને તાબે હતા તેમના ઊપર તે જામીને દાવો કરયો. તેમાં વાદીએ જે જામીની પુરી પાડવાનું પોતાને માથે રાખેલું તેના હેતુ પ્રમાણે કરાર નિષ્ફળ ગએલો છે કિંવા નહી, તે વિષે નિર્ણય કરવામાં હિંદુસ્થાન માંહેના ઈંગ્રેજી રાજ્યનો કાયદો લાગુ નથી. પરંતુ તે પક્ષકારોએ તે કરાર કરયો તે વખતે તેના પરીણામ બાબતમાં જે વિચાર કરેલો હોય, તે ધ્યાનમાં લેવો જોઈએ, એવું ઠરાવવામાં આવ્યું.

## કલમ ૧૪૬ મી.

સહજામીનો સરખે ભાગે જવાબદાર છે.

**૧૪૬. જ્યારે એકજ કરજને સારૂ કિંવા એકજ ફરજને સારૂ બે અથવા વધારે સખસો સમસ્ત કિંવા જુદી જુદી જવાબદારીથી તથા એકજ કિંવા જુદા જુદા કરારોથી સહજામીનો થયા હોય, ત્યારે સદરહુ સહજામીન થયાની વાત એક બીજાને માલમ હોય કિંવા ન હોય, તોપણ બીજી રીતનો કરાર ન હોય તો, તેઓ પ્રત્યેક પોતાને પરસ્પરને સંબંધે સર્વે કરજના અથવા મુખ્ય દેણદાર તરફથી જે રકમ આપવાની બાકી રહી હોય, તેના સરખે ભાગે જવાબદાર છે.**

### દૃષ્ટાંતો.

**(अ.)** **ड એ इ ને ૩૦૦૦ રૂપિયા કરજે આપ્યા, તે માટે ड ને ત્યાં अ, ब, તથા क એઓ જામીન છે. इ પૈસા આપતો નથી. अ, ब, તથા क એઓ પ્રત્યેક પોતાને પરસ્પરને સંબંધે એક હજાર રૂપીયા આપવાને પાત્ર છે.**

**(ब.)** **ड એ इ ને ૧૦૦૦ રૂપીયા કરજે આપ્યા છે, અને તે બદલ अ, ब, તથા क એઓ ड ને ત્યાં જામીન છે. अ,ब, તથા क નો પોતપોતામાં એવો કરાર છે કે अ એ ૧/૪ તથા ब એ ૧/૪, તથા क એ ૧/૨ એ પ્રમાણે જવાબદારી રાખવી. इ પૈસા આપતો નથી. જામીનો મજકુરને પરસ્પરને સંબંધે अ રૂપીયા ૨૫૦, ब રૂપીયા ૨૫૦, અને क રૂપીયા ૫૦૦ આપવાને પાત્ર છે.**

**ટીકા**—કલમ ૪૩ માં સહવચન આપનારાઓ બાબત ઠરાવ કરવામાં આવ્યો છે, તે ઠરાવને વિસ્તારીને આ કલમમાં ઠરાવ કરવામાં આવ્યો છે, માટે કલમ ૪૩ તથા આ કલમ સાથે વાંચવી જોઈએ. આ કલમના (બ) દ્રષ્ટાંતો ઉપરથી એમ જણાય છે કે જેટલે દરજ્જે

જામીનગીરીની જવાબદારી રાખવા એક કરતાં વધારે સહહિસ્સેદારોએ માંહો માંહે કરાર કરયો હોય, તેટલે દરજ્જે તેઓ અરસ્પરસ જવાબદાર થાય છે.

એકતરફી સ્નોડન (૧૭ ચેન્સરી ડી. ૪૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે બે જામીનો હોય તેમાંના એકે ફક્ત નીમ્મે દેવું આપ્યું હોય તો, તે નીમ્મે આપેલી રકમનો હિસ્સો તે જામીન પોતાના સહજામીન પાસે માગી શકતો નથી, કારણ કે તે બીજા દેવાનો નીમ્મે ભાગ એકસરખી રીતે લેહેણદારને આપવાને જવાબદાર છે. કલમ ૪૩ ના (બ) દ્રષ્ટાંતમાં ઠરાવવામાં આવ્યું છે તે પ્રમાણે મેયર ઓફ બરવીક વિ. મરે (૨૬ લા. જ. ચે. ૨૦૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, કેટલાક સહજામીનોમાંનો એક નાદાર થાય તો, બાકીના જે દાર જામીનો હોય તેમણે તમામ કરજ એકસરખા ભાગથી અદા કરવું જોઈએ. ત્રણ જામીનોએ માંહોમાંહે એવો કરાર કરયો હતો કે આ ત્રણમાંના દરેકે પોત પોતાના ભાગનું દેવું આપવું. પછી તેમાંનો એક નાદાર થયો. પછી બીજાએ તમામ દેવું આપ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ત્રીજો દાર સહજામીન તમામ દેવું આપનાર જામીનને ફક્ત પોતાનો ત્રીજો હિસ્સો આપવા બંધાએલો છે. સ્વેન વિ. વાલ (રી. ઈન ચે. પાનું ૧૫૦)

ક્રેથોર્ન વિ. સ્વીનબર્ન (૧૪ વેસે. રી ૧૬૦)ના કામમાં એક જામીન હતો, અને લેહેણદારે પાછળથી બીજો જામીન લીધો હતો, તેમાં પક્ષકારોનો ઈરાદો એવો હોય કે અસલ દેણદાર તથા પ્રથમ થએલો જામીન દેવું આપવાને કસુર કરે તો, પાછળથી થએલો જામીન તે દેવા બાબત જવાબદાર થાય. જો આવો ઇરાદો બતાવવામાં આવ્યો હોય તો, અસલ જામીન જે દેવું આપે તેનો પાછળના જામીન પાસેથી કાંઈ ભાગ લેવાનો હક્ક થતો નથી, એવું ઠરાવવામાં આવ્યું છે.

કુપ વિ. ટવીનામ (૧ ટરનર એન્ડ રસલ. રી. પાનું. ૪૨૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે કેટલાક સહજામીનોની બાબતમાં કરાર જુદા જુદા હોય, પણ જે બાબત તેઓ સહજામીન થયા હોય તે બાબત તો એકની એકજ હોવી જોઈએ. જો તેમ ના હોય તો, પછી તેમાંના કોઈ જામીન જામીનીવાળું દેવું આપે તો, બીજા સહજામીન પાસેથી ભાગ લેવાનો તેનો હક્ક થતો નથી.

જો એકજ દસ્તાવેજની રૂઇએ બંને જામીનો બંધાયા હોય, અને ભાગ લેવાપણાને માટે જો એક જામીન બીજા ઉપર દાવો કરે તો, તે દાવો એક ગર્ભિત કરાર ઉપરનો છે, એમ સમજવું, અને તેથી કરીને સ્માલકાજકોર્ટની હકુમતનો છે, અને સ્માલકાજકોર્ટમાં ચાલી શકે. હરી ત્રીંબક અંકોલકર વિ. આબાસાહેબ (ઈ. લા. રી. ૪ મું. પાનું. ૩૨૧)

## કલમ ૧૪૭ મી.

સહજામીનોએ જુદી જુદી રકમો આપવાની જવાબદારી લીધી હોય, તે વિશે.

**૧૪૭. જો સહજામીનો જુદી જુદી રકમો આપવાને બંધાયા હોય તો, તેઓની પોત પોતાની જવાબદારીની હદ સુધી તેઓ સરખે ભાગે રૂપીયા આપવાને જવાબદાર છે.**

## દૃષ્ટાંતો.

(अ.) अ. ब, અને क એએ. ड ના જામીન થાય છે, અને દરેક જણ અકેકું જુદું જુદું બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરે છે, તે એવી રીતે કે अ ૧૦૦૦૦ રૂપીયા આપે અને ब ૨૦૦૦૦ રૂપીયા આપે, क ૪૦૦૦૦ રૂપિયા આપે. ત્રણે બાંડમાં જામીનગીરી એવી છે કે ड, इ ને કાંઈ પૈસાનો હિસાબ બરોબર રીતે આપશે. ड ૩૦૦૦૦ હજાર રૂપીયાનો હિસાબ બરોબર આપતો નથી. अ, ब, અને क એઓ પ્રત્યેક જણ ૧૦૦૦૦ રૂપિયા આપવાને પાત્ર છે.

(ब.) अ, ब, અને क એઓ ड ના જામીન થાય છે, અને દર એક જણ જુદું જુદું બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરે છે.—એટલે अ ૧૦૦૦૦ રૂપિયા આપે, ब ૨૦૦૦૦ રૂપિયા આપે, અને क ૪૦૦૦૦ રૂપિયા આપે. ત્રણે બાંડોમાં શરત એવી છે કે ड, इ ને કાંઇ પૈસાનો હિસાબ યોગ્ય રીતે આપશે. ड ૪૦૦૦૦ રૂપિયાનો હિસાબ બરોબર આપતો નથી. अ દસ હજાર રૂપિયા આપવાને પાત્ર છે. અને ब અને क, એ દરેક જણ ૧૫૦૦૦ રૂપિયા આપવાને પાત્ર છે.

(क.) अ, ब, અને क એઓ ड ના જામીન થાયછે, અને દરેક જણ જુદું જુદું બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરે છે,—એટલે अ ૧૦૦૦૦ આપે, ब ૨૦૦૦૦ આપે, અને क ૪૦૦૦૦ રૂપિયા આપે. ત્રણે બાંડોની શરત એવી છે કે, ड, इ ને કાંઇ પૈસાનો હિસાબ યોગ્ય રીતે આપશે. ड ૭૦૦૦૦ હજાર રૂપિયાનો હિસાબ બરોબર આપતો નથી. अ, ब, અને क એઓ દરએક પોત પોતાના બાંડની પુરેપુરી ગુન્હેગારી આપવાને પાત્ર છે.

**ટીકા**—આ કલમ વાંચતી વખત આ આકટની કલમ ૪૩ મી લક્ષમાં રાખવી જોઈએ.

હોબસન વિ. બાસ (લા. રી. ૬ ચે. ૭૯૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જુદા જુદા જામીનો પૈકી એક જણે તેની જવાબદારીની હદ સુધી રકમ આપી હોય તો, જે જામીને બધું દેવું આપ્યું હોય, તે જામીનના તમામ હક્ક મળવા તે જામીન હક્કદાર છે. જેમકે જ્યાં એક દેણદાર નાદાર થયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે જે જામીને પોતાનો હિસ્સો આપ્યો છે તેવા દરેક જામીનને તે નાદારની ઈસ્ટેટનો જે ફાળો આવે, તે ફાળામાંથી આખા દેવાની સાથે તેના હિસ્સાનું જે પ્રમાણ હોય, તે પ્રમાણમાં પઈશા મળવાનો હક્ક છે.



## બાબ ૯ મો.

## નિક્ષેપ વિષે.

### કલમ ૧૪૮ મી.

'નિક્ષેપ,' નિક્ષેપા' અને 'નિક્ષેપી' એટલે શું.

**૧૪૮. જ્યારે એક સખસ કાંઇ માલ કોઈ કામ સારૂ બીજા સખસને સ્વાધીન કરે, અને તે એવા કરારથી કે કામ મજકુર પુર્ણ થાય એટલે તે માલ પાછો આપવો અથવા જે સખસે તે સ્વાધીન કર્યો હોય તે સખસના હુકમ પ્રમાણે તેની બીજી રીતે વ્યવસ્થા કરવી, ત્યારે એ પ્રમાણે માલ સ્વાધીન કરવો તેને નિક્ષેપ કેહે છે. જે સખસ માલ સ્વાધીન કરે તેને નિક્ષેપા એવું નામ આપ્યુ છે. જેને માલ સ્વાધીન કરવામાં આવે તેને નિક્ષેપી એવું નામ આપ્યું છે.**

**ખુલાસો—જે સખસના કબજામાં બીજા સખસનો માલ આવી ચુકયો હોય તે સખસ પોતે માલ મજકુર નિક્ષેપી તરીકે રાખવાનો કરાર કરે, તો તેમ કીધાથી તે નિક્ષેપી થાય છે, અને તે માલનો માલીક હોય તે નિક્ષેપા થાય છે, પછી તે માલ પ્રથમ નિક્ષેપ તરીકે સ્વાધીન કરવામાં ન આવ્યો હોય તો, તેની ચિંતા નહીં.**

**ટીકા**—નીક્ષેપી અસલ નીક્ષેપમાં આપેલી ચીજો વેચીને તેની પોતાની વર્ણુંકથી નીક્ષેપાના ઉપયોગમાં બીજી ચીજો આપી શકે છે; અને આ પ્રમાણે ઉપયોગમાં આપેલી ચીજો નીક્ષેપાની મીલકત થાય છે. વુલીયામી વિ. નોબલ (૩ મેરીવેલ્સ રી. પાનું. ૫૯૩)

આ ખુલાસાના દ્રષ્ટાંત દાખલ એક માલ વેચનારનો દાખલો કે, જે પોતાનો કબજો રાખે, પણ યોગ્ય કૃત્યોથી ખરીદદાર તરફથી અગર ખરીદદારના ખરીદદાર તરફથી તે માલ રાખવાનો ઈરાદો બતાવે, તેના કબજાનું સ્વરૂપ બદલવાથી ખરીદદારની તરફથી તે નીક્ષેપી થાય છે, અને ખરીદદાર નીક્ષેપતા થાય છે. કલમ ૯૦ ની નોટ જુઓ.

જો કોઇ સરકારી પ્રામીસરી નોટો રદ કરાવવાને અથવા છેકી નંખાવવાને માટે કોઈ ટ્રેઝરીમાં આપી હોય તો, તેમાં કાંઈ નીક્ષેપ નથી, કેમકે જે માણસ તે આપી દે છે તેનો તે નોટોમાં કાંઇ પોતીકો લાભ નથી. હિંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટ વિ. સેવસીંગરાઈ (ઈં. લા. રી. ૨ અ. પાનું ૭૫૬)

### કલમ ૧૪૯ મી.

માલ નિક્ષેપીને શી રીતે સ્વાધીન કરવો.

**૧૪૯. કોઇ માલ નિક્ષેપી થનાર સખસના કબજામાં આવે, અથવા તેના તરફથી તે માલ રાખવાનો જે સખસને અધિકાર આપ્યો હોય તે સખસના કબજામાં આવે, એવુ જે વસ્તુ કર્યાનું પરિણામ હોય, તે વસ્તુ કીધાથી માલ નિક્ષેપીને સ્વાધીન કરી શકાય છે, એમ સમજવું.**

**ટીકા**—કલમ ૯૦ ના દ્રષ્ટાંતો તથા તે નીચેની ટીકા જોવી. તે ઉપરથી મીલકતનો કબજો કેવી રીતે આપી શકાય છે તે ખુલ્લું જાણવામાં આવશે.

## કલમ ૧૫૦ મી.

નિક્ષિપ્ત માલમાં જે ખામી હોય તે જણાવવાનું કામ નિક્ષેપ્તાનું છે.

**૧૫૦. નિક્ષેપમાં આપેલા માલમાંની જે ખામી નિક્ષેપ્તાને માલમ હોય, તથા જે ખામીને લીધે માલ મજકુરનો ઉપયોગ કરવામાં જરૂરની વાતે હરકત પડે અથવા નિક્ષેપી મ્હોટા જોખમમાં આવે એવું હોય, તે ખામીઓ નિક્ષેપ્તાએ નિક્ષેપીને પ્રગટ કરવી એવી તેની ફરજ છે; અને જો તે એ પ્રમાણે પ્રગટ ન કરે તો, ખામીઓ મજકુરથી જે પ્રત્યક્ષ નુકશાન નિક્ષેપીને થાય, તે નુકશાનનો તે જવાબદાર છે.**

**જો માલ ભાડાને સારૂ નિક્ષેપમાં આપ્યો હોય તો, સદરહુ પ્રકારના નુકશાનનો નિક્ષેપ્તા જવાબદાર છે, પછી તે ખામી માલ મજકુરમાં હોવાની ખબર તેને હોય અગર ન હોય, તેની ચીંતા નહી.**

### દ્રષ્ટાંતો.

**(અ.) અ, બ ને એક ઘોડો વાપરવા આપે છે, અને તે ઘોડો ખરાબ આદતનો છે એ અ ને માલમ છે. એ ખરાબ આદતની વાત અ પ્રગટ કરતો નથી. ઘોડો નાસી જાય છે અને બ તે ઉપરથી પડી જઇને તેને વાગે છે. બ ને થયલા નુકશાનનો અ જવાબદાર છે.**

**(બ.) અ, બ ની એક ગાડી ભાડે લે છે. તે ગાડી જોખમ ભરેલી છે, પણ એ વાતની ખબર બ ને નથી. અ ને વાગેછે. એ વાગવા વિશે બ, અ ને જવાબદાર છે.**

**ટીકા**—જ્યારે કાંઈ વસ્તુ ભાડા માટે નીક્ષેપ તરીકે આપવામાં આવી હોય, ત્યારે નીક્ષેપ્તાને તે વસ્તુમાં ખામીની માહેતી ના હોય, તોપણ તે ખામી બાબત તે નીક્ષેપ્તા જવાબદાર થાય છે. ઇંગ્રેજી "લા" પ્રમાણે નીક્ષેપ્તાનું વચન સામાન ભાડે આપેલાની બાબતમાં જેમ વેચાણ આપનારનું વેચેલા માલની બાબતમાં હોય છે, તેવું હોય છે, એટલે કે જ્યારે અમુક ઠરાવેલી વસ્તુ ફક્ત ભાડે આપવામાં આવી હોય ત્યારે તેવી કાંઈ ખાત્રી કરવામાં આવતી નથી; રોબર્ટસન વિ. આમેઝન ટગ કંપની (૭ કયુ. બી. ડી. ૫૯૮); પરંતુ જ્યારે અમુક વસ્તુ જે કારણસર મંગાવવામાં આવેલી હોય તેથી આપવામાં આવી હોય, અને તે કારણસર હમેશાં તેવીજ વસ્તુઓ ભાડે રાખવામાં આવતી હોય, ત્યારે જે સખસને ભાડે આપે તે સંભાળ અને અક્કલથી તે વસ્તુમાં ખામી નહી રહેવાને જેટલું બને તે કરવાને તે વીમો ઊતારનાર છે. માટે હીમન વિ. નાથ (૬ કયુ. બી. ડી. ૬૮૫) ના કામમાં એક સખસે ભાડે ફેરવવાને ગાડી આપેલી, તે વિશે કહેલું છે કે તેનું કામ સંભાળ અને અક્કલથી જે કારણસર ગાડી ભાડે આપવામાં આવેલી છે, તે કારણસર તે લાયક હોય તેવી આપવી જોઈએ. માટે જો કારણસર તે ગાડી યોગ્ય રીતે વાપરતાની દરમિયાનમાં ભાગી જાય તો, જે સખસને ભાડે

આપે તેને એવું બતાવવાનું છે કે તે ભાગી જવું ખરી રીતે કહીએ તો સંભાળ અને અક્કલથી અટકાવી શકાય નહી, તેવી અકસ્માત બનેલી હકીકત છે. સ્મીથ વિ. મારેબલ (૧૧ મીશન એન્ડ વેલ્સબી પાનું. ૫) ના કામમાં એક સખસે સામાન સુધાં એક મકાન ભાડે રાખ્યું હતુ. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઘર તરત વપરાય તેવો સામાન તેને મળવાનો તેનો હક્ક છે. તેજ પ્રમાણે જ્યાંહાં માલ પુરો પાડવાનો હોય તેવા દરેક કામમાં જે વાપરવા લાયક હોય, તેવો સામાન પુરો પાડવાને તે બંધાએલો છેઃ પરંતુ મેનુચેસ્ટર બોંડેડ વેરહાઉસ કંપની વિ. કાર (૫ કો. પી. ડી. પાનું ૫૦૭) ના કામમાં સાધારણ રીતના જમીનના મકાનો અગર વખારોના પટાને આ નિયમ લાગુ કરવાને કોર્ટે ના પાડી છે.

## કલમ ૧૫૧ મી.

નિક્ષેપીએ માલની સંભાળ લેવી.

**જ્યારે કાંઇ માલનો નિક્ષેપ કરવામાં આવ્યો હોય, ત્યારે કોઇ સાધારણ સમજણવાળો સખસ એવે પ્રસંગે નિક્ષેપવાળા માલ જેટલા તથા તે જાતના તથા તેટલી કીંમતના ખુદ પોતાના માલની જેટલી સંભાળ લે, તેટલી સંભાળ નિક્ષેપીએ સદરહુ પોતાને નિક્ષેપમાં આપેલા માલની લેવી, એ તેની ફરજ છે.**

**ટીકા**—આ કલમમાં નીક્ષેપીએ નીક્ષેપવાળા માલની જે સંભાળ રાખવાની છે, તેમાં જે કાંઇ ભેદ છે તે લેઈ લેવામાં આવ્યો છે. પછી નીક્ષેપ આપનાર અગર લેનારના ફાયદા સારૂ તે હોય ને તે બીનઅવેજે હોય કિંવા નહી, પણ તેમાં સાધારણ ડાહાપણથી સંભાળ રાખવાનો જે નિયમ છે તે લાગુ કરવાનો છે. મેટ્રોપોલીટન વિ. કંપની ડેસ મેસેનજર મારીટાઇમ્સ (ઈ. લા. રી ૬. ક. પાનું. ૨૨૭) પરંતુ ઇંગ્રેજી ઠરાવો પ્રમાણે જે નીક્ષેપી મફત થએલો હોય, તેની જ્યારે ભારે કસુર હોય તોજ તે જવાબદાર થાયછે.

ગીબલીન વિ. મેકમુલન (લા. રી. ૨ પી. શી. પાનું. ૩૩૭) ના કામમાં લાર્ડ ચેલમ્સફોર્ડે કહેલું છે કે આધારો પ્રમાણે ખુલ્લું છે કે બેંકને જે અનામત સોંપવામાં આવી છે, તે વિશે સાધારણ સંભાળ કરતાં તેની વધારે સંભાળ લેવાને તે બંધાએલા નથી. માટે સામાન્ય ડાહાપણનો માણસ પોતાની બાબતમાં જેમ સાધારણ રીતે ચંચળાઇ રાખે તે પ્રમાણે ચંચળાઇ રાખવામાં ના આવે તો, તે કસુર બાબતજ તે જવાબદાર થઇ શકે છે. આ કલમ પ્રમાણે આ બાબત વ્યવસ્થા કરવામાં કોર્ટે પ્રથમ એવો નિશ્ચે કરવાનો છે કે, સામાન્ય ડાહાપણનો માણસ પોતાની બાબતમાં તેવીજ હકીકત હોય તો શું કરે. માટે તે નક્કી કરવામાં કોર્ટે જે સમુદાયમા રેહેવાનું હોય તે સમુદાયની સ્થીતી, હમેશાંનો સાધારણ રીવાજ તથા કાલની બાબતમાં જે ખાસ ભય હોય તે, તથા નીક્ષેપવાળી વસ્તુ કેવા પ્રકારની છે તે તથા કેવી સંભાળ લેવી જરૂર જણાતી હોય, તે તમામનો વિચાર કરવો જોઈએ. માટે નીક્ષેપાનો માલ ગુમ થયો તેજ વખતે નીક્ષેપીનો માલ ગુમ થયો હોય, તે નીક્ષેપાના માલની બાબતમાં નીક્ષેપીને કસુરમાંથી મુકત કરવાનો પુક્ત સબબ થતો નથી, એવું ડુરમન વિ. જેનકીન્સ (આડોલફસ એન્ડ ઈલીસ રી. ૨૫૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. નીક્ષેપીને નીક્ષેપ તરીકે જે માલ

સોંપવામાં આવે તેની નિર્ભયતાબાબત ઘણુંકરીને નીક્ષેપી ખાત્રી કરતો નથી,માટે તે સાચવવાને યોગ્ય ઇલાજ કરે, ને જે હકીકત તેના અખત્યારમાં ના હોય તે હકીકતથી તે માલને નુકશાન થાય તો, તે જવાબદાર થતો નથી. સર્લે વિ. લાવરીક (લા. રી. ૯ કયુ. બી. પાનુ. ૧૨૪) ના કામમાં પ્રતીવાદીએ વાદીની તરફથી એક તબેલામાં તેની ગાડીઓ રાખેલી, તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીએ તે ગાડીઓ રાખવામાં સાધારણ રીતનીસંભાળ લેવાની હતી, અને જો તેણે તે તબેલો દુરસ્ત કરવામાં જે કાંઈ ચણતર વગેરે તેના કરનાર રાખી કરાવવું જોઈએ, અને બીજી રીતે સાધારણ ચીંતાવાળો માણસ તે વિષે જેમ કરે, તેમ સંભાળની સાથે કરેલું હોય તો, પ્રતીવાદીનું રક્ષણ થાય છે. એટલે તે ચણતર કરનારની બેદરકારાઈ ભરેલી તથા અયોગ્ય રીતની કસુર હતી, પણ તે પ્રતીવાદીના જાણવામાં નહી હતી, માટે તે તબેલો પડી જવાથી જે હકીકત બની છે તેની જવાબદારી તેને શીર રેહેતી નથી.તેજ નિયમ પ્રમાણે રેડહેડ વિ.મીડલાન્ડ રેલવે (લા. રી. ૪ કયુ.બી. ૩૭૯) ના કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે, પાસેંજરોને રેલવે થી લેઈ જનાર ગુપ્ત ખામી, જે તે યોગ્ય સંભાળથી અટકાવી શકતો નહી હતો, અગર જાણી શકતો નહી હતો તો, તે ખામી બાબત તે જવાબદાર થતો નથી,તોપણ પક્ષકારોના સબંધ અને નીક્ષેપના પ્રકાર ઉપરથી એમ જણાતું જોઈએ કે, પક્ષકારોનો ઈરાદો નીક્ષેપાએ પોતાને સીર તમામ જવાબદારી રાખવાનો છે. જેઓ અમુક એવી હકીકતથી કોઇ સખસને રેહેવાને અગર માલ મુકવાને જગા આપે, કે જે ઉપરથી એમ જણાય કે તે જગો નિર્ભય અને જોઈએ તેટલી આપવાને તેમણે ખાત્રી કરી છે. ફ્રાંસીસ વિ. કોકરેલ (લા. રી. ૫ કયુ. બી. ૧૮૪, ૫૦૧) ના કામમાં સાર્વજનીક પ્રદર્શન દેખાડવાને પ્રતીવાદીએ એક ઇમારત ચણાવેલી, અને બીજા સખસોની પેઠે વાદી અમુક રકમ આપે એટલે તેને પેસવાની પરવાનગી આપેલી હતી. તે ઇમારત સારા લાયક માણસોની બનાવેલી હતી, પણ તે સારી ચણેલી નહી તેથી તે પડી ગઈ, અને વાદીને ઈજા થઇ. પ્રતીવાદીને તે અપૂર્ણ ચણ્યાની ખબર નહી હતી. તેથી તે કોઈ રીતે તકસીરવાન નહી હતો, તોપણ કોર્ટે પ્રતીવાદીને જવાબદાર ઠરાવ્યો, એવા કારણથી કે તેની તથા વાદીની વચમાં ગર્ભિત રીતે એવી ખાત્રી કરવામાં આવી હતી કે, મેં જેને તે ઈમારત બાંધવા રાખેલા તેઓએ તથા મેં પોતે ઇમારત બાંધવામાં ઘટતી સંભાળ રાખેલી હતી. લેક વિ. મેઈસ્ટીઅર (કામ્પબેલ્સ રી. વા. ૧ પાનું ૧૩૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે ઊમેદ રાખવામાં આવેલી ના હોય, એવી અગર અસાધારણ હકીકત બને તો, તે વખત જરૂર હોય તેના પ્રમાણમાં નીક્ષેપીએ યત્નો કરવા જોઇએ. જો કાંઈ માલ બીગડી જાય તેવો હોય તો, તે સાચવી-રાખવાને તેણે ખાસ સંભાળ લેવી જોઈએ, અને ખાસ સંભાળ રાખવામાં ના આવે તો, તે-બાબતમાં જે કાંઈ નુકશાન થાય તે વિશે તે જવાબદાર થાય છે. આડીસન અને કંટ્રાકટ ૬ ઠી આવૃતિ પાનું ૪૧૭. અમુક પેટીમાં શું છે, તેની નીક્ષેપીને ખબર ના હોય અને તેના દેખાવ ઉપરથી તેમાં શું છે તે બાબત તેની ધારણા થતી હોય તેના કરતાં વધારે કીમતી વસ્તુ હોય, તોપણ દેખીતી જે કીમત હોય તેના પ્રમાણમાં સંભાળ રાખવાની તેને જરૂર છે. (આડીસન આન કંટ્રાકટ ૬ ઠી આવૃતી પાનું. ૪૦૫)

## કલમ ૧૫૨ મી.

નિક્ષિપ્ત વસ્તુ ખોવાઈ જાય અથવા તેને બીજુંકાંઈ થાય, તેનો નિક્ષેપી ક્યારે જવાબદાર ન થાય.

**જ્યારે નિક્ષિપ્ત માલની નિક્ષેપીએ ૧૫૧ મા કલમમાં વર્ણવી છે તેટલી સંભાળ લીધી હોય, ત્યારે કાંઈ વિશેષ કરાર ન હોય તો, માલ મજકુર ખોવાઇ જાય કીંવા તેનો નાશ થાય કિંવા તે બગડે તેનો નિક્ષેપી જવાબદાર નથી.**

**ટીકા**—મેનચેસ્ટર બોંડેડ વેરહાઊસ કંપની વિ. કાર (૫ સી. પી. ડી. પાનું. ૫૦૭) ના કામમાં મકાન ભાડે રાખવામાં આવેલાં તે બાબતમાં ઠરાવવામાં આવ્યું છે કે, તે મકાનનો વ્યાજબી રીતે ઊપયોગ કરવાથી તે મીલકતનો નાશ થએલો હોય, અને વ્યાજબી કરતાં કાંઈ વધારે ઊપયોગ કરેલો ના હોય તો, તે ભાડુઆત તે નાશ બાબત જવાબદાર નથી. પરંતુ તે વખતે જે કારણસર તે મીલકત વાપરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હોય, તે કારણસર વાપરેલી જોઈએ, અને મીલકતનો પ્રકાર તથા તે ભાડુઆતના જાણવામાં શું હતું, અને સાધારણ રીતે રોજગારી માણસે જે જાણવું જોઈતું હતું એ વાત લક્ષમાં રાખતાં, જે રીતે અને જેટલો ઊપયોગ કરવામાં આવ્યો હોય, તે દેખીતી રીતે યોગ્ય હોવો જોઈએ.

વાદીના એજંટે મીરતમાં "ટ્રેઝરી ઓફીસર" ને નવ પ્રામીસરી નોટો તમામ મળી રૂ. ૪૮૦૦૦) નાં આપેલાં, એટલા સારૂ કે તે ટ્રેઝરી ઓફીસર પબ્લીક હેડ ઓફીસમાં તે નવે એકઠાં કરી એક નોટ કરવાને મોકલે, અને તે નોટો ઊપર પ્રથમથી ટ્રેઝરી આફીસરના તાબાના નોકરના કેહેવા ઊપરથી વાદીના નામનો શેરો કરવામાં આવેલો હતો. તે નોટો સદરહુ પ્રમાણે આપી તે ટ્રેઝરી ઓફીસરના હાથની તે વાદીએ પોહોચ લીધી છે. સદરહુ શેરાને લીધે તથા તે ટ્રેઝરી ઓફીસરની કસુરને લીધે તે તાબાના નોકરે રૂ. ૧૨૦૦૦) નાં બે નોટો વેચીને ખોટો ઊપયોગ કરયો. બાકીનાં સાત નોટો કલકતે મોકલવામાં આવ્યાં અને તેનું એક નોટ રૂ. ૩૧૨૦૦) નું થઇ પાછું આવ્યું, તે વાદીને જ્યારે આપવામાં આવ્યું ત્યારે માલુમ પડયું કે સદરહુ રીતે બે નોટોનો ખોટો ઊપયોગ કરવામાં આવ્યો છે. વાદીએ સરકાર ઊપર દાવો કરયો કે મારાં તે બે નોટો મને પાછાં આવવાં જોઈએ, અગર, તેના સરખાં કિંવા તેની કીમતનાં બે નોટો વ્યાજ સાથે આપવાં જોઇએ. સરકાર તરફથી એવી તકરાર કરવામાં આવી કે અમે વાદીના દાવાના જવાબદાર નથી, કારણ કે વાદીએ પોતાના એજંટની મારફતે તે નોટો ગુમાવવામાં મદદ કરી છે, અને નોકરની નોકરીની દરમિયાનમાં નોકરે કપટ અગર બદઘાનતથી નુકશાન કરેલું ના હોય, તે બાબત શેઠ જવાબદાર થતો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બે નોટો ટ્રેઝરી ઓફીસરને નીક્ષેપી તરીકે આપવામાં આવેલાં છે, પરંતુ તે આપી દેવામાં આવેલાં છે, માટે તે અમલદારે જે પોહોચ આપેલી છે તેથી સરકારે રૂ. ૪૮૦૦૦) નું એકઠું એક નોટ રીતસર આપવાને પોતાને માથે રાખેલું છે, સબબ સરકારે પોતાની આ ફરજ અદા કરવાને ના પાડવાથી થએલા નુકશાન બાબત વાદીનો ખરી રીતનો દાવો છે. તે નુકશાનનું માપ રૂ. ૪૮૦૦૦) તથા વ્યાજમાંથી રૂ. ૩૧૨૦૦) જતાં જે રહે તે છે. પણ આવી રીતનો દાવો છે, માટે સરકારની તે-

કરાર તે આ દાવાનો જવાબ નથી. હિંદુસ્થાનના સેક્રટરી ઓફ સ્ટેટ ઈન કાઉનસીલ વિ. શીવસીંગરાય (ઇ. લા. રી. અ. વા. ૨. પાનું ૭૫૬)

વાદીનો માલ પ્રતીવાદીની ટ્રેનમાં નાનગાનથી ઈગતપુરે લેઈ જવામાં આવતો હતો. એ માલને મુસાફરીમાં ચોરોએ લુટયો, અને તેમાં વાદીનો માલ ચોરાયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ આકટની આ કલમથી ફાયદો લેવાનો પ્રતીવાદીનો હક્ક છે, અને પ્રતીવાદીના નોકરો અગર એજંટો વાદીનો માલ ચોરવામાં હતા નહી, તે બતાવવાની તથા જેમ સાધારણ અકલનો માણસ તેટલોજ અને તેટલીજ કીમતનો માલ જેવો સંભાળે, તેવો સંભાળેલો છે, એવો પુરાવો આપવાને પણ પ્રતીવાદીને પરવાનગી આપવી જોઈએ. કુંવરજી તુળશીદાસ વિ. ધી ગ્રેટ ઈંડીયન પેનીલસુલા રેલવે કંપની (ઈ. લા. રી. મુ. વા. ૩ પાનું ૧૦૯). આ ફેંસલાથી મલ્લારાકંટ વિ. હિંદુસ્તાનની સ્ટીમ નેવીગેશન કંપની (૧૦ ક. પાનું. ૧૬૬) નો ફેંસલો જુદો પાડેલો છે.

## કલમ ૧૫૩ મી.

શરતની વિરૂદ્ધ નિક્ષેપીએ કાંઈ કૃત્ય કર્યું તો, નિક્ષેપ સમાપ્ત થાય તે બાબત.

**૧૫૩. કોઇ નિક્ષેપની શરત વિરૂદ્ધ કાંઈ કૃત્ય નિક્ષીપ્ત માલને સબંધે નિક્ષેપી કરે, તો નિક્ષેપનો કરાર નિક્ષેપ્તાની ઇચ્છા ઉપરથી નિરર્થક થવા યોગ્ય થાય છે.**

### દૃષ્ટાંત.

**બ ને પોતાને બેસવા સારૂ અ, બ ને એક ઘોડો ભાડે આપે છે. બ તે ઘોડાને પોતાની ગાડીમાં જોડે છે. એ પ્રમાણે કીધાથી અ ની ઇચ્છા ઉપરથી નિક્ષેપ સમાપ્ત થાય છે.**

**ટીકા**—આ આકટથી જે ફરજ નીક્ષેપી ઉપર નાંખવામાં આવી છે, તેવીજ ફરજ ટ્રસ્ટ આકટની કલમ ૫૧ મી પ્રમાણે ટ્રસ્ટી ઊપર નાંખવામાં આવી છે. ટ્રસ્ટી પોતાના કારણુસર અગર ટ્રસ્ટ સાથે નીસબત નહી તેવા કારણુસર ટ્રસ્ટવાળી મીલકત વાપરી શકતો નથી. તેમજ મીલકત પટેરાખનાર તે મીલકત જે કારણુસર પટે આપી હોય, તે શિવાયના કારણુસર મીલકત ચડાવી આપવાનો આકટ બીજા કોઇને વાપરવા પરવાનગી આપી શકતો નથી. (કનીંગસાહેબની ટીકા પાનું. ૩૫૦)

## કલમ ૧૫૪ મી.

નિક્ષિપ્ત માલનો વગર અધિકારનો ઉપયોગ કર્યો હોય તો, નિક્ષેપીની જવાબદારી.

**૧૫૪. નિક્ષેપી નિક્ષિપ્ત માલનો નિક્ષેપની શરતને અનુસરતો ન હોય, એવી રીતનો કોઈ પણ ઉપયોગ કરે, તો તેવો ઉપયોગ કર્યાથી અથવા કર્યાના દરમ્યાનમાં માલ મજકુરને જે કાંઈ નુકશાન થાય તેનો બદલો નિક્ષેપ્તાને ભરી આપવાને નિક્ષેપી પાત્ર છે.**

### દૃષ્ટાંતો.

**(અ.) ખુદ બ નેજ માત્ર બેસવાને સારૂ અ એક ઘોડો બ ને આપે છે. બ**

**પોતાના કુટુંબના એક માણસ क ને તે ઘોડા ઉપર બેસવા દે છે. क સંભાળથી બેસે છે, પરંતુ ઘોડો અકસ્માત પડી જાય છે અને ઘોડાને ઈજા થાય છે. ઘોડાને થયલી ઈજાનો अ ને બદલો ભરી આપવાને ब પાત્ર છે.**

(ब.) **अ કાશી જવાનું સ્પષ્ટ કહીને તે સારૂ કલકત્તા મધ્યે ब પાસેથી એક ઘોડો ભાડે લે છે. अ ઘોડા ઉપર યોગ્ય સંભાળથી બેસે છે, પણ કાશી જવાને બદલે કટક જાય છે. ઘોડો એકાએક પડી જાય છે અને તેને ઈજા થાય છે. ઘોડાને થયલી ઇજાનો બદલો अ એ ब ને ભરી આપવો જોઇએ.**

**ટીકા**—નીક્ષેપની શરતો વિરૂદ્ધ નીક્ષેપી નીક્ષેપવાળો માલ વાપરે, તેથી જે નુકશાન થાય તે તમામ નુકશાન બાબત તે નીક્ષેપી જવાબદાર છે. માટે તે નુકશાન તે શરતો વિરૂદ્ધ ચાલવાથી પ્રતક્ષ અગર પરીણામે તરત થાય તેવું ના હોય તો, તે અગત્યનું નથી. મે. કનીંગહામ સાહેબ પાને ૩૫૧ મે કેહે છે કે, નીક્ષેપ ગમે તે પ્રકારનું હોય, પછી તે નીક્ષેપા નીક્ષેપીના ફાયદા સારૂ હોય, અને તે અવેજ સાથે હોય અગર અવેજ વિના મફત હોય તેની ચિંતા નહી, તોપણ કંપનસેશન આપવાની જરૂર ઊતપન થાય છે.

## કલમ ૧૫૫ મી.

નિક્ષેપાની સમતિથી તેનો માલ નિક્ષેપીએ પોતાના માલ સાથે ભેળ્યો તો, તેનું પરિણામ.

**૧૫૫. જો નિક્ષેપી, નિક્ષેપાની સમતિથી, નિક્ષેપાનો માલ પોતાના માલ સાથે ભેળે તો, ભેળેલા માલમાં નિક્ષેપા તથા નિક્ષેપીને પોત પોતાના ભાગની હીસ્સેરસી મુજબ નફા ટોટાનો સંબંધ રેહે છે.**

**ટીકા**—જ્યાંહાં માલ ભેળવવામાં બે પક્ષકારોની સમત્તી હોય, ત્યાં બ્લાકસ્ટનસાહેબે જે નિયમ ઠરાવેલો છે તેના જેવોજ તે નિયમ છે. તે નિયમ એ છે કે "માલીકોને તેમના પોત પોતાના ભાગના હિસ્સેરસી પ્રમાણે મજીયારા નફા ટોટાનો સંબંધ છે." બ્લાકસ્ટન કમેનટરી પાનું ૪૦૫

## કલમ ૧૫૬ મી.

નિક્ષેપાની સમતિ શિવાય માલ ભેળ્યો હોય પણ માલ જુદો કરી શકાય એવો હોય તો, તેનું પરિણામ.

**૧૫૬. જો નિક્ષેપી, નિક્ષેપાની સમતિ શિવાય, નિક્ષેપાનો માલ પોતાના માલ સાથે ભેળે, અને જો માલ મજકુર જુદો પાડી શકાતો હોય કિંવા તેના વિભાગ કરી શકાતા હોય, તો તે માલ ઉપરની માલિકી સદરહુ જેના તે પક્ષકારની કાયમ રેહે છે; પરંતુ માલ જુદો પાડવાનો અથવા તેના વિભાગ કરવાનો જે ખર્ચ લાગે તે, તથા સદરહુ પ્રમાણે માલ ભેળ્યાથી જે નુકશાન થાય તે, નિક્ષેપીએ ભોગવવું એ તેની ફરજ છે.**

## દૃષ્ટાંત.

**રૂની ૧૦૦ ગાંસડીઓ કોઈ અમુક નિશાનીવાળી અ, બ ને નિક્ષેપમાં આપે છે. બ તે ૧૦૦ ગાંસડી પોતાની બીજી નિશાનીવાળી ગાંસડીઓ સાથે અ ની સમતિ શિવાય ભેળે છે; અ ને તેની ૧૦૦ ગાંસડી પાછી મળવાનો હક્ક છે, અને ગાંસડીઓ જુદી પાડતાં જે ખર્ચ લાગે તે સર્વે, તથા ભેળ કર્યાથી કાંઈ નુકશાન થયું હોય તો તે સર્વે, બ એ ભોગવવું એ તેની ફેરજ છે.**

**ટીકા**—આ કલમમાં બતાવેલી બીજી બાબત એ છે કે, જ્યારે નીક્ષેપાની સમતી સિવાય ભેળ કરવામાં આવે છે, અને તે પ્રમાણે એકઠો કરેલો માલ જુદો થઈ શકે એવો હોય તો, તેવે પ્રસંગે નિયમ એવો છે કે બંને પક્ષકારોને પોત પોતાના માલમાં જુદો જુદો હક્ક રેહે છે, અને નીક્ષેપીના ખરચે એ માલ જુદો પડાવવાને નિક્ષેપાનો હક્ક છે; અને જો કાંઈ નુકશાન થાય તો, તેને કંપનસેશન આપવું જોઈએ. (ક. ટી. પાનું. ૩૫૨)

## કલમ ૧૫૭ મી.

*નિક્ષેપાની સમતિ શિવાય માલ ભેળ્યો હોયઅને તે જુદો પડાતો નથી તો, તે ભેળવવાનું પરિણામ.*

**૧૫૭. જ્યારે નિક્ષેપી, નિક્ષેપાની સમતી શીવાય, નિક્ષેપાનો માલ પોતાના માલ સાથે એવી રીતે ભેળે કે નિક્ષિપ્ત માલ સદરહુ બીજા માલમાંથી નિરાળો કરવો તથા તે પાછો આપવો અશકય થાય, ત્યારે તે માલ ગુમ થયાનો બદલો નિક્ષેપી પાસેથી ભરી લેવાનો હક્ક નિક્ષેપાને છે.**

## દૃષ્ટાંત.

**૪૫ રૂપીયાની કિંમતના કેપથી લાવેલા આટાનું એક પીપ અ, બ ને નિક્ષેપમાં આપે છે. બ, અ ની સમતિ શિવાય તે આટો પોતાના દેશી આટા સાથે ભેળે છે, અને તે દેશી આટાની કિંમત દર પીપે ફક્ત રૂપીયા ૨૫ છે. અ નો આટો ગુમ થયો તેનો બદલો બ એ અ ને ભરી આપવો જોઇએ.**

**ટીકા**—જ્યારે નીક્ષેપી નીક્ષેપાની સમતી સિવાય પોતાના માલની સાથે નીક્ષેપાનો માલ એકઠો કરે, અને તે માલ એવા પ્રકારનો હોય કે તેને જુદો પાડવો' અશક્ય છે. તેમાં નીક્ષેપાને પોતાના માલમાંથી પોતાનું સ્વામીત્વ છોડી દેવાને છુટ છે, અને જેટલી કીમતનો તે માલ હોય તેટલી કીમતનાં નુકશાનનું કંપનસેશન તે માગી શકે છે. જો માલ એકઠો કરયા કેડે માલધણી નીક્ષેપીના કાર્યને સ્વીકારે તો, તેના હિસ્સા પ્રમાણે જે એકઠું કરેલું છે, તેમાં જે તેનો લાભ હોય તે માગવાને તે હક્કદાર છે. કલમ ૧૫૬ જુઓ.

લપટન વિ. વાહિટ (૧૧ વેસે રી. પાનું. ૪૩૨થી ૪૪૨) ના કામમાં લાર્ડ એલડને કહેલું છે કે અનાજ ઈયાને આટાનો મીશ્ર કરયા બાબત જુનો 'લૉ' છે તેમાં કીયા ...મલા છે? જો એકાદો સખસ અનાજ ઈયાને આટો બીજાના અનાજ ઈયાને આટા સાથે

ભેળી દે, અને જો તે એકસરખી કીમત હોય તો, તે બીલનું કેટલું અનાજ અગર લોટ છે તે તેણે બતાવેલું હોવું જોઈએ; પરંતુ જુદી જુદી કીમતની વસ્તુઓ એકઠી કરી દેવાથી એની સરાસરીની ત્રીજી કીમતની તે વસ્તુ થાય છે, પણ તે ભેળી દેનાર સખસની કસુરના કારણથી બીજો સખસ પોતાની વસ્તુ અસલ કેટલી કીમતની હતી એમ જુદી પાડી શકતો ના હોયતો, તેને તે તમામ મળવી જોઈએ, અને તે નિયમ ભરપુર રીતે ચાલે છે. તે વિશે હાલ તકરાર કરવામાં આવી છે, તે પ્રમાણે એવું ઠરાવવામાં આવ્યું છે કે, એક મુનીમે પોતાના મુખ્યની મીલકત પોતાની મીલકત સાથે ભેળી કરી દીધી હોયું, અને તે પોતાની કેટલી છે તે શાબેત કરી શક્યો ના હોય તો, તે મુનીમના ઉપર તમામની જવાબદારી રેહે છે. આવી મતલબનો "ટ્રસ્ટ આકટ" ના કલમ ૬૬ માં ઠરાવ છે, તેમાં બતાવ્યું છે કે જો ટ્રસ્ટી પોતાની મીલકત સાથે જે મીલકતનું ટ્રસ્ટ કર્યુ હોય, તે મીલકત ગેરવ્યાજબી રીતે ભેળવે તો, જેટલી રકમ દેવી હોય તે સઘળી રકમનું જે સખસને માટે ટ્રસ્ટ કરવામાં આવ્યું હોય, તે સખસ હક્કદાર છે. નાચમુન્ન વિ. હાબેટ (૧૩ ચે. ડી. પાનું. ૬૯૬)

## કલમ ૧૫૮ મી.

નિક્ષેપ્તાએ નિક્ષેપીને જરૂરનો ખરચ આપવો જોઈએ.

**૧૫૮. જો નિક્ષેપની શરત એવી હોય કે નિક્ષેપીએ માલ નિક્ષેપ્તા સારૂ રાખી મુકવો, અથવા બીજે ઠેકાણે લઈ જવો, અથવા તેના ઉપર કાંઈ કામ કરવું, તથા નિક્ષેપીને જો તે બાબત કાંઈ મેહેનતાણું મળવાનું ન હોય તો, નિક્ષેપના કામ સારૂ નિક્ષેપીને જે જરૂરી ખર્ચ થયો હોય, તે નિક્ષેપ્તાએ તેને પાછો આપવો જોઇએ.**

**ટીકા**—જેવો આ કલમમાં ઠરાવ છે, તેવોજ કલમ ૭૦ મીમાં ઠરાવ છે. સ્ટોરી આન બેલમેંટના પુસ્તકને પાને ૧૯૭ મે કહેલું છે કે, જો વ્યાજબીરાહે ખર્ચ કરવામાં આવ્યું હોય તો, પછી નીક્ષેપ્તાને તેમાંથી આશા રાખ્યા પ્રમાણે ફાયદો મળે કે ના મળે, તોપણ ચીંતા નહી.

આ કલમ ઉપરથી એવું થાય છે કે જ્યારે નીક્ષેપ નીક્ષેપ્તાના ફાયદા સારૂ ના હોય, ત્યારે નીક્ષેપમાં જે ખર્ચ કરવામાં આવે, તે તમામનો નીક્ષેપી જવાબદાર છે. આ મતલબની ટ્રસ્ટ આકટની કલમ ૩૨ છે.

## કલમ ૧૫૯ મી.

માલ ફકત નિક્ષેપમાં આપ્યો હોય, તે પાછો આપવા વિશે.

**૧૫૯. વાપરવાને સારૂ જ્યારે કોઇએ કાંઈ વસ્તુ ધીરી હોય, ત્યારે તે મફત ધીરી હોય તો ધીરનાર સખસ ગમે તે વખતે તે પાછી માગી શકે છે, પછી તે કાંઈ નિમેલા વખત સુધી અગર નીમેલા કામને સારૂ ધીરી હોય તો તેની ચિંતા નહીં. પરંતુ સદરહુ નીમેલા વખત સુધી અથવા નીમેલા કામને સારૂ કરેલી ધીરના ઉપર ભરોંસો રાખીને વસ્તુ મજકુર લેનારે જ્યારે એવી રીતનું કાંઈ કર્યુ હોય કે સદરહુ ધીરેલી વસ્તુ નીમેલા વખતની પેહેલાં પાછી આપ્યાથી તે વસ્તુથી જે ફાયદો તેને ખરેખરો થયો હોય, તેના કરતાં એને**

**વધારે ટોટો થાય, ત્યારે જો ધીરનાર સખસ તે વસ્તુ પાછી આપવાની તેને જરૂર પાડે તો, સદરહુ પ્રમાણે થયલા ફાયદા કરતાં સદરહુ પ્રમાણે થયલો ટોટો જેટલો જાસ્તી હોય તેટલો બદલો સદરહુ ધીરનાર સખસે તેને ભરી આપવો જોઇએ.**

**ટીકા**—આ કલમમાં જે કંપનસેશન ઠરાવવામાં આવ્યું છે, તેથી તે જાણે, અમુક વસ્તુ ઊછીતી લેનારે તે વસ્તુ ઊછીતી લેવી કબુલ કરેલી ના હોય, અને જે સ્થીતીમાં તે હોય તે પ્રમાણે તે અસલ સ્થીતીમાં તેને રાખે છે.

## કલમ ૧૬૦ મી.

વખત પૂરો થયાથી અથવા કામ પૂરૂ થયાથી નિક્ષિપ્ત માલ પાછો આપવો જોઇએ.

**૧૬૦. નિક્ષિપ્ત માલ જે મુદ્દતને સારૂ નિક્ષેપમાં આપ્યો હોય, તે મુદ્દત અથવા જે કામને સારૂ તે નિક્ષેપમાં આપ્યો હોય તે કામ, પુર્ણ થાય ને તરત માલ મજકુર વગર માગવે નિક્ષેપીએ પાછો આપવો અથવા નિક્ષેપ્તાના હુકમ પ્રમાણે સ્વાધીન કરવો, એ તેની ફરજ છે.**

**ટીકા**—આ કલમ વાંચતાં આ આકટની કલમ ૧૫૨ અને ૧૭૦ મી યાદ રાખવી જરૂર છે, કારણ કે તે બેઉ કલમોના ઠરાવ આ કલમના ઠરાવના વિશેશ ઠરાવો છે. કલમ ૧૫૨મી પ્રમાણે જ્યારે એકાદા નીક્ષેપીએ નીક્ષેપવાળી ચીજની જોઈતી સંભાળ લીધી હોય અને ખાસ ઠરાવ ના હોય તો, તે તેના બીગાડ બાબત જવાબદાર રેહેતો નથી. તેમ કલમ ૧૭૦મીમાં ઠરાવવામાં આવ્યું છે કે અમુક કારણ સારૂ નીક્ષેપીને કાંઈ ચીજ આપવામાં આવી હોય અને તે કારણ પુરૂ કરવામાં તેની યોગ્ય મેહેનતનો મુસારો અગર ખર્ચ થએલું હોય, તે નીક્ષેપ્તા વસુલ આપે ત્યાં સુધી તે વસ્તુ પાછી લેવાનો તેનો હક્ક થતો નથી.

ઈમદઅલ્લી વિ. નીજાબત (ઈં. લા. રી. અ. વા. ૬. પાનું ૪૫૭) ના કામમાં **અ** એ **બ** સાથે એવો કરાર કરેલો કે **ન** ને જે મીલકત વેચવામાં આવી છે, તે મીલકતની કીમત હું **ન** ને પાછી આપીશ. તે મીલકતમાં **બ** નો એક હિસ્સો છે. આ કરાર પુરો કરતા પેહેલાં **અ** ગુજરી ગયો, તેથી **ન** એ **બ** ઉપર તે મીલકત પૈકી કેટલીકનો કબજો લેવા દાવો કરયો, ને હુકમનામું મેળવ્યું. આ દાવો **ન** એ કરયો, ત્યાર પછી પાંચ વર્ષે **બ** ના વારસોએ **અ** ના વારસો ઊપર તે કરાર તોડયા બાબત દાવો કરયો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરાર તોડવામાં આવેલો છે, તે જારી તોડવામાં આવ્યો થાય છે, અને તે હજુ બંધ થયો નથી, માટે મુદ્દતના આકટના ૨,જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૧૫ પ્રમાણે તે બાબતના દાવાને મુદ્દતની હરકત થતી નથી.

## કલમ ૧૬૧ મી.

માલ યોગ્ય રીતે સ્વાધીન ન કર્યો અ

**૧૬૧. જો નિક્ષેપીની કસુરથી માલ યોગ્ય વખતે પાછો આપવામાં ન આવે, અથવા સ્વાધીન કરવામાં ન આવે,**

થવા સ્વાધીન કરવા ન માંડયો તો, નિક્ષેપીની જવાબદારી.

**અથવા આપવા માંડવામાં ન આવે, તો તે મુદ્દત પછી માલ ખોવાઈ જાય, કિંવા તેનો નાશ થાય, કિંવા તે બગડે, તેનો નિક્ષેપ્તાને તે જવાબદાર છે.**

**ટીકા**—છેવટની ઉપરની કલમ પ્રમાણે જે ફરજ અદા કરવાની છે, તે અદા કરવામાં નીક્ષેપી જે જવાબદારી ઉત્પન કરે છે, તે જે અખત્યાર વગરના માલનો ઉપયોગ કરે તે બાબત થાયછે. માટે તેણે પોતાની ફરજ તોડયા પછી જે કાંઈ નુકશાન, નાશ અગર હરકોઈ સાધનથી બીગાડ થાય તેનો તે જવાબદાર થાય છે.

## કલમ ૧૬૨ મી.

નિક્ષેપ મફત કર્યો હોય તો, તેની સમાપ્તી મર્ણથી થાય છે.

**૧૬૨. નિક્ષેપ મફત હોય તો, તેની સમાપ્તી નિક્ષેપ્તાના અથવા નિક્ષેપીના મર્ણથી થાય છે.**

**ટીકા**—મફત નીક્ષેપ કરવામાં આવ્યો હોય તો, તેમાં પક્ષકારોનો જે સબંધ છે તે નીક્ષેપીના ફાયદાને માટે છે, એમ અનુમાન થાય છે, અને તેવામાં એટલેનીક્ષેપીમાં નિક્ષેપ્તાનો ભરોંસો છે, તેથી જો બેમાંથી એક મરણ પામે તો, તે નીક્ષેપ બંધ પડે છે, અને કલમ ૧૫૯ મી પ્રમાણે મફત નીક્ષેપીને થતો ટોટો ભરી લેવાનો તેનો હક્ક થાય, એમ લાગતું નથી.

## કલમ ૧૬૩ મી.

નિક્ષિપ્ત માલથી વધારો થયો હોય અથવા નફો થયો હોય તે નિક્ષેપ્તાને મળવાનો હક્ક છે.

**૧૬૩. જ્યારે જુદી રીતનો કાંઈ કરાર ન હોય, ત્યારે નિક્ષિપ્ત માલ ઉપરથી જે કાંઈ વધારો થયો હોય, અથવા જે કાંઈ નફો થયો હોય, તે નિક્ષેપ્તાને અથવા તે કેહે તે પ્રમાણે નિક્ષેપીએ સ્વાધીન કરવો એ તેની ફરજ છે.**

### દૃષ્ટાંત.

**સંભાળવાને સારૂ એક ગાય અ, બ ના તાબામાં આપે છે. ગાયને વાછડો થાય છે. બ એ ગાય તેમજ વાછડો અ ને સ્વાધીન કરવો જોઇએ.**

**ટીકા**—જ્યારે નીક્ષેપવાળી ચીજનો કબજો પાછો લેવાનો હક્ક નીક્ષેપ્તા બજાવે, ત્યારે નીક્ષેપીની એ ફરજ છે કે તે ચીજ તેના તમામ વધારા સાથે અને નીક્ષેપના પ્રકાર મુજબ, તેના સાધારણ ઉપયોગને અનુકુળ હોય, એવી સ્થીતીમાં નીક્ષેપ્તાને પાછી આપવી. સ્ટોરી આન બેલમેંટની કલમ ૨૬૦ માં કહેલું છે કે, જે અકસ્માત બનાવ ઈયાને આફત થયા વિના રેહેજ નહી, તેવી આફતથી નીક્ષેપવાળી વસ્તુ ગુમ, નાશ પામે અગર તેનો બીગાડ થાય તો, તેનું જોખમ નીક્ષેપ્તાને સોસવું પડે છે, માટે તેમાંથી જે નફો થાય તે પણ નીક્ષેપત્તાને લેવાનો હક્ક છે.

## કલમ ૧૬૪ મી.

નિક્ષેપ્તાની નિક્ષેપી જોડેની જવાબદારી.

**૧૬૪. નિક્ષેપ્તાને નિક્ષેપ કરવાનો, અથવા માલ પાછો લેવાનો, અથવા માલ વિશે હુકમ આપવાનો હક્ક ન્હોતો, એ કારણને લીધે નિક્ષેપીને જે કાંઈ ટોટો થાય, તેનો નિક્ષેપ્તા નિક્ષેપીને જવાબદાર છે.**

**ટીકા**—ઊપરની કલમોમાં નીક્ષેપીની ફરજ અને જવાબદારી વિશે ઠરાવ કરવામાં આવ્યો છે. પરંતુ આ તથા નીચેની ત્રણ કલમોમાં નીક્ષેપીની નિર્ભયતા બાબત ઠરાવ કરવામાં આવ્યો છે. નીક્ષેપ્તાએ પોતાનો હક્ક નીક્ષેપવાળી વસ્તુ નીક્ષેપીને આપવાને છે, એવી ખાત્રી કરવી જોઈએ. પણ તે હક્કમાં ખામી હોવાથી નીક્ષેપીને કોઇ નુકશાન થાય તો, નીક્ષેપ્તા તે બાબત જવાબદાર છે, એ સ્વભાવિક છે, અને તેવો ઠરાવ આ કલમમાં કરવામાં આવ્યો છે. વેચાણની બાબતમાં આ કલમના ઠરાવને મળતોજ આ આક્ટની કલમ ૧૦૮ મીમાં ઠરાવ કરવામાં આવ્યો છે.

## કલમ ૧૬૫ મી.

કેટલાએક સમસ્ત માલીકોએ કરેલો નિક્ષેપ.

**૧૬૫. જ્યારે માલના કેટલાએક સમસ્ત માલીકોએ માલનો નિક્ષેપ કર્યો હોય, ત્યારે બીજી તરેહની કાંઈ કબુલાયત ન હોય તો, સર્વે માલીકોની સમતિ શિવાય એક સંયુક્ત માલીકને અથવા એક સંયુક્ત માલીકના હુકમ પ્રમાણે માલ મજકુર નિક્ષેપી પાછો સ્વાધીન કરી શકે છે.**

**ટીકા**—એક કરતાં વધારે માલેકો એક વસ્તુના હોય, અને તેઓ નીક્ષેપ તરીકે કાંઈ વસ્તુ આપે. પછી તેમાંનો એકાદો તે પાછી માગે અગર અમુક બીજા માલેકને આપવાનું કહે તો, તે વખતે જો આ કલમનો ઠરાવ ના હોય તો, નીક્ષેપીને ઘણો અંદેશો પડે, પણ આ ઠરાવથી ખુલ્લું છે કે વિરૂદ્ધ ખાસ ઠરાવ ના હોય તો, બીજા તમામ માલેકની ગેરહાજરીમાં તેમની કબુલત શિવાય તેમાંના એક માલેકને તેના હુકમ પ્રમાણે નીક્ષેપવાળી વસ્તુ નીક્ષેપી આપી શકે છે. ઇંગ્રેજી "લા" માં ઘણા સહમાલેકો હોય તો, તેમાંના એકનો ઊપર પ્રમાણે હક્ક નથી, પરંતુ કેટલાક સહમાલેકોમાંના એક માલેકના કબજામાં માલ હોય અને તે એકલો નીક્ષેપીને આપે તો, બીજા સહમાલેકોના અનુમત વિના તે એકલો તે માલ પાછો માગી શકે છે. બ્રોડબેન્ટ વિ. લેડવર્ડ (૧૧ આડોલફસ એન્ડ ઇલીસ રી. પાનું ૨૧૧)

## કલમ ૧૬૬ મી.

જે નિક્ષેપ્તાને હક્ક નથી તેના સ્વાધીનમાં માલ પાછો આપ્યો તો, તે બાબત નિક્ષેપી જવાબદાર નથી.

**૧૬૬. જો નિક્ષેપ્તાનો માલ ઉપર હક્ક ન હોય, અને નિક્ષેપી શુદ્ધબુદ્ધિથી તે માલ નિક્ષેપ્તાને અથવા નિક્ષેપ્તાના હુકમ પ્રમાણે પાછો સ્વાધીન કરે તો, એ મુજબ સ્વાધીન કર્યા બાબત નિક્ષેપી તે માલના માલીકને જવાબદાર નથી.**

**ટીકા**—બાટટ વિ. હાર્ટલી (લા. રી. ૭ કયુ.બી.પાનું ૫૯૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, નીક્ષેપા કરતાં નીક્ષેપીનો કાંઈ વધારે સારો હક્ક નથી, માટે નીક્ષેપવાળી ચીજ ઊપર નીક્ષેપા વિરૂદ્ધ ત્રીજા સખસનો હક્ક હોવાથી, તે વિશે તે ત્રીજો સખસ દાવો રાખતો હોય તો, નીક્ષેપીનો તે ત્રીજા સખસ વિરૂદ્ધ કાંઇ પણ બચાવ નથી. બીડલ વિ. બાન્ડ (૬ બી. એન્ડ એસ. પાનું. ૨૨૫) ના કામમાં ઠરાવવામાં આવ્યુંછે કે ત્રીજા સખસનો નીક્ષેપવાળી વસ્તુ ઉપર હક્ક છે, તે બાબતની નીક્ષેપીને માહેતી થએલી હોય અગર તેના વિરૂદ્ધ દાવો કરવામાં આવ્યો હોય તેથી તે કાંઈબસ નથી. તોપણ એકતરફી ડેનીસ(૧૯ચ. ડી. ૮૫) ના કામમાં ઠરાવેલું છે કે હરાજી કરનાર એમ જાણતો હોય કે,અમુક માલ વેચવામને જે સખસ આપે છે તેનો તે નથી, પરંતુ તે માલ અમુક બીજા સખસનો છે, એમ કરીવેચે તો, તે બીજાનો હક્ક ઇનકાર કરવાને તે લીલામ કરનારને પ્રતિબંધ થાય છે. તેમજ નાઈટ વિ. વીફ્રન (લા. રી. ૫ કયુ. બી. ૬૬૦) ના કામમાં પ્રતીવાદીએ કેટલાક જવ એક **મ** ને વેચાણ આપેલા, પણ તેમાંના કાંઈ પણ તે કરારમાં ઊપયોગમાં લેવામાં આવેલા નહી, તેમ કીમત પણ આપવામાં આવેલી નહી. તે જવ **મ** એ વાદીને વેચાણ આપ્યા, અને વાદીએ તે જવ લેવાનો હુકમ **મ** પાસેથી લીધો, તેથી **મ** એ તે હુકમ પ્રમાણે તે જવ આપવાને વચન આપ્યું. માટે તે **મ** ને તે જવ મળેલા છે. એ વિશે ઇનિકાર કરવાને પ્રતીવાદીને બંધન છે. માટે વાદીની તરફથી નીક્ષેપી તરીકે, તે તેના કબજામાં છે.

## કલમ ૧૬૭ મી.

નિક્ષિપ્ત માલ ઉપર ત્રીજા માણસનો હક્ક.

**૧૬૭. જો નિક્ષેપા શિવાય બીજો સખસ નિક્ષિપ્ત માલ ઉપર હક્ક રાખતો હોય તો, તે માલ નિક્ષેપ્તાને સ્વાધીન થતો અટકાવવાને સારૂ, તથા માલ ઉપરના હક્કનો ઠરાવ કરવા સારૂ તે સખસ કોર્ટને અર્જી કરી શકે છે.**

**ટીકા**—આ કલમ પ્રમાણે જે સખસ માલ ઊપર દાવો રાખતો હોય, તે સખસે પોતાના દાવા વિશે કામ ચલાવવું જોઇએ, તોપણ નીક્ષેપીની નજરમાં દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ના આકટ ૧૪ મા) ના બાબ ૩૩ મા પ્રમાણે તે માલકોને આપવો, તે વિશે ઠરાવ કરાવવાને ઇંટિરપ્લીડરનો દાવો કરવો હોય તો, તે કરી શકે છે.

આ કલમ મુજબના કામની શરૂવાત માલ ઉપર હક્ક રાખનાર સખસે કરવી જોઈએ, નીક્ષેપીએ કરવી ન જોઈએ. તોપણ સામ સામા હક્કોથી ધાસ્તીમાં આવેલો નીક્ષેપી તાકીદ઼ હુકમ કઢાવી કામ ચલાવવું બંધ રખાવી શકે છે. કાસે વિ. થારનટન (મીલન એન્ડ ક્રેગ પાનું. ૧)

## કલમ ૧૬૮ મી.

જેને માલ જડે તેનો હક્ક.

**૧૬૮. જે સખસને કાંઈ માલ જડે તે સખસે તે માલ સંભાળીને રાખવામાં તથા ધણીની શોધ કરવામાં પોતાની ખુશીથી મેહેનત લીધી હોય તથા ખર્ચ કર્યો હોય, તેનો બદલો મળવાને માલિક ઉપર દાવો માંડવાનો તેનો હક્ક**

નથી; પણ એવો બદલો મળે ત્યાં સુધી તેને તે માલ માલિક વિરૂદ્ધ અટકાવી રાખવાનો અધિકાર છે; અને ખોવાયલો માલ પાછો લાવી આપવા બદલ કાંઈ અમુક ઈનામ આપવાનું માલીકે કહ્યું હોય તો, તે ઇનામ સારૂ જે સખસને તે માલ જડયો હોય, તે સખસ દાવો માંડી શકે છે, તથા તે ઇનામ મળે ત્યાં સુધી તે માલ અટકાવી શકે છે.

અમુક ઈનામ આપવાનું કહ્યું હોય તો, દાવો માંડી શકે છે.

**ટીકા**—આ કલમ સાથે આ આંકટની કલમ ૭૦ મી વાંચવાથી આ કલમના ઠરાવને વધારે ટેકો મળે છે. જ્યાંહાં સુધી ગુમ થએલો માલ શોધી કાહાડનાર અગર જડનારના કબજામાં હોય, ત્યાંહાં સુધી પોતે વ્યાજબી ખર્ચ કરેલું હોય તે લેવા દાવાનું કારણજ ઊત્પન થતું નથી. માટે તે વિશે દાવો થઈ શકે નહી, પણ જેનો માલ ગુમ થએલો હોય તેણે અમુક ઈનામ આપવાને કહેલું હોય તો, તે ઈનામ આપવાનો એક કરાર થાય છે, માટે તે વિશે દાવો ચાલી શકે છે.

## કલમ ૧૬૯ મી.

હમેશ વેચવામાં આવતી હોય એવી વસ્તુ જડે તો, જડનારે તે ક્યારે વેચવી.

૧૬૯. જે વસ્તુનું સાધારણ રીતે વેચાણ થતું હોય તે વસ્તુ જયારે ખોવાઇ જાય, ત્યારે જો યોગ્ય ઉદ્યમ કરયા છતાં તેનો માલીક મળતો ન હોય, અથવા જે સખસને તે જડી તે સખસને, જે કાયદેસર ખર્ચ થયો હોય તે માગ્યા છતાં માલિક તેને આપતો ન હોય તો, તે સખસ વસ્તુ મજકુર વેચી શકે છે; પરંતુ જો.

(૧.) તે વસ્તુનો નાશ થવાની, અથવા તેની કિંમતમાં ઘણે ભાગે ઘટારો થવાની, ધાસ્તી હોય;

(૨.) અથવા તે વસ્તુ જેને જડી તેને તે વસ્તુને સંબંધે થયલો કાયદેસર ખર્ચ તે વસ્તુની કિંમતના ૨/૩ જેટલો હોય તો, તે સદરહુ મુજબ વેચી શકાય છે.

**ટીકા**—એકાદા સખસને બીજાનો ખોવાએલો માલ જડે, અને તે માલનો માલેક કોણ છે તે, તે સખસના જાણવામાં હોય, તેમ છતાં તે પાછો આપવાના ઈરાદા શિવાય પોતાની પાસે રાખે, અગર તેના જાણવામાં તેનો માલેક ના હોય, પણ તે શોધી કાહાડવાને જોઇતો ઈલાજ તે ના કરે તો, તે ચોરીનો ગુન્હેગાર થાય છે. રસલ આન ક્રાઇમ્સ (૪થી આવૃતિ પાનું. ૧૬૯). હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૦૩ ખુલાસા ૨ ના દ્રષ્ટાંત (ડ) પ્રમાણે એકાદા સખસને અમુક મીલકત જડવાથી તે પ્રમાણિક ઇરાદા સાથે લે, અને તે ખોટો ઉપયોગ કરે, અને તે વખતે તેના જાણવામાં તેનો માલેક હોય, અગર કોણ માલેક છે તે, તે જાણી શકે તેવું હોય તો, તે સાપ્રાધ ખોટો ઉપયોગ કરયાનો ગુન્હેગાર થાય છે.

જે સખસને માલ જડે તે સખસને તે માલના ખરામાલીક સિવાય, તમામનો હક્ક વિરૂદ્ધ અમલ કરવા સરખો છે. આરમરી વિ. ડીલામીરી (સ્ટ્રેંજ. રી. વા. ૧ પાનું. ૫૦૪)

માલ નાશ પામે એવી સ્થીતીનો હોય તો, તેના જડનારને તે વેચી નાંખવાનો આ કલમથી હક્ક છે, પણ ક્યારે કે જડનારે જો તે માલની કીમતના ૨/૩ જેટલો ખરચ કરયો હોય તો, તેવે પ્રસંગે તે વેચી શકે છે. પણ જ્યાંહાં સુધી તેના માલધણીને શોધી કાહાડવાને તેણે પ્રયત્ન કરયો હોય છતાં તે માલમ પડે નહી, ત્યાં સુધી મજકુર હક્ક તે બજાવી શકતો નથી, અને તે માલધણી શોધી કાહાડવામાં તેણે યોગ્ય શ્રમ લેવો જોઈએ, અથવા જડનારને ખરચ કરવું પડયું હોય તેને માટે તેનો લીયન હોય. તે જો આપવાની માલધણી ના પાડે તો, પછી તે માલ તે વેચી શકેછે.

## કલમ ૧૭૦ મી.

નિક્ષેપીનું વિશેષ લિયન.

**૧૭૦. નિક્ષેપના હેતુ પ્રમાણે નિક્ષિપ્ત માલને સંબંધે નિક્ષેપીને કાંઈ કામ કરવું પડયું હોય, અને તે કામમાં મજુરી અથવા હુનર વાપરવો પડયો હોય, ત્યારે જો જુદી રીતનો કરાર ન હોય તો, માલ મજકુરને સંબંધે નિક્ષેપીએ જે કામ કર્યું હોય તેનું યોગ્ય મેહેનતાણું તેને મળે ત્યાં સુધી સદરહુ માલ અટકાવી રાખવાનો તેનો હક્ક છે.**

## દૃષ્ટાંતો.

**(अ.) કાપીને જલે કાહાડવાને સારૂ ખડબચડો એક હીરો अ, ब નામના ઝવેરીને આપે છે, અને તે પ્રમાણે ब કરે છે. ब એ કરેલા કામનું તેનું મેહેનતાણું મળે ત્યાં સુધી તે હીરો અટકાવી રાખવાનો ब નો હક્ક છે.**

**(ब.) ब નામના દરજી પાસે એક અંગરખો કરવાને સારૂ अ કપડું આપે છે. અંગરખો તૈયાર થયો એટલે લાવી આપવાનું વચન ब, अ ને આપે છે, અને સીલાઈ ત્રણ મહીના પછી લેવાનું કબુલ કરે છે. સીલાઈ મળે ત્યાં સુધી અંગરખો અટકાવી રાખવાનો ब ને હક્ક નથી.**

**ટીકા**—આ કલમથી મળેલો લીયનનો હક્ક નીક્ષેપા અને નીક્ષેપીની વચે કરાર છે, એમ માની લે છે. નીક્ષેપી તરફનું એવું વચન કે નીક્ષેપવાળા માલ ઉપર મેહેનત તથા હુનરનું કામ કરવું, નિક્ષેપા તરફનું એવું વચન કે એ કામ બદલ નીક્ષેપીને મેહેનતાણું આપવું. ઠરાવ પ્રમાણે કામ કરવામાં આવે અને મેહેનત આપવા જોગ થાય, તે શીવાય એ હક્ક બજાવી શકાય નહી. આ હક્ક નિક્ષેપીને નિક્ષેપા વિરૂદ્ધ બીજો કાંઇ હક્ક હોય, તેને લાગુ પડતો નથી.

જ્યારે અમુક માલ એક કારીગરને આપવામાં આવે, જેમકે અમુક અનાજ એક "મીલ" ના માલેકને અગર શણપ્રેસીંગ કંપનીને આપવામાં આવે, અને તે પછી કકડે કકડે તેને આપવામાં આવેલું હોય, તોપણ તે ઊપર જેટલી મજુરી થઈ હોય તેટલી મજુરી તેને મળે ત્યાંહાં સુધી તે તમામ માલ ઊપર તે મીલના માલેક અગર પ્રેસીંગકંપનીનો હક્ક છે. મીલર વિ. નાસ્મીથ પેટંટ પ્રેસ કંપની (ઈં. લા. રી. ૮ ક. ૩૧૨), પણ જો તે કામ કલમ ૧૭૧ માં દાખલ થતું હોય તો, તે લાગુ પડે છે, એટલા માટે નીક્ષેપીએ જે જરૂરી ખરચ કર્યું

હોય ને જે તેને મજરે મળવા જોગ થયું હોય, તેવા ખરચની બાબતમાં તે માલ અટકાવી શકતો નથી. ટરનર વિ. ફોર્ડ (મીશન એન્ડ વેલ્સબી વા. ૧૫ પાનું. ૨૧૨). કલમ ૧૫૮. એક કામને સારૂ નીક્ષેપમાં આપેલો માલ કોઈ જુદી બાબતમાંથી ઉત્પન થતા હક્કો ને સારૂ ખાત્રી દાખલ અટકાવી રાખવાને ઉપર કરતાં પણ ઓછો હક્ક છે.

સ્ટોરી આન બેલમેંટની કલમ ૨૯૪ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે એક વસ્તુ ઊછીતી લેનાર તે વસ્તુ પોતાના આગલ્યા લેહેણા પેટે રોકી શકતો નથી. અમુક મીલકત ફકત સાચવવા સોંપી હોય તો, તે રોકવાનો તેનો હક્ક થતો નથી, કારણ કે તે ઉપર તેણે કાંઈ મેહેનત અગર અક્કલ વાપરી નથી, સબબ જાકસન વિ. કમીન્સ (૫ મીશન એન્ડ વેલ્સબી પાનું. ૩૪૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જે સખસને જનાવર ચરાવવા સોંપેલાં હોય, તે ઠરાવેલી ચરાઇ સારૂ તે જનાવર રોકી શકતો નથી.

સ એ એક સંચો દુરસ્ત કરવાને જ ને આપ્યો, તેથી જ એ તે રૂ. ૧૦૦) માટે દુરસ્ત કરવાને વચન આપ્યું. પણ પાછળથી જ એ તેટલી રકમથી તે દુરસ્ત કરવાને ના કહી, અને અમુક કામ તેમાં કરેલું તે બદલ મને મેહેનતાણું આપવામાં આવે ત્યાંહાં સુધી તે મારે રાખવાનો હક્ક છે, એમ દાવો રાખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જ્યાંહાં કરાર સ્પષ્ટ હોય ત્યાંહાં તેનો તમામ અમલ કરવો જોઈએ, અને જો તે તમામ પુરો કરવામાં ના આવે તો, તેની રૂઈએ કાંઈ પણ દાવો રાખી શકાતો નથી. માટે જ્યાંહાં સ્પષ્ટ કરાર કરવામાં આવેલો ના હોય ત્યાંહાં જેટલું કામ કર્યું હોય તેટલો બદલો મળે છે. સબબ જ ને તેણે કરેલા કામ બદલ નાણાં આપવામાં આવે, ત્યાંહાં સુધી તેનો તે સંચો રાખવાનો હક્કનથી. સ્કીનાર વિ. જગર (ઇં. લા. રી. અ. વા. ૬. પાનું ૧૩૯)

## કલમ ૧૭૧ મી.

પેહેડીવાળા, ફેકટરો, ઢક્કાવાળા, એટરનીઓ, તથા વિમાદલાલ એઓનું સાધારણ લીયન.

**૧૭૧. પેહેડીવાળાઓ, તથા ફેકટરો, તથા ઢક્કાવાળા, તથા હાઇકોર્ટના એટરનીઓ, તથા વિમાદલાલો, એઓને કાંઈ માલ નિક્ષેપમાં આપેલો હોય, ત્યારે બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, એકંદર હિસાબની બાકીની ખાત્રી સારૂ માલ મજકુર તેઓ અટકાવી શકે છે; પરંતુ એવી બાકીની ખાત્રીને સારૂ માલ મજકુર અટકાવી રાખવાનો હક્ક તે વિશે સ્પષ્ટ કરાર ન હોય તો, બીજા કોઈ પણ સખસને નથી.**

**ટીકા**—સ્ટીવનસન વિ. બ્લેકલાક (મેડલ એન્ડ સેલવીન. રી. પાનું. ૫૩૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે આટરનીઓના ધંધાની દરમિયાનમાં જે કાગળો તેમના અસીલ પાસેથી અટરનીઓને મળે, તે તમામ કાગળો ઊપર પોતાના બાકી લેહેણા બાબત હક્ક સબંધ છે. જે સોલીસીટરને તેનો અસીલ બંધ કરે તો, તેના અસીલના જે કાગળોથી તે અસીલ પોતાનું કામ ચલાવી શકે તેવું હોય, તે કાગળો તે સોલીસીટર પાસે હોય તો, તે કાગળો ઊપર તે પોતાના ખર્ચનો દાવો રાખી શકે છે, માટે તે કાગળો અસીલને આપવાને

અગર રજુ કરવાને હુકમ કરવામાં આવતો નથી. આ હક્ક સબંધ સામાન્ય રીતનો છે, સબબ સોલીસીટરનું અસીલ પાસે ખરચ બાબત જેટલું લેહેણું હોય તે તમામ ખર્ચની બાબતમાં તે લાગુ થાય છે. પણ જે સોલીસીટર પોતાની મેળે બંધ થાય તેનો ઇંગ્રેજી "લા" પ્રમાણે આ હક્ક સબંધ નથી, પરંતુ આ કલમના શબ્દો ઉપરથી નક્કી કહી શકાતું નથી કે, તેવે પ્રસંગે પણ સોલીસીટરનો તે હક્ક સબંધ છે કિંવા નહી.

## ધરેણે આપેલી વસ્તુનો નિક્ષેપ.

### કલમ ૧૭૨ મી.

'ધરેણે' 'ધરેણે આપનાર' અને 'ધરેણે લેનાર' નાં લક્ષણો.

**૧૭૨. કોઈ કરજ અદા કરવાના અથવા કોઈ વચન પુરૂં કરવાના તારણ દાખલ કોઈ માલનો નિક્ષેપ કર્યો હોય, તે નિક્ષેપને ધરેણુ કેહે છે. એવા પ્રકારના નિક્ષેપ્તાને ધરેણુ આપનાર કેહે છે, અને એવા પ્રકારના નિક્ષેપીને ધરેણુ લેનાર કેહે છે.**

**ટીકા**—આ કલમ ઘણી સ્પષ્ટ છે. 'નીક્ષેપ' શબ્દ સંસ્કૃત હોવાથી ફકત ગુજરાતી જાણનારને નીક્ષેપની બાબત પ્રથમ દર્શનીક ઘણી કઠણ લાગે છે. તોપણ ઊપરની કલમો નીચે જે જુજ જુજ કેહેવામાં આવેલું છે, તેથી તથા તે કલમોના નીરસંસય શબ્દોથી "નીક્ષેપ" ની હકીકત સમજવાને ઘણી સેહેલી જણાય છે. ગીરોઆપનાર નીક્ષેપ્તા કેહેવાય અને ગીરોરાખનારને નીક્ષેપી કહી શકાય છે. આ કલમથીજ ગીરોની બાબત શરૂ થએલી છે.

### કલમ ૧૭૩ મી.

અટકાવી રાખવાનો ધરેણે લેનારનો હક્ક.

**૧૭૩. ધરેણુ લેનાર ધરેણુ મુકેલો માલ, કરજ વાળી લેવાને માટે કિંવા વચન પુરૂં કરવા માટે અટકાવી શકે છે, એટલુંજ નહીં પણ કરજના વ્યાજને માટે તથા ધરેણુ રાખેલા માલના કબજા સંબંધે અથવા તે જાળવી રાખવા સારૂ, ધરેણુ લેનારને જે જરૂરી ખર્ચ લાગે તે સર્વને માટે માલ મજકુર તે અટકાવી શકે છે.**

**ટીકા**—ગીરો રાખનાર નાણાં વસુલ કરવાને તેમજ લેહેણું અને જે કાંઈ લેહેણાના દાવામાં વસુલ થઈ શકે, જેમકે તમામ ખરચ, પછી તે સાધારણ હોય કે અસાધારણ હોય, અને ગીરોવાળા માલ સબંધીમાં તે ખરચ કરેલું હોય તે બાબત તે માલ અટકાવી શકે છે. સ્ટોરી આન બેલમેંટની કલમ ૩૫૭ મીમાં કહેલું છે કે, આ નિયમનો જેટલો સબંધ સામાન્ય ખર્ચ સાથે છે, તે ઈંગ્રેજી ઠરાવો પ્રમાણે હોય એમ જણાતું નથી.

### કલમ ૧૭૪ મી.

જે કર્જને માટે માલ ધરેણે મૂક્યો

**૧૭૪. જે કર્જને માટે અથવા જે વચનને માટે માલ ધરેણુ મુકવામાં આવ્યો હોય, તે શિવાય બીજા કોઈ કર્જને**

હોય, તે શિવાયનાં બીજાં કર્જે અથવા વચનને સારૂ ધરેણે લેનાર માલ અટકાવી શકતો નથી.

પાછળથી આપેલી રકમો બાબત અનુમાન.

**માટે અથવા વચનને માટે તે પ્રમાણેનો કાંઈ કરાર ન હોય તો, ધરેણે લેનાર ધરેણે મુકેલો માલ અટકાવી શકતો નથી; પણ બીજી રીતે સમજવાને કાંઇ કારણ ન હોય તો, એવો કરાર ધરેણે લેનારે પાછળથી ધીરેલી રકમો સંબંધે થયો છે, એવું અનુમાન કરવું.**

**ટીકા**—બીજી રીતે કહીએ તો ધરેણે મુકવાથી ધરેણે રાખનારને એકંદર લીયન મળતો નથી. એટલા માટે ધરેણે મુકેલી જણશ ધરેણે રાખનારને અટકાવવાનો હક્ક છે કે નહી, તેનો નિર્ણય કરવામાં સ્વાલ એ થશે કે, જે લેહેણાના સબંધે માલ અટકાવવા માગતો હોય તે લેહેણાના તારણમાં ઉપયોગમાં લેવાનો ઈરાદો હોવાનો કાંઈ પણ પુરાવો છે કે નહી; ધરેણે રાખનારને આગળનું દેવું આપવા જોગ થયું હતું. એ હકીકત ઉપરથી આવી તરેહનો અનુમાન કરી શકાય નહી, અને એટલા માટે પાછળના કરજના અવેજમાં ગીરો મુકવામાં આવ્યું હોય, ત્યારે આગળના કરજને પેટે માલ મજકુર અટકાવવાનો તેનો હક્ક નથી. બીજી તરફ જે કરજને પેટે અગાઊ ધરેણે મુકવામાં આવ્યું હોય તે કરજ કરયા પછી ધરેણે રાખનાર રકમો ધીરે તો, એવું અનુમાન થઈ શકે કે આ પાછળથી ધીરેલી રકમોને માટે તેમજ અવલના કરજને માટે, તે ગીરો કાયમ રાખવાનો પક્ષકારોનો ઇરાદો હોતો. (સ્ટોરીઆન બેલમેંટની કલમ ૩૦૪)

## કલમ ૧૭૫ મી.

ધરેણે લેનારને જે વિશેષ ખર્ચ કરવો પડ્યો હોય, તે ભરી લેવાનો તેનો હક્ક.

**૧૭૫. ધરેણે મુકેલા માલના સંરક્ષણને અર્થે ધરેણે લેનારને જે કાંઈ વિશેષ ખર્ચ થયો હોય, તે ધરેણે મુકનાર પાસેથી લેવાનો તેનો હક્ક છે.**

## કલમ ૧૭૬ મી.

ધરેણે મુકનાર કસુર કરે તો,ધરેણે લેનારનો શો હક્ક છે.

**૧૭૬. જે કર્જે અથવા વચનને સંબંધે માલ ધરેણે મુકવામાં આવ્યો હોય, તે કરજ અદા કરવામાં અથવા તે વચન ઠરાવેલે વખતે પુરૂં કરવામાં ધરેણે મુકનાર કસુર કરે તો, ધરેણે લેનાર તે કરજ અથવા વચનની રૂઇએ દાવો માંડી શકે છે, તથા ધરેણે મુકેલો માલ સહગામી તારણ તરીકે અટકાવી શકે છે, અથવા ધરેણે મુકનારને વેચાણની યોગ્ય ખબર આપીને ધરેણે મુકેલી વસ્તુ વેચી શકે છે.**

**સદરહુ વેચાણમાં જે પૈસા ઉપજે તે જો. કરજ અથવા વચન મજકુર સંબંધી જે પૈસા લેહેણા હોય, તે કરતાં કમી**

**હોય તો, બાકીના પૈસા આપવાને ઘરેણે મુકનાર પાત્ર છે. જો વેચાણ મજકુરથી ઉપજેલા પૈસા સદરહુ મુજબ લેહેણી રકમ કરતાં જાસ્તી હોય તો, તે ફાજલ આંકડો ઘરેણે લેનારે ઘરેણે મુકનારને આપી દેવો.**

**ટીકા**—ઘરેણીઆતથી મુકરર કરેલું કરજ જ્યાંહાં સુધી આપવામાં ના આવે, ત્યાં સુધી તે ઘરેણે મુકેલી ચીજ અટકાવી રાખવાના ઘરેણે લેનારના હક્કને, સદરહુ ચીજ તેણે બીજાને ત્યાં ઘરેણે મુકવાથી નુકશાન પોહોચતું નથી. જેમકે જ્યાં **અ** એ લખેલી અને **બ** એ મુદત કાપી સીકારેલી હુંડી બદલ **અ** એ **બ** ને ત્યાં ડીબેંચરો અનામત મુકયાં, અને એ હુંડી પાકતા પેહેલાં મજકુર ડીબેંચરો સદરહુ હુંડીની રકમ કરતાં જાસ્તી કરજને સારૂ **બ** એ **ક** ને ત્યાં તારાણ દાખલ મુકયાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ હુંડી પાકી તે વખતે **અ** એ તે નાણાં નહી આપવાથી **ક** ની ઉપર માલ રાખવાની ફરીયાદ ચલાવવાનો **અ** ને **હક્ક** નથી. ડૅનાલ્ડ વિ. સકલીંગ (લા. રી. ક્વી. બેંચ. પાનું. ૫૮૫)

## કલમ ૧૭૭ મી.

ઘરેણે આપનાર કર્જ અદા ન કરે કિંવા વચન પૂરૂં ન કરે, તોપણ છોડાવી લેવાનો તેનો હક્ક.

**૧૭૭. જે કરજ કિંવા વચનને સારૂ માલ ઘરેણે મુકયો હોય તે, તે કરજ અદા કરવા સારૂ અથવા તે વચન પુરૂં કરવા સારૂ જો કાંઈ વખત નીમવામાં આવ્યો હોય, અને તે નીમેલે વખતે ઘરેણે મુકનાર તે કરજ અદા કરવામાં અથવા તે વચન પુરૂં કરવામાં કસુર કરે તો, સદરહુ મુદત થઈ ગયા પછી માલ મજકુરનું વેચાણ થતાં પેહેલાં કોઇ પણ વખતે ઘરેણે મુકનાર માલ મજકુર છોડાવી શકે છે; પરંતુ તે તેમ કરે તો તેની કસુરથી જે ખરચ થયો હોય, તે પણ તેણે આપવો જોઇએ.**

**ટીકા**—જંગમ મીલકત ઘરેણે રાખનાર ઉપર મીલકત ઘરેણે રાખ્યાની તારીખથી અથવા ઘરેણે રાખનારે તેની પોહોચ આપ્યાની તારીખથી ૩૦ વર્ષમાં દાવો થઈ શકે. (સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની આર્ટીકલ ૧૪૫). જ્યાં સુધી આ આકટના ઠરાવો મુજબ ઘરેણે મુકનારનો હક્ક જતો ના હોય, ત્યાં સુધી જો કે તે દેવું અદા કરવાને ઠરાવેલી મુદત જો વીતી ગઈ હોય, તોપણ ઘરેણે મુકેલી મીલકત તે છોડાવી શકેછે.

કલમ ૧૭૬ મીમાં ગીરોરાખનારનો હક્ક બતાવવામાં આવ્યો છે, માટે જો કે ગીરો વાળી વસ્તુ ગીરોથી છોડાવેલી ના હોય, તોપણ તે કલમ પ્રમાણે જે થઈ શકતું ના હોય તે ગીરો રાખનારે કર્યું હોય તો, તે બાબત ગીરોઆપનારનો દાવો ગીરોરાખનાર ઉપર ચાલી શકે છે.

બદ્રીદાસ વિ. હાલી (ઈ. લા રી. ક. વા. ૬ પાનું ૬૭૮) ના કામમાં અમુક બી વેચવાનો કરાર હતો તે કરારમાં એવો ઠરાવ હતો કે તે બગડે તો તે બાબત ચાર ટકાના દરથી તે બાબત હામી કરવામાં આવે છે, અને હમેશાંના રીવાજ પ્રમાણે છ ટકા સુધીની પણ તે ઉપરાંત થાય તો, તે વેચનારે તે બી એક અઠવાડયાની અંદર ફરીથી સાફ કરવાં, અને તે

કરવામાં વેચાણ આપનાર કસુર કરે તો, તે ખરીદકરનાર તે કરારનો ભાગ રદ કરવાને મુખ્ત્યાર છે, અગર તેની મરજીમાં આવે તો સદરહુ બતાવ્યા પ્રમાણે હમેશાંના રીવાજ મુજબ તે બીગાડ બાબત વધારાના ટકાના દરથી દર ગુજર કરી, તે જેવાં હોય તેવાં લેવાને મુખત્યાર છે, અને તે વેચનારની વખારમાંથી આવતા જુલાઈ માસની તા. ૧૫ સુધી તે માલ આપવામાં આવશે." તા. ૧૦ જુલાઈના રોજ તે વેચનારે તે બી આપવા માંડયાં. તપાસ કરતાં એમ માલુમ પડયું કે તેમાં કરારના દર કરતાં બીગાડ વધારે થએલો છે, અને વેચનારે તે ફરીથી સાફ કરી આપવાને કરાર કરેલો છે. પછી તા. ૧૫ જુલાઈના રોજ ખરીદદાર તે બી લેવા ગયો, પરંતુ તે જોઈતી રીતે સાફ કરવામાં આવ્યાં નહી હતાં. તેથી તે વેચનારે કહ્યું કે મારે તે કારણસર એક અઠવાડીયું વધારે જોઈશે. તે ઉપરથી ખરીદદારે તે કરાર રદ કરયો. તેથી તે વેચનારે કરાર ટુટયાથી પોતાને થએલા નુકશાન બાબત દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરાર વાદીએ તોડયો છે, કારણ કે તે બી સાફ કરવાનું જે અઠવાડીયું જોઇતું હતું તે તા. ૧૦ જુલાઈના રોજ શરૂ થતું હતું. વળી વાદી તે બીગાડ કરારના દર જેટલો રાખી શકયો નથી, માટે પ્રતીવાદીનો તે બી નાપસંદ કરવાનો હક્ક છે. સબબ વાદીનો તે બી ફરીથી સાફ કરવાને વધારે મુદત માગવાનો હક્ક નથી.

જગરનાથ ખાન વિ. જે. ઈ. માકલનના કામમાં આટાના ૧૦૦૦ કોથળા પ્રતીવાદીએ વાદીને આપવાનો કરાર કરેલો, તે કરારમાં એવો ઠરાવ હતો કે તે કોથળા સાતદીવસની નોટીસ ખરીદદાર આપે એટલે આખા નવેંબર માસમાં તેને પ્રતીવાદીએ આપવા. તા. ૫ નવેંબરના રોજ વાદીએ પ્રતીવાદીને એવા મતલબની નોટીસ આપી કે સાત દીવસની અંદર તે કોથળા અમને આપવા. તા. ૧૨ મીએ પ્રતીવાદીએ વાદીને લખ્યું કે તે કોથળા હું તા. ૨૯ અને તા. ૩૦ નવેંબરના રોજ આપીશ. તા. ૧૫ નવેંબરના રોજ વાદીએ એવું વિચારયું કે તે કરાર પુરો થએલો છે. તે કોથળા નહી આપવાના કારણથી નુકશાન લેવા દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સાત દીવસની નોટીસ આપવાનો કરારમાં ઠરાવ છે, તેનો હેતુ નવેંબર મહીનામાં કેઈ તારીખે તે કોથળા આપવાનું કામ શરૂ કરવું તે છે. માટે તે સાત દીવસ પુરા થાય, એટલે પ્રતીવાદીઓ તે માલ આપવાનું કામ શરૂ કરવાને બંધાએલા હતા.

## કલમ ૧૭૮ મી.

જેના કબજામાં માલ અથવા માલ ઉપરના હક્કના દસ્તાવેજ હોય, તેણે તે ઘરેણે મૂક્યા તો તે વિશે.

**૧૭૮. જે સખસના કબજામાં કાંઈ માલ હોય, અથવા એકાદ બિલ ઓફ લેડિંગ, ડાકવારંટ, વખારવાળાનું સરટીફીકેટ, ડક્કાવાળાનું સર્ટીફિકેટ, અથવા સ્વાધીન કરવાનું વારંટ કિંવા હુકમ, અથવા માલ ઉપર હક્ક બતાવનાર બીજો કોઈ પણ જાતનો દસ્તાવેજ હોય, તે સખસ તે માલ અથવા તે દસ્તાવેજો ઘરેણે મુકે તો તે કાયદેસર છે. પરંતુ ઘરેણે લેનારે શુદ્ધબુદ્ધિએ વર્તવું જોઇએ, અને તે વર્તણુંકનો પ્રસંગ એવો જોઇએ કે ઘરેણે મુકનાર અયોગ્ય રીતે વર્ત્તે છે, એવું યોગ્ય અનુમાન તે પ્રસંગ ઉપરથી થઈ શકે નહીં.**

**અને વળી એવું પણ ઠરાવવામાં આવે છે કે માલ મજકુર કિંવા દસ્તાવેજ મજકુર તેના કાયદેસર માલિકની પાસેથી, અથવા તે જે સખસના હવાલામાં કાયદેસર રીતે હોય એવા કોઇ પણ સખસની પાસેથી, કોઈ ગુન્હો કિંવા કપટ કરીને મેળવેલો ન જોઇએ.**

**ટીકા**—વાદીને પ્રતીવાદીએ જુઠો ઢોંગ બતાવી તેના કેટલાક દાગીના લીધેલા. પ્રતીવાદીના તેવા માઠા કૃત્યથી તે દાગીનાના નુકશાનના રૂ. ૧૫૦૦) લેવાને વાદીએ આ દાવો કરયો. તેમાં ઠરાવવમાં આવ્યું કે પ્રતીવાદી ગોપાળ ક્રીસ્તોએ કપટથી અગર ગુન્હો કરી આ કલમ પ્રમાણે દાગીના લેઇ લીધા છે. સબબ વાદી તે પ્રતીવાદી પાસેથી તે દાગીના લેઈ શકે છે. કાર્તીકચરણ સેટી વિ. ગોપાળ ક્રીસ્ટો પાલીટ (ઇં. લા. રી. ૩ ક. ૨૬૪)

બીદોમોઈ ડેબી વિ. શીતારામ (ઈં. લા. રી. ક. વા. ૪ પાનું ૪૯૭) ના કામમાં એક નોકરને તેની શેઠાણીએ અમુક માલ સોંપેલો, તે તેણીની ગેરહાજરીમાં તેના નોકરે કબજા સાથે ગીરો મુક્યો. તેથી શેઠાણીએ તે બાબત નુકશાનનો દાવો કરયો તેમાં ઠરાવવામાં આવ્યું કે નોકરનો કબજો તે આ કલમ પ્રમાણેનો કબજો નથી. માટે જો તેનો કબજો તે માલ ગીરો આપવા સારૂ હતો, એમ ગણવામાં આવે તો, તેનો સમાસ તે કલમના બીજા વિશેશ ઠરાવમાં થાય છે, સબબ તે પ્રમાણે દાવો ચાલી શકે છે.

## કલમ ૧૭૯ મી.

જ્યારે કોઈ ધરેણે મૂકનારનો હક્ક કોઈઅમુક મર્યાદા સુધીનોજમાત્ર હોય,ત્યારે કેવીરીતેધરેણેમૂકાય.

**૧૭૯. જે માલ ઉપર કોઈ સખસનો હક્ક કોઈ અમુક મર્યાદા સુધીનોજ માત્ર હોય, તે માલ સખસ મજકુર ધરેણે મુકે તો, તે ધરેણે મુકવું સદરહુ હક્ક જેટલું કાયદેસર સમજવું.**

**ટીકા**—જ્યાંહાં કેટલાક સહમાલીકો પૈકી એક જણે માલ ધરેણે મુકેલો હોય, તેવે પ્રસંગે તે સહમાલીકો પૈકી બીજો તે માલ એકલો છોડાવી શકતો નથી. તેમ તે માલ ગેરવ્યાજબી રીતે વેચવા સારૂ ધરેણે રાખનાર ઉપર ફરીયાદ પણ ચલાવી શકતો નથી. હારપર વિ. ગોડસેલ (લા. રી. કવી. બેંચ વા. ૫ પાનું. ૪૨૨). જો ધરેણે મુકનાર નો હક્ક અમુક મર્યાદાવાળી મુદત સુધીનો હોય તો, એ હક્ક બંધ થએ જે સખસની કાયદેસર માલકી પ્રાપ્ત થતી હોય. તે સખસને ધરેણે રાખનારે કબજો સોંપવો જોઈએ. માટે અમુક મીલકત વિધવાની હયાતી સુધીની હોય, તે તેણીએ ગીરો મુકી હોય, બાદ તે મરણ પામે. તેમાં ઠરાવ્યું કે જો તે ગીરોરાખનારને તે વિધવાનો તેટલોજ હક્ક હતો એવી ખબર ના હોય, તોપણ તે ગીરોવાળી મીલકત ઉપર વિધવાની પાછળ જે હક્કદાર હોય તેને સ્વાધીન તે મીલકત કરવી જોઇએ. હોર વિ. પાર્કર (ટરનર એન્ડ રસલ્સ રી. વા. ૨ પાનું. ૩૭૬)

કલમ ૧૦૮ મીના ૨, જા અપવાદથી સહમાલેકોમાંનો એકાદો માલેક મીલકત વેચે, અને બીજા સહમાલેકો તે વેચનાર સહમાલેકના કબજામાં તે વેચાણવાળી મીલકત હ-

તી, એમ કબુલ કરે તો, તે વેચાણ બળવાન છે, કારણ કે ખરીદદારની શુદ્ધ બુદ્ધિ અને તે વેચાણ અખત્યાર વિના કરવામાં આવ્યું છે, એવું બતાવવાને હકીકત નથી, એમ જણાય છે. પરંતુ ગીરોની બાબતમાં આવી કલમ ઠરાવવામાં આવી નથી.

---

## અપકારનું કૃત્ય કરનાર વિરૂદ્ધ નિક્ષેપિના તથા નિક્ષેપ્તાનાં દાવા બાબત.

### કલમ ૧૮૦ મી.

નિક્ષિપ્તાનો અથવા નિક્ષેપીઓનો અપકાર કરનારાઓ ઉપરનો દાવો.

**૧૮૦. કોઈ નિક્ષેપી નિક્ષીપ્ત માલનો ઉપયોગ ન કરી શકે એવું, અથવા તેની પાસેથી માલ મજકુરનો કબજો જાય એવું, જો કોઈ ત્રીજો સખસ ગેરવ્યાજબી રીતે કરે, અથવા તે માલને કાંઇ નુકશાન કરે, તો નિક્ષેપ થયો ન હોત ને તેવે પ્રસંગે જે ઇલાજો તેનો માલિક લઈ શકત તે ઇલાજો લેવાનો નિક્ષેપીનો હક્ક છે, અને એવી રીતે ગેરવ્યાજબી કીધા બાબત અથવા નુકશાન કીધા બાબત સદરહુ ત્રીજા સખસ ઉપર સદરહુ નિક્ષેપ્તા અથવા નિક્ષેપી દાવો લાવી શકે છે.**

**ટીકા**—ઇંગ્રેજી ઠરાવો પ્રમાણે ફક્ત કબજો હોવાથી અપકૃત્ય કરનાર વિરૂદ્ધ દાવો ચલાવવાને બસ થાય છે, માટે જે નીક્ષેપવાળી મીલકત બાબત નીક્ષેપી જાતે જવાબદાર થતો હોય, તે મીલકતને અપકૃત્ય કરવાથી તે નીક્ષેપી દાવો ચલાવી શકે છે, એવું રૂથ વિ. વીલસન ( બાર્નવેલ એન્ડ એલ્ડરસન વા. ૧ પાનું. ૫૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

### કલમ ૧૮૧ મી.

એવા દાવા કરવાથી દાદ દાખલ અથવા નુકશાની બદલ જે મળે તેની વ્યવસ્થા બાબત.

**૧૮૧. એવા પ્રકારના કોઈ દાવામાં દાદ દાખલ અથવા નુકશાનના બદલા બદલ જે કાંઈ મળે, તેની વ્યવસ્થા નિક્ષેપ્તા તથા નિક્ષેપીને સંબંધે તેઓના પોત પોતાના હક્ક પ્રમાણે કરવી.**

---

## બાબ ૧૦ મો.

### આડત.

**આડતીયાની નીમનુક તથા તેના અધિકાર બાબત.**

### કલમ ૧૮૨ મી.

'આડતીયો' અને 'મુખ્ય' એટલે શું

**૧૮૨. કોઈ બીજા સખસને સારૂ, કાંઈ પણ કૃત્ય કરવા સારૂ અથવા ત્રીજા સખસો સાથેના વ્યવહારમાં કોઈ બીજા**

**સખસના પ્રતિનિધિ દાખલ કામ ચલાવવા સારૂ નીમેલા સખસને આડતીયો સમજવો. જે સખસને સારૂ તે કૃત્ય કરવામાં આવે, અથવા જેને સારૂ સદરહુ મુજબ પ્રતિનિધિ દાખલ કામ ચલાવવામાં આવે, તેને મુખ્ય કેહેવો.**

ટીકા—ભુબનચંદ્ર સેન વિ. રામસુંદર શર્મા મોઝુમદાર (ઈ. લા. રી. ક. વા. ૩ પાનું ૩૦૦) ના કામમાં જસ્ટીસ મીત્તરસાહેબે ઠરાવ્યું છે કે, સન ૧૮૫૯ ના આકટ ૧૧ માની કલમ ૬ પ્રમાણે અમુક "મેહેલ" ના તમામ સહભાગીદારો તરફથી એક સખસે કલેકટરને અરજ કરવાને પોતાને માથે રાખેલું છે, માટે આ કલમના અર્થ પ્રમાણે તે સખસ ખાસ કારણસર "એજંટ" થએલો છે, અને તેને માટે તેમાં કાંઈ અવેજ ના હોય, તોપણ તેનું એજંટપણું બંધ થતું નથી, એવું આ આકટની કલમ ૧૮૫ મીમાં ઠરાવવામાં આવ્યું છે. (તે કલમમાં ઠરાવ્યું છે કે "આડત ઉત્પન કરવા સારૂ અવેજની જરૂર નથી.") એજંટને નીમનાર એટલે જેમ મુખ્ય વિરૂદ્ધ વસુલ કરવાને મુખ્ય અને એજંટને સબંધ હોવાના કારણથી શરતી હક્કનો અસર થાય છે, તેમ થાય છે. માટે આ આકટની કલમ ૭૨ મી પ્રમાણે જે હક્ક આપવામાં આવેલો છે, તે હકકનો અમલ કરવાને એટલે એકાદો સખસ ભુલથી અપાઇ ગએલાં નાણું પાછાં લેવાના હક્કનો અમલ કરાવવાને માગે, તેમાં એજંટ જો જવાબ આપે કે મેં શુદ્ધ અંતઃકર્ણથી તે નાણું મારા મુખ્યને આપેલાં છે, અને તે વિરૂદ્ધ કાંઈ નોટીસ મને મળેલી નથી તો, તે સારો જવાબ છે.

## કલમ ૧૮૩ મી.

આડતીયો કોણ નીમી શકે.

**૧૮૩. કોઈ સખસ જે કાયદાને તાબે હોય તે કાયદા પ્રમાણે સખસ મજકુર પાકી ઉમરે પોહોંચ્યો હોય, તથા તે સાવધ બુદ્ધિનો હોય તો, તે સખસ આડતીયો નીમી શકે છે.**

ટીકા—આ કલમના શબ્દ ઉપરથી એમ જણાય છે કે કેટલાક સખસો કરાર કરવાને ના લાયક હોય, તોપણ તે એજંટ નીમી શકે છે. ઇંગ્રેજી'લા' પ્રમાણે ડો વિ. રોબર્ટસ (૧૬ મીશન એન્ડ વેલ્સબી. પાનું. ૭૭૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જે સગીર હોય તે આટરની અગર એજંટ નીમવાને નાલાયક છે, માટે સગીરે આપેલું મુખત્યારનામું રદ બાતલ છે.

ધણીયાણી ધણીના એજંટ તરીકે કામ ચલાવે, એવું ગર્ભિત છે, પણ તે નિયમ સન ૧૮૭૪ ના આકટ ૩ જા (પરણેલી ઓરતો સંબંધીના આકટ) ના ઠરાવથી રદ કરવામાં આવ્યો છે. અલમદી વિ. લુહા (ઇ. લા. રી. ૩ ક. પાનું. ૧૪૦)

## કલમ ૧૮૪ મી.

આડતીયો કોણ થઈ શકે છે.

**૧૮૪. મુખ્ય અને ત્રાહિત સખસોને સંબંધે કોઈ પણ સખસ આડતીયો થઈ શકે છે; પરંતુ જે સખસ પાકી ઉમ્મરે પોહોંચ્યો નથી તથા જે સાવધ બુદ્ધિનો નથી, તે**

**સખસ એવી રીતે આડતીયો થઈ શકતો નથી કે આડતીયાની જવાબદારી વિશે જે ઠરાવ આ આકટમાં છે, તે મુજબ તે પોતાના મુખ્યને જવાબદાર થાય.**

**ટીકા**—આ કલમમાં જે સાધારણ નિયમ ઠરાવવામાં આવેલો છે, તે ઇંગ્રેજી 'લા' માં ઓરત પોતાના ધણીની તરફથી કુટુંબની જરૂરીયાતને વાસ્તે જે ચીજો મંગાવે તે બાબત છે. ધણીએ જાણે જાતે આપવાને વચન આપ્યું હોય તે પ્રમાણે ધણી પોતે જવાબદાર થાય છે,'પણ ઓરત તેની કાંઈ જવાબદાર થતી નથી.

એકાદોસગીર એજંટ અગર મુખત્યારનામાનો બક્ષીસ લેનાર હોય તો, તેને ઇંગ્રેજી લાના ઠરાવ પ્રમાણે નીમનોક કરવાને જે અખત્યાર હોય છે તે વાપરી શકે છે. એનડરૂસ વિ. એનડરૂસ (૧૫ ચે.ડી.૨૪૬). હિંદુસ્તાનના ટ્રસ્ટ આકટની કલમ ૧૦ સાથે મુકાબલો કરીએ તો, તે કલમમાં એવું કહ્યું છે કે દરેક સખસ જે મીલકતનો કબજો રાખવાને લાયક હોય, તે ટ્રસ્ટી થઈ શકે છે; પણ જ્યાં ટ્રસ્ટમાં કુલઅખત્યાર વાપરવાનો હોય, ત્યાં જો તે કરાર કરવાને તે લાયક ના હોય તો, તે તેનો અમલ કરી શકતો નથી.

## કલમ ૧૮૫ મી.

અવેજની જરૂર નથી.

**૧૮૫. આડત ઉત્પન્ન કરવા સારૂ અવેજની જરૂર નથી.**

**ટીકા**—જે નિયમથી નીક્ષેપાનું હિત નીક્ષેપી મફત સાચવવાને બંધાએલો હોય છે, તેજ નિયમથી મુખ્યનું હિત મફત સાચવવાને એજંટ બંધાએલો હોય છે. આનન્યુ વિ. ઇંડયન ક્યારીંગ કંપની (મ. હા. રી. વા. ૨ પાનું ૪૪૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, મફત એજંટ એજન્સી ઇયાને આડતનું કામ કબુલ કરવાને બંધાએલો નથી, પરંતુ તેણે તે કામ માથે લીધા પછી તેની ભારે કસુરથી તેના મુખ્યને જે નુકશાન થાય તે બાબત તે એજંટ જવાબદાર થાય છે. ભારે કસુર કોને કેહેવી તે દરેક કામની હકીકતના સવાલ ઉપર આધાર રાખે છે.

## કલમ ૧૮૬ મી.

આડતીયાનો અખત્યાર સ્પષ્ટ હોય કિંવા ગર્ભિત હોય.

**૧૮૬. આડતીયાનો અખત્યાર સ્પષ્ટ કિંવા ગર્ભિત હોઈ શકે છે.**

**ટીકા**—કેટલીક વખતે એજંટની નીમનોક સ્પષ્ટ કરવીજ જોઈએ. જેમકે વકીલ નીમ્યાનું વકીલાતનામું દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ નાં આકટ ૧૪ મા) ની કલમ ૩૯ પ્રમાણે લખેલું હોવું જોઈએ, અને તે રદ કરવું હોય તો, તે બાબત પણ લખીત હોવું જોઈએ. તેમજ દસ્તાવેજ નોંધાવવાને એજંટ નીમેલો હોય તો, તે પણ રજીસ્ટર આકટ (સન ૧૮૭૭ ના ૩ જા) ની કલમ ૩૨ મી પ્રમાણે લખેલું હોવું જોઈએ.

## કલમ ૧૮૭ મી.

સ્પષ્ટ અને ગર્ભિ

**૧૮૭. બોલેલા અથવા લખેલા શબ્દોથી જે અખત્યાર**

તે અખત્યારનાં લક્ષણો.

આપવામાં આવે તેને સ્પષ્ટ અખત્યાર કેહેવો. અને કોઈ પણ કામની હકીકત ઉપરથી જે અખત્યાર છે એવું અનુમાન કરવાનું હોય, તે અખત્યારને ગર્ભિત અખત્યાર કેહેવો; અને બોલેલી કિંવા લખેલી વાતોને તથા વ્યવહારની હમેશ મુજબની પદ્ધતીને તે કામની હકીકત કહી શકાય છે.

દૃષ્ટાંત.

अ ની શ્રી રામપુર મધ્યે એક દુકાન છે; अ પોતે કલકત્તે રેહે છે અને કોઈ કોઈ વાર દુકાને જાય છે. દુકાનનો વહીવટ ब ચલાવે છે તથા દુકાનના કામને સારૂ તે अ ને નામે क પાસેથી માલ મંગાવ્યાં કરે છે, અને अ ના પૈસામાંથી તેની કિંમત આપ્યાં કરે છે, અને એ વાત अ ને માલમ છે. ब ને દુકાનના કામને સારૂ क પાસેથી अ ને નામે માલ મંગાવવાનો ગર્ભિત અધિકાર अ પાસેથી મળ્યો છે, એમ સમજવું

**ટીકા**—વાહીટ હેડ વિ. ટંકટ (૧૫ ઈસ્ટ. રી. પાનું ૪૦૭)ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એક સાધારણ નોકરને તેના શેઠે પોતાનો ઘોડો અમુક કીમતથી વેચવાને સોંપ્યો હોય, તેમ છતાં તે કીમતથી ઓછી કીમતે તે વેચે, અગર જે ખાત્રી કરવાને તેને અખત્યાર આપવામાં આવ્યો ના હોય તે ખાત્રી તે આપે તો, તે શેઠ તે ઓછી કીમતે વેચ્યાનો કરાર રદ કરી શકે છે, તેમ તે ખાત્રી કરવાથી બંધાતો નથી. પરંતુ બીજી બાજુ તરફ હોવાર્ડ વિ. શીવાર્ડ (લા. રી. ૨ શી. પી. ૧૪૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જો એજંટ અમુક કબુલ કરેલા સખસની જગાપર હોય, અને અમુક વેહેપાર અગર ધંધામાં તેને નીમેલો હોય તો, તે ધંધાના રીવાજ પ્રમાણે તે એજંટનો અખત્યાર ઘણું કરીને છે, એમ થાય છે.

કલકતાના ચકરબત્તી વિ. કોકરેન (૧૦ મુસ. ઈ. અ. પાનું. ૨૯૯) ના કામમાં પ્રીવીકાંઊશીલે ઠરાવેલું છે કે, એજંટનો અખત્યાર નક્કી કરવાને માટે ઇંગ્લંડનો સામાન્ય બ્યાપાર બાબતનો કાયદો છે, તેને અનુસરીને ચાલવું જોઈએ. ટેલર વિ. સ્ટ્રે (૨ શી. બી. એન. એસ પાનું. ૧૭૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે બજાર અગર સટાના વેહેપાર ઉપર કોઈ દલાલને રાખવામાં આવ્યો હોય, તેને રીવાજ મુજબ કામ કરવાને અખત્યાર છે, અને તેના મુખ્યને તે રીવાજની માલમ ના હોય, તોપણ સદરહુ દલાલનાં કૃત્યો બંધનકારક છે, એવીજ રીતે વીલ્ટશાયર વિ. સીમ્સ (કયાંપબેલ્સ રી. વા. ૧ પાનું ૨૫૮)ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જો ઉધાર વેચવાનો હમેશાંનો રીવાજ ના હોય તો, તે ઉધાર વેચી શકતો નથી. આ બાબતમાં આ આકટની કલમ ૨૧૧ મી પુષ્ટી કરે છે. કયાટરલ વિ. હીંડલ (લા. રી. શી પી. વા. ૧ પાનું ૧૮૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, સામાન્ય રીતે વસુલ કરવાનો અખત્યાર હોય તેથી નાણાં શિવાય બીજી કોઈ રીતે વસુલ કરવાનો અખત્યાર નથી બાઈલ્સ આન બીલ્સની આવૃતિ ૯ મીના પાને ૩૨ મે કહેલું છે કે, રોજગાર કરવાનો તથા લેહેણું દેવું આપવા લેવાનો કુલમુખત્યારનામાથી મુખ્ય જવાબદાર

થાય, તે પ્રમાણે હુંડીયોપર મથાળું કરવાની કે તે સીકારવાની તેને સત્તા મળતી નથી.

પુશી વિ. માહાદેવ (ઈ. લા. રી. મ. વા. ૩ પાનું ૧૨૨) ના કામમાં કહેવામાં આવ્યું છે કે, આ દેશમાં ખરેખરી દબાણવાળી હકીકત ના હોય તો, ધણીની આબરૂ ઉપર ઉધાર લેવાનો સ્ત્રીને ગર્ભીતરીતે અખત્યાર થઈ શકતો નથી. વીરાસ્વામી વિ. આપાસ્વામી (મ. હા. રી. વા. ૧ પાનું. ૩૭૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એક હિંદુ સ્ત્રીએ પોતાનો ધણી બીજી સ્ત્રી પરણ્યો તેથી તેણીએ તેને છોડયો હોય તો, તેણીનો ખોરાકી પોશાકી મળવાનો હક્ક નથી, અને તેણીને પોતાના ગુજારા સારૂ કાંઈ નાણાં કરજે લેવાનો ગર્ભીત પણ અખત્યાર નથી. નભુભાઈ ભાઈલાલ વિ. ઝવેર રામજી (ઈ. લા. રી. મુ. વા. ૧ પાનું ૧૨૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે સ્ત્રી પોતાના દેવાની જવાબદાર નથી, પણ જેટલે દરજ્જે તેણીનું સ્ત્રી ધન્ય હોય તેટલે દરજ્જે તે જવાબદાર છે.

કાયદાનું અનુમાન એવું છે કે, જો કોઈ સ્ત્રી તેણીના ધણી સાથે રેહેતી હોય, તોપણ જરૂરીયાત વસ્તુઓ જે વિના માણસને ચાલે નહી, તેવી વસ્તુઓ લેવાને માટે તે તેણીની આબરૂ ઉપર પૈસા લેઈ શકે છે, પણ હકીકતના અનુમાન પ્રમાણે શાબેત કરવાથી તે લેવું રદ પણ કરી શકે છે. ધણી તરફથી પોતાની ઓરતને તેણીની આબરૂપર કાંઇ પૈસા લેવા નહી એવી મનાઈ કરવામાં આવેલી હોય, તેવી કોઈ સખસને ખબર નહી છતાં તે સખસ તેને નાણાં ધીરે તો, તેણીના ધણીને જવાબદાર ઠરાવી શકાતો નથી, પણ વખતે તે બે પક્ષકારોની વચે એવી રીતનાં કાર્ય થતાં ગયાં હોય કે તે વેહેપારી એમ ધારી શકે કે, હજી તે સ્ત્રીને તેણીના ધણી તરફથી સત્તા છે તો, તેવે પ્રસંગે તે વેહેપારી તેણીના ધણીને જવાબદાર ઠરાવી શકે છે. ધણીજ અગત્યની અને જરૂરીયાત હકીકતો હોય નહી, તે સીવાય ધણીની આબરૂ ઉપર સ્ત્રી પૈસા લેઈ શકે નહી. જો ધણી ધણીયાણી જુદાં રેહેતાં હોય તો, તેમની જુદા રેહેવાની હકીકત ઉપરથી તેના ધણીની જવાબદારીનું અનુમાન થઈ શકે છે, એટલે કે ધણીએ કાયદાસર રીતે સ્ત્રીને ખોરાકી આપવીજ જોઇએ, તેમ છતાં ન આપ્યાથી તેવે પ્રસંગે જે સખસોએ તેણીને જરૂરીઆત વસ્તુઓ પુરી પાડી હોય તેવા સખસોને તે ધણીએ તેમના પૈસા આપવાજ જોઈએ, પણ જો સ્ત્રી ગેરવર્તણુંકને લીધે જુદી રહી હોય અગર તેણીને પુરતુ ભરણ પોષણ આપવામાં આવતું હોય છતાં જે સખસોએ તેણીને કરજ ધીરૂં હોય તો, તેમનો તે ધણી જવાબદાર થઈ શકતો નથી. વળી કોઇ સ્ત્રીને તેણીના ધણી તરફથી કાંઈ કામ કરવાને પ્રથમથી હુકમ મળયો હોય અગર પાછળથી તેણીના કૃત્યને તેણીના ધણીએ કબુલ કરયાં હોય, એવી સ્પષ્ટ કે ગર્ભીત સત્તા કામ ચલાવવાને તેણીને મળી હોય તો, તેના ધણીની આબરૂ તે ગીરો મુકી શકે છે, અને તેણીના કરેલા ઠરાવોમાં તેનો ધણી ત્રીજા પુરૂષોનો જોખમદાર થાય, એમ ઠરાવવામાં આવ્યું છે.

જ્યારે બે રેલવે કંપનીઓ ઠેઠ સુધીની ટીકટથી, દર અને ઇનવાઈસોથી ટ્રાફીક માલ અને ઉતારૂઓને અરસ્પરસ લે, અને તે બાબત એમાંથી એક કંપનીને છેડે નાણાં આપવામાં આવે, અને જે નફો થાય તે માઈલ ઉપર નજર રાખી વેહેચી લે, તેથી જે કંપની માલ લેઈ અમુક સ્ટેશન ઉપર માલ આપવાની પોહોચ આપે, તેથી તે માલ આપનાર

કંપની તરફથી તે માલ લેનાર કંપની તે માલ ચડાવી આપનારની સાથે એજંટ નથી. જ્યારે કરાર ના હોય ત્યારે માલ ગુમ થયાથી દાવો કરવામાં આવે, તેને મુદતના આક્ટના ૨, જા પરીશીષ્ટની રકમ ૩૦ મી લાગુ થાય છે. હાજી મહમદ ઈશાક વિ. બી. આઈ. એસ. એન. કંપની (ઈ. લા. રી. મ. વા. ૩ પાનું ૧૦૭) તથા કાલુરામ મેઘરાજ વિ. મદ્રાસ રેલવે કંપની (ઈ. લા. રી. ગ. વા. ૩ પાનું ૨૪૦)

નરોતમ વિ. નાનકા (ઈ. લા. રી. મુ. વા. ૯. પાનું ૪૭૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એકાદી પરણેલી સ્ત્રી પોતાના ધણીના સાથે રહી કરાર કરે તો, તે સ્ત્રી પોતાનું સ્ત્રીધન્ય જેટલું હોય તેટલે દરજ્જે જવાબદાર છે, અને જાતે જવાબદાર થતી નથી.

## કલમ ૧૮૮ મી.

આડતીયાનો અખત્યાર કેટલો છે.

૧૮૮. જો આડતીયાને એકાદ કૃત્ય કરવાનો અખત્યાર હોય તો, તે કૃત્ય કરવા સારૂ જે કાંઈ કાયદેસર કામ કરવાની જરૂર હોય, તે સર્વે કરવાનો તેને અખત્યાર છે.

જો આડતીયાને કાંઈ ધંધો ચલાવવાનો અખત્યાર હોય તો, તે ધંધો ચલાવવા માટે જે કાયદેસર કામ કરવાની જરૂર હોય અથવા તે ધંધો ચલાવવાને પ્રસંગે જે કામો હમેશાં કરવામાં આવતાં હોય, તે સર્વે કરવાનો તેને અખત્યાર છે, એમ સમજવુ

### દૃષ્ટાંતો.

(अ.) ब લંડન મધ્યે રેહે છે તેનું કાંઈ મુંબાઈમાં લેહેણું છે, તે વસુલ કરવા સારૂ તેણે अ ને નીમ્યો છે. તે કરજ વસુલ કરવા સારૂ જે કાંઈ કાયદા સંબંધીનું કામ કરવાની જરૂર હોય, તે કામ ચલાવવાનો અખત્યાર अ ને છે, અને દેણદારને તે કરજમાંથી મોકળો કરે તો, તે કાયદેસર મોકળો થયો એમ સમજવું.

(ब.) अ વાંહાણો બાંધવાનો પોતાનો ધંધો ચલાવવા સારૂ ब ને આડતીયો નીમે છે. એ ધંધો ચલાવવાને માટે લક્કડ તથા બીજો સામાન વેચાતો લેવાનો તથા મજુરો રાખવાનો અખત્યાર ब ને છે.

**ટીકા**—ગતે તો આડતીયાને સ્પષ્ટ કે ગર્ભિત રીતે અખત્યાર આપવામાં આવ્યો હોય અગર તે અધિકાર સામાન્ય કે વિશેષ હોય, તોપણ એતો સ્પષ્ટ છે કે જે કામને માટે તે અધિકાર આપવામાં આવ્યો હોય, તે કામ પ્રસંગે જે જે જરૂરનું હોય તે કરવાનો તેને અખત્યાર છે, એમ સમજવું જોઈએ. જેમ કે કોઈ અમુક બજારમાં કામ કરવાને અધીકાર આપવામાં આવ્યો હોય તો, એવું અનુમાન થાય છે કે તેણે તે બજારની રીત અને રૂઢીઓ પ્રમાણે જે અધિકાર હોય, તે પ્રમાણે કામ કરવું જોઈએ, એવો સમાવેશ તે અધિકારમાં થાય છે.

સ્વીનફન વિ. સ્વીનફન ( ૨૪ બીવરલી. રી. ૫૫૭) ના કામમાં માસ્તર ઑફ રોલ્સે

ઠરાવેલું છે કે, જે સમાધાન કરવામાં અસીલે તેની કબુલત આપેલી ના હોય, તે સમાધાન તેનો અટર્ની તે અસીલને બંધનકાર્ક કરી શકતો નથી. પરંતુ આ વિચાર "કામન લા" કોર્ટોમાં પસંદ રાખવામાં આવ્યો નથી. માટે ફેંસલો આપતા પેહેલાં દાવાનું સમાધાન કરવાને તે અટરનીને અખત્યાર છે, એવો નિયમ નક્કી થઈ ચુકયો છે. ફ્રે વિ. વૌલ્સ (એલીસ એન્ડ બ્લાકબર્ન રી. વા. ૧ પાનું. ૮૩૯) ના કામમાં અસીલે સ્પષ્ટ રીતે હકીકત કહેલી હોય, તે વિરૂદ્ધ આટરની અને તેના અસીલની વચમાં આટરનીને દાવાનું સમાધાન કરવાનો હક્ક નથી. પરંતુ લોર્ડ કયાંપબેલે કહ્યું છે કે અસીલનો હુકમ બીજી રીતે હોય, તોપણ આવું સમાધાન પક્ષકારોની વચમાં બંધનકાર્ક છે. આ નિયમ જગનનાથ ગરૂબક્ષદાસ વિ. રામદાસ ગરૂબક્ષદાસ (મુ. હા. કો રી. વા. ૭ પાનું ૭૯) ના કામમાં મુંબાઇની નામદાર હાયકોર્ટે મંજુર રાખ્યો છે, અને તેમાં માજી ચીફ્જસ્ટીસ વેસ્ટ્રાપસાહેબે તમામ ઇંગ્રેજી ઠરાવોનો વિચાર કરેલો છે. લવગ્રુવ વિ. વાઈટ (લા. રી. ૬ શી. પી. ૪૪૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, અસીલના લાભમાં ફેંસલો થયા પછી અટર્નીને તેની બજાવણી બંધ રાખવાનો કરાર કરવાને કાંઈ પણ ગર્ભીત અખત્યાર નથી. લખેલાં મુખત્યારનામાં હોય તો, તેનો અર્થ સખતાઈથી કરવામાં આવે છે, માટે મુખ્યની તરફથી તમામ નાણાં લેવાનો તથા તમામ ધંધો કરવાને અખત્યાર આપવામાં આવ્યો હોય, તેથી વસુલ કરવામાં જે બીલો આવેલાં હોય તે ઉપર શેરા કરવાનો અખત્યાર નથી, એમ હાગ વિ. સ્નેથ (ટાન્ટ રી. વા. ૧ પાનું. ૩૪૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. આવા કારણસર ખાસ અખત્યાર હોવો જોઇએ, માટે જો તેવો અખત્યાર આપવામાં આવેલો ના હોય તો, બોહોળામાં બોહોળા શબ્દો હોય પણ તે બાબત તે યુક્ત નથી, એવું પી. નસરવાનજી બાટલીવાલા વિ. ગુલમહમદસાહેબ (મ. હા. કો. રી. વા. ૭ પાનું ૩૬૯) ના કામમાં ઠરાવ્યું છે. તોપણ જે ધંધો ચલાવવાને અખત્યાર આપવામાં આવ્યો હોય, તે ધંધામાં હુંડીયો લખવી તથા શીકારવી એ બાબત લાગતી હોય તો, પછી મુખ્યનો હુકમ વિરૂદ્ધ હોય, તોપણ એજંટ તે લખવાથી અગર શીકારવાથી મુખ્ય જવાબદાર થાય છે, એવું એડમંડ વિ. બુશેલ (લા. રી. ૧ કવું. બેંચ. ૯૭) ના કામમાં ઠરાવેલું છે.

મુસલમાની શરેહ પ્રમાણે જે સખસ અગ્રક્રિયાધિકારનો દાવો રાખતો હોય, તેની તરફથી તેનો એજંટ અગર વહિવટદાર વર્તી શકે છે. અબાદીબેગમ વિ. ઈનામ બેગમ (ઈં. લા. રી. ૧ અ. પાનું. ૨૧)

## કલમ ૧૮૯ મી.

અણુચીતવ્યા તાકીદના કામમાં આડતીયાનો અધિકાર.

**૧૮૯. કોઇ અણુચિતવ્યું તાકીદનું કામ આવે ત્યારે, સાધારણ સમજણવાળું માણસ ખુદ્દ પોતાના કામમાં તેવીજ બિના હોએથી જે કૃત્ય કરે, તે સર્વે પોતાના મુખ્યને ટોટામાંથી બચાવવાના કારણસર કરવાનો અખત્યાર આડતીયાને છે.**

## દૃષ્ટાંતો.

**(અ.) માલ વેચવાનો આડતીયો જરૂર.પડે તો, તે માલ સમરાવી શકે છે.**

**(ચ.) અ, ઘ ને નામે કલકત્તે કાંઈ ખોરાકીનો સામાન કોઇને સોંપીને મોકલે છે, અને તે લાગલોજ કટક કે તરફ રવાને કરવાનો હુકમ આપે છે. તે સામાન કટક મોકલ્યો તો બગડી જશે એમ હોય તો, તે કલકત્તામાં ચ વેચી શકે છે.**

**ટીકા**—વાંહાણના માલેકોને તેમના હોદાની જરૂરીયાતને લીધે વાંહાણ ઉપર તેમજ માલ ઉપર ઘણીજ મ્હોટી સત્તાઓ આપવામાં આવે છે. તેમજ એકતરફથી તેમની ફરજ એ છે કે, અણચીંતા અકસ્માત અને અગત્યના કામોમાં વાંહાણની તથા માલની સહી સલામતીને માટે તેવે પ્રસંગે જે સર્વોતમ રીત હોય, તે રીતે તેમણે ચાલવું જોઈએ, અને બીજી રીત એ કે, તેમ કરવામાં જે તેમને વ્યાજબી ખરચ થાય તે માલ ધણી પાસેથી લેવું જોઈએ. જેનકે કોઈ એક વાંહાણનો માસ્તર 'પેટ્રોલીલીયમ'નો માલ જ્યાં આપવાનો હતો, તે જગ્યાએ આપી શકવાને પોતે શક્તિમાન નહી હોવાથી તે માલ જે ઠેકાણેથી વાંહાણ ઉપર ચઢાવવામાં આવ્યો હતો, ત્યાં પાછો લઈ ગયો. તેમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે તેમ તેણે વ્યાજબી રીતે કર્યું અને જે ખરચ અને ભાડું થયું તે પાછું લેઇ શકવાને તે હકદાર છે. ગોડેટ વિ. બ્રાઉન (લા. રી. ૫ શી. પી. પાનું. ૧૩૪).

આ કલમનો ઠરાવ બેશક અગત્યનો છે. એ ઠરાવ વાંહાણ બાબતમાં ઘણો લાગુ થાય છે, કારણ કે એકાદું વાંહાણ મુસાફરી કરતાની દરમિયાન દુરસ્તી કરાવવા જેવું થાય તો, વાંહાણ માસ્તરે તે દુરસ્ત કરાવવાને જરૂર પડે તો, તે વાંહાણ સાનમાં લખી આપીને પણ જરૂરીયાત નાણાં કરજે કાહાડવાં તે કાયદેસર છે, એવું હાર્ટેન વિ. ઓર્ન (૭ માંશન એન્ડ વેલ્સબી. પાનું ૫૦૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

---

## પેટા આડતીયા.

### કલમ ૧૯૦ મી.

આડતીયો પોતાનું કામ બીજાને ક્યારે સોંપી શકતો નથી.

**૧૯૦. જે કૃત્ય આડતીયાએ પોતે જાતે કરવાનું સ્પષ્ટ કિંવા ગર્ભિત રીતે માથે લીધું હોય, તે કરવાને સારૂ તે કોઈ બીજા સખસને કાયદા પ્રમાણે નીમી શકતો નથી; પરંતુ વેહેપારના સાધારણ રિવાજ મુજબ પેટા આડતીયો નીમી શકતો હોય, અથવા તે આડતનું સ્વરૂપ એવું હોય કે પેટા આડતીયો નીમવોજ જોઇએ, તો આડતીયો મજકુર સદરહુ મુજબ બીજા સખસને નીમી શકે છે.**

**ટીકા**—એજંટને આપેલો અખત્યાર એજંટ બીજાને સોંપી શકતો નથી, કારણ કે મુખ્યે તેના ઉપર ભરૂસો રાખેલો હોય છે. માટે એજંટ તે અખત્યાર બીજાને આપે તેને મુખ્ય ઓળખતો પણ ના હોય અગર ઓળખતો હોય તો, વખતે એજંટ જેટલો તેના ઉપર ભરૂસો ના હોય, તેવા કોઈ ત્રાહીત સખસને એ ભરૂસા અગર વિસ્વાસની

બાબત સોંપી શકાય નહી. (સ્ટોરી આન એજન્સી પુ. ૧૩). "ફાક્ટર" એટલે દલાલ પોતાનો અખત્યાર બીજાને સાધારણ રીતે આપી શકતો નથી; પરંતુ કેટલીક વેહેપાર સંબંધની આરતના કામમાં તે અખત્યાર આપવાની જરૂર અગર હમેશાંનો રીવાજ છે, અને તેથી કલમ ૧૮૭ અગર ૧૮૮ મી પ્રમાણે તેની આરત સબંધીના કામમાં બીજાને અખત્યાર આપી શકાય.

## કલમ ૧૯૧ મી.

પેટા આડતીયો એટલે શું

**૧૯૧. આડતના કામમાં જે સખસને મુળ આડતીયાએ નીમ્યો હોય અને જે મુળ આડતીયાની સત્તા નીચે કામ કરતો હોય, તે સખસને પેટા આડતીયો કેહેવો.**

**ટીકા**—પેટા એજંટને મુખ્યના હુકમ પ્રમાણે ચાલવાનું નથી, પણ તેને નીમનાર એજંટના હુકમ પ્રમાણે એજન્સીની બાબતમાં ચાલવાનું છે, એવું આ કલમના શબ્દો ઉપરથી સાફ જણાય છે.

## કલમ ૧૯૨ મી.

યોગ્ય રીતે નીમેલો હોય, એવો આડતીયો મુખ્યનો પ્રતિનિધિ છે.

**૧૯૨. પેટા આડતીયાની નીમનુક યોગ્ય રીતે થઈ હોય, ત્યારે ત્રીજા સખસોને સબંધે તે પેટા આડતીયો મુખ્યનો પ્રતિનિધિ છે એમ સમજવું, તથા તે મુખ્યના તરફથી પ્રથમથીજ નીમાયલો આડતીઓ હોય એવી રીતે તેના કૃત્યથી મુખ્ય બંધાયલો છે તથા કૃત્ય મજકુરને સારૂ તે શી રીતે જવાબદાર થાય છે, એમ જાણવું.**

પેટા આડતીયા વિશે આડતીયાની જવાબદારી.

**પેટા આડતીયો જે કૃત્ય કરે તેનો આડતીયો મુખ્યનો જવાબદાર છે.**

પેટા આડતીયાની જવાબદારી.

**પેટા આડતીયો પોતાના કૃત્યનો આડતીયાને જવાબદાર છે, પરંતુ કપટ અગર જાણી જોઇને અપકારનું કૃત્ય કરવામાં આવ્યું હોય, તે શિવાયને બીજે પ્રસંગે તે મુખ્યને જવાબદાર નથી.**

**ટીકા**—કલમ ૧૯૪ મીમાં જે એજંટ બીજા એજંટને મુખ્યના સ્પષ્ટ આધેકારથી નીમે છે, તે પેટા એજંટ નથી, પણ તે મુખ્યનોજ એજંટ છે, અને તે મુખ્ય તે જવાબદારીમાં રેહે છે. એજંટની જવાબદારીની બાબતમાં બારવીક વિ. ઇંગ્લીશ જોઇન્ટસ્ટાક બેંક (લા. રી. ૨ એક્સચેકર. ૨૫૯) ના કામમાં મી. જસ્ટીસ વાઇલ્સે કહ્યું છે કે "એકાદો એજંટ પોતાના શેઠની તરફનું કામ ચાલતાની દરમિયાનમાં શેઠના ફાયદાને સારૂ અમુક કૃત્ય કરવામાં આવ્યું હોય તો, તે એજંટના કૃત્ય બાબત શેઠ જવાબદાર થાય કિંવા નહી, એ સવાલ સબંધી કપટ અને બીજી રીતના અપકૃત્યમાં કાંઈ સમજી શકાય તેવો ભેદ ગણી શકાતો નથી. સામાન્ય નિયમ એવો છે કે શેઠના ફાયદા સારૂ નોકરી કરતાની

દરમિયાનમાં દરેક અપકૃત્ય થાય તે બાબત શેઠ જવાબદાર છે." એજંટનું અપકૃત્ય નોકરી કરતાની દરમિયાનમાં છે કિંવા નહી એ વિશે વારંવાર મુસ્કેલી જણાય છે. આ બાબતમાં તેજ વિદ્વાન જડજે કહેલું છે કે અહીયાં "જેમ કેહેવામાં આવેલું છે, તેમ આ બધી બાબતોમાં એમ કહી શકાય છે કે, શેઠે તે કામ કરવાને અખત્યાર આપેલો નહી હતો. ખરી વાત છે કે અમુક કામ કરવાને શેઠે પોતાના એજંટને અખત્યાર આપેલો નહી હતો, પરંતુ શેઠે પોતાની જગોએ તે પ્રકારનું કામ કરવાને એજંટ રાખેલો છે, માટે જે રીતે તે એજંટે તે કામ કરેલું હોય તે બાબત શેઠ જવાબદાર થવોજ જોઈએ, કારણ કે તેના શેઠે તે કામમાં તેને રાખેલો છે, તે કૃત્ય તેના શેઠનું છે." બરમા ટ્રેડીંગ કંપની વિ. મીરજા મહમદઅલી વિગરે (લા. રી. ૫ ઈ. અ. ૧૩૭) ના કામમાં કાયદાનો આ અર્થ પ્રીવીકોંશીલની જુડીશીયલ કમીટીએ મંજુર રાખી તે પ્રમાણે ચાલેલા છે. તેમાં તેઓએ ઠરાવ્યું છે કે જે કૃત્ય કરવા બાબત ફરીયાદ કરવામાં આવેલી છે, તે કૃત્ય અગર તેવાંજ કૃત્ય તે સખસે કરેલાં છે, એવું બતાવવામાં આવ્યું નથી.

લાજર વિ, પોઈંટર (૫ બી. એન્ડ શી. ૫૪૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, સ્થાવર અને જંગમ મીલકતની બાબતમાં એજંટના કૃત્ય સારૂ શેઠ જવાબદાર થાય છે, તેમાં ભેદ છે. સ્થાવર મીલકતની બાબતમાં તેના માલેકની ફરજ એવું તપાસવાની છે કે, તે મીલકતમાં બીજાને હરકત થાય તેવું કાંઈ કરવામાં આવ્યું નથી. જંગમ મીલકતની બાબતમાં તે મીલકત અમુક કામ કરવાને શેઠે પોતાના નોકરને સોંપી, એટલે તેની ખોટી વર્તણુંક બાબત શેઠ જવાબદાર નથી, કવારમેન વિ. બરજંટ (૬ મીશન એન્ડ વેલ્સબી પાનું. ૪૯૯) ના કામમાં પણ સદરહુ પ્રમાણેજ ઠરાવવામાં આવેલું છે. અને તે ઠરાવ હાઊસ ઓફ લોર્ડસે એક કામમાં કબુલ કરેલો છે.

પેટા એજંટ અને મુખ્યની વચમાં કરારના આધારથી કાંઈ સબંધ નથી હતો, તે ઉપરથી એમ નીકળે છે કે તે પેટા એજંટ તે મુખ્ય ધણીને શેઠને જવાબદાર થતો નથી. માટે વીલસન વિ. બરી (૫ કયુ. બી. ડી. ૫૨૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે તે મુખ્ય શેઠનો એજંટ નથી; પરંતુ તેની જે ફરજ એજંટ તરફ છે તે બાબત આડી રીતે તે જવાબદાર થઈ શકે, કારણ કે એજંટની જે ફરજ શેઠ તરફ છે તેજ ફરજ પેટા એજંટની એજંટ તરફ છે. તે ફરજની વાખ્યા કલમ ૨૧૧ થી ૨૧૯ સુધીમાં કરવામાં આવી છે. માટે એજંટ પોતાની જવાબદારીનો બોજો પોતે નીમેલા પેટા એજંટનો દોષ કાહાડી પોતાના ઉપરથી ખશેડી શકતો નથી. માટે પીયર્શ વિ. ગ્રીન (જેકબ એન્ડ વાકર્સ રી. વા. ૧ પાનું ૧૩૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે પેટા એજંટ અમુક ધંધાનો પ્રથમ વહીવટ કરતો હોય, તેના નીમનાર પાસે મુખ્ય શેઠ એજંસીનો હિસાબ માગ્યા છતાં, નીમનારને તે હિસાબ ના આપે તો, તે સબ એજંટ તે વિશે કસુરવાન છે.

## કલમ ૧૯૩ મી.

નિમવાનો અધિકાર ન છતાં પેટા-આડતીયો નિમ્યો

**૧૯૩. આડતીયાએ અખત્યાર શિવાય પેટા આડતીયાનું કામ કરવાને એકાદ સખસને નીમ્યો હોય, ત્યારે મુખ્ય તથા આડતીયાનો સંબંધ સદરહુ આડતીયાને સદરહુ સ-**

તો, તે વિશે આડતી યાની જવાબદારી.

ખસ સાથે થાય છે, તથા આડતીયો મજકુર તે પેટા આડતીયાના કૃત્યનો મુખ્યને તથા ત્રાહિત સખસોનો જવાબદાર બને છે. એવી રીતે નીમેલા સખસને મુખ્યનો પ્રતિનિધિ સમજવો નહીં; તથા તેના કૃત્યનો મુખ્ય જવાબદાર નથી, તથા તે સખસ પણ મુખ્યને જવાબદાર નથી, એમ જાણવું.

**ટીકા**—આ કલમથી જે પ્રસંગે પેટાના આડતીયાને યોગ્ય રીતે નીમવામાં આવ્યો ન હોય, એટલે કલમ ૧૯૦ મુજબ ન નીમતાં બીજી રીતે નીમવામાં આવ્યો હોય, તેવે પ્રસંગે પક્ષકારોની સ્થીતીનાં લક્ષણો બતાવે છે. આ પ્રમાણે નીમાએલા સખસના કૃત્યોથી મુખ્ય બંધાએલો નથી, અને એ બે જણને એક બીજા વચ્ચે કાંઈ પણ કરારનો સંબંધ નથી.

"શેઠ ગુમાસ્તાના સંબંધના ધોરણની રૂએ જવાબદારી સબંધ બંધ પડે તેની સાથે-જ તે બંધ પડે છે, અને એ નોકર બીજાનો નોકર છે અને તેનું કૃત બીજાનું કૃત છે, એવા સાદા સબબ ઉપરથી તે નોકરના શેઠ સિવાય બીજો કોઈ પણ સખસ જવાબદાર થઈ શકતો નથી. તેટલા માટે કોઈ ત્રાહીત સખસ એ શેઠની સાથે એવો કરાર કરે છે કે, જેથી કરી શેઠ વાણોતરનો સંબંધ ઊત્પન થતો ન હોય તો, તેવા કરારથી તે જવાબદાર થતો નથી. ક્વારમન વિ. બરનેટ (મીશન એન્ડ વેલ્સબી વા. ૬ પાનું. ૪૯૯)

એક કસાઈએ એક બળદ ખરીદ કરયો, અને તે બળદને ઘેર હાંકી જવાને માટે એક હાંકનારને સોંપ્યો. તે હાંકનારે કોઈ છોકરાને રાખ્યો, અને તે છોકરાની ગફલતથી તે બળદે વાદીની મીલકતને નુકશાન કરયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કામમાં કસાઈ જવાબદાર છે, પણ જો કદાપી તે છોકરાની ગફલતને લીધે પેલા બળદને કાંઈ હાની થઈ હોત તો, પેલો છોકરો હાંકનારના નોકર તરીકે કામ કરતો હતો, માટે તે હાંકનારો કસાઈનો જવાબદાર થાત. મીલીગન વિ. વેજ (૧૨ એડોલફ્સ એન્ડ એલીસ રી. પાનું. ૭૩૭)"

## કલમ ૧૯૪ મી.

આડતનું કામ કરવા જેને આડતીયાએ અધિકાર ઉપરથી નીમ્યો હોય, તેનો તથા મુખ્યનો સંબંધ.

**૧૯૪. જો આડતના કામમાં મુખ્યની તરફથી કામ કરવા સારૂ બીજો સખસ નીમવાને આડતીયાને સ્પષ્ટ કિંવા ગર્ભિત અખત્યાર હોય, અને આડતીયા મજકુરે તે પ્રમાણે બીજો સખસ નીમ્યો હોય તો, તે સખસને પેટા આડતીયો સમજવો નહીં. પરંતુ આડતના જે ભાગનું કામ તેને સોંપ્યુ હોય તે ભાગનો તે સખસ મુખ્યનો આડતીયો છે, એમ સમજવું**

### દૃષ્ટાંતો.

**(अ.) अ પોતાના સોલિસિટર व ને પોતાની ઇસ્ટેટ હરરાજીથી વેચવાનો હુકમ આપે છે. અને તે કામ સારૂ એક હરરાજી કરનાર નીમવાનું કેહે છે. व, क નામના હરરાજી કરનારને હરરાજી કરવાને નીમે છે. क પેટા આડતીયો નથી, પરંતુ હરરાજી કરવાના કામનો તે व નો આડતીયો છે.**

(ब.) કલકત્તા મધ્યેના ब નામના વેહેપારીને अ એવો ખખત્યાર આપે છે કે क ની કંપની પાસેથી अ ના જે પૈસા લેહેણા છે તે ब એ વસુલ કરવા. પૈસા વસુલ કરવાને સારૂ क ની કંપની ઉપર કાયદા પ્રમાણે કામ ચલાવવાનું ब, ड નામના સોલિસિટરને કેહે છે. ड પેટા આડતીયો નથી, પણ તેને अ નો સોલિસિટર સમજવો.

ટીકા—આ કલમનો ઠરાવ વધારે સ્પષ્ટ કરવાને સાધારણ દાખલો એવો બનાવી શકાય કે, એકાદો યુરોપીયન ગૃહસ્થ જેમ પોતાના બટલરની મારફતે પોતાના ઘર કામ સારૂ બીજા નોકરો રાખે, અને તે નોકરોની બાહાલી બતરફીનો અધિકાર પણ તે ગૃહસ્થ પોતાના હાથમાં રાખે છે, તેવે પ્રસંગે તે બીજા નોકરો તે ગ્રહસ્થનાજ એજંટો છે.

## કલમ ૧૯૫ મી.

એવો સખસ નિમવા વિશે આડતીયાની શી ફરજ છે.

૧૯૫. પોતાના મુખ્યને વાસ્તે એવો આડતીયો પસંદ કરવામાં, આડતીયાએ જેટલો વિચાર કોઈ સાધારણ સમજણવાળો સખસ ખુદ પોતાના કામમાં વાપરે, તેટલો વિચાર વાપરવો એ આડતીયા મજકુરની ફરજ છે; અને જો તે તેમ કરે તો એવા પસંદ કરેલા આડતીયાના કૃત્યનો અથવા ગફલતનો મુખ્યને તે જવાબદાર નથી.

### દૃષ્ટાંતો.

(अ.) अ, ब નામના વેહેપારીને પોતાને સારૂ એક વાંહાણ વેચાતું લેવા કેહે છે. ब, अ ને વાસ્તે વાંહાણ પસંદ કરવા સારૂ એક વાંહાણનો સર્વેઅર નિમે છે, તે કામમાં તેની સારી પ્રખ્યાતી છે. સર્વેઅર વાંહાણ પસંદ કરવામાં ગફલત કરે છે અને તે વાંહાણ સમુદ્ર ખેડવા લાયક નથી, એમ ઠરે છે તથા તે ભાગી જાય છે. ब, अ ને જવાબદાર નથી, પરંતુ સર્વેઅર જવાબદાર છે.

(ब.) अ, ब નામના વેહેપારીને કાંઈ માલ વેચવાને સારૂ કોઠને સોંપીને મોકલે છે. ब નો માલ વેચવાને સારૂ એક સારી સાખવાળા હરરાજી કરનારને अ નિમે છે, અને વેચાણનો પૈસો તેને વસુલ કરવા દે છે. પછાડીથી પૈસાનો હિસાબ આપ્યા વગર હરરાજી કરનાર નાદાર થાય છે. એ પૈસાનો ब, अ ને જવાબદાર નથી.

ટીકા—આ કલમના શબ્દો તથા તે નીચેના દ્રષ્ટાંતો ઘણાંજ ખુલ્લાં છે. માટે તે વિશે કાંઈ વધારે વીવેચન કરવા સારૂ દાખલા બનાવવાની જરૂર રેહેતી નથી. આ કલમ પ્રમાણે એજંટ જે સખસને પસંદ કરે છે તેની દારી (આબરૂ), અક્કલ અગર પ્રમાણીકપણા બાબત તે એજંટ પોતાને માથે જવાબદારી રાખતો નથી પરંતુ તે એજંટે તેની જવાબદારી પોતાને સીર રાખેલી હોય તો, તે જુદી વાત છે.

## બાહાલી.

### કલમ ૧૯૬ મી.

કોઈએક સખસને સારૂ તેના અધિકાર શિવાય કૃત્ય કરવામાં આવ્યું હોય તો, તેનો તે વિશેનો હક.

બાહાલ કરવાનું પરિણામ.

**૧૯૬. જો એક સખસ બીજા સખસની તરફથી પરંતુ તેના જાણ્યા વગર કિંવા અખત્યાર શિવાય કૃત્ય કરે, તો તે કૃત્ય બાહાલ રાખવાને અગર તે ના કબુલ કરવાને તે બીજો સખસ મુખત્યાર છે. જો તે બાહાલ રાખે તો તેનું પરિણામ તેને અખત્યાર આપ્યાથી કાંઈ કરવામાં આવે, તેનાજ જેવું થશે.**

**ટીકા**—પાછળથી અમુક કૃત્ય મંજુર રાખવામાં આવે, તેથી અમુક શરતો પ્રમાણે તે પ્રથમથી અખત્યાર લેઈ કરવામાં આવ્યા સરખું થાય છે. પરંતુ જે સખસે તે મંજુર રાખેલું કેહેવામાં આવતું હોય તે સખસ તરફથી તે કરતી વખતે તે કરેલું હોવું જોઈએ. માટે તે કરતી વખતે જો તે સખસ હયાતજ ના હોય અગર નક્કી અમુક સખસ માટે તે કરવામાં આવ્યું હોય તો, તે મંજુર કર્યું થતું નથી. સબબ એક કંપની જે હયાત નહી હતી તે કંપનીના એજંટ તરફથી પ્રતીવાદીઓએ કેલનર વિ. બાક્સટ (લા. રી. ૨ શી. પી. ૧૭૪) ના કામમાં કરેલું, તેમાં ઠરાવવામાં આવ્યું છે કે બીજા પક્ષકારના અનુમત વિના તે કૃત્ય તે કંપનીએ પાછળથી મંજુર રાખેલું હોય, તેથી પ્રતીવાદીઓ તે જવાબદારીમાંથી બચતા નથી. તેમજ આવી હકીકતને પ્રસંગે જે સદરહુ કંપનીના ભંડોળમાંથી પઈશા આપવાના હતા, તે કંપની પણ જવાબદાર થશે નહી. મેલહાડો વિ. પોરટો આલીગર કંપની (લા. રી. કામન પ્લીઝ વા. ૯ પાનું. ૫૦૫). આનકોના વિ. માર્કસ (લા. જ. એકસચેકર વા. ૩૧ પાનું ૧૬૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એકાદા સખસ તરફથી અમુક કામ કરવામાં આવ્યું હોય, તે કરતી વખત તે સખસને કર્યાની ખબર ના હોય, તોપણ જો તે પાછળથી મંજુર રાખે તો, તે મંજુર રાખી શકે છે. પી. નસરવાનજી બાટલીવાળા વિ. ગુલમહમદસાહેબ (મ. હા. રી. વા. ૭ પાનું ૩૬૯) ના કામમાં પ્રતીવાદીઓના એજંટે પ્રતીવાદીના અખત્યાર શિવાય હુંડીઓ પ્રતીવાદીના નામથી આપી, અને તે હકીકતની પ્રતીવાદીને ખબર કરી, તેથી તે અખત્યાર વિનાનું કામ તે પ્રતીવાદીઓએ મંજુર રાખ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે હુંડીઓ જાણે તેમણેજ લખી હોય તે પ્રમાણે પ્રતીવાદીઓ જવાબદાર છે. સેક્રટરી ઓફ સ્ટેટ વિ. કમાચીબાઈસાહેબ (મુર્સ ઈ. અ. વા. ૭ પાનું ૪૭૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જેમ અખત્યાર વિનાનું કામ મંજુર રાખી શકાય છે, તેમ અખત્યાર કરતાં વધારે કરવામાં આવેલું કામ પણ મંજુર રાખી શકાય છે.

### કલમ ૧૯૭ મી.

બાહાલી સ્પષ્ટ હોય કિંવા ગર્ભિત હોય.

**૧૯૭. બાહાલી સ્પષ્ટ હોય કિંવા જે સખસોની તરફથી તે કૃત્યો કર્યાં હોય, તેની વર્તણુક ઉપરથી ગર્ભિત હોય.**

## દૃષ્ટાંતો.

(अ.) अ ને ब ને સારૂ માલ વેચાણ લેવાનો અધિકાર ન છતાં अ, ब ને સારૂ માલ વેચાણ લે છે. પાછળથી ब તે માલ પોતાની તરફથી क ને વેચે છે; એ ब ની વર્તણુંક ઉપરથી अ ને તેને માટે કરેલી ખરીદી તેણે બાહાલ રાખી, એવો અર્થ થાય છે.

(ब.) अ, ब તરફથી અખત્યાર મળ્યા શિવાય ब ના પૈસા क ને કરજે આપે છે. પાછળથી તે પૈસાનું વ્યાજ क આપે છે તે ब લે છે. ब ની વર્તણુંક ઉપરથી એવો અર્થ થાય છે કે अ એ આપેલું કરજ તેણે બાહાલ રાખ્યું.

**ટીકા**—(બ) દ્રષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે મેયર ઓફ્ કીંડર મીનસ્ટર વિ. હાર્ડવીક (લા. રી. ૯ એક્સચેકર. ૧૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જેમ અખત્યારવાળા કૃત્યનો ફાયદો શેઠ કબુલ કરે છે, તેવો તે કબુલ કરે તો, તે કૃત્ય મંજુર રાખવામાં આવ્યું છે, એમ વારંવાર ગર્ભીતરીતે થાય છે. પણ બ્રુક વિ. હુક (લા. રી. ૬ એક્સચેકર પાનું ૮૯) ના કામમાં એક નોટ ઉપર પ્રતીવાદીનું નામ જુઠું બનાવવામાં આવેલું, પણ પાછળથી તે બનાવનારે પોતાના રક્ષણને સારૂ મારી સહીવાળી નોટને સારૂ હું જવાબદાર છું એવું લખી એક યાદી ઉપર સહી કરી મોકલી. તેમાં કોર્ટમાં ઘણા મતથી ઠરાવવામાં આવ્યું કે તે યાદદાસ્તથી તે નોટ મંજુર રાખવામાં આવી છે, એમ ગણી શકાતું નથી, કારણકે જે કૃત્ય મંજુર રાખવાનું હતું, તે કાયદા વિરૂદ્ધ છે.

## કલમ ૧૯૮ મી.

કાયદેસર બાહાલી આપવાને માટે માહિતી અવશ્ય જોઇએ.

**૧૯૮. જે સખસની કોઈ કામની હકીકતની માહિતી મુખ્ય મુદ્દાની વાતે અપૂર્ણ હોય, તે સખસ કાયદા પ્રમાણેની બાહાલી આપી શકતો નથી.**

**ટીકા**—આ કલમના શબ્દથી એટલું સમજવાનું છે કે, મુખ્ય જે એજંટનું કૃત્ય પાછળથી મંજુર રાખે, તે કૃત્ય બાબત મુખ્યને સંપૂર્ણ રીતની માહેતી ના હોય તો, તે મંજુર રાખવાથી મુખ્ય તે વિશે જવાબદાર થતો નથી.

એજંટની કસુરથી જે કાર્ય મુખ્ય મંજુર રાખે તે કાર્ય વિશે મુખ્ય મજકુરને ખરેખરી રીતે વાકેફ કરવામાં આવ્યો ના હોય તો, તેની મંજુરીનું કૃત તેને બંધન કરતા નથી. જેમકે જ્યાંહાં એક એજંટે જે કરારથી ખરીદી કરી હતી તેથી જુદો કરાર કહી તેના મુખ્યને બતાવ્યો, અને મુખ્ય મજકુરે તે કરાર શુદ્ધ બુદ્ધિથી બાહાલ રાખ્યો. આથી વેચનાર મુખ્યની પાસે પઈશાને માટે માગણી કરી શકતો નથી, કેમકે દાવાવાળો કરાર અને મંજુર કરેલો કરાર એ બંને જુદી જુદી રીતના છે. હોર્સફોલ વિ. ફોન્ટલરાય (બાર્નવેલ એન્ડ ક્રેસવેલ રી. વા. ૧૦ પાનું ૭૫૫)

## કલમ ૧૯૯ મી.

અધિકાર સિવાય કરેલું કૃત્ય કાંઈ કા-

**૧૯૯. કોઈ સખસે અધિકાર આપ્યા શિવાય તેના તરફથી કાંઈ કૃત્ય કરવામાં આવે અને તે કૃત્ય તે પછાડીથી**

એનો ભાગ હોય અને તે કૃત્ય બાહાલ રાખ્યું તો, તેનું પરિણામ.

બાહાલ રાખે તો, કૃત્ય મજકુર જે કાર્યનો ભાગ હોય તે સર્વ કાર્ય તેણે બાહાલ રાખ્યું, એમ સમજવું.

**ટીકા**—આડીસન આન કંટ્રાકટ આવૃતી ૬ ને પાને ૬૦૮ મે કહેલું છે કે, તમામ અગત્યની બાબતની સંપુર્ણ માહેતી સાથે એક વખત મંજુરી કરવામાં આવે, એટલે તે મંજુરી રદ કરવા લાયક નથી. તેથી તે મંજુર કરનાર તેના એજંટના તમામ કૃત્યથી બંધનમાં આવે છે. સબબ એક એવો સામાન્ય નિયમ છે કે, જ્યારે અમુક વ્યવહારનો એક ભાગ મંજુર રાખવામાં આવે તો, તે તમામ વ્યવહાર મંજુર રાખ્યા બરોબર થાય છે.

## કલમ ૨૦૦ મી.

વગર અખિકારે કરેલું કૃત્ય બાહાલ રાખ્યાથી ત્રીજા સખસને નુકશાન થાય નહી.

૨૦૦. જો એક સખસે બીજા સખસ પાસેથી, અખત્યાર મળ્યા શિવાય તે બીજા સખસની તરફથી કાંઈ કૃત્ય કર્યું હોય, અને તે કૃત્ય એવું હોય કે જો તે અખત્યાર મળ્યા ઉપરથી કર્યું હોય તો, તેથી કરીને ત્રીજા સખસને કાંઈ નુકશાન ખમવું પડે અથવા ત્રીજા સખસના હક્કની અથવા ફાયદા ગેરફાયદાના સંબંધની સમાપ્તી થાય તો, તે કૃત્ય બાહાલ રાખ્યાથી તે પરિણામ થશે એમ સમજવું નહી.

### દૃષ્ટાંતો.

(अ.) ब નો કાંઈ માલ क ના કબજામાં છે. अ ને ब એ તે માગવાનો અખત્યાર આપેલો નથી તે છતાં તે માલ ब ના તરફથી अ, क ને સ્વાધીન કરવાનું કેહે છે. એ સ્વાધીન કરવાનું કેહેવું ब એવી રીતે બાહાલ રાખી શકતો નથી કે, તે બાહાલી ઉપરથી क માલ મજકુર સ્વાધીન કરવાની ના કેહેવાના નુકશાનનો જવાબદાર થાય.

(ब.) अ, ब નો ભાડુત છે. બોલી એવી છે કે ત્રણ મહિનાની નોટિસ આપવામાં આવે એટલે अ એ નિકળવું. क ને નોટિસ આપવાનો અખત્યાર ન છતાં क, अ ને નિકળવાની નોટિસ આપે છે. એ નોટિસ ब એવી રીતે બાહાલ રાખી શકતો નથી કે, તે ઉપરથી अ જવાબદાર થાય.

**ટીકા**—આ કલમમાં જે ઠરાવ છે તે સામાન્ય ઠરાવ ઊપરની કલમોમાં છે કે, પાછળથી કરેલી મંજુરીથી એજંટે અમુક કૃત્ય અખત્યાર સાથે કરેલું હોય, તે પ્રમાણેનો એક અપવાદ થાય છે. લીસ્ટર વિ. ગોલ્ડવીન (૨ ક્યુ. બી. પાનું. ૧૪૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જંગમ મીલકતનો નિક્ષેપી અગર સ્થાવર મીલકત પટેરાખનાર દ્રષ્ટાંતોમાં બતાવ્યા છે તે જે સખસને અખત્યાર ના હોય, તેવા સખસની કરેલી માગણી-ઊપરથી નિર્ભયતાથી વર્તી શકતા નથી, કારણ કે જે સખસનો ખરી રીતે માગણી કરવાનો હક્ક છે તે, તે અખત્યાર વિનાના સખસની માગણીને મંજુર રાખવાને ના પસંદ પણ કરે.

## અખત્યાર રદ કરવા વિશે.

### કલમ ૨૦૧ લી.

આડતની સમાપ્તિ ક્યારે થાય છે.

**૨૦૧. આડતની સમાપ્તિ મુખ્ય પોતાનો આપેલો અખત્યાર રદ્ કરે તેથી થાય છે; અથવા આડતીયાએ આડતનું કામ છોડી દીધાથી થાય છે; અથવા આડતનું કામ પુરૂં થયાથી થાય છે; અથવા મુખ્ય તથા આડતીયા મધ્યેથી એક મરણ પામે અગર અસાવધ બુદ્ધીનો થાય તો તેથી થાય છે; અથવા નાદાર દેણદારને મદદ કરવા સારૂ જે કાયદા વખતે વખત અમલમાં હોય તેમાંના ઠરાવ મુજબ મુખ્ય નાદાર ઠરેથી થાય છે.**

**ટીકા**—કટર વિ. પોવેલ (સ્મીથ્સ લીડીંગ કેસસ વા. ૨ પાનું. ૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જો કરારનો પ્રકાર પૂર્ણ કરવાનો હોય અને એજંટના મૃત્યુ પેહેલાં તે પૂરેપૂરો થયો ના હોય તો, તેના વારસ વકીલ તે પુરો કરી શકતો નથી, તેમ જેટલો કરેલો હોય તેના પ્રમાણમાં તે કાંઈ વસૂલ કરી શકતો નથી, કારણ કે તે એજન્સીનું કામ બંધ પડે છે, સબબ કરારવાળી રકમનો ફાળો પાડી શકાતો નથી. પરંતુ મેકબાથ વિ. એલીસ (બીંગહામ્સ રી. વા. ૪ પાનું ૫૭૮) ના કામમાં ઠરાવ્યા પ્રમાણે જો કે આટરનીનો આટરની તરીકે હક્ક બંધ થએલો હોય તો, જ્યારે કેસલો થાય એટલે તે પોતાના અસીલને બંધનમાં લાવે તેવાં કામ કરી શકતો નથી; તોપણ બટલર વિ. નાઈટ (લા. રી. ૨ એક્સચેકર પાનું. ૧૦૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એવું કોઈ કૃત્ય હોય કે, જે ઊપરથી તે અસીલનો ઇરાદો તે બાબતમાં આટરની જારી રેહે તેવું માલુમ પડે, તે આટરનીનો તે અધિકાર તાજો થાય છે. કડી વિ. રૂટર (વાહીટ એન્ડ ટયુડર્સ એલ. સી. ૮૧૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે મુખ્ય અને એજંટનો સબંધ હરકોઈ વખતે તે એમાંથી એક બંધ પાડી શકે છે, તોપણ તે ઊપરથી એજન્સીનો કરાર વિશેશ રીતે અમલમાં નહિ લાવવાને કોર્ટને તેથી કાંઈ સબબ થતો નથી. આવા કરારો વિશેશ ન્યાયના આક્ટની કલમ ૨૧ મીમાં બતાવવામાં આવેલા છે.

### કલમ ૨૦૨ જી.

જે વસ્તુ વિશે આડત છે, તે વસ્તુમાં આડતીયાના ફાયદા ગેરફાયદાનો સંબંધ હોય તો, આડત સમાપ્ત ક્યારે થાય.

**૨૦૨. જે મિલકત વિશે આડત હોય તે મિલકતમાં જ્યારે આડતીયાના કાંઇ ફાયદા ગેરફાયદાનો સંબંધ હોય; ત્યારે સ્પષ્ટ કરાર ન હોય તો, તે સંબંધને નુકશાન પોહોંચે એવી રીતે આડત મજકુર સમાપ્ત કરી શકાતી નથી.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ, ब ને એવો અખત્યાર આપે છે કે ब એ अ ની જમીન વેચવી, અને अ ને જે કરજ, ब નું દેવું છે તે વેચાણ મજકુરના પૈસામાંથી**

**વાળી લેવું. એ અખત્યાર अ રદ્દ કરી શકતો નથી, અને તે મર્ણ પામે અગર ગાંડો થાય, તોપણ તે અખત્યાર સમાપ્ત થતો નથી.**

**(व.) व એ अ ને રૂ ઉપર કાંઈ રકમો કરજાઉ આપી છે, તે રૂની ૧૦૦૦ ગાંસડી अ, व ને નામે કોઇને સોંપીને મોકલાવે છે અને કેહે છે કે व એ તે રૂ વેચવું, અને જે કિંમત ઉપજે તેમાંથી व એ પોતાનું માગણું વસુલ કરી લેવું. એ અખત્યાર अ રદ્દ કરી શકતો નથી, અને તે ગાંડો થાય અગર મર્ણ પામે, તોપણ તે અખત્યારનો અંત આવતો નથી.**

**ટીકા**—જેને અખત્યાર આપવામાં આવ્યો હોય તેને . જો જમાની ઈયાને નિર્ભયતા બદલ આપવામાં આવ્યો હોય તો, તે રદ કરી શકાતો નથી. જેમકે ગાસન વિ. મોર્ટન (બાર્નેવાલ એન્ડ ક્રેસવેલ રી. વા. ૧૦ પાનું. ૭૩૧) ના કામમાં એક દેણદારે પોતાનું દેવું આપવાને પોતાના લેહેણદારને એવું મુખત્યારનામું લખી આપ્યું કે, જમીન વેચી તેમાંથી જે ઊપજે તે લેવું, એવી હકીકત હતી. તેમ સ્માર્ટ વિ. સોહર્શ (૫ શી. બી. પાનું ૮૯૫) ના કામમાં એક ફેક્ટરને માલ મોકલવામાં આવેલો, અને તે ઊપર તેણે નાણાં ધીરેલાં હતાં, માટે તેમાં ઠરાવવામાં આવ્યું કે તે અખત્યાર રદ કરવાને સ્પષ્ટ કરારના હોય તો, તે રદ કરવા લાયક નથી. કંપાનારી વિ. વુડબર્ન (૨૪ લા. જરનલ. શી. પી. પાનું. ૧૩) ના કામમાં એક સખસે વાદીને એક તસ્બીર વેચવાને રાખ્યો, અને જો તે વેચી શકે તો ૧૦૦ પાંડ તેને આપવા કબુલ કર્યા. તે તસ્બીર વેચતાં પેહેલાં તે સખસ મરણ પામ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે તસ્બીર વેચવાથી વાદીને તે ૧૦૦ પાંડની રકમ મળે નહી, કેમકે તે મરી જવાથી તે મરનારના વારસ ઊપર દાવો કરી વસુલ કરી શકતો નથી, કારણ કે તે સખસના મરણથી તે અખત્યાર રદ થએલો છે.

પ્રતીવાદીએ એક મુખત્યારપત્રથી વાદી અને તેના વંશજોને વંશપરંપરાના એજંટો કરેલા હતા, અને તેમાં તેણે તેમને એવો અખત્યાર આપેલો હતો કે એક ઈનામી ગામ છે તેમાં તેના હિસ્સાની સાંથ તેમણે વસુલ કરવી, અને તેમાંથી તેઓને વાર્ષિક પગાર આપવાને વચન આપેલું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે પક્ષકારોની વચમાં અને તેમની હયાતીમાં આ એજંટની નીમનોક બળવાન, અને બંધનકારક છે. પછી કાંઈ કીમત અવેજ હોય કિંવા નહી, પણ વાદીએ તે નીમનોક કબુલ કરી એટલે તે નીમનોકનો અવેજ પુરત છે, પરંતુ તે કરારની શરતો શિવાય અને કીમતી અવેજના બદલામાં તે એજન્સી ઊત્પન કરવામાં આવી હોય કિંવા નહિ, તોપણ કરાર આકટની કલમ ૨૦૩ પ્રમાણે પ્રતીવાદીને તે અખત્યાર રદ કરવાનો હક્ક છે, કારણ કે તે સાંથમાંથી વાદીને પગાર મળવાનો ફક્ત ઠરાવ છે, તેથી કરાર આકટની કલમ ૨૦૨ ના ઠરાવ પ્રમાણે વાદીનું એજન્સીની બાબતમાં હિત થાય છે, એમ નથી. જો વાદીએ અયોગ્ય રીતે એજન્સી તોડી હોય તો, તે કરાર તોડયા બાબત થતા નુકશાનનો દાવો કરવાને સામાન્ય નિયમ પ્રમાણે પ્રતીવાદીને ઈલાજ હતો. પરંતુ વાદીએ તો તે કરારનો વિશેશ રીતે અમલ કરવાને દાવો કરવાને પસંદ કરેલું છે, અને પગારની ચડેલી બાકી માગેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ જે વચન આપેલું છે તે કીમતી અવેજ વિના આપેલું છે, માટે તેણે

વાદીને કરાર કરી આપેલો છે તે અવેજ વિનાનો જેને ઇંગ્રેજી "લા" માં "ન્યુડમપ્યાકામ" કહે છે, તે છે. સબબ જે કામ અને નોકરી બજાવવામાં આવેલી હોય તે શિવાય વાદીનો તે લેવાનો હક્ક થતો નથી. વીશ્નુચાર્ય વિ. રામચંદ્ર. મુંબાઈ વા. ૫ પાનું. ૨૫૩

## કલમ ૨૦૩ જી.

આડતીયાનો અખત્યાર મુખ્ય ક્યારે રદ કરી શકે છે.

**૨૦૩. પોતાના આડતીયાને આપેલો અખત્યાર પોતે જવાબદારીથી બંધાય એવી રીતે વાપરવામાં આવ્યો હોય, તે પહેલાં કોઇ પણ વખતે મુખ્ય સદરહુ અખત્યાર રદ્દ કરી શકે છે; માત્ર ઉપલી છેવટની કલમમાં જે બીજી રીતનો ઠરાવ છે, તે વિશે અપવાદ સમજવો જોઇએ.**

**ટીકા**—આ ઠરાવ ઉપરથી કોઈ વખતે કોઇ ઇચાને મુખ્ય પોતાના એજંટને આપેલો અખત્યાર રદ્દ કરી શકે, એમ જણાય છે. નીચેની કલમ ૨૦૪ ઉપરથી ખુલ્લું જણાય છે કે, એજંટને આપેલા અખત્યારનો અમલ શરૂ કરવામાં આવે, તે પછી તે જેટલે દરજ્જે તે અમલ થયો હોય, ત્યાંહાં સુધી રદ થઈ શકે છે, એમ બતાવવામાં આવ્યું છે.

વીશ્નુચાર્ય વિ. રામચંદ્ર (મુંબાઈ વા. ૫. પાનું ૨૫૩) નો ફેંસલો એજંટ તથા એજંટ નીમનારના હક્ક બાબત છે, તેનો વિગતવાર મતલબ આ આકટની કલમ ૨૦૨ નીચે જુઓ.)

## કલમ ૨૦૪ થી.

આડતીયાને આપેલો અખત્યાર કેટલેએક ભાગે વાપરવામાં આવ્યો હોય તો, તે રદ્દ કરવા વિશે.

**૨૦૪. આડતીયાને આપેલો અખત્યાર કેટલેએક ભાગે વાપરવામાં આવ્યો હોય તો, ત્યાર પછી તે આડતમાં જે કૃત્ય કરવામાં આવી ચુક્યાં હોય, તે ઉપરથી જે કૃત્યો તથા ફરજ ઉત્પન્ન થાય તે કૃત્યો તથા ફરજને સંબંધે, અખત્યાર મજકુર મુખ્ય રદ્દ કરી શકતો નથી.**

દૃષ્ટાંતો.

**(अ.) अ, ब ને એવો અધિકાર આપે છે કે, ब એ अ ને સારૂ ૧૦૦૦ ગાંસડી રૂ ખરીદ કરવું, અને अ ના પૈસા ब પાસે સિલક છે તેમાંથી રૂની કિંમત આપવી. ब ૧૦૦૦ ગાંસડી રૂ ખુદ પોતાને નામે લે છે, તેથી તે પોતે જાતે કિંમતને સારૂ જવાબદાર થાય છે. રૂની કિંમત આપવાને સંબંધે अ, ब નો અખત્યાર રદ્દ કરી શકતો નથી.**

**(ब.) अ, ब ને એવો અખત્યાર આપે છે કે ब એ अ ને સારૂ ૧૦૦૦ ગાંસડી રૂ ખરીદ કરવું, અને अ ના પૈસા ब પાસે સિલક છે તેમાંથી રૂની કિંમત આપવી. ब ૧૦૦૦ ગાંસડી રૂ अ ને નામે વેચાતું લે છે, અને તે એવી રીતે કે ब પોતે જાતે તે કિંમતને સારૂ જવાબદાર થતો નથી. રૂની કિંમત આપવા સંબંધી ब નો અખત્યાર अ રદ્દ કરી સકે છે.**

**ટીકા**—હરાજી કરનારને વેચવાનો અખત્યાર આપવામાં આવ્યો હોય તો, છેવટ

માગણી કબુલ કરતા પેહેલાં હરકોઇ વખતે તે રદ થઈ શકે છે, કારણ કે તે માગણી કબુલ કરવામાં આવે ત્યાંહાં સુધી કલમ ૫ પ્રમાણે કરાર કરવાની ખાયસ કબુલ કરી થતી નથી. માટે હરાજી કરનાર કોઇ રીતે ત્યાંહાં સુધી બંધણીમાં આવતો નથી. હોગસન વિ. એન્ડરસ (૩ બી. અને શી. ૮૪૨) ના કામમાં સદરહુ નિયમના આધારથી ઠરાવવામાં આવેલું છે કે, એકાદો દેણદાર પોતાના એજંટને એવો હુકમ કરે કે તેની પાસે જે સીલીક છે તે તેણે તે દેવું આપવામાં વાપરવી, તે ઉપરથી તે એજંટ તે સીલીક કોઈ લેહેણદારને આપવાને કબુલ કરે તો, સદરહુ હુકમ રદ કરવા લાયક નથી.

## કલમ ૨૦૫ મી.

મુખ્ય આડત રદ કરે અગર આડતીયો પોતાનું કામ છોડી દે તો, નુકશાનનો બદલો આપવા બાબત.

**૨૦૫. કોઈ આડત કોઈ અમુક મુદત સુધી ચાલુ રાખવાનો સ્પષ્ટ કિંવા ગર્ભિત કરાર હોય, તો પુરતા કારણ શિવાય મુખ્ય તે મુદત પેહેલાં આડત મજકુર રદ કરે તો, મુખ્યે, અથવા આડતનું કામ પુરતા કારણ શિવાય મુદત વીત્યા પેહેલાં આડતીયો છોડી દે તો, આડતીયાએ નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.**

**ટીકા**—બેશક અમુક મુદત સુધી એજન્સી ચાલવાનો સ્પષ્ટ અગર ગર્ભિત કરાર હોય, ત્યારે એકા એક મુખ્ય અગર એજંટ એજન્સી ઈયાને આડતનું કામ બંધ પાડી શકતો નથી, કારણ કે તેમ બંધ કરવામાં આવે તો તે બંધ કરનારના સામા પક્ષ કરનારને અયોગ્ય રીતે નુકશાન થાય. સબબ નીચેની કલમ ૨૦૬ માં તે બંધ કરવા બાબત વ્યાજબી રીતે નોટીસ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.

વીશ્નુચાર્ય વિ. રામચંદ્ર (મુ. વા. ૫ પાને ૨૫૩) નો ફેંસલો એજંટ તથા એજંટ નીમનારના હક્ક બાબત છે, તેનો વિગતવાર મતલબ આ આકટની કલમ ૨૦૨ નીચે ટાંકવામાં આવ્યો છે તે જુઓ.)

## કલમ ૨૦૬ ઠી.

મુખ્ય આડત રદ કરે અગર આડતીયો છોડી દે તો, તે વિશેની ખબર આપવી જોઇએ.

**૨૦૬. એવી રીતે આડત મુખ્યને રદ્દ કરવાની હોય, અગર આડતીયાને તે છોડવાની હોય, તો તે વિશેની યોગ્ય ખબર આપવી જોઇએ; નહી તો તેથી કરીને મુખ્ય કિંવા આડતીયો એ બેમાંથી હકીકતના પ્રકાર પ્રમાણે જેને નુકશાન થાય તેને બીજાએ તે નુકશાન ભરી આપવું જોઇએ.**

**ટીકા**—નોટીસ આપ્યા શિવાય આડત બંધ પાડયાથી જે પક્ષકાર તે વિશે ફરીયાદ કરતો હોય, તેણે બતાવવું જોઈએ કે મને ખરી રીતે અમુક નુકશાન થએલું છે.

હયુગ્સ વિ. શેક્રટરી ઓફ સ્ટેટ (૭ બં લા. રી. પાનું. ૬૮૮) ના કામમાં એક સરકારી નોકરે એવો કરાર કરેલો કે, મારે સરકારની નોકરી છ માસની નોટીસ આપ્યા વિના છોડવી નહી. પરંતુ સરકારની તરફનો તેવો ઠરાવ નહી હતો કે, સરકારે તે નોકરને નોટીસ આપવી. માટે ઠરાવવામાં આવ્યું કે તે નોકરને બરતરફ કરતાં એવલ સર-

કારે નોટીસ આપવી જોઈએ, એવું સરકારને બંધન નથી. પરંતુ નોકરને નુકશાન થાય તેવી રીતે કારણ વગર સરકારને અખત્યાર વાપરવા દેવામાં નહી આવે.

ઈકબાલ વિ. વેસ્ટર્ન નીલગીરી કોફી કંપની (૧૭ શી. બી. એન. એસ. ૭૩૩) ના કામમાં વાદીને એક કંપનીના શેર વેચવાને દલાલ તરીકે રાખવામાં આવેલો, એવી શરતથી કે તેને ૧૦૦ પૌંડ હમણાં આપવા, અને ૪૦૦ પૌંડ તમામ શેર વેચાએ આપવા. પરંતુ વાદીની કાંઈ કસુર વિના તમામ શેરો વેચાતા પેહેલાં ડાયરેકટરોએ તે કંપની સમેટી. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો ને કરાર• તુટયા બદલ કંપનસેશન લેવાનો હક્ક છે.

## કલમ ૨૦૭ મી.

સ્પષ્ટ કિંવા ગર્ભિત રીતે આડત રદ કરી શકાય કિંવા છોડી શકાય.

**૨૦૭. આડત મુખ્યને રદ કરવી હોય કિંવા આડતીયાને છોડી દેવી હોય તો, તે સ્પષ્ટ રીતે અથવા મુખ્ય કિંવા આડતીયાની વર્ત્તણુંક ઉપરથી ગર્ભિત રીતે, અનુક્રમે રદ કરી શકાય છે અથવા છોડી શકાય છે.**

### દૃષ્ટાંત.

**(अ) પોતાનું ઘર ભાડે આપવાનો અખત્યાર ब ને આપે છે. તે ઘર પછાડીથી अ પોતેજ ભાડે આપે છે. એથી કરીને ब નો અખત્યાર રદ કર્યો એવો અર્થ થાય છે.**

**ટીકા**—આડત કેવી રીતે બંધ થાય છે તેના દાખલા કલમ ૨૦૮ માં આપેલા છે. તેજ કામમાં જો મુખ્ય બીજા કોઈને આડતીયા તરીકે રાખે તો, તે હકીકતથી તે રદ કરવામાં આવી છે, એમ ગર્ભિત રીતે અનુમાન થાય છે.

## કલમ ૨૦૮ મી.

આડતીયાને સંબંધે તથા ત્રીજા સખસોને સંબંધે આડતીયાના અખત્યાર ની સમાપ્તિ ક્યારે થાય છે.

**૨૦૮. આડતીયાનો અખત્યાર સમાપ્ત કર્યાની વાત આડતીયાના જાણ્યામાં આવે, ત્યાં સુધી આડતીયાને સંબંધે તે અખત્યાર સમાપ્ત થયો એમ સમજવું નહીં, અથવા તે વાત ત્રીજા સખસોના જાણ્યામાં આવે ત્યાં સુધી તે ત્રીજા સખસોને સંબંધે તે અખત્યાર સમાપ્ત થયો, એમ જાણવું નહીં.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ પોતાને સારૂ માલ વેચવાનું ब ને કેહે છે, અને માલની જે કિંમત ઉપજે તેમાંથી સેંકડે પાંચટકા દસ્તુરી ब ને આપવાનું કબુલ કરે છે. પછી अ પત્ર લખીને ब નો અખત્યાર રદ કરે છે. પત્ર રવાને થયા પછી, પરંતુ તે ब ને પોંહોંચ્યા પેહેલાં, ब• તે માલ ૧૦૦ રૂપિયે વેચે છે. એ વેચાણથી अ બંધાયલો છે, અને ब ને પાંચ રૂપિયા દસ્તુરી મળવાનો હક્ક છે.**

(ब.) अ મદ્રાસથી ब ને પત્ર લખે છે કે મુંબઇ મધ્યે વખારમાં કાંઇ રૂ છે તે મારે સારૂ વેચવું. પછવાડેથી પત્ર લખીને ब ના વેચવાનો અખત્યાર अ રદ કરે છે, અને રૂ મદ્રાસ મોકલવાનું લખે છે. ब ને સદરહુ બીજું પત્ર પોહોંચ્યા પછી સદરહુ રૂ વેચવા બાબત તે क જોડે કરાર કરે છે. क ને પેહેલું પત્ર આવેલું માલમ હતું, પણ બીજા પત્રની વાત તેને માલમ ન્હોતી. क, ब ને કિંમત આપે છે, અને તે લઇને ब નાસી જાય છે. क એ પૈસા આપ્યા તેથી તેનું દેવું અદા થયું એમ अ વિરૂદ્ધ સમજવું.

(क.) अ પોતાના ब નામના આડતીયાને એવો હુકમ કરે છે કે क ને અમુક પૈસા આપવા, એટલામાં अ મરી જાય છે, અને अ ના મૃત્યુપત્રનું ड પ્રોબેટ લે છે. अ મર્ણ પામ્યા પછી પણ તે મર્ણની ખબર પોતે જાણ્યા પેહેલાં ब, क ને પૈસા આપે છે. સદરહુ પૈસા કાયદેસર આપ્યા એમ સદરહુ મૃત્યુપત્રનો અમલ કરનાર જે ड તેની વિરૂદ્ધ સમજવું.

ટીકા—સ્ટોરી આન એજન્સી કલમ ૪૭૦ તેજ શબ્દોમાં કાયદો બનાવ્યો છે; પણ ઇગ્લંડમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે મુખ્યના મોતથી અધિકાર રદ થાય છે; અને તે જે વખતે મોત થાય તેજ ક્ષણથી થાય છે, એમ સમજવું.

ડરયુ વિ. નન (૪ કવી. બેંચ ડી. ૬૬૧) ના કામમાં જસ્ટીસ બ્રેટે કહેલું છે કે, જે સખસ એજંટની સાથે વ્યવહાર કરે, તે સખસના જાણવામાં એજંટ નીમનાર મુખ્ય દીવાનો થએલો છે, એવું ના હોય તો, તે સખસને તે એજંટ સાથે કરાર કરવાનો હક્ક છે. માટે જો કે મુખ્ય દીવાનો હોય, તોપણ તે કરારથી એવી રીતે બંધનમાં આવે છે કે તેની તરફથી જે કરાર કરવામાં આવેલો ધારવામાં છે તે, તે કરાર રદ કરી શકતો નથી. તોપણ બ્લેડસ વિ. ફ્રી (૯ બી. એન્ડ શી. ૧૬૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે ધણીયાણીને પોતાના ધણીના નામ ઊપર વ્યવહાર કરવાનો અખત્યાર છે, તે ધણીના મરણથી બંધ થાય છે, પછી તે મરણ તેણીના અગર તેણીની સામે વ્યવહાર કરનારના જાણવામાં ના હોય તેની ચીંતા નહી.

## કલમ ૨૦૯ મી.

મુખ્ય મર્ણ પામે અથવા અસાવધ બુદ્ધિનો થાય અને તેથી આડત સમાપ્ત થાય, ત્યારે આડતીયાની શી ફરજ છે.

૨૦૯. જ્યારે મુખ્ય મર્ણ પામ્યાથી અગર અસાવધ બુદ્ધિનો થયાથી આડત સમાપ્ત થાય, ત્યારે જે ફાયદા ગેરફાયદાનો સંબંધ આડતીયાને હવાલે સોંપેલો છે, તેના સંરક્ષણને સારૂ તથા તે જાળવવાને સારૂ જે ઈલાજો કરવા યોગ્ય હોય, તે સર્વે આડતીયા મજકુરે પોતાના માજી મુખ્યના પ્રતિનિધિયોના તરફથી કરવા, એ તેની ફરજ છે.

ટીકા—મુખ્યના સ્વભાવીક અથવા સંસારી મોત આડતીયાને કાંઈ હુકમ આપ્યાનો અમલ કરતા પેહેલાં બને, ત્યારે તે મોતથી તે આજ્ઞા બંધ થાય છે. સ્ટોરી આન એજન્સી

ની કલમ ૪૫૨ માં દાખલો બતાવવામાં આવ્યો છે, તેમાં કેહેવામાં આવ્યું છે કે અમુક વ-સ્તુ મારે વાસ્તે ખરીદ કરવાને મેં તમને અખત્યાર આપ્યો હોય તો, તે અખત્યાર મારૂં મરણ થવાથી બંધ પડે છે, માટે મારા મરણ પછી તમે જે ખરીદ કરો તે મારા વારસો-ને તેઓના પોતાને હિસાબે લેવાને ફરજ નથી. પછી તેમાં એમ કહેલું છે કે, પણ જો એજંટના જાણવામાં પોતાને નીમનાર મુખ્યનું મરણ ના હોય અને એજંટને જે કરવાને સોંપ્યું હોય તે શુદ્ધ અંતઃકરણથી કરે તો, તે મરનારના વારસો તે એજંટને તે બાબત જવાબ દેવાને તથા તેનું કરેલું કામ મંજુર રાખવાને બંધાએલા છે. પછી તેજ ગ્રંથમાં કહેલું છે કે એજંટને પોતાના મુખ્યના મરણની ખબર હોય, તોપણ તેને સોંપેલું કામ તે કરી શકે છે, એટલુંજ નહી પણ તે તેણે કરવુંજ જોઇએ. જેમકે એક સખસને બીજાની દ્રાક્ષનો રસ એકઠો કરવાનું કેહેવામાં આવ્યું હોય, પછી તે એકઠો કરતી વખતે તે રાખના-રનું મોત તે સાંભળે, પણ તે વખતે તે એકઠો કરવાનું કામ તે એકઠો કરવા લાયક થવા-થી બંધ રાખી શકાતું ના હોય, અને તે બાબતની તે મરનારના વારસ જે દૂર રેહેતા હોય તેમને ખબર આપવાનો વખત ના હોય તો, તે મોત થયા છતાં પણ તે એજંટની ફરજ તે દ્રાક્ષનો રસ એકઠો કરવાનો છે.

## કલમ ૨૧૦ મી.

પેટા આડતીયાના અખત્યારની સમાપ્તિ.

**૨૧૦. આડતીયાનો અખત્યાર સમાપ્ત થયો એટલે તેણે નીમેલા સર્વે પેટા આડતીયાઓનો અખત્યાર (આડતીયાનો અખત્યાર સમાપ્ત થવા વિશે જે નિયમો આ આાકટમાં કહ્યા છે તે મુજબ) સમાપ્ત થાય છે.**

ટીકા—એજંટનો અખત્યાર બંધ પડયાથી તેણે નીમેલા સબ એજંટનો અખત્યાર થાય છે, પણ એજંટે પોતાના મુખ્ય તરફથી આ આકટની કલમ ૧૯૪ મી પ્રમાણે જેને એજંટ ઠરાવ્યો હોય, તેનો અખત્યાર બંધ પડતો નથી.

---

# આડતીયાનો મુખ્ય જોડે શો ધર્મ છે, તે બાબત.

## કલમ ૨૧૧ મી.

મુખ્યનું કામ ચલાવવામાં આડતીયાનો ધર્મ શો છે.

**૨૧૧. આડતીયાને મુખ્યે હુકમ આપ્યો હોય, તે પ્રમાણે મુખ્યનું કામ આડતીયાએ ચલાવવું એ તેની ફરજ છે, અથવા જો તેવો હુકમ ન હોય તો, આડતીયો જે ઠેકાણે તે કામ ચલાવતો હોય, તે ઠેકાણે તેવાજ પ્રકારનું કામ ચલાવવાને જે રીવાજ ચાલતો હોય તે રીવાજ મુજબ આડતીયાએ કામ ચલાવવું, એ તેની ફરજ છે. જો આડતીયો બીજી રીતે ચાલે અને કાંઇ ટોટો આવે તો, તે તેણે મુખ્યને ભરી આપવો જોઇએ, અને કાંઇ નફો થાય તો તેનો તેણે હિસાબ આપવો જોઇએ.**

## દૃષ્ટાંતો.

(अ.) अ, ब નો આડતીયો છે, અને તે ब ને સારૂ જે કામ ચલાવે છે તે કામનો એવો રિવાજ છે કે હાથમાં સિલક હોય તે વખતે વખત વ્યાજે મુકવી. अ તેવે પ્રકારે પૈસા વ્યાજે મુકતો નથી. એ પ્રમાણે પૈસા વ્યાજે મુક્યાથી જે વ્યાજ હમેશ ઉત્પન્ન થતું હોય, તે अ એ ब ને ભરી આપવું જોઇએ.

(ब.) ब એક દલાલ છે, અને જે કામ તે કરે છે તે સબંધે ઉધાર માલ વેચવાનો રિવાજ નથી, એવું છતાં તે अ નો માલ क ને ઉધાર વેચે છે, તે વખતે क ની શાખ ઘણી સારી હતી. કિંમત આપ્યાની પેહેલાં क નાદાર થાય છે. ब એ अ ને સદરહુ ટોટો ભરી આપવો જોઈએ.

ટીકા—સ્ટોરી આન એજન્સીની કલમ ૨૧૯ મીમાં કહેલું છે કે, એજંટને જે અખત્યાર સ્પષ્ટ અગર ગર્ભિત રીતે આપવામાં આવ્યો હોય, તેથી વિરૂદ્ધ તે ચાલે તો તે અપકૃત્ય કરનાર થાય છે, માટે તે એવો જવાબ દેઈ શકતો નથી કે, જો મેં તે અપકૃત્ય ના કર્યું હોત, તોપણ તે ખોટ અગર નુકશાન થવાને એકસરખું સંભવિતપણું હતું. જ્યાં કોઈ વાંહાણમાં માસ્તર તેની સફરનો માર્ગ વગર જરૂરે બદલે, અને પછી માલને નુકશાન અગર માલ ગુમ થાય તો, એ માલ ચઢાવનારને ભરી લેવાનો હક્ક છે. ડેવીસ વિ. ગ્યારેટ (બીંગહામ રી. વા. ૬ પાનું. ૭૧૬).

જો કોઈ મુખ્યે આડતીયાને જે કામ સોંપ્યું હોય તેને માટે પૈસા આપ્યા હોય, પણ જો તે આડતીયો મુખ્યની બતાવેલી સમજુતી પ્રમાણે કામ કરે નહી અથવા આડી રીતે કરે, અને સોંપેલું કામ બરોબર રીતે અમલમાં લાવે નહી તો, તે આપેલા પૈસા મુખ્ય પાછા મેળવી શકે.—જેમકે

ઓસ્ટોક વિ. જાર્ડીન (૩૪ લા. જ. એકસચેકર પાનું ૧૪૨) ના કામમાં વાદીએ પ્રતીવાદીને માલ ખરીદ કરવા રાખેલો, તેથી તેની કીમત બદલ પ્રતીવાદીને નાણાં મળેલાં, પણ તેણે પોતાને અખત્યાર વિરૂદ્ધ કરાર કરયો, તેમાં વાદીનો કાંઈ ઈલાજ નહી હતો; તેમાં ઠરાવવામાં આવ્યું કે જે અવેજ બદલ વાદીએ પ્રતીવાદીને નાણાં આપેલાં તે અવેજ નિષ્ફળ ગએલો છે, માટે તે નાણાં વસુલ લેવાનો વાદીનો હક્ક છે.

## કલમ ૨૧૨ મી.

આડતીયાએ ઉદ્યમ તથા કુશળતા વાપરવી જોઈએ.

૨૧૨. આડતીયો જે કામ ચલાવતો હોય તેવા પ્રકારનું કામ કરનાર સખસોમાં સાધારણ રીતે જેટલી કુશળતા હોય છે તેટલી કુશળતાથી આડતનું કામ આડતીયાએ ચલાવવું એ તેની ફરજ છે; પણ તેનામાં કુશળતા નથી એવું તેના મુખ્યને માલમ હોય તો, તે વાત નિરાળી છે: પોતાનું કામ ચલાવવામાં આડતીયાએ યોગ્ય ઉદ્યમ રાખવો, તથા પોતામાં

જે કુશળતા હોય તે વાપરવી, એ તેનો હમેશાં ધર્મ છે; તેમજ તેણે પોતે કરેલી ગફલતનું કિંવા પોતામાં કુશળતા ન હોય તેનું, કિંવા ગેરવર્ત્તણુકનું, જે પ્રત્યક્ષ પરિણામ થાય, તે સંબંધે તેણે પોતાના મુખ્યને નુકશાનનો બદલો ભરી આપવો એ તેનો હમેશ ધર્મ છે, પરંતુ પોતાની ગફલતથી કિંવા પોતામાં કુશળતા ન હોવાથી, કિંવા ગેરવર્ત્તણુંકથી જે ટોટો કિંવા નુકશાન પરંપરા કિંવા દુરને સંબંધે થાય, તેનો બદલો તેણે ભરી આપવાનો નથી.

## દૃષ્ટાંતો.

(अ.) કલકત્તાના વેહેપારી अ નો ब લંડન મધ્યે આડતીયો છે. अ ને હુંડી કરીને મોકલવા સારૂ अ ને ખાતે ब પાસે કાંઇ પૈસા જમે થયા છે. ब તે પૈસા ઘણા દિવસ સુધી રાખી મુકે છે. તે પૈસા આવી ન પોહોચ્યાથી अ નાદાર થાય છે. તે પૈસાનો તથા તે જે દિવસે આપવા જોઈતા હતા, તે દિવસથી હમેશના દર મુજબ જે વ્યાજ થાય તે વ્યાજનો, તથા તે શિવાય વટાવના ભાવમાં કાંઇ ફેરફાર થયો હોય તેનો તથા તેના જેવો બીજો પ્રત્યક્ષ સંબંધનો ટોટો થયો હોય, તેનો ब જવાબદાર છે; પણ એથી વધારે જવાબદાર નથી.

(ब.) अ માલ વેચવાને સારૂ આડતીયો છે, તેને ઊધાર વેચવાનો અખત્યાર હોવાને લીધે તે ब ને કાંઇ માલ ઊધાર વેચે છે; પરંતુ ब નાદાર છે કે નહી એ વિશે યોગ્ય તથા દસ્તુર મુજબ તપાસ કરવાની તે, તે કરતો નથી. તે વેચાણ થયું તે વખતે ब નાદાર હતો, તેથી જે કાંઈ ટોટો આવે તે अ એ પોતાના મુખ્યને ભરી આપવો જોઇએ.

(क.) अ નામના વીમે દલાલને ब એક વાંહાણ ઉપરનો વીમો ઉતરાવવાનું કામ કરવા કેહે છે, પણ વીમાની ચીઠ્ઠીમાં જે સાધારણ કલમો લખાય છે તે अ લખાવતો નથી. પછવાડીથી વાંહાણ ગુમ થાય છે. સદરહુ કલમો વીમા ચીઠ્ઠીમાં ન હોવાને લીધે વીમો ઊતારનાર પાસેથી કાંઇજ પૈસા મળી શકતા નથી. अ એ ब ને થયેલો ટોટો ભરી આપવો જોઇએ.

(ड.) अ એ ઇંગ્લંડ મધ્યે વેપારી છે, તે મુંબાઈ મધ્યેના પોતાના ब નામના આડતીયાને એવો હુકમ આપે છે જે અમુક એક વાંહાણમાં ભરીને ૧૦૦ ગાંસડી રૂ મોકલવું; અને એ આડત ब કબુલ કરે છે. રૂ મોકલવું ब ના પોતાના હાથમાં છે, તોપણ તે મોકલતો નથી. વાંહાણ ઈંગ્લંડમાં સલામત આવી પોહોંચે છે. વાંહાણ આવી પોહોંચ્યા પછી થોડી વારે રૂનો ભાવ ચડે છે. વાંહાણ આવી પોહોંચ્યું તે વખતે ૧૦૦

**ગાંસડી રૂ આવ્યું હોત તો, તેથી અ ને જે નફો થાત, તેટલો બ એ અ ને ભરી આપવો જોઇએ; પરંતુ ત્યાર પછી ભાવ ચઢયો તેથી જે નફો થાત, તે તેણે ભરી આપવાનો નથી.**

**ટીકા**—આ કલમના ઠરાવ સાથે કલમ ૧૫૧ મીનો ઠરાવ જોવામાં આવે છે તો, એજંટ અને નીક્ષેપીએ જે પોતાના કામમાં સંભાળ લેવાની છે, તેમાં કાયદા કરનારે કાંઇ ભેદ રાખ્યો નથી. આવોજ ઠરાવ સન ૧૮૮૨ નો હિંદુસ્થાનનો ટ્રસ્ટ આકટ છે, તેની કલમ ૧૫ મીમાં ઘણું કરીને છે.

ઇંગ્રેજી 'લા' પ્રમાણે જે એજંટ મફતનો હોય તે ઘણી ભારે કસુર કરે તો, જવાબદાર થાય છે, એવું માસે વિ. બાનર (જેકબ એન્ડ વાકર રી. વા. ૧ પાનું ૨૪૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. પર્વસ વિ. લ્યાનડલ (કલાર્ક એન્ડ ફીનલી રી. વા. ૧૨ પાનું ૯૧) ના કામમાં સોલીસીટર અથવા સર્જન અજાણતા ભારે અગર કસુરના કૃત્યને માટે જવાબદાર છે. સબબ કંપ વિ. બર્ટ (બાર્નવેલ એન્ડ આડોલફસ રી. વા. ૪ પાનું. ૪૨૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે કાયદાની જે બાબતમાં વ્યાજબી રીતે અંદેશો પડતો હોય, તે બાબતમાં એકાદા સોલીસીટરની ચુક થાય, તેથી થતા નુકશાનનો તે સોલીસીટર જવાબદાર થતો નથી.

## કલમ ૨૧૩ મી.

આડતીયાના હિસાબ.

**૨૧૩. મુખ્ય હિસાબ માગે ત્યારે આડતીયાએ યોગ્ય હિસાબ તેને આપવો એ તેની ફરજ છે.**

**ટીકા**—લાર્ડ હાર્ડવીક વિ. વરનનના કામમાં સર ટી. પ્લમરે કહેલું છે કે હિસાબ આપનાર આડતીયો, ટ્રસ્ટી, રીસીવ્હર, ઈયાને એકઝીકયુટર હોય, ( કારણ કે આ બાબતમાં તે બધા એકજ સ્થીતીમાં છે.) તેમની લાર્ડ ચેન્સલરના કેહેવા પ્રમાણે પેહેલી ફરજ છે કે, હમેશાં તેમણે પોતાના હિસાબ સાથે તૈયાર રેહેવું. આ ફરજ તોડવા બદલની ગુન્હેગારીમાં તેઓ નાણાની જે રકમ પોતાની પાસે રાખે તે રકમ ઊપરના વ્યાજના તેઓ જવાબદાર થાય, કારણ કે સાધારણ રીતે અને જે કામોમાં દેવા ઉપર સ્વભાવિક રીતે વ્યાજ ચઢતું હોય, તે શિવાયના કામોમાં એકાદા સખસની પાસે બીજાનાં નાણાં હોય, તેથી તે વ્યાજ આપવાને જવાબદાર થતો નથી. એવું પીયર્સ વિ. ગ્રીન (જેકબ એન્ડ વાકર રી. ૧ પાનું. ૧૪૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

## કલમ ૨૧૪ મી.

આડતીયાએ પોતાના મુખ્યને હકીકત લખવી, કેહેવી એ તેની ફરજ છે.

**૨૧૪. મુશ્કેલીના કામોમાં આડતીયાએ પોતાના મુખ્યને હકીકતો લખવા, કેહેવામાં તથા તેનો હુકમ સંપાદન કરવાની તજવીજ કરવામાં, સર્વે પ્રકારે યોગ્ય ઉદ્યમ રાખવો એ તેની ફરજ છે.**

**ટીકા**—કોઇ અણચિંતુ તાકીદનું કામ હોય, અને તેના મુખ્યને હકીકત લખવાને આડતીયો અશકત હોય તો, તેનો હુકમ એક બાજુ ઉપર રાખી આડતીયો કામ કરી શકે

છે. જો યોગ્ય ઉદ્યમથી આ પ્રમાણે લખવું, કેહેવું બની શકતું હોય છતાં આડતીયો કસુર કરે તો, તે આડતીયો પોતાની ફરજ તોડયા બાબત જવાબદાર થાય છે, એટલુંજ નહી પણ કેટલીક વખતે મુખ્યનો હક્ક સબંધ સંભાળવાને તેના આડતીયાએ કામ કરયું હોય, તે કામ નામંજુર કરવાને મુખ્યનો હક્ક છે. એવીજ રીતે એક વાંહાણનો માસ્તર તે વાંહાણ વેચાણ અગર સાનમાં આપે તો, તે વાંહાણનો માલેક એવી તકરાર કરી શકે છે કે માસ્તર આ બાબતમાં મારી સાથે લખાણ કરી મને પુછી શકે તેવું હતું તે કરયું નથી, માટે તે ખરીદ કરનાર અગર ખત લખાવનારના હક્કને હરેકત થાય છે. ધી આર્ટીટયુડાઇન (ક્રીસ્ટોફર રાબીનસન રી. પાનું ૨૪૦)

## કલમ ૨૧૫ મી.

જ્યારે આડતીયો મુખ્યનીસંમતિ શિવાય આડતના કામમાંખુદ પોતાની તરફથી કાંઇધંધો કરેત્યારે મુખ્યનો હક્ક કેવો છે.

૨૧૫. જ્યારે કોઇ આડતના કામમાં પ્રથમથી મુખ્યની સંમતિ લીધા વિના, તથા તે સંબંધી જે મુખ્ય મુદ્દાની હકીકત પોતાના જાણ્યામાં આવી હોય તે સર્વે હકીકતથી તેને વાકેફ કરયા વિના. આડતીઓ પોતાની તરફથી કાંઇ ધંધો ચલાવે, ત્યારે જો તે કામ ઉપરથી એવું માલુમ પડે કે કોઈ મુખ્ય મુદ્દાની વાત આડતીયા મજકુરે મુખ્યથી બદદ્યાનતથી છુપાવી છે, અથવા આડતીયા મજકુરના ધંધાથી મુખ્યને ગેરફાયદો થયો છે તો, મુખ્ય તે કાર્વે નામંજુર કરવાને મુખત્યાર છે.

### દૃષ્ટાંતો.

(अ.) अ, ब ને પોતાનું ઇસ્ટેટ વેચવાનો હુકમ આપે છે. ब તે ઇસ્ટેટ क ને નામે ખુદ પોતાને સારૂ વેચાણ લે છે. ब એ તે ઇસ્ટેટ પોતાને સારૂ વેચાણ લીધું છે એવું अ ને માલમ પડ્યાથી अ જો એવું બતાવે કે, ब એ એકાદી મુખ્ય મુદ્દાની વાત બદદ્યાનતથી છુપાવી રાખી, અથવા થએલા વેચાણથી પોતાને ગેરફાયદો થયો તો, अ તે વેચાણ નામંજુર કરી શકે છે.

(ब.) अ, ब ને પોતાનું ઇસ્ટેટ વેચી નાંખવાનો હુકમ આપે છે. તે વેચવાની અગાઉ ब એ તપાસી જોયું ત્યારે તેમાં એક ખાણ છે એવું ब ને માલમ પડયું. એ ખાણ હોવાની વાત अ ને માલમ નથી. ब, अ ને જણાવે છે કે ઇસ્ટેટ મજકુર પોતે વેચાણ લેવા ઇચ્છે છે, પરંતુ ખાણ માલમ પડ્યાની વાત अ થી છુપાવે છે. ખાણ હોવાની વાત માલમ ન હોવાને લીધે अ, ब ને ઇસ્ટેટ વેચાતું લેવા દે છે, ઇસ્ટેટ વેચાતું લીધું તે વખતે ખાણ હોવાની વાત ब ને માલમ હતી, એવું अ ના જાણવામાં આવેથી તેની મરજીમાં આવે તે પ્રમાણે તે વેચાણ નાકબુલ કરી શકે છે કિંવા કબુલ રાખી શકે છે.

**ટીકા**—લૌથર વિ. લૌથર (૧૩ વેસી. રી. પાનું ૧૦૩) ના કામમાં એક એજંટને વેચાણ આપવાનો અખત્યાર આપવામાં આવેલો, તે એજંટે જો પોતાની તમામ માહેતીની વાત મુખ્યને સ્પષ્ટ જણાવેલી છે, એવું ખુલ્લું બતાવી શકે નહી તો, તે ખરીદદાર થઇ શકતો નથી, એવું ઠરાવવામાં આવ્યું છે. મર્ફી વિ. ઓશી (જોન્સ એન્ડ લાટોમ્સ રી. વા. ૨ પાનું. ૪૨૯) ના કામમાં લોર્ડ સેંટલીઓનાર્ડસે કહ્યું છે કે, મુખ્ય અને આડતીયાની વચમાંના વ્યવહારમાં જે વખતે એવું જણાય કે, તે આડતીયાએ તેમાં કાંઈ ખાનગી વ્યવહાર કરેલો છે, અને તેણે પોતાના નામને બદલે બીજાનું નામ ખરીદદાર તરીકે વાપરેલું છે તો, પછી બીજી બાબતમાં તે વ્યવહાર ગમે તેવો વ્યાજબી હોય, તોપણ તે વખતથી-જ આ કોર્ટમાં તે વ્યવહાર બળવાન થતો નથી. ડુની વિ. ઇંગ્લીશ (લા. રી. ૧૮ ઇકવીટી પાનું. ૫૩૪, ૫૩૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, આડતીયાએ મુખ્યને એવી ખબર કરી હોય કે મારૂં તે આડતના કામમાં કાંઇક હિત છે તો, તે બસ નથી, તેમ મુખ્યને તપાસ કરવાની જરૂર થાય તેવી ખબર તે મુખ્યને આપવામાં આવી હોય, તોપણ તે બસ નથી, કારણ કે તે મુખ્યને સંપુર્ણ રીતની ખબર મળવાનો હક્ક છે, માટે તેને તપાસ કરવાની રેહે તેમ થવું નહી જોઇએ. ઈમપીરીયલ મરકનટાઈલ ક્રેડીટ આસોસીએશન વિ. કોલમન (લા. રી. ૬ હાઊસ આફ્ લાર્ડસ. પાનું. ૧૮૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જો એજંટ કોર્ટને ખાત્રી કરવામાં નિષ્ફળ જાય, પછી તેના ઊપર ખરી રીતની બદદાનતનો આરોપ રાખી શકાતો ના હોય, તોપણ તે વ્યવહારમાંથી તેને જે નફો થએલો હોય તે બાબતનો હિસાબ આપવાને તે જવાબદાર છે. જો આવી રીતના ઈંગ્રેજી ઠરાવો હોય, તોપણ તેવી જવાબદારી આ કલમથી અગર આ પછીની કલમથી ઠરાવવામાં આવી નથી. આ કલમ પ્રમાણે વ્યવહાર રદ કરવાને મુખ્યના હક્કની જ્યારે એજંટે બદદાનતથી અમુક હકીકત છુપાવી છે, એવું તે બતાવે ત્યારે થાય છે, અગર તે મુખ્ય એમ બતાવે કે તે એજંટે કરેલો વ્યવહાર મને નુકશાનકારક છે, ત્યારે તેનો તે હક્ક થાય છે. ફકત તે વ્યવહાર ઉપરથી તે એજંટને નફો થએલો હોય, તેથી કાંઈ બસ થતુ નથી.

## કલમ ૨૧૬ મી.

આડતીયાએ આ ડતના કામમાં પોતાની તરફથી ધંધો કર્યો તો, તેથી જે નફો થાય તે ઉપર મુખ્યનો હક્ક.

**૨૧૬. જો મુખ્યના જાણ્યા વિના આડતીયો આડતના કામમાં પોતાના મુખ્યની તરફથી ધંધો કરવાનો, તેને બદલે ખુદ પોતાના તરફથી ધંધો કરે તો, તે કાર્યથી જે નફો થયો હોય તે આડતીયા પાસેથી માગવાનો મુખ્યનો હક્ક છે.**

### દૃષ્ટાંત.

**(અ.) પોતાના બ નામના આડતીયાને પોતાને સારૂ અમુક ઘર વેચાતું લેવાનો હુકમ કરે છે. બ, અ ને કેહે છે કે તે ખરીદ કરી શકાતું નથી. અને તે ઘર બ પોતાને સારૂ વેચાણ લે છે. બ એ તે ઘર વેચાણ લીધું**

**એ વાત અ ને માલમ પડ્યાથી બ એ જેટલી કિંમતે તે લીધું, તેટલી કિંમતે પોતાને વેચવાની ફરજ અ, બ ને પાડી શકે છે.**

**ટીકા**—વાનીનજન વિ. માકલીન (સન ૧૮૭૮, મદ્રાસ હાઈકોર્ટના અનરીપોર્ટ થએલા કેસ) ના કામમાં એક હરાજી કરનારને ખરી કીમતે હરાજીમાં એક ઘોડો વેચવાને નીમવામાં આવેલો, બાદ તેણે પોતેજ તે ઘોડો ખરીદ કરેલો, પછી થોડી મુદતે તે ઘોડો તેણે વધારે કીમતથી વેચ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે એજંટે મુખ્યના હિસાબને બદલે પોતાને હિસાબે તે વ્યવહાર કરેલો છે, એમ નથી. વળી ઠરાવ્યું કે જો મુખ્ય એમ બતાવે નહી કે એજંટે બદદાનતથી છુપાવેલું છે, અગર તે લીલામ કરનારના વ્યવહારથી મને નુકશાન થએલું છે તો, તે લીલામ કરનાર વિરુદ્ધ તે મુખ્યનો કાંઈ ઇલાજ નથી.

## કલમ ૨૧૭ મી.

મુખ્યને સારૂ આવેલી રકમોમાંથી પૈસા કાપી રાખવાનો આડતીયાનો હક્ક.

**૨૧૭. આડતીયાએ આડતનું કામ ચલાવતાં પોતાની ગાંઠનો પૈસો આપ્યો હોય, અથવા કાંઈ યોગ્ય ખરચ પોતે કર્યો હોય તે બદલ જે પૈસા પોતાના લેહેણા હોય તે પૈસા તથા આડતીયાનું કામ કરવા બદલ જે મેહેનતાણું પોતાને આપવા જોગ થાય તે મેહેનતાણું આડતના કામમાં મુખ્યને ખાતે જે કાંઈ રકમો આવે, તેમાંથી કાપી રાખવાને આડતીયો મુખત્યાર છે.**

**ટીકા**—એકતરફી મોરીસન (લા. રી. ૪ ક્યુ. બી. ૧૫૬) ના કામમાં વાદીના અટર્નીએ એવી અરજ કરી કે મારૂં ખર્ચ પ્રતીવાદીએ આપવું જોઈએ, કારણ કે પક્ષકારોએ મારી અજાણતામાં સમાધાન કરેલું છે. તેમાં જસ્ટીસ બ્લાકબર્નસાહેબે ઠરાવ્યું છે કે "જ્યારે અટર્નીએ પોતાની મેહેનત દેવાને નાણાથી પોતાના અસીલના લાભમાં ફેંસલો મેળવેલો હોય, ત્યારે તે ફેંસલાથી જે મળે તે ઉપર તે અટર્નીનો હક્ક સબંધ છે, માટે જે મળેલું હોય તે તેની મારફતે આપવું જોઈએ. તે હક્ક સબંધ એવો નથી. તે ફેંસલાથી જે મળેલું હોય તે વ્યાજબીરાહે બીજાને અસાઇન કરી શકે, તોપણ તે હક્કનું કોર્ટ રક્ષણ કરે છે. ખરી રીતે ફેંસલો થએલો હોય, અગર કજીયાનું ફળ ફેંસલા વિના મળ્યું હોય, અને તે ગોઠવણ અટર્નીને પોતાના હક્કનો ફાયદો મળતાં અટકાવવાને કરવામાં આવી હોય તો, તે રદ કરી શકે છે, અગર જે પક્ષકારોએ અટર્નીને તેના હક્ક સબંધમાંથી બાતલ કરેલો હોય તે પક્ષકારોએ, અટર્નીના જે ખર્ચનો હક્ક હોય, તે ખર્ચ અટર્નીને આપવાને કોર્ટે તે પક્ષકારોને ફરજ પાડવી જોઇએ. કોર્ટને હાથ ઘાલવાને કેવું કામ જોઈએ તેની વ્યાખ્યા કરવાની જરૂર નથી. જો ફેંસલો મેળવવામાં અગર લેહેણું નક્કી કરી સાધારણ રીતે વાદીને મળે તે કરતાં વધારે મળવાનો કરાર કરવામાં આવે તો, તે કામમાં કોર્ટને હાથ ઘાલવા લાયક છે. બીજા દાખલાઓ બતાવી શકાય છે. તે દાખલા એવા કે જેમાં કજીયા ફળદાયક થએલા હોય. ફેંસલા ઉપર સહી થએલી હોય કિંવા નહી તે હકીકત તે બાબતમાં નિશ્ચયકારક છે, એમ મારી નજરમાં આવતું નથી."

## કલમ ૨૧૮ મી.

મુખ્યને ખાતે જમે થયલા પૈસા આડતીયાયે તેને આપવા એ તેની ફરજછે.

**૨૧૮. મુખ્યને ખાતે જે રકમો જમે થાય તે રકમોમાંથી સદરહુ મુજબની રકમો બાદ કરવાની હોય તો, તે બાદ કરીને બાકીની તમામ રકમ આડતીયાએ પોતાના મુખ્યને આપવી એ તેની ફરજ છે.**

## કલમ ૨૧૯ મી.

આડતીયાનું મેહેનતાણું ક્યારે લેહેણું થાય છે.

**૨૧૯. વિશેષ રીતનો કાંઇ કરાર ન હોય તો, કોઇ પણ કૃત્ય કરવાનું મેહેનતાણું તે કૃત્ય પુરૂં થાય ત્યાં સુધી આડતીયાનું લેહેણું થતું નથી; પરંતુ વેચવાને સારૂ આડતીયાને સોંપેલો માલ સર્વે વેચાયો ન હોય, તો પણ, અથવા તેનું વેચાણ ખરેખરૂં પુર્ણ ન થયું હોય તોપણ, તે વેચેલા માલ બાબત જે પૈસા આડતીયા પાસે જમે આવ્યા હોય, તે પૈસા આડતીયો અટકાવી રાખી શકે છે.**

ટીકા—કમીશનની બાબતમાં સામાન્ય નિયમ એવો છે કે, તે કમીશન ઉપર હક્ક થતા પેહેલાં તમામ નોકરી અગર ફરજ બજાવવી જોઇએ, માટે એજંટનો માલ વેચવા શિવાયનો અધિકાર કામ સંપુર્ણ થતા પેહેલાં કલમ ૨૦૭ના ઉદાહરણમાં બતાવ્યા પ્રમાણે રદ કરવામાં આવ્યો હોય તો, તે કમીશન વિષે કાંઈ દાવો કરી શકાતો નથી, તોપણ કલમ ૨૦૫ અગર ૨૦૬ પ્રમાણે કંપનસેશન ઉપર તેનો હક્ક થઇ શકે છે.

આ કલમના પાછલા ભાગમાં જે ઠરાવ છે તે ઉપરથી કલમ ૨૧૭ અને ૨૨૧ ના ખુલાસા તરીકે તે દાખલ કરવામાં આવેલો છે, એમ જણાય છે. એજંટનો અધિકાર જ્યારે રદ કરવામાં આવે તે વખતે તેને સોંપેલા માલ પૈકી કેટલોક તેણે વેચેલો હોય તો, તેને તે કમીશન લેવાનો હક્ક છે, માટે તે પોતાના હક્કનો તે ઉપર અમલ કરી શકે છે. જો તમામ વેચાણ અધુરૂં હોય તો તેનો કાંઈ કમીશન લેવાનો હક્ક નથી. પરંતુ કલમ ૨૨૧ પ્રમાણે માલ ઉપર તેનો હક્ક સબંધ રેહેછે. (કનીંગહામ સાહેબની ટીકા પાનું ૪૧૦)

## કલમ ૨૨૦ મી.

જે કામમાં આડતીયાએ ગેરવર્તણુંક કરી હોય તે બાબત તેને મેહેનતાણું મળવાનો હક્ક નથી.

**૨૨૦. જે આડતીયાએ આડતના કામમાં ગેરવર્તણુંક કરી હોય તે આડતીયાને કામ મજકુરનો જે ભાગ તેણે ગેરરીતે ચલાવ્યો હોય, તે બદલ કાંઈ મેહેનતાણું મળવાનો તેનો હક્ક નથી.**

### દૃષ્ટાંતો.

(अ.) क પાસેથી એક લાખ રૂપિયા વસુલ કરવા સારૂ અને તે સારા તારણ ઉપર વ્યાજે આપવા સારૂ अ, बને નીમે છે. ब સદરહુ એક લાખ રૂપિયા વસુલ કરે છે અને નેવું હજાર રૂપિયા સારા તારણ ઉપર વ્યાજે

આપે છે; પરંતુ દસ હજાર રૂપિયા એવા તારણ ઉપર આપે છે કે તે તારણ ખરાબ છે એવું તેણે જાણવું જોઇતું હતું. એથી કરીને बના બે હજાર રૂપિયા બુડે છે. ब ને સદરહુ એક લાખ રૂપિયા વસુલ કરવા બાબત તથા નેવું હજાર રૂપિયા વ્યાજે મુકયા બાબત મેહેનતાણું મળવાનો તેનો હક્ક છે, પરંતુ સદરહુ દસ હજાર રૂપિયા વ્યાજે મુકવા બાબત તેને કાંઈ મેહેનતાણું મળવાનો હક્ક નથી, અને સદરહુ બે હજાર રૂપિયા તેણે अने ભરી આપવા જોઇએ.

(ब.) क પાસેથી હજાર રૂપિયા વસુલ કરવાને अ, ब ને નીમે છે. ब ની ગેરવર્તણુંકને લીધે તે પૈસા વસુલ થતા નથી. ब એ કરેલા કામ બાબત તેને કાંઈ મેહેનતાણું મળવાનો હક્ક નથી, અને તેણે ટોટો ભરી આપવો જોઇએ.

**ટીકા**—આડતીયાને જે મેહેનતાણું મળવાનો હક્ક થાય છે, તેમાંથી તે કયારે બાતલ થાય છે, તે આ કલમના ઠરાવથી જણાય છે, એટલે કે જો કે તે આડતનું કામ જેટલું ખોટી રીતે ચલાવ્યું હોય તેટલા કામના મેહેનતાણાનો તે હક્કદાર નથી.

## કલમ ૨૨૧ મી.

*મુખ્યના માલ ઉપર તથા કાગળ પત્રો ઉપર આડતીયાનું લીઅન.*

૨૨૧. આડતીયાની પાસે મુખ્યનો માલ, કાગળપત્ર, તથા બીજી જંગમ અથવા સ્થાવર મિલકત આવી હોય, તે સર્વે બાબતની દસ્તુરી બદલ તથા ખર્ચ બદલ તથા મેહેનત બદલ જે રકમ આડતીયાની લેહેણી હોય, તે તેને મળે ત્યાં સુધી અથવા તેનો તેને હિસાબ મળે ત્યાં સુધી, જો બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, સદરહુ માલ તથા કાગળપત્ર તથા બીજી જંગમ અથવા સ્થાવર મિલકત અટકાવી રાખવાનો આડતીયાનો હક્ક છે.

**ટીકા**—મુખ્યને માટે આડતીયાને જે નાણાં મળ્યાં હોય, તેમાંથી જે પૈસા તેને દેવા હોય તેને માટે પૈસા રાખવાને આડતીયાને આ કલમથી ટેકો મળે છે. તે પ્રમાણે તેના પૈસા જે દેવા હોય તેને માટે મુખ્યની મીલકત જે તેના કબજામાં આવી હોય તે મીલકત ઉપર આડતીયાનો આ કલમથી લીયન રેહે છે.

વીલીયમ્સ વિ. મીલીંગટન (હેનરી બ્લાકસ્ટન રી. વા. ૧ પાનું. ૮૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એક હરાજી કરનારના કબજામાં માલ હોય તો, તે માલ ઉપર તે વેચાણ કરવાના ખર્ચ અને પોતાની આરત ઈયાને કમીશન બાબત તે હરાજી કરનારનો હક્ક સબંધ છે.

આ કલમમાં ખાસ હક્ક સબંધ ઉત્પન્ન કરવામાં આવ્યો છે, પણ તે શિવાય આ આકટની કલમ ૧૭૦ અને ૧૭૧ મીમાં આવા હક્ક સબંધનો જોઇતો ઠરાવ કરવામાં આવ્યો છે, તે જોવાથી ખાત્રી થશે.

## મુખ્યનો આડતીયા જોડે શો ધર્મ છે.

### કલમ ૨૨૨ મી.

આડતીયાયે ક- રેલા કાયદેસર કૃત્ય ના પરિણામમાં તેને ટોટો થાય નહીં, એ વો બંદોબસ્ત મુખ્યે કરવો જોઈએ.

૨૨૨. આડતીયાને આપેલા અખત્યાર મુજબ તેણે અ-મલ કરતાં જે કાયદેસર કૃત્યો તેણે કરયાં હોય, તે સર્વેના પરીણામમાં આડતીયાને ટોટો આવે તે ભરી આપવો એ આડતીયા મજકૂરને નીમનાર સખસની ફરજ છે.

### દૃષ્ટાંતો.

(अ.) ब સિંગાપુર મધ્યે છે. અને अ કલકત્તામાં રેહે છે. કાંઈ માલ क ને સ્વાધીન કરવાનો अના હુકમ ઉપરથી ब, क જોડે કરાર કરે છે, ब ને જે માલ સ્વાધીન કરવાનો છે તે अ મોકલતો નથી, અને કરાર તોડ્યા બાબત क, ब ઉપર દાવો લાવે છે. ब, अ ને સદરહુ દાવાની ખબર આપે છે, અને તે દાવાનો જવાબ આપવાનો अ, ब ને અખત્યાર આપે છે. ब દાવાનો જવાબ આપે છે, પણ ब ને નુકશાન તથા ખર્ચ ભરી આપવો પડ્યો અને બીજો ખર્ચ પણ કરવો પડયો. ब એ ભરી આપેલા નુક-શાન તથા ખર્ચ બાબત अ, ब ને જવાબદાર છે.

(ब.) ब કલકત્તા મધ્યે દલાલ છે, અને अ ત્યાંનોજ વેહેપારી છે. अ ના હુકમ ઉપરથી अ ને સારૂ ૧૦ પીપ તેલ વેચાણ લેવાનો ब, क જોડે કરાર કરે છે. પછાડીથી अ તે તેલ લેતો નથી, અને क, ब ઉપર દાવો લાવે છે. ब તે વિશે अ ને જણાવે છે, પણ अ તે કરાર બીલકુલ નાકબુલ કરે છે. ब દાવાનો જવાબ આપે છે, પણ તે હારે છે, અને નુકશાન તથા ખર્ચ ભરી આપવાં પડે છે, અને પોતાને ખર્ચ પણ કરવો પડે છે. ब એ ભરી આપેલા નુકશાન તથા ખર્ચ તથા તેણે કરેલા ખર્ચ બદલ अ, ब ને જવાબદાર છે.

**ટીકા**—આ કલમ પ્રમાણે જામીનનો પોતાના મુખ્ય દેણદાર ઉપર જેવો કલમ ૧૪૫ પ્રમાણે હક્ક હોય છે, તેવોજ હક્ક આડતીયાને પોતાને રાખનાર વિરૂદ્ધ મળે છે. એજંટ કાંતો ત્રાહીત સખસ સાથે કરાર કરીને પોતે જાતે જવાબદાર થયો હોય અથવા તે ત્રાહીત સખસની વિરૂદ્ધ તેણે કાંઈ અપકૃત્ય કર્યું હોય, તેથી કાંઈ નુકશાન થાય તેવાં તે કૃત્યો કરે. આગલી બાબતનો આધાર જે અધિકારથી તેણે તે કામ કરેલું તે અધિ-કારના ઠરાવ ઉપર છે. માટે કલમ ૧૨૫ મીમાં બતાવેલા નિયમો પ્રમાણે તેણે નાણાં વસુલ કરવાનાં છે. પાછલી બાબતમાં તેના ભરીઆપવાના હક્કની વાખ્યાં નીચેની બે ક-લમોમાં કરેલી છે.

## કલમ ૨૨૩ મી.

આડતીયાએ શુદ્ધ બુદ્ધિથી જે કૃત્ય કર્યું હોય તેના પરિણામમાં તેને નુકશાન થાય તે મુખ્યે ભરી આપવું જોઇએ.

૨૨૩. જો એક સખસ કાંઇ એક કૃત્ય કરવાને સારૂ બીજા સખસને નીમે, અને તે આડતીયો તે કૃત્ય શુદ્ધબુદ્ધિથી કરે તો, તે કૃત્યના પરિણામમાં આડતીયાને ટોટો થાય તે ભરી આપવાની જવાબદારી સદરહુ નીમનાર સખસ ઉપર છે, પછી તે કૃત્યથી ત્રીજા સખસોના હક્કને નુકશાન પોહોંચતું હોય તો, ચિંતા નહીં.

### દૃષ્ટાંતો.

(अ.) अ નું હુકમનામું થયું. अ ને ब ના માલપર ટાંચ આણવાનો હક્ક તેનો છે. તે કાંઇ માલ ब નો છે, એવું કોર્ટના અમલદારને કહીને તેની પાસેથી તે માલની જપ્તી કરાવે છે. કોર્ટનો અમલદાર માલ જપ્ત કરે છે, અને તેથી માલનો ખરો માલીક क તેના પર દાવો આણે છે. ત્યારે अ નો હુકમ માન્યાથી જે રકમ કોર્ટના અમલદારને क ને આપવી પડે, તે તેને ભરી આપવાને अ પાત્ર છે.

(ब.) જે માલ अ ના કબજામાં છે, પણ જે વેચવાનો હક્ક अ ને નથી, તેવો માલ ब, अ ના કેહેવા ઉપરથી વેચે છે. अ ને હક્ક નથી એ વાત ब ને માલમ નથી, અને તેથી વેચાણના આવેલા પૈસા તે अ ને સ્વાધીન કરે છે. પછાડીથી તે માલનો ખરો માલીક क, ब ઉપર દાવો લાવે છે, અને માલની કિંમત તથા ખર્ચ ब પાસેથી વસુલ કરે છે. જે રકમ ब એ क ને આપી તે તથા જે ખર્ચ ब ને પોતાને કરવો પડયો, તે ટોટો ब ને ભરી આપવાને अ પાત્ર છે.

**ટીકા**—મેરીવેધર વિ. નીકસન (૨ સ્મીથ્સ, એલ. શી. પાનું ૫૨૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જો કે જે કામ કરવાને એજંટ નીમવામાં આવ્યો હોય, તે કામ કપટ ભરેલું અગર બીજાની મીલકતને નુકશાન થાય તેવું હોય અગર ગર્ભીત તેવું થતું હોય તો, તેનો કલમ ૨૩ મીમાં સમાસ થઇ શકે છે, તોપણ જો તે એજંટે તે કામ શુદ્ધ બુદ્ધિથી કરયું હોય, એટલે કે જે હકીકતોથી તે કૃત્ય ગેરકાયદેસર થતું હોય, અને હકીકતના અજાણપણામાં તે કૃત્ય કરયું હોય તો, પછી તે કૃત્યનું રૂપ તેવું હોવાથી એજંટને જે નુકશાન ભરી લેવાનો હક્ક છે, તેને હરકત થતી નથી.

## કલમ ૨૨૪ મી.

કોઈ ગુન્હાનું કૃત્ય કરવા સારૂ આડતીયો નીમ્યો હોય તો, તે પ્રસંગે નીમનાર સખસ નુકશાનનો જવાબદાર નથી.

૨૨૪. જે કૃત્ય કરવું ગુન્હાનું કામ છે, એવું કૃત્ય કરવાને સારૂ જો એક સખસ બીજા સખસને નીમે તો, તે કૃત્યના પરીણામમાં આડતીયાને નુકશાન થાય તે તેને ભરી આપવાને નીમનાર સખસ પાત્ર નથી, પછી તેવું નુકશાન ભરી આપવા વિશે સ્પષ્ટ કિંવા ગર્ભીત વચન આપવામાં આવ્યું હોય તો, તેની ચિંતા નહીં.

## દૃષ્ટાંત.

**(अ.) क ને મારવાને સારૂ अ, ब ને નીમે છે. અને તેથી કરીને જે પરિણામ થાય તેનો જવાબ દેવાનું ब સાથે अ કબુલ કરે છે. તે ઉપરથી ब क ને મારે છે અને તેથી તે મારવા બદલ क ને નુકશાન આપવાની ब ને ફરજ પડે છે. એ નુકશાન ब ને ભરી આપવાને अ પાત્ર નથી.**

**(ब.) ब એક વર્ત્તમાન પત્રનો માલિક છે તે, अ ના કહ્યા ઉપરથી પોતાના વર્ત્તમાન પત્રમાં આબરૂ લેવાનો કાંઈ મજકુર क વિરૂદ્ધ છાપે છે, અને તે છાપ્યાથી જે પરિણામો થાય તેનો તથા તે સબંધે દાવો થયાથી ब ને જે કાંઈ ખર્ચ તથા નુકશાન થાય તેનો જવાબ દેવાનું अ કબુલ કરે છે. ब ઉપર क દાવો કરે છે, અને નુકશાન ભરી આપવાની ब ને જરૂર પડે છે, તથા તેને પોતાને પણ ખર્ચ થાય છે. अ એ જે હામી આપી હતી તે ઉપરથી તે ब ને જવાબદાર નથી.**

**ટીકા**—જે કૃત્ય કરવા આડતીયાને નીમ્યો હોય તે કૃત્ય ગુન્હો થયો હોય તો, આડતીયાને ભરી આપવાનું મુખ્ય તરફનું વચન બેશક ગેરકાયદેસર છે, અને એટલા માટે નીરર્થક છે, પણ જે કૃત્ય કરવામાં આવેલું હોય તે જો દેખીતું કાયદા વિરૂદ્ધ ના હોય અને તે બીજાના હુકમ પ્રમાણે પ્રમાણીકપણાથી તથા શુદ્ધ અંતઃકરણથી કરવામાં આવેલું હોય, અને તેથી ત્રીજા સખસના હક્કને હરકત થએલી હોય તો, જે બીજા સખસના હુકમ પ્રમાણે તે કરવામાં આવેલું હોય, તે બીજો સખસ તે વિશેનું નુકશાન એજન્ટને ભરી આપવાને બંધાએલો છે, એવું ડગડેલ વિ. લવરીંગ (લા. રી. ૧૦ શી. પી. ૧૯૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

## કલમ ૨૨૫ મી.

*મુખ્યની ગફલતને લીધે આડતીયાને હાની થાય તો, તે બાબત નુકશાનનો બદલો ભરીઆપવાવિશે.*

**૨૨૫. મુખ્યની ગફલતથી અથવા તેનામાં કુશળતા નહીં હોવાથી આડતીયાને જે કાંઇ હાનિ થાય, તે સંબંધે નુકશાનનો બદલો મુખ્યે પોતાના આડતીયાને ભરી આપવો જોઇએ.**

## દૃષ્ટાંત.

**अ, ब ને એક ઘર બાંધવાના કામમાં કડીયાને કામે રાખે છે, અને अ પોતેજ પાલક બાંધે છે. પાલક કુશળતાથી બાંધી નહી, તેથી ब ને વાગે છે. अ એ ब ને નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.**

**ટીકા**—ટફ વિ. વારમન (૨૭. લા. જરનલ. શી. પી. ૩૨૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જો પ્રતીવાદી એમ બતાવે કે મારી કસુરથી થતો પરીણામ વાદી વ્યાજબી રીતના ઈલાજથી દુર રાખી શકતો હતો તો, વાદીનો તે કસુરના કારણસર નુકશાન લેવાનો હક્ક નથી, તેમ જે બાબતમાં એજંટ નીમવામાં આવેલો હોય તે બાબતમાં

સ્વભાવિક રીતે જોખમ હોય તો, પછી મુખ્ય તે બાબત જવાબદાર થતો નથી, કારણ કે એજંટે તે જોખમ બાબત પેહેલાંથીજ જાણેલું હોય છે, અગર પેહેલાંથીજ જાણવું જોઈએ, એવું મોર્ગન વિ. વેલ ઓફ નીથ રેલવે કંપની (લા. રી. ૧ કયુ. બી. ૧૪૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

---

## ત્રીજા સખસો સાથે કેરેલા કરારો ઉપર આડતની અસર.

### કલમ ૨૨૬ મી.

આડતીયાએ કરેલા કરારોને અમલમાં આણવા બાબત તથા તેના પરિણામ બાબત.

૨૨૬. જે કરારો આડતીયાની મારફત કરવામાં આવ્યા હોય તે કરારોને, તથા જે ફરજો આડતીયાએ કીધેલા કૃત્યો ઉપરથી ઉત્પન્ન થઇ હોય, તે ફરજો, કરારો તથા કૃત્યો મજકુર મુખ્યે પોતે જાતે કર્યાં હોય, તેજ પ્રમાણે અમલમાં આણી શકાય છે, તથા તેઓના પરિણામ કાયદા પ્રમાણે તેવાજ થાય છે, એમ સમજવું.

### દૃષ્ટાંતો.

(अ.) अ, ब પાસેથી માલ વેચાણ લે છે. ब તે માલ વેચવા માટે આડતીયો છે, એવું अ ને માલમ છે, પણ તેનો મુખ્ય કોણ છે એ તેને માલમ નથી. માલની કિંમત अ પાસેથી માગવાનો હક्क ब ના મુખ્યનો છે, અને મુખ્ય अ ઉપર કિંમત બાબત દાવો માંડે તો, ब પાસેથી પોતાનું કર્જ લેહેણું છે, તે એ કિંમતમાંથી મુજરે લેવાનું अ કેહે તો, તે ચાલશે નહીં.

(ब.) अ, ब નો આડતીયો છે, અને ब ના તરફથી પૈસા લેવાનો તેને અખિકાર છે. ब ને આપવાની રકમ क એ લાવી આપી તે अ એ લીધી. સદરહુ રકમ ब ને આપવાની જવાબદારી क ઉપર હતી, તે જવાબદારીમાંથી તે મોકળો થયો એમ સમજવું.

ટીકા—જે સખસ એજંટ તરીકે કરાર કરે છે, તે એજંટ તે કરાર કરવાને ફક્ત સાધન તરીકે છે. માટે તે કરારની રૂઇએ તે એજંટને દાવો કરવાનો હક्क મળતો નથી. સબબ સ્ટોરી આન એજન્સીના ગ્રંથની કલમ ૩૯૧ માં કહેલું છે કે, જ્યારે એકાદો મેહેતો, દુકાનદાર અગર બીજો નોકર પોતાના મુખ્યની તરફથી માલ વેચે તો, તે માલની કીમત લેવાને તે મેહેતો, દુકાનદાર અગર બીજો નોકર દાવો કરી શકતો નથી. (વુલીઅમ વિ. સીલીંગ (હેનરી બ્લાકસ્ટન વા. ૧ પાનું. ૮૧), પરંતુ આપણા હિંદુસ્થાનના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા) ની કલમ પ્રમાણે જ્યારે મુખ્ય કોર્ટની હકુમતની અંદર ના હોય, ત્યારે તે માલના ધંધાની બાબતમાં કામ કરનાર એજંટ તે મુખ્યની તરફથી દાવો ચલાવી શકે છે. તોપણ ડેપરમેન વિ. હબરસ્ટી (૧૭ કયુ. બી. પાનું. ૭૭૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એક એજંટ

બીજા એજંટ ઊપર દાવો કરે તો, તે દાવો નીષ્ફળ થવો જોઇએજ, કારણ કે તે બેઊની વચમાં કાંઇ કરાર થએલો નથી હતો. તેમ દ્રષ્ટાંત (अ) માં બતાવ્યા પ્રમાણે બીજી બાજુ તરફ જ્યારે એકાદો સખસ બીજો સખસ એજંટ સમજી તેની સાથે વ્યવહાર કરતો હોય તો, તેણે તેના મુખ્ય સાથે વ્યવહાર રાખવો જોઈએ, માટે જે હક્ક તે એજંટ વિરૂદ્ધ તે સખસનો હોય તે, તેના મુખ્યના વિરૂદ્ધ સામા દાવામાં બતાવી શકતો નથી.

अ, ब, क અને ड છે તે इ મોજામાં ૨ એકર ૧૩ ગુંઠાના માલેકો છે, અને फ મોજામાં પણ ૨ એકર ૧૩ ગુંઠાના માલેકો છે. આ બેઊ મોજા ભાગલપુર જીલ્લામાં છે. તા. ૧૯ સપ્ટેંબર સન ૧૮૭૨ ના રોજ अ એ इ મોજામાંનો એક આનો અને ૪ પાઈ ભાગ ह ને ગીરો આપ્યો. તા. ૨૦ સપ્ટંબર સન ૧૮૭૨ ના રોજ अ, ब, क, અને ड એ પોતાના હિસ્સા इ અને फ માં હતા, તે તીરહુત પ્રગણામાંની મીલકત સાથે વાદીને ગીરો આપ્યા. તા. ૨૪ માર્ચ સન ૧૮૭૩ ના રોજ अ એ પોતાનો इ અને फ માં જે હિસ્સો હતો, તે ज ને ગીરો આપ્યો. તા. ૧૩ નવેંબર સન ૧૮૭૨ ના રોજ अ અને ब એ પોતાના इ માંના હિસ્સા क ને ગીરો આપ્યા. તા. ૨૫ માર્ચ સન ૧૮૭૪ ના રોજ ज એ પોતાની ગીરોની રૂઈએ દાવો કરી હુકમનામું મેળવ્યું; અને તા. ૫ જાન્યુએરી સન ૧૮૭૫ ના રોજ अ અને ब નો હક્ક ल એ ખરીદ કરયો. તા. ૧૭ એપ્રીલ સન ૧૮૭૪ ના રોજ म કે જેને પેહેલું ગીરો આપવામાં આવેલું, તેણે હુકમનામું મેળવી ગીરોવાળી મીલકત જપ્ત કરાવી. તેમાં ल એ એવી હરકત લીધી કે अ નો હક્ક સબંધ હું ખરીદ કરી ચુકયોછું. આ હરકત મંજુર રાખવાથી म એ આના તે મીલકત ઊપર પ્રથમ હક્ક છે, એવું ઠરાવવાને દાવો કરયો, અને તા. ૯ અગષ્ટ સન ૧૮૭૬ ના રોજ તેમાં તેણે હુકમનામું મેળવ્યું. આ હુકમનામાની બજાવણીમાં જે મીલકત પેહેલી ગીરો આપવામાં આવેલી, તે તા. ૪ માર્ચ સન ૧૮૭૮ ના રોજ વેચવામાં આવી. તેથી તે ગીરો પતતાં રૂ. ૭૬૬૪,) વધારાના રહ્યા. પેહેલો દાવો દાખલ થયા પછી, પણ ल એ ખરીદ કરતા પેહેલાં વાદીએ પોતાના ગીરોની રૂઈએ તીરહુત કોર્ટમાં ભાગલપોર જીલ્લાની અંદરની મીલકત સુધાંતનો દાવો કરવાને પરવાનગી મેળવ્યા વિના દાવો કરયો. તા. ૧૭ જુલાઈ સન ૧૮૭૪ ના રોજ क એ પોતાના ગીરોની રૂઈએ હુકમનામું મેળવ્યું. તેથી अ અને ब ના इ માં જે હિસ્સા હતા તે વેચવામાં આવ્યા. ને न એ તા. ૩ સપ્ટેંબર સન ૧૮૭૭ ના રોજ ખરીદ કરયા. વાદીએ પોતાનું હુકમનામું ભાગલપોર કોર્ટમાં બજાવવાને મોકલાવ્યું, અને સદરહુ વેચાણની ઊપજમાંથી વધેલી રકમ તથા इ માંહેનો ૧ એકર ૯ ગુંઠાનો હિસ્સો જપ્ત કરાવ્યો. આ જપ્તી ल ની હરકત ઊપરથી ખેંચી લેવામાં આવી, અને તે ल એ તે વધારાની રકમ લીધી. न એ જે હિસ્સો ખરીદ કરેલો હતો તે ઊપરથી પણ જપ્તી ખશેડવામાં આવી. હવે વાદીએ ल, न, અને ગીરો આપનારાઓ ઊપર એવો હક્ક ઠરાવવા દાવો કરયો કે, મારૂં તા. ૧૭ જુલાઈ સન ૧૮૭૪ ના રોજનું હુકમનામું છે, તેથી इ મોજેની મીલકતને અસર થાય છે, તથા લીલામમાં ઊપજેલી રકમનો વધારો ल પાસે છે, તેમાંથી મારે હુકમનામું વસુલ કરવાનો પ્રથમ હક્ક છે, અને જેટલે દરજ્જે કેહેવામાં આવેલું છે, તેટલે દરજ્જે જો તે હુકમનામું બળવાન ના

હોય તો, ફ્ મયેની મીલકત ઊપર મારો પ્રથમ હક્ક છે. પ્રતીવાદીઓ તરફથી એવી તકરાર કરવામાં આવી કે ભાગલપોરની મીલકત સબંધીમાં તીરહુત કોર્ટને હકુમત નથી, અને આ દાવામાં જુદા જુદા પ્રકારની માગણી છે, માટે તે બરોબર નથી, અને અમુક સખસો વાદીના સહહિસ્સેદારો છે, માટે તેમને પક્ષકારમાં દાખલ કરવા જોઈએ, અને દાવાનું કારણ જુદું પાડવામાં આવ્યું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તીરહુત કોર્ટને ભાગલપોરની મીલકત સબંધી હકુમત નથી, અને દાવામાં જુદી જુદી માગણી કરવામાં આવી છે, તેથી કાંઈ ખોટું થયું નથી, અને વાદીના સહહિસ્સેદારોને પક્ષકાર કરવાની જરૂર નથી, કારણ કે વાદીને પોતાની તરફથી તથા કુટુંબના બીજા અંગભૂતો જેમ પ્રસિદ્ધ થયા વિનાના મુખ્ય હોય, તેમ તેમની તરફથી કરાર કરેલો છે, એમ માનવું જોઈએ. બંગસીસીંગ વિ. સુદીસ્તલાલ (ઈ. લા. રી. ક. વા. ૭ પાનું. ૭૩૯)

## કલમ ૨૨૭ મી.

જે આડતીયો પોતાના અધિકારની બાહાર કામ કરે તો, મુખ્યને ક્યાં સુધી જવાબદાર સમજવો.

૨૨૭. જ્યારે આડતીયાને જેટલું કરવાનો અખત્યાર હોય તે કરતાં તે વધારે કરે, અને જ્યારે તેણે જે કર્યું હોય તેનો જે ભાગ તેના અખત્યારમાં હોય તે ભાગ તેના અખત્યાર બાહાર જે ભાગ હોય, તે ભાગથી નિરાળો પાડી શકાતો હોય, ત્યારે જેટલો ભાગ તેના અખત્યારમાં હોય તેટલોજ ભાગ આડતીયો તથા તેનો મુખ્ય એ બેઉને સંબંધે, ફરજ ઉત્પન્ન કર્તા થાય છે.

### દૃષ્ટાંત.

અ, એક વાંહાણનો તથા તેમાં ભરેલા માલનો માલિક છે, તે વાંહાણને ચાર હજાર રૂપિયાનો વીમો ઉતરાવવાનો અધિકાર બને આપે છે. બ વાંહાણનો ચાર હજાર રૂપિયાનો વીમો ઉતરાવે છે. ને તેના ઉપરના માલનો પણ વીમો તેટલીજ રકમનો ઉતરાવે છે. વાંહાણ ઉપરના વીમાનું લવાજમ અ એ આપવું એ તેની ફરજ છે, પરંતુ માલ વીમાનું લવાજમ આપવાની જરૂર નથી.

**ટીકા**—લાર્ડ કોકસાહેબે સામાન્ય નિયમ એવો ઠરાવ્યો છે કે, હુકમ અગર અખત્યાર કરતાં જ્યારે એકાદો માણસ કાંઈ કામ ઓછું કરે તો, તે ફૂલ રદ બાતલ છે, એ બરોબર સાચી બાત છે. અને જ્યારે તેના અખત્યાર કરતાં તે વધારે કરે ત્યારે પણ જેટલું તેને કરવાનું તેને માટે તે બરોબર છે, અને બાકીનું રદ બાતલ છે, તોપણ આ બેઉ નિયમોના અપવાદો અને મર્યાદા છે. લાર્ડ કોકસાહેબનો સદરહુ પાછલો નિયમ આ કલમમાં ઠરાવવામાં આવ્યો હોય, એમ જણાય છે, તેજ નિયમ દેખીતી રીતે એકાદા સખસને જે કામ કરવા સારૂ રાખેલો હોય, તે કામ કરતાં ઓછું કામ કરે તેને લાગુ થાય છે. પણ તે તમામ કામનો અમલ કરવામાંથી થોડું કરેલું કામ જુદું પાડી શકાતું હોય, અને તે થોડા કરેલા કામથી મુખ્યને વાસ્તવિક ફાયદો થયો હોય તો, તે મુખ્યને બંધનકારક થાય છે (કનીંગસાહેબની ટીકાનું પાનું ૪૬૭)

## કલમ ૨૨૮ મી.

આડતીયાએ જે પોતાના અખત્યાર બહાર કર્યું હોય, તે જો જુદું ન પડાય તો, મુખ્યજવાબદારનથી.

૨૨૮. જ્યારે આડતીયાને જેટલું કરવાનો અખત્યાર હોય તે કરતાં તે જાસ્તી કરે, અને તે જે પોતાના અખત્યારની બાહાર કરે તે જે વાત અખત્યાર અંદરની હોય તેનાથી નિરાળું કરી ન શકાતું હોય, ત્યારે તે કાર્ય કબુલ રાખવાની મુખ્યને ફરજ નથી.

### દૃષ્ટાંત.

**અ, પોતાને સારૂ ૫૦૦ ઘેટાં વેચાણ લેવાનો અખત્યાર બ ને આપે છે. બ ૫૦૦ ઘેટાં વેચાણ લે છે, અને તેની સાથે ૨૦૦ ઘેટાનાં બચ્ચાં પણ વેચાતાં લે છે, અને બેઉની સામટી કિંમત રૂપિયા ૬૦૦૦ આપે છે, એ તમામ કાર્ય નાકબુલ કરવાને અ મુખત્યાર છે.**

ટીકા—જો આડતીયો તેને આપેલી સમજુતી ઉપરાંત એવી રીતે કામ કરે કે, જે કામ કરવાને તેને અખત્યાર મળ્યો હોય તેનાથી જુદું પાડી શકાય તેમ હોય નહી, તેના કૃત્યથી તેનો મુખ્ય બંધનકારક થતો નથી. જો આડતીયો તેને આપેલી સમજુતીથી તદન જુદું કામ કરે તો મુખ્ય બંધનકારક થતો નથી, દાખલો કે કોઈ નોટનાં નાણાં છ મહીનામાં આપવાં, એવી નોટ ઉપર સહી કરવાને આડતીયાને અખત્યાર મળ્યો હોય, અને જો તે એવી એક નોટ ઉપર સહી કરી આપે કે, જેનાં નાણાં ૬૦ દીવસમાં આપવાં, અગર જો તેને એવો અધિકાર મળ્યો હોય કે કોઈ રૂ સ્વાધીન કરવાને કોઈ અમુક મહીનાની આખરે તે આપવું, એવો અધિકાર તેને મળ્યો હોય, અને તે મહીનાની મધ્યમાં તે રૂ સ્વાધીન કરવાની કબુલાત આપે તો, તેનો શેઠ તેથી બંધાતો નથી.

કોઈ કરાર નામંજુર કરતી વખતે તે નામંજુર કરવાને જે તકરાર મુખ્યે બતાવી હોય, તે પાયા વગરની હોય, તોપણ પાછળથી બીજી કાયદેસર તકરારોનો લાભ લેવા તે અટકાવેલ નથી. કોઇ દલાલને જે હુકમ આપવામાં આવેલો હોય તેથી દલાલ જુદો ચાલી શકે, એવો રીવાજ હોય તો, તે ગેરવ્યાજબી છે. માટે કાયદાની કોર્ટો તે રીવાજ અમલમાં અણાવશે નહી. અર્લાપા નાયક વિ. નરસી કેશવજી અને કંપની (મુ. હા. રી. વા. ૮ પાનું ૧૯).

## કલમ ૨૨૯ મી.

આડતીયાને ખબર આપ્યાનું પરિણામ.

૨૨૯. જ્યારે આડતીયાને કાંઈ ખબર આપવામાં આવી હોય, અથવા તેને કાંઈ માહિતી મળી હોય, ત્યારે જો મુખ્યને સારૂ તે આડતીયો જે કામ ચલાવતો હોય તે કામની દરમ્યાનમાં ખબર મજકુર આપવામાં આવી હોય અથવા માહિતી મજકુર મળી હોય તો, કાયદા પ્રમાણે તેનું પરિણામ, ખબર મજકુર મુખ્યને આપવામાં આવી હોય અથવા માહિતી મજકુર મુખ્યને મળી હોય તો, તેજ

પ્રમાણે મુખ્ય તથા ત્રીજા સખસોને સંબધે થાય છે, એમ સમજવું.

## દૃષ્ટાંતો.

(अ.) કોઈ માલ દેખાઇતો क નો છે તે क પાસેથી વેચાણ લેવાને સારૂ ब એ अ ને નીમ્યો છે, અને अ તે પ્રમાણે માલ મજકુર વેચાણ લે છે. વેચાણની ભાંજગડ ચાલે છે તેના દરમ્યાનમાં अ ના જાણ્યામાં આવે છે કે માલનો ખરો માલિક ड છે. પરંતુ ब ને તે વાત માલમ નથી. क પાસેથી ब નું કાંઈ કરજ લેહણું છે તે માલની કિંમતમાં મુજરે લેવાનો ब નો હક્ક નથી.

(ब.) કોઈ માલ દેખાઇતો क નો છે, તે क પાસેથી વેચાણ લેવાને સારૂ ब એ अ ને નીમ્યો છે. अ ની સદરહુ પ્રમાણે નીમનુક થઈ તેના પેહેલાં अ, क નો નોકર હતો, અને તે વખતે તેને એવું માલમ પડ્યું હતું કે માલનો ખરો માલિક ड છે, પણ તે વાત ब ને માલમ નથી. ब ના આડતીયાને એ વાતની માહિતી હતી, તોપણ क ઉપર ब નું કાંઈ લેહેણું છે, તે આ માલની કિંમતમાં મુજરે લેવાને ब મુખત્યાર છે.

**ટીકા**—ડ્રેસર વિ. નોરવુડ (૩૪ લા. જરનલ. શી. પી. પાનું. ૪૮) ના કામમાં પોલોક સી. બી. એ જે નિયમ ઠરાવેલો છે, તે એવી રીતનો છે કે જ્યારે ખરીદદારનો એજંટ માલ વેચનારના ફ્યાકટર ઈયાને દલાલનો માલ પોતાના મુખ્ય તરફથી ખરીદ કરે, અને તે એજંટને તે વખતેજ એવી ખબર હોય કે, જો કે તે માલ તે ફ્યાકટરનો કહીને વેચવામાં આવે છે, પણ ખરી રીતે તે ફ્યાકટરનો નથી, ને એજંટે તે માહેતી પોતાની મેળે મેળવેલીજ હોય, તોપણ તેના મુખ્યને પણ તેની માહેતી છે, એમ થાય છે. તેવોજ નિયમ સગડન્સ વેંડર્સ અને પરચેસર્સ પાને ૭૫૭ મે લાર્ડ સેંટ લીઓનાર્ડસનો કરેલો બતાવવામાં આવેલો છેઃ—તે એ કે, એક લેહેણદેણ પછી તરત બીજી લેણદેણ થએલી હોય, અને તે બેઊને અરસ્પરસ સબંધ હોય, અગર સોલીસીટરને બીજા કામમાં જ્યારે રાખવામાં આવ્યો ત્યારે પ્રથમનો વ્યવહાર તેમના લક્ષમાંજ હતો તો, તે સોલીસીટરને નોટીસ આપવામાં આવી, તે તેના અસીલને આપી થાય છે. ફીટઝ હરબર્ટ વિ. ચ્યાથર (ટમ. રી. વૉ. ૧ પાનું. ૧૨) ના કામમાં જસ્ટીસ આશર્ટે કહેલું છે કે, એજંટનું કૃત્ય મુખ્યને બંધન કારક થવું જોઇએ; કારણ કે જે એજંટ જાણતો હોય તે મુખ્યના જાણવામાં છે, એમ માની લેવું જોઈએ.

## કલમ ૨૩૦ મી.

આડતીયાએ મુખ્યને માટે કરેલા કરારો આડતીયો ખુદ જાતે અમલમાં

૨૩૦. બીજી રીતે કાંઈ કરાર ન હોય તો, આડતીયાએ પોતાના મુખ્યની તરફથી કરેલા કરારો આડતીયો જાતે અમલમાં લાવી શકતો નથી, અને તે કરારોની જવાબદારી પણ તેની પોતાની જાતના ઉપર નથી.

લાવી શકતો નથી, અનેતેથીતેપોતે જાતે બંધાતો પણ નથી.

જુદી રીતનો કરાર છે એમ ક્યારે અનુમાન કરવું.

**નીચે લખ્યા પ્રમાણે પ્રસંગ હોય, ત્યારે સદરહુ બીજી રીતનો કરાર થયલો છે એવું અનુમાન કરવું:—**

**(૧.) જ્યારે કોઈ દેશાંતરે રેહેનારા વેહેપારીને માટે કાંઈ માલ વેચવાનો અથવા વેચાણ લેવાનો આડતીયાએ કરાર કર્યો હોય, ત્યારે.**

**(૨.) જ્યારે આડતીયો પોતાના મુખ્યનું નામ પ્રગટ કરતો ન હોય, ત્યારે.**

**(૩.) જ્યારે મુખ્યનું નામ પ્રગટ થયું હોય પણ તેના ઉપર દાવો લાવી શકાતો નહીં હોય, ત્યારે.**

ટીકા—એજંટ મુખજુબાનીથી કાંઈ કરાર કરે તો, તે એજંટ જાતે જવાબદાર થયો છે કિંવા નહી તે હકીકત ઉપરથી સમજવાનું છે, પણ તેણે તે કરાર કરતાની દરમિયાનમાં પોતાની તરફથી જાણે હું અને મને એવા શબ્દો વાપરી વાત ચીત કરવામાં આવેલી હોય, તેથી તે જાતે કરારમાં પક્ષકાર હોય એમ બંધનમાં આવતો નથી. વીલીયમસન વિ. બાર્ટન (૩૧ લા. જરનલ. એકસચેકર પાનું. ૧૭૪, ૧૭૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે "જો કરાર લખીત હોય અને તે ઉપર એજંટે પોતાના નામથી સહી કરી હોય, અને પોતે કરાર કરયો હોય એમ તેમાં લખવામાં આવ્યું હોય તો, તે શબ્દોનો સ્વભાવિક અર્થ પોતે જાતે બંધાએલો છે, એમ થાય છે, માટે તેમ સમજવામાં આવે છે". પછી કહેલું છે કે અમુક સખસ એજંટ છે એમ બીજા પક્ષકારના જાણવામાં હોય, તથાપી તે સખસ જે કરારના શબ્દથી પોતાની જાતે બંધનકાર્ક થયો હોય તો, તે પોતે કરાર કરનાર પક્ષકાર થાય છે. પરંતુ હમફ્રે વિ. ડેલ (૨૭ લા. જરનલ ક્વી. બેંચ પાનું. ૩૯૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે "અમુક હકીકત હોય તોજ તે પ્રમાણે સહી કરનારને જવાબદાર ઠરાવવાનો રીવાજ છે. એ બાબતનો પુરાવ આપી શકાય છે, જેમકે અમુક મુદત સુધી મુખ્યનું નામ બાહેર પાડવામાં આવ્યું ના હોય. લેનાર્ડ વિ. રાબીનસન (૨૪ લા. જ. ક્વી. બેંચ. પાનું ૨૭૫) ના કામમાં એવો વિચાર કરવામાં આવ્યો છે કે, એકાદો સખસ એજંટ તરીકે અમુક સખસની તરફથી સહી કરે તો, તે કરારની રૂઈએ તે દાવો કરી શકતો નથી, તેમ તેની ઉપર દાવો ચાલી પણ શકતો નથી, તેથી વીરૂદ્ધ ટાનર વિ. ક્રીશ્ચન (૨૪ લા. જ. ક્વી. બેં. પાનું ૯૧) ના કામમાં **अ** અને **ब** ની વચમાં **क** ના એજંટ તરીકે દસ્તાવેજ કરવાનું કેહેવામાં આવ્યું હોય, તેથી **ब** જવાબદારીમાંથી છુટો થતો નથી. પરંતુ સાઉથવેલ વિ. બાઉડીચ (૧ શી. પી. ડી. પાનું ૩૭૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે વધારે સારો અભિપ્રાય અર્થ કરવાનો એવો જણાય છે કે, દરેક કરાર

તપાસવો જોઈએ, એટલું સમજવાને કે સહી કરનાર સખસે એજંટ તરીકે સહી કરી છે કે પોતાને હિસાબે સહી કરેલી છે. ગ્યાડ વિ. હાઉટન (૧ એકસચેકર. ડી. પાનું. ૩૫૭) ના કામમાં એક નોટ વેચવામાં આવેલી, તેમાં એવી રીતે કેહેવામાં આવેલું છે—"તે अ ब. ના હિસાબે તમને વેચવામાં આવી છે, વિગેરે, અને તે ઉપર પ્રતીવાદીઓએ કાંઇ વધારે નહી લખતાં સહીઓ કરેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીઓના પરરાજ્યના મુખ્યને જવાબદાર ઠરાવવા જોઇએ. અને પ્રતીવાદીઓને જવાબદાર ઠરાવવા નહી જોઇએ. મ્યાકીનન વિ. લાંગ (ઈ. લા. રી. ૭૫ મું. ૫૮૪) ના કામમાં ઠરાવવામાં આવ્યુ છે કે વાદીઓએ જો કે ચાર્ટરપાર્ટીની રૂહએ દાવો કરયો છે, તેમાં તેઓએ પોતાના નામથી એજંટ તરીકે સહીઓ કરી છે, તોપણ ઠરાવવામાં આવ્યું છે કે તે દસ્તાવેજ તમામ ધ્યાનમાં લેતાં તેઓએ પોતાને માટે કરાર કરેલો નથી, પણ એજંટ તરીકે કરેલો છે. માટે તેઓ દાવો કરી શકતા નથી. પણ હીગીન્સ વિ. સીનીયર (૮ મીશન એન્ડ વેલ્સબી પાનું ૮૪૪) ના કામમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે, કરાર જોતાં જે સખસ જવાબદાર ના હોય તે સખસ તે કરારના આધારથીજ જવાબદાર છે, એમ બતાવવાને કાંઇ હરકત થતી નથી. વીલીયમ્સ વિ. મીલીંગટન (હેનરી બ્લાકસ્ટન રી. વા. ૧ પાનું. ૮૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે હરરાજી કરનાર અગર આડતીયા જે તદન નોકર ના હોય, તેમ દુકાનવાળો પણ ના હોય, અને તેના કબજામાં માલ હોય અને તેનો તે માલ ઉપર ખર્ચ બાબતનો હક્ક સબંધ હોય તો, તે ખરીદદાર ઉપર દાવો કરી શકે છે. પણ વુલફ વિ. હોર્ન (૨ કયુ. બી. ડી. પાનું. ૩૫૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે માલ વેચવામાં આવ્યો છે, તે સ્વાધીન નહી કરયા બાબત તેના ઉપર ખરીદદારનો દાવો ચાલી શકે છે.

લ્યુકસ વિ. ડીલાકોર (માલ એન્ડ સેલવીન્સ રી. વા. ૧ પાનું. ૨૪૯) ના કામમાં કેટલાક ભાગીયામાંના એક ભાગીયાએ પોતાની તરફથી કરાર કરયો, અને તે વખતેજ તેણે કહેલું કે મારા એકલાનું તેમાં હિત છે તો, પછી તેમાં બીજા ભાગીયાનું હિત હોય, તોપણ તે બીજા ભાગીયા તે કરારની રૂહએ દાવો કરી શકતા નથી. હંબલ વિ. હન્ટર (૧૭ લા. જ. કયુ. બેંચ. પાનું ૩૫૦) ના કામમાં अ એ એક "ચાર્ટરપાર્ટી" નો કરાર લખી આપ્યો, અને તેમાં પોતાના વર્ણનમાં અમુક વાંહાણનો હું માલેક છું, એવું બતાવ્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब ખરી રીતે વાંહાણનો માલેક છે, તે બતાવવાનો પુરાવ બાતલ રાખવામાં આવ્યો છે. આવા કામોમાં કરારની રૂહએ દાવો કરવાનો હક્ક ફક્ત એજંટનોજ રેહે છે, માટે તેની રૂહએ બીજો કોઈ સખસ દાવો કરી શકતો નથી. થોમસન વિ. ડેવનપોર્ટ (૨, સ્મીથ્સ. એલ. શી. પાનું. ૩૮૬) ના કામમાં પરરાજ્યના મુખ્ય તરફથી તેના એજંટે જ્યારે કરાર કરેલો હોય, ત્યારે વેહેપારીઓની તથા તે વહેપારમાંના તમામ લોકોની હમેશાંની સમજ પ્રમાણે તે એજંટ કરાર કરનાર છે, એવું અનુમાન થાય છે, કારણ કે તે વખતે ઇંગ્રેજ સરકારના રાજ્યની અંદરના ખરીદદારને તે ધીરવામાં આવેલું છે, અને પરરાજ્યના મુખ્યને કાંઈ ધીરવામાં આવેલુ નથી. તોપણ માહની વિ. કેકયુલ (૧૪ શી. બી. પાનું. ૩૯૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, સદરહુ તો ફક્ત

કાયદા પ્રમાણેનું અનુમાન છે, માટે પરરાજ્યના સખસ સાથે સ્પષ્ટ રીતે કરાર કરવામાં આવ્યો હોય તો, એજંટ જવાબદાર રેહેતો નથી.

કલમ ૧૮૩ ના ઠરાવ પ્રમાણે જે સખસ ઉમર લાયક ના હોય અગર જેનું દીલ શાબેત ના હોય, તે બીલકુલ એજંટ નીમી શકતો નથી. માટે જે સખસો કલમ ૧૧ પ્રમાણે કરાર કરવાને બીજી રીતે નાલાયક હોય અગર જેઓ હકુમતની બાહાર હોય, તેમને આ કલમ લાગુ કરવાનો ઇરાદો હોય, એમ જણાય છે.

આ આકટમાં સરકાર તરફથી એજંટ તરીકે જેઓ કરાર કરે તેમની બાબતમાં કાંઇ ઠરાવ નથી. પણ સેક્રેટરી ઓફ સ્ટેટ વિ. કમાચીબાઈ સાહેબ (મુંબ ઈ. અ. વા. ૭ પાનું. ૪૭૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એજંટનો કરેલો કરાર તેને મળેલા અખત્યાર મુજબનો છે, એવું ખુલ્લું માલુમ ના પડે તો, સરકાર બંધાતા નથી. તે પ્રમાણે મસલીપટમના કલેકટર વિ. ક્યાવેલી વેંકટા નારાયણાપા (૮ મુંબ ઈ. અ. પાનું. ૫૫૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, કલેકટરની કબુલતથી સરકાર બંધાએલા નથી, તેમ સરકારના તાબાના નોકરોની કસુરથી સરકારના અમલદારો બંધનમાં આવતા નથી.

## કલમ ૨૩૧ મી.

આડતીયાએ કરાર કર્યો, પણ કરાર કરનાર આડતીયો છે એવું તે કરારનો બીજો પક્ષકાર ન જાણતો હોય તો, તે પક્ષકારના હક્ક બાબત.

**૨૩૧. જ્યારે કોઈ આડતીયો કોઈ સખસ સાથે કાંઈ કરાર કરે, અને તે સખસને કરાર કરનાર આડતીયો છે એ વાત માલમ નહીં હોય અથવા તેવો સંસય લાવવાને કારણ પણ ન હોય, ત્યારે તે કરાર આડતીયા મજકુરનો મુખ્ય પુરો કરાવી શકે છે; પરંતુ સદરહુ આડતીયો મુખ્ય હોવાથી તે કરારના બીજા પક્ષકારને આડતીયા મજકુર વિરૂદ્ધ જે હક્ક હોત, તેજ હક્ક સદરહુ બીજા પક્ષકારને મુખ્ય વિરૂદ્ધ છે, એમ સમજવું.**

**કરાર પુરો કરવામાં આવે તેની પેહેલાં જો મુખ્ય પોતે પ્રગટ થાય તો, કરારનો બીજો પક્ષકાર કરાર પુર્ણ કરવાની ના કહી શકે છે; પરંતુ તેણે એવું બતાવવું જોઇએ કે તે કરારમાં મુખ્ય કોણ છે, એ જો પોતાને માલમ હોત અથવા આડતીયો એ મુખ્ય નથી, એવું જો પોતાને માલમ હોત તો, પોતે તે કરાર કરત નહીં.**

**ટીકા**—કોથે વિ. ફેનલ (૧૦ બી. એન્ડ શી. પાનું. ૬૭૨) ના કામમાં એવો સામાન્ય નિયમ ઠરાવવામાં આવ્યો છે કે, જ્યારે કરાર સ્પષ્ટ રીતે કરવામાં આવેલો હોય, પછી જે સખની સાથે તે કરેલો હોય તે સખસના નામથી અગર કાયદા પ્રમાણે જેના નામથી થાય તેના નામથી કરવામાં આવ્યો હોય તો, તે કરારની રૂઇએ દાવો ચાલી શકે છે. માટે એક સખસ પોતાના નામથી માલ ખરીદ કરે, પણ તે ખરીદીમાં બીજા બે સખસોનું મજીયારે હિત હોય તો, તે તમામ સખસો તે માલ વેચનાર ઉપર દાવો ક-

રવામાં સામેલ રહી શકે છે. ટ્રેસર વિ. નોરવુડ (૩૪ લા. જરનલ શી. પી. પાનું. ૪૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એકાદો સખસ એજંટ તરીકે પોતાના પ્રસિદ્ધ નહીં કરેલા મુખ્ય તરફથી કરાર કરે તો, તે મુખ્ય સામા પક્ષકાર વિરૂદ્ધ તેં કરારનો અમલ કરી શકે છે, તે એવી શરતની સાથે કે સામા પક્ષકારનો તે એજંટ વિરૂદ્ધ જે હક્ક છે તે હક્ક તે મુખ્યના વિરૂદ્ધ કાયમ રાખી તે અમલ કરી શકે છે. માટે સામા પક્ષકારનો તેં એજંટ વિરૂદ્ધ સામો દાવો કરવાનો હક્ક હોય તો, તેં સામા પક્ષકારનો તે મુખ્ય વિરૂદ્ધ તે હક્ક રેહે છે. પરંતુ બોરીસ વિ. ઇમપીરીયલ ઓટો મેન બેંક (લા. રી. ૯ શી. પી. પાનું ૩૮) ના કામમાં એવું ઠરાવેલું છે કે પ્રતીવાદીનો તે હક્ક થવાને મુખ્ય કોણ હતો, તેથી પ્રતીવાદી અજાણ્યો હોવો જોઇએ. હબલ વિ. હંટર (૧૭ લાં. જ. ક્વી. બે. પાનું ૩૫૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે કરાર પુરો થતા પેહેલાં જે પક્ષકાર કરાર કરવામાં એમ સમજતો હતો કે હું મુખ્યની સાથે કરાર કરૂંછું એવું ધારવામાં આવેલું હોય, પણ ખરી રીતે તેણે મુનીમની સાથે કરાર કરયો હોય તો, અમુક હકીકતના કારણથી તે સખસ તે કરાર રદ કરી શકે છે. ખરી રીતે તો તેની ભુલ થએલી પણ તે ભુલ મુદ્દાની ના હોય તો, તેથી કરાર રદ કરી શકતો નથી, તોપણ જો તે એમ બતાવી શકે કે હું એજંટની સાથે અગર અમુક સખસ જે મુખ્ય હાલ જણાય છે તેની સાથે કરાર કરત નહી તો, તે કરારનો અમલ કરવાની ના પાડવાને તે મુખત્યાર છે. હિસાબના કામમાંજ એકાદા પક્ષકારને આવો અમલ કરવાની ના પાડવા લાગ મળે એવું થાય તેવું છે, માટે તેવા કામનો વિચાર કોરાણે રાખતાં તેવું બીજું કામ જ્યાં એવું હોય કે, જે સખસની જાતીકી લાયકાઇ અગર વર્તણુંકથી સામો પક્ષકાર કરાર કરવાને લલચાય તે છે. રોબસન વિ. ડ્રમંડ (૨ બીંગહામ્સ એન્ડ આડોલફ્સ રી. પાનું ૩૦૩)

આ કલમની ૧ લી રકમના પેહેલા ભાગથી એજંટે કરેલી કસુરનો અમલ કરાવવાને મુખ્યને સામાન્ય રીતે અખત્યાર આપવામાં આવેલો છે, તેનો કલમ ૨૩૨ મીનો ઠરાવ, વિશેશ ઠરાવ છે, એમ વાંચવી જોઈએ. કલમ ૨૩૨ મી ના ઠરાવથી તે સામાન્ય અખત્યારને એજંટ અને બીજા કરાર કરનાર સખસની વચમાં જે હક્ક અને બંધન હોય, તેને પાત્ર ઠરાવવામાં આવ્યો છે. કલમ ૨૩૧ મીની ૧ લી રકમના બીજા ઠરાવથી તે એજંટ સાથે કરાર કરનાર પક્ષકારનો જે હક્ક છે. તે એજંટ વિરૂદ્ધ હોય છે તો તે એજંટના મુખ્ય વિરૂદ્ધ આપવામાં આવ્યો થાય છે. અને કલમ ૨૩૪ મીથી તે કરાર કરનારનો મુખ્ય સામે હક્ક છે તેને વધારે શરતી હક્ક આપવામાં આવ્યો છે. કલમ ૨૩૨ માથી મૂખ્યને જે શરતોથી ઈંગ્રેજી લા પ્રમાણે હક્ક આપવામાં આવ્યો છે, એટલે કે જો તે એજંટ ખરી રીતે મુખ્ય હોય અને જેમ ન્યાયની રૂઇએ જબાબદાર થાય તેવી જવાબદારી સાથેનો હક્ક પસંદ કરવામાં આવ્યો છે. પરંતુ થામમન વિ. ડેવનપોર્ટ અને અર્મસ્ટ્રાંગ વિ. સ્ટોકસના કામમાં જે નિયમ ઠરાવ્યો છે કે, મુખ્યે એજંટને વસુલ આપેલું ના હોય અગર મુખ્ય અને એજંટના વચમાંના હિસાબની સ્થીતી મુખ્યને હરકત થાય તેવી ફેરફાર થએલી ના હોય, તેં શરત બીજા કરાર કરનારના હક્ક સાથે રાખવામાં આવી નથી. બીજા કરાર

કરનાર પક્ષકારના હકની સાથે જે શરત રાખવામાં આવી છે, તે ફકત આ આકટની કલમ ૨૩૪ મીમાં ઠરાવવામાં આવી છે, તે છે, એટલે કે તેણે મુખ્યને એવું માનવાને લલચાવ્યો હોવો નહી જોઇએ કે, ફકત એજંટ જવાબદાર ઠરાવવામાં આવશે. પ્રેમજી ત્રીકમદાસ વિ. માધવજી મુળજી (ઈ. લા. રી. મુ. વા. ૪ પાનું ૪૪૭)

## કલમ ૨૩૨ મી.

આડતીયાને મુખ્ય સમજીને તેની જોડે કરેલો કરાર પૂરો કરવા બાબત.

**૨૩૨. જ્યારે એક સખસ બીજા સખસ જોડે કરાર કરે, અને તે બીજો સખસ આડતીયો છે એવું તેને માલમ ન હોય, અથવા તેવો સંસય લેવાને તેને યોગ્ય કારણ ન હોય, ત્યારે જો મુખ્ય કરાર પુરો કરાવવા માગતો હોય તો, સદરહુ આડતીયા તથા કરારમાંના બીજા પક્ષકાર દરમ્યાન જે હક્ક તથા ફરજ હોય, તે હક્ક તથા ફરજ પોતાને સંબંધે કાયમ સમજીનેજ માત્ર કરાર મજકુર મુખ્ય પુરો કરાવી શકે છે.**

### દૃષ્ટાંત.

**અ ને બ ના ૫૦૦ રૂપિયા દેવા છે. અ, બ ને ૧૦૦૦ રૂપિયાની કિંમતના ચોખા વેચે છે. એ કાર્યમાં અ. ક ના આડતીયા તરીકે કામ ચલાવે છે, પરંતુ તેમ હોવાની બ ને માહિતી નથી તથા તેવો સંસય લેવાને પણ યોગ્ય કારણ નથી. અ ને જે કર્જ દેવું છે તે બ ને મુજરે ન લેવા દેઇને ચોખા લેવાની ફરજ તેને ક પાડી શકતો નથી.**

**ટીકા**—આ કલમથી એજંટ અને બીજા કરાર કરનાર પક્ષકારોની વચમાં જે હક્ક અને બંધનો છે, તેને સદરહુ સામાન્ય હક્ક પાત્ર છે, એમ ઠરાવ્યું છે. કલમ ૨૩૧ ની પેહેલી રકમની ૨, જી પેટા રકમથી કરારના બીજા પક્ષકારનો જે એજંટ વિરૂદ્ધ હક્ક છે, તેજ હક્ક મુખ્ય વિરૂદ્ધ પણ આપેલો છે, અને કલમ ૨૩૪ થી તેના મુખ્ય વિરૂદ્ધ ઉપરની કલમ ૨૩૧ મીના પહેલા ભાગમાં જેવો ઠરાવ છે, તેવોજ ઠરાવ આ કલમમાં કરેલો જણાય છે.

(પ્રેમજી ત્રીકમદાસ વિ. માધવજી મુળજીનો ફેંસલો ઈ. લા. રી. મુ. વા. ૪ પાને ૪૪૭ મે, આ કલમને લાગતો છે, તેની વિગતવાર મતલબ ઉપરની કલમ ૨૩૧ મી નીચે નાંખેલી છે, તે જુઓ.)

## કલમ ૨૩૩ મી.

જ્યારે આડતીયો પોતે જાતે જવાબદાર હોય, ત્યારે તેની સાથે ધંધો કરનાર સખસનો હક્ક.

**૨૩૩. જ્યારે આડતીયો પોતે જાતે જવાબદાર હોય, ત્યારે તેની જોડે ધંધો કરનાર સખસ ખુદ તે આડતીયાને અથવા તેના મુખ્યને અથવા તે બંનેને જવાબદાર કરી શકે છે.**

### દૃષ્ટાંત.

**બ ને ૧૦૦ ગાંસડી રૂ વેચવાનો કરાર અ, બ ની જોડે કરે છે, અને**

**अ ને પછાડીથી માલમ પડે છે કે ब તે કામમાં क નો આડતીયો હતો. अ, ब ઉપર કિંવા क ઉપર અગર તેઓ બંનેના ઉપર તે રૂની કિંમત સારૂ દાવો કરી શકે છે.**

**ટીકા**—જ્યારે કોઈ આડતીયો કાંતો ખરેખર ખુદ પોતેજ કરારનો પક્ષકાર બન્યો હોય, અથવા તે પક્ષકાર છે એવું કાયદાથી અનુમાન થતું હોય, ત્યારે આડતીયો મજકુર પોતે જાતે જવાબદાર છે. જેમ ખરેખર હક્ક સબંધવાળો સખસ દરમિયાન આવી વાદી દાખલ એ કરાર ઉપરથી દાવો કરી શકે છે, તેવીજ રીતે વળી તેના ઉપર દાવો થઈ શકે છે. મુખ્ય તથા આડતીયો બંનેને એકજ વખતે જવાબદાર કરવાનો આગ્રહ કરવા વેચનારને અટકાવવાને કાંઈજ આધાર નથી. કાલ્ડર વિ. ડૅાબેલ (લા. રી. ૬ શી. પી. પાનું ૪૮૬). પરંતુ તેમની જવાબદારી પંત્યાળી નથી, અને આગલી કલમ પ્રમાણે તેમાંના ગમે તે એક જણ વિરૂદ્ધ ઇલાજ લેતાં પ્રતીવાદીને પ્રતીબંધ થઈ શકે છે.

મુખ્યના અડતીયાની સાથેના સંબંધથી મુખ્ય પાસેથી વસુલ લેવાના હક્કને જેવી રીતે અસર થાય છે, તેવીજ રીતે આડતીયાના મુખ્ય સાથેના સંબંધથી આડતીયા પાસેથી વસુલ લેવાના હક્કને અસર થાય છે, જેમકે જ્યાં કોઈ સખસ કલમ ૭૨ થી મળેલા હક્ક, એટલે કે ચુકથી આપેલા પૈસા વસુલ લેવાનો હક્ક અમલમાં આણવાની એજંટ વિરૂદ્ધ કોસીસ કરે તો, તે એજંટને એવો સારો જવાબ આપી શકે છે કે, તે પૈસા મુખ્યને આપી દેવામાં આવ્યા છે.

લોર્ડ માન્સફીલ્ડ બોલ્યા કે "કાયદો સ્પષ્ટ છે કે જો કોઈ આડતીયો જે પઇશા જેને ચુકથી આપવામાં આવ્યા હોય તે પઇશા આપી દે તો, તેમાં તે કાંઈ અપકારનું કૃત કરતો નથી, અને વાદીએ તે પઇશા મુખ્યની પાસે માગવા જોઇએ......પણ બીજી તરફથી કોઈ માણસ જો કે તે નિરઅપ્રાધી હશે, તોપણ ચુકથી લાભ કાહાડી જશે, અથવા એ ચુક ન થઈ હોત તે વખતની સ્થિતિ કરતાં વધારે સારી સ્થિતિમાં બેશક નહીંજ આવશે". બુલર વિ. હારીસન, (કૌપર્સ રી. વા. ૨ પાનું ૫૬૮). એવીજ રીતે જ્યાં પરારાજ્યના મુખ્ય તરફથી પ્રતિવાદી આડતીયા દાખલ કામ કરતો હતો, અને વાદીએ એ વાત જાણ્યા છતાં અને આડતીયા દાખલ તેને પઇશા આપ્યા છતાં, ચુકથી આપેલી રકમ પાછી મેળવવા દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ બાબતમાં પ્રતીવાદી તદન આડતીયા દાખલ હતો, તેથી જો આડતીયો તેના મુખ્યને પઈસા ન આપવાની ખબર મળતાં પેહેલાં મુખ્યને પઇશા આપી દે તો, તે આડતીયાને જે રક્ષણ મળવાનો હક્ક છે, તેવું સાધારણ રક્ષણ આડતીયાને ન મળવાનું કાંઈ કારણ નથી. હોલંડ વિ. રસલ (લા જરનલ કવીન્સ બેંચ વા. ૩૨ પાનું ૨૯૭). જો પ્રતીવાદી તદન આડતીયો ન હોય અથવા ચુકથી લાભ મેળવતો હોય તો, એ બચાવ ચાલી શકે નહીં. જેમકે જ્યાં अ એ ब ની પાસેથી રૂઈ ખરીદ કર્યું અને બંને જણ દલાલ હતા, અને પડદામાં રહેલા મુખ્યો તરફથી કામ કરતા હતા; અને કાંઈક ચુક થવાથી अ, ब, ને વધારે આપી બેઠો, પણ એ ચુક માલમ પડતા પેહેલાં એ આપેલા પઇશા अ, એ પોતાની તથા પોતાના મુખ્યની વચેના ખાતામાં

દાખલ કરવા આપ્યા હતા. મુખ્યને તેણે પઈશા ધીરેલા હતા. આ કામમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે જાસ્તી આપેલી રકમ પાછી લેવા અ હક્કદાર છે, કારણ કે જો માત્ર આડતીયો ન્હોતો પણ તે પૈશા તેણે પોતાના કામ સારૂ તથા પોતાના લાભ સારૂ લીધા હતા. ન્યુવેલ વિ. હોમબીનસન, (લા. રી. કોમન પ્લીઝ વા. ૬ પાનું ૪૦૫ )

## કલમ ૨૩૪ મી.

માત્ર મુખ્યને અથવા આડતીયાનેજ જવાબદાર ગણવામાં આવશે, એવી ધારણા ઉપર મુખ્ય પાસે અથવા આડતીયા પાસે કોઈ સખસ કાંઇ કૃત્ય કરાવે તો, તેનું પરિણામ.

**૨૩૪. જે સખસે કોઈ આડતીયા સાથે કરાર કર્યો હોય, તે સખસ જ્યારે માત્ર મુખ્યનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર સદરહુ આડતીયા પાસે કાંઈ કૃત્ય કરાવે, અથવા જ્યારે માત્ર આડતીયાનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર મુખ્ય પાસે કાંઈ કૃત્ય કરાવે, ત્યારે તે પાછળથી અનુક્રમે સદરહુ આડતીયાને અથવા મુખ્યને જવાબદાર કરી શકતો નથી.**

**ટીકા**—પ્રેમજી ત્રીકમદાસ વિ. માધવજી (ઈ. લા. રી. મુ. વા. ૪ પાનું ૪૪૭) નાં ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલું છે, તેમાં બારનપાર્કે જે નિયમ ઠરાવેલો તે થોડી મુદત ઉપર વેસ્ટમીનીસ્ટરની અપીલકોર્ટે મંજુર કરેલો છે. તે નિયમ તેઉ સાહેબે એવી રીતે બતાવેલો છે કે "જો વેચનારની વર્તણુંક એવી રીતની હોય કે જેથી ખરીદદારની પાસે નાણાં માગવાં તે વ્યાજબી થતું ના હોય. જેમકે વેચનારની વર્તણુંકથી મુખ્યે લલચાઈને પોતાના એજંટને નાણાં આપ્યાં હોય, એવું સમજીને કે તે બાબતમાં તે એજંટ તથા વેચનારે નીકાલ કરેલો છે, અગર જો તેવી મતલબની સમજુતી શબ્દો બોલી, અગર વર્તણુંકથી આપેલી હોય તો, પછી તે વેચનાર તમામ હકીકત છોડી દેઇને મુખ્ય ઉપર દાવો કરી શકતો નથી." આયરવીન વિ. વાટસન (૫ ક્યુ. બી. ડી. પાનું. ૪૧૪) ના કામમાં સદરહુ નિયમ પ્રમાણે ઠરાવવામાં આવેલું છે. તે કામમાં એવી હકીકત હતી કે વાદીએ એક દલાલની મારફતે પ્રતીવાદીઓને અમુક માલ વેચાણ આપેલો, પછી વાદીએ પ્રતિવાદીને પોતાની વર્તણુંકથી એવું માનવાને લલચાવ્યા કે તે નાણાં તે દલાલ મને વસુલ આપી ચુક્યો છે. એમ જો વાદીએ પોતાની વર્તણુંક ચલાવેલી ના હોય તો, વાદીને તે માલની કીમત લેવા પ્રતીવાદીઓ ઉપર દાવો કરવાને હરકત થતી નથી. દેવરાવકીશ વિ. હાલમભાઈ (ઈ. લા. રી. ૧ મું. પાનું ૮૭) ના કામમાં એકાદા સખસનો હક્ક બીજાના વિરૂદ્ધ બે પ્રકારનો હતો તો, તેમાંથી જે પ્રકારે તે હક્કનો અમલ તેને કરવાનો હતો, તે પ્રકાર તે પસંદ કરે એવું ઠરાવવામાં આવેલું. માટે વાદીએ એક સખસ ઉપર તે સખસ મુખ્ય હોય તે પ્રમાણે દાવો કરેલો છે. પાછળથી તે સખસ એજંટ છે પણ મુખ્ય તરીકે જવાબદાર છે, એમ દાવો કરી શકતો નથી.

પ્રીસ્ટલી વિ. ફર્ની (૨, હર્લસ્ટોન એન્ડ કોલ્ટમ્યાન રી. પાનું. ૯૭૭) ના કામમાં એક સખસ ઉપર ફેંસલો મેળવવામાં આવ્યો, પણ તેમાં કાંઇ વસુલ થએલું નથી. તેમાં ઠરા-

વવામાં આવ્યું કે બીજાના ઉપર દાવો કરવાનો નથી, તે હકીકત નિશ્ચેકાર્ક રીતે પસંદ કરવામાં આવી થાય છે. પરંતુ મુખ્ય પ્રસિદ્ધ થયા પછી નાદાર એજંટની મીલકત વિરૂદ્ધ આફીડેવીટ ફાઈલ કરવામાં આવે, તેથી તે એજંટને નિશ્ચેકારક રીતે પોતાનો દેણદાર પસંદ કરેલો છે, એમ થતું નથી. એવું કર્ટીસ વિ. વીલીયમમસન (લા. રી. ૧૦ ક્યુ. બી. પાનું ૫૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

(પ્રેમજી ત્રીકમદાસ વિ. માધવજી મુળજીના કામનો ફેંસલો ઈ. લા. રી. મુ. વા. ૪ પાને ૪૪૭ મે આ કલમને લાગતો છે, તેની વિગતવાર મતલબ આ આકટની કલમ ૨૩૧ મી નીચે ટાંકેલી છે, તે જુઓ.)

## કલમ ૨૩૫ મી.

મિથ્યા આડતીયો થનાર સખસની જવાબદારી.

**૨૩૫. જ્યારે કોઇ એક સખસ પોતે બીજા સખસોનો અખત્યારવાળો આડતીયો છે, એવું કોઈ ત્રીજા સખસને ખોટું સમજાવીને તેની પાસે એવા આડતીયા તરીકે પોતાની જોડે કાંઇ ધંધો કરાવે, ત્યારે જો જે સખસનો આડતીયો હોવાનું કેહેવામાં આવ્યું હોય, તે સખસ સદરહુ તેનાં કૃત્યો બાહાલ ન રાખે તો, સદરહુ ત્રીજા સખસને તેની જોડે ધંધો કર્યાથી કાંઇ ટોટો અથવા નુકશાન થયું હોય તેનો બદલો તે ત્રીજા સખસને ભરી આપવાને સદરહુ પેહેલો સખસ પાત્ર છે.**

**ટીકા**—જો કે કોઈ સખસ બીજાના નામથી પણ તેના અખત્યાર વગર કરાર કરે છે, તેના ઉપર કરાર તોડ્યા બદલ દાવો થઇ શકે નહી, તોપણ ટોટો થયા બદલ 'નુકશાનીના માટે જવાબદાર કરવા સારૂ' તેના ઉપર દાવો થઇ શકે છે. તેને અખત્યાર મળ્યો છે એવી પ્રમાણીક ધારણાથી તેણે કામ કરેલું છે, એ હકીકત આ દાવાની જવાબદારીને બાધ કરતા નથી. કોલન વિ. રાઈટ (લા. જ. ક્વી. બેંચ. વા. ૨૭ પાનું. ૨૧૭) ના કામમાં જસ્ટીસ વીલીઅસસાહેબે કહેલું છે કે "એકાદો એજંટ એમ ધારતો હોય કે મને અખત્યાર છે તો, તેથી તેની નીતીની વર્તણુંકને અસર થાય છે. પરંતુ તે નીતીસર નીરપ્રાધી હોય તેથી જેને કરાર કરવાને તેણે લલચાવ્યો હોય, તેની બાબતમાં તેને કાંઈ મદદ મળતી નથી, અગર જે અગવડ ઈયાને તેને નુકશાન સહન કરવું પડે છે તેમાં કાંઈ કમી થતુ નથી." ચાપલીઓ વિ. બ્રુન્સવીક બીલડીંગ સોસાઇટી (૬ ક્વી. બેંચ. ડી. પાનું ૬૯૬) ના કામમાં બીલડીંગ સોસાઇટીના ડાયરેકટરોએ એવું સમજાવ્યું કે, અમને તે સોસાઇટી તરફથી નાણાં કરજે લેવાનો અખત્યાર છે, પણ ખરી રીતે તે સોસાઇટીના નિયમો નાણાં કરજે લેવા સબંધી હતા, તેમાં જે ઠરાવ હતો તેના કરતાં તે ડાયરેકટરોએ વધારે કરેલું હતું, તેમાં ઠરાવવામાં આવ્યું કે જે વાદીએ નાણાં ધીર્યાં છે તેનો તે ડાયરેકટરોને તે કરજે ધીરેલાં નાણાં બાબત જવાબદાર ઠરાવવાનો હક્ક છે, તે સોસાઇટીનેજ નાણાં કરજે લેવાનો અખત્યાર નથી, તેમ કરજે લીધેલા નાણામાંથી નફો લેવાનો પણ અખત્યાર નથી. માટે તે બાબત તે "સોસાઇટી" જવાબદાર નથી.

## કલમ ૨૩૬ મી.

પોતે આડતીયો છે, એવું ખોટું કહીને જે સખસ કરારમાં પક્ષકાર થાય, તે સખસને કરાર પુરો કરાવવાનો હક્ક નથી.

**૨૩૬. જે સખસની જોડે આડતીયા તરીકે કાંઇ કરાર કરવામાં આવ્યો હોય, તે સખસ વાસ્તવિક જોતાં આડતીયા તરીકે કૃત્ય ન કરતાં પોતાની તરફથી કામ ચલાવતો હતો, એમ જો હોય તો, તે સખસને કરાર મજકુર પુરો કરાવવાનો હક્ક નથી.**

**ટીકા**—આ કલમનો અર્થ એવા વિશેષ ઠરાવની સાથે કરવો જોઇએ કે, જ્યારે એકાદો સખસ જાણતો હોય કે જે એજંટ કેહેવાતો હોય તે ખરી રીતે મુખ્ય છે, તેમ છતાં તેને કરારનો અમલ કરવા દે તો, પછી તે સખસ તે કરારનો અમલ કરવાના કામમાં વાંધો ઉઠાવી શકતો નથી, એમ સમજવું જોઇએ. આ કલમના શબ્દો ઉપરથી આ પ્રમાણે નીકળતું નથી, પણ રેનર વિ. ગ્રોટ (૧૫ મીશન ઍન્ડ વેલ્સબી. પાનું. ૩૫૬) ના કામમાં પ્રતીવાદીને વાદી મુખ્ય છે એમ ખબર પડ્યા પછી જે માલ તેણે આપ્યો, તે પ્રતીવાદીએ કરાર પ્રમાણે લીધો અને તે બદલ નાણાં આપ્યાં. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે બાકીની કીંમતના નાણાં બાબત વાદીનો દાવો કરવાનો હક્ક છે.

## કલમ ૨૩૭ મી.

આડતીયાએ વગર અખિકારે કરેલાં કૃત્યો અખિકારથી કર્યાં છે, એવી ધારણા મુખ્યે ઉત્પન્ન કરી હોય તો, તે મુખ્યની જવાબદારી.

**૨૩૭. જ્યારે કોઇ આડતીયાએ અખત્યાર શિવાય પોતાના મુખ્યની તરફથી કાંઇ કૃત્ય કર્યાં હોય, અથવા ત્રીજા સખસોને સંબંધે કાંઈ ફરજો માથે લીધી હોય, ત્યારે જો તેવાં કૃત્ય કરવાં તથા તેવી ફરજો લેવી એ આડતીયા મજકુરને આપેલા અખત્યારમાં છે, એવી ધારણા મુખ્યે શબ્દો વડે અથવા વર્તણુંકવડે સદરહુ ત્રીજા સખસો પાસે કરાવી હોય તો, તેવાં કૃત્યોથી અથવા ફરજોથી તે મુખ્ય બંધાએલો છે.**

### દ્દષ્ટાંતો.

**(अ.) अ વેચવાને સારૂ કાંઇ માલ કોઈને સોંપીને ब પાસે મોકલાવે છે, અને તેને હુકમ આપે છે કે અમુક કિંમતથી ઓછે તે વેચવો નહી. ब ને શો હુકમ થયો છે તે क ને માલમ ન હોવાને લીધે ઠરાવેલી કિંમત કરતાં કમી કિંમતે તે માલ વેચાણ લેવાનો क, ब જોડે કરાર કરે છે. अ તે કરારથી બંધાયો છે, એમ સમજવુ.**

**(ब.) કોઈ વેચાય તેવા દસ્તાવેજો ઉપર કોરી જગ્યા રેહેવા દઇને શેરો લખીને તે अ એ ब ને સોંપ્યા છે. अ ને ખાનગી હુકમ છે તે અમાન્ય કરીને ब તે દસ્તાવેજ क ને વેંચે છે. એ વેચાણ કાયદેસર સમજવું.**

**ટીકા**—બેન્સ વિ. ઇવાંગ (લા. રી. ૧ એક્સચેકર પાનું. ૩૨૦) ના કામમાં એક મુખ્યે "ફ્યાક્ટર" અગર આડતીયાને અમુક કીંમતનો નિયમ નહી રાખતાં માલ વેચવાનો

અખત્યાર આપેલો છે, એમ સાધારણ રીતે ઠરાવવામાં આવે છે, પરંતુ તે કીંમતની મર્યાદા બાંધવામાં આવી છે, એ બાબત પ્રસિદ્ધ હોય તો, તેવી મર્યાદાની અંદર વેચાણ કરવામાં આવે, તેથી તે મુખ્ય જવાબદાર થવાને બંધનમાં આવતો નથી.

રામસડન વિ. ડાયસન (લા. રી. ૧ હા. લા. પાનું. ૧૫૮) ના કામમાં લાર્ડ ચાન્સલરે કહેલું છે કે, એકાદ મુખ્ય એમ જાણતો હોય કે મારા એજંટ સાથે જે સખસો વ્યવહાર કરે છે, તે એમ સમજી કરે છે કે મારા એજંટ તરફથી જે હકીકત કેહેવામાં આવે છે તે મારા અખત્યાર સાથે કેહેવામાં આવે છે, એમ તે સખસો માને છે, અને તે માનીને તે સખસો તે બાબતમાં નાણાં ખર્ચતો, ઈકવીટી કોર્ટ પછી તે મુખ્યને એવી તકરાર કરવા દે નહી કે, મારા એજંટને મેં કાંઈ અખત્યાર આપેલો નહી હતો.

## કલમ ૨૩૮ મી.

આડતીયાએ ગેરસમજુતી કરી અથવા કપટ કર્યું તો, તેનું કબુલાયત ઉપર કેવું પરિણામ થાય છે.

**૨૩૮.** પોતાના મુખ્યનું કામ ચલાવવાને પ્રસંગે કોઈ આડતીયાએ ગેરસમજુતી કરી હોય અથવા કપટ કર્યું હોય, તો આડતીયા મજકુર કરેલી કબુલાયતોને સંબંધે તે ગેરસમજુતી તથા કપટનું પરિણામ, ગેરસમજુતી તથા કપટ મજકુર જાણે મુખ્યે કીધાં હોય તેજ પ્રમાણેનું થાય છે; પરંતુ જે બાબતોનો સમાવેશ આડતીયાના અખત્યારમાં થતો નથી, તે બાબતોમાં આડતીઆએ ગેરસમજુતી અથવા કપટ કર્યું હોય તો, તેથી મુખ્યના નફા નુકસાનમાં કાંઈ કમી જાસ્તી થતું નથી.

### દૃષ્ટાંતો.

(अ.) अ કાંઈ માલ વેચવા સારૂ ब નો આડતીયો છે. જે ગેરસમજુતી કરવાનો ब એ અધિકાર આપ્યો ન્હોતો, એવી ગેરસમજુતી કરીને તે માલ क પાસે તે ખરીદ કરાવે છે. એ કરાર क ની ઇચ્છા ઉપરથી ब અને क, એ બેઉને સંબંધે નિરર્થક થવા યોગ્ય છે.

(ब.) अ, ब ના વાંહાણનો કપતાન છે, તે બિલ્સ ઓફ લેડીંગમાં લખેલો માલ વાંહાણ ઉપર તેને પોહોંચ્યા વગર બિલ્સ ઓફ લેડીંગ મજકુર ઉપર સહી કરે છે. ब તથા જે સખસને માલ મોકલવાનું જુઠું બતાવ્યું, તે સખસ એ બેઉને સંબંધે તે બિલ્સ ઓફ લેડીંગ નિરર્થક સમજવાં.

**ટીકા**—બારવીક વિ. ઈંગ્લીશ જાઈન્ટ સ્ટાક બેંક (લા. રી. ૨ એકસચેકર પાનું. ૨૬૫) ના કામમાં "એકસચેકર ચેંબર" ની કોર્ટે જે એજંટે કપટ કિંવા ગેરસમજુતી કરેલી છે તે, તે એજંટે પોતાના અખત્યાર પૈકી કામ કરતાની દરમિયાનમાં કરેલી છે કિંવા નહી, તે સવાલની બાબતમાં કહ્યું છે કે એજંટ પોતાના ચાલતા કામની દરમિયાનમાં અને તેના મુખ્યના ફાયદા સારૂ જે કૃત્ય કરે તે બાબતમાં તેના મુખ્યની જવાબદારી વિશે કાંઈ ભેદ ગણી શકાતો નથી. પછી તે કૃત્ય કપટ ભરેલું અગર બીજા કાંઇ અપકૃત્યનું હોય.

સામાન્ય નિયમ એવો છે કે અમુક વ્યવહાર સાથે શેઠને સબંધ હતો અગર તેનો સ્પષ્ટ હુકમ હતો, એમ સાબેત થઈ શકે તેવું ના હોય, તોપણ નોકર અગર એજંટ પોતાના શેઠના ફાયદા સારૂ દરેક અપકૃત્ય કરે તે બાબત તે શેઠ જવાબદાર છે. આ નિયમ પ્રમાણે હમેશાં ચાલતા કામોમાં ચાલવામાં આવેલું છે. હક્ક વિના માલ પ્રતક્ષ લીધાના કામમાં તે નિયમ લાગુ કરવામાં આવ્યો છે. પછી તેમાં અહિયાં જેમ કેહેવામાં આવ્યું છે તેમ આ બધા કામોમાં કેહેવામાં આવ્યું છે કે, શેઠે તે કૃત્ય કરવાને અખત્યાર આપેલો નહી હતો. ખરી વાત છે કે તેણે અમુક કામ બાબત અખત્યાર આપેલો નહી હતો, પરંતુ તેણે તેવા વર્ગનાં કામ કરવાને પોતાની જગોએ એજંટને રાખેલો હતો, માટે તે રાખવાનું કામ શેઠનું છે. સબબ એજંટે જે રીતે તે કામ કરેલાં તે બાબત તે શેઠ જવાબદાર થવો જોઇએ. આ નિયમ પાછળથી મ્યાકે વિ. કમરશીયલ બેંક ઓફ ન્યુબ્રન્સવીક (લા. રી. ૫ પી. સી. પાનું. ૪૧૧) ના કામમાં પસંદ કરવામાં આવ્યો છે. અને તેમાં કેહેવામાં આવ્યું છે કે એકસચેકર ચેંબરનો ઠરાવ તથા હમણાંજ એક ઠરાવ હાઉસ ઓફ લાર્ડસે વેસ્ટર્ન બેંક ઓફ સ્કોટલંડ વિ. એડી (લા. રી. ૧ સ્કાચ. અ. પાનું ૧૪૫) ના કામમાં કરેલો છે, તે જેમ પ્રથમ દર્શનિક જણાય છે તેમ એક બીજા વિરૂદ્ધ નથી. કારણ કે આ પાછળના ઠરાવની બાબત જે એકસચેકર ચેંબરની રૂબરૂ ઊત્પન થએલી નહી હતી, તે બાબત ઉપરનો છે. વળી થોડીક મુદત ઉપર બારવીક વિ. ઇંગ્લીશ જોઈંટ સ્ટાક બેંકના કામમાં જે તર્ક કરવામાં આવેલો છે, તે બાબત વેર વિ. બેલ (૩ એકસચેકર ડી. પાનું ૨૪૫) ના કામમાં હરકત લેવામાં આવી છે, અને તેમાં મુખ્યને તેના એજંટના કપટની બાબતમાં જવાબદાર ઠરાવવાને તેઉએ પસંદ કરેલું છે, તેનું કારણ એ છે કે દરેક સખસ જે બીજાને પોતાની તરફથી કરાર કરવાને અખત્યાર આપે છે, તેણે જાણે પોતે કરાર કરેલો હોય ને તે કરારનો અમલ બીનકપટે કરવાને માથે રાખે, તે પ્રમાણે તે એજંટને આપેલા અખત્યારવાળા કરારનો અમલ કરવાને તે માથે રાખે છે. ફુલર વિ. વીલસન (૩ કવી. બેંચ. પાનું. ૫૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે એજંટ પોતાના મુખ્યની તરફથી કામ કરતાની દરમિયાનમાં તે સંપૂર્ણ રીતે મુખ્ય જેવોજ છે, ત્યારે તે એજંટ જે સખસની સાથે વ્યવહાર કરે તે સખસ છેતરાય તો, પછી તે એજંટ નીમનારે કપટ કરેલું ના હોય, તોપણ ચીંતા નહી. સબબ જે સખસે તે એજંટની સાથે લેણ દેણ કરેલી હોય તેવા કપટથી થતો નફો તે મુખ્યની પાસેથી લેવાનો તે સખસનો હક્ક છે. ગ્રાંટ વિ. નોરવે (૧૦ સી. બી. પાનું. ૬૬૫) ના કામ ઊપરથી જણાય છે, અને આ કલમના (બ) દ્રષ્ટાંતમાં ઠરાવવામાં આવ્યું છે તે પ્રમાણે એજંટને ત્રાહીતો સાથે કપટ કરે તેવી સ્થીતીમાં રાખેલો હતો એટલું બતાવવું બસ નથી, પણ જે કૃત્ય બાબત ફરીયાદ કરવામાં આવતી હોય તે કૃત્ય એજંટના કામનો ભાગ હતું, અને તે તેના મુખ્યના ફાયદા સારૂ કરવામાં આવેલું હતું, એમ બતાવવું જોઇએ, સબબ તે કામમાં ઠરાવવામાં આવેલું છે કે જે વાંહાણના માસ્તરે જે માલ વાંહાણ ઉપર ચડાવવામાં આવેલો નહી, તે માલ બાબતના બીલ આફ લેડીંગ ઉપર સહી કરવાની વર્તણુંકથી તે વાંહાણનો માલેક જવાબદાર નથી.

# બાબ ૧૧ મો.

## પંત્યાળા વિશે.

## કલમ ૨૩૯ મી.

પંત્યાળું એટલે શું.

૨૩૯. જે સખસોએ પોતાની મિલકત, અથવા મેહેનત, અથવા કુશળતા કાંઈ ઉદ્યોગમાં એકત્ર કરવાની તથા તેથી જે નફો ઉત્પન્ન થાય તે પોત પોતામાં વેહેંચી લેવાની કબુલાયત કરી હોય, તે સખસો મધ્યે જે સંબંધ છે તે સંબંધને પંત્યાળું સમજવું.

પેઢી એટલે શું.

જે સખસોએ પરસ્પર પંત્યાળું કર્યું હોય, તે સખસોને એકંદરે પેઢી એવું નામ આપ્યું છે.

### દૃષ્ટાંતો.

(अ.) अ તથા ब એઓ રૂની ૧૦૦ ગાંસડી વેચાણ લે છે, અને તે બેઉને સમસ્ત ખાતે વેચવાને તેઓ કબુલાયત કરે છે, अ અને ब તે રૂ સંબંધે પંત્યાળા છે, એમ સમજવું.

(ब.) अ અને ब રૂની ૧૦૦ ગાંસડી વેચાણ લે છે, અને તે પોત પોતામાં વેહેંચી લેવાનું કબુલ કરે છે. अ અને ब એઓ પંત્યાળા નથી.

(क.) ब સોની છે તેની જોડે अ એવી કબુલાયત કરે છે કે अ એ સોનું વેચાતું લઇને ब ને આપવું, અને ब એ તેના દાગીના કરવા, તથા તે વેચીને નફો કિંવા ટોટો થાય તે તેઓએ વેહેંચી લેવો. अ અને ब એઓ પંત્યાળા છે, એમ સમજવું.

(ड.) अ અને ब એઓ સુથારનું કામ એકઠું કરવાનું કબુલ કરે છે, પરંતુ એવી કબુલાયત કરે છે કે अ એ સઘળો નફો લેવો, તથા ब ને પગાર આપવો. अ અને ब એઓ પંત્યાળા નથી.

(इ.) अ અને ब એઓ એક વાંહાણના સમસ્ત માલિક છે. એટલા ઉપરથી તેઓ પંત્યાળા થતા નથી.

**ટીકા**—સન ૧૮૮૨ ના આકટ ૬ ઠાની કલમ ૪ જોતાં સરાફી ભાગીદાર ના ધંધામાં દસ કરતાં વધારે ભાગીયા હોવા નહી જોઇએ, અને બીજા ધંધામાં ૨૦ કરતાં વધારે ભાગીયા હોવા નહી જોઇએ, એમ જણાય છે. તે કરતાં વધારે ભાગિયાની ભાગીદારી થાય તો, તે પછી કંપની થાયછે. તે સન ૧૮૮૨ ના આકટ ૬ ઠા પ્રમાણે રજીસ્ટર કરાવવી જોઇએ. કોઈ પણ કંપની આ કલમના અર્થથી ઉલટી રીતે ઉભી કરવામાં આવે તો, તે કંપની ગેરકાયદેસર છે, અને તે કંપનીના કામની રૂએ કોઈ સખસ ઉપર તેમનો કાંઈ હક્ક હોય તો, તે કંપનીના મેમ્બરો તે હક્ક બજાવી શકે નહી, અને જે લેહેણદારોને એવી ખબર ન હોય કે આ કંપની ગેરકાયદેસર છે, તેમને જો કંપનીનું કાંઈ દેવું હશે તો,

કંપનીના મેંમ્બરો દરેક પોતીકી જાતે જોખમદાર થશે. અમુક વ્યવહાર અગર વેહેપારમાં અમુક સખસો પોતાની મીલકત, મેહેનત અગર અક્કલ એકઠી વાપરવાને તથા તે વાપરવામાંથી જે નફો થાય તે ભાગ પ્રમાણે વેહેંચી લેવાને જે કરાર થાય છે, તે ભાગીદારીનો કરાર છે. સબબ રીડ વિ. હોલીનશીડ (૪ બી. એન્ડ સી. પાનું. ૮૬૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે કેટલાક સખસો માલ વેચવા સારૂ એકઠો ખરીદ કરે તો, તે પંત્યાળુ થાય છે. ફક્ત એકઠા થવાથી અગર સહમાલેક થવાથી ભાગીદારી થતી નથી. ફ્લેમીંગ વિ. હેક્ટર (૨ મીશન એન્ડ વેલ્સબી. પાનું. ૧૭૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એકાદા 'કલબ' ના અંગભૂતો તે કાંઈ એક બીજાના એજંટ થતા નથી, માટે ઉધાર માલ ધીરવામાં આવે તો તેઓ જવાબદાર નથી. પરંતુ જો એમ બતાવવામાં આવે કે જે માલ ઉધાર ધીરવામાં આવ્યો છે તે, તે કલમના એકસરખા કારણસર આગળ ચલાવવાને ધીરવામાં આવ્યો છે, અગર જે સખસ ઉપર જવાબદારી ઠરાવવાને માગવામાં આવેલું હોય તે કરારમાં તે નીસ્બત રાખનાર છે તો, તે જવાબદાર થાય છે. કુપ વિ. આયર (હેનરી, બ્લાકસ્ટન રી. પાનું. ૩૭) ના કામમાં એક સખસે તેલ ખરીદ કરવું, અને તે પોને તથા બીજાઓએ વેહેંચી લેવું, અને તે બીજાઓ પોતાના ભાગની કીંમત તે ખરીદ કરનારને આપે એવો કરાર હતો. તેવામાં તે ખરીદદારે દેવાળું કાહાડયું, તેથી તે તેલ વેચનારે બીજા સખસો જે તે તેલ વેહેંચી લેવાના હતા, તેમને તે તેલની કીંમત બાબત જવાબદાર ઠરાવવાને માગ્યું. પરંતુ તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ખરીદદારે તે તેલ મુખ્ય તરીકે ખરીદ કરેલું છે, અને એજંટ તરીકે ખરીદ કરેલું નથી, અને તે ખરીદ કરનાર અને તે બીજા સખસોની વચ્ચે ભાગીદારી નથી, કે જેથી તે બીજાઓને જવાબદાર ઠરાવી શકાય. કારણકે નફો વેહેંચી લેવાને કરાર કરવામાં આવ્યો નથી, અને ફક્ત મીલકત એકઠી રાખવામાં આવી છે, તેથી ભાગીદારી થતી નથી. પરંતુ નફો વેહેંચી લેવાના કરારથીજ કાંઈ ભાગીદારી થતી નથી, તોપણ ભાગીદારી બાબત તે મજબુત અને વારંવાર નીશ્ચયકારક પુરાવ થાય છે. આ બાબતમાં મુખ્ય ઠરાવ કાકસ વિ. હીકમેન (હા. લા. કે. વા. ૮ પાનું ૨૬૮) ના કામનો ઠરાવ છે, તેમાં કેટલાક વેહેપારીઓ મુશ્કેલીમાં આવી પડવાથી પોતાની તમામ મીલકત ટ્રસ્ટીઓને 'ટ્રસ્ટ' તરીકે બીજી કેટલીક બાબતોની સાથે તેઓનો વેહેવાર ચલાવી ખર્ચ જતાં લેણદારોને નફો વેહેંચી આપવાને સોંપી. તોપણ તે આમદાની તે વેહેપારીઓની મજીયારી મીલકત ગણવાની છે. કાકસે તે દસ્તાવેજ ઉપર લેહેણદાર તથા ટ્રસ્ટી તરીકે સહી કરી હતી. પરંતુ ખરી રીતે તે ટ્રસ્ટનું કામ ચલાવતો નહી હતો, પણ બીજા ટ્રસ્ટીઓ તે વહિવટ કરતા હતા. આ ધંધો ચલાવતાની દરમિયાનમાં 'હીકમેન' તરફથી માલ મંગાવવામાં આવ્યો. તેથી તેમણે જે બીલ લખી મોકલ્યાં તે ઉપર એક કામ ચલાઉ ટ્રસ્ટીએ સહી કરી. સવાલ એટલો હતો કે તે બીલોની રૂએ કાકસને જવાબદાર ઠરાવી શકાય કિંવા નહી. હાઉસ આફ લાર્ડસે અસલ ઠરાવ ફેરાવી ઠરાવ્યું કે "કાકસ" જવાબદાર નથી, કારણ કે તે વેહેવાર તેની તરફથી કામ કરનારાઓએ કરેલો નથી. લાર્ડ ક્રાનવર્થસાહેબના કેહેવાથી એવી તકરારુ કરવામાં આવે છે કે તે નફામાં તે લેહેણદારોનું હિત છે, માટે તેમને ભાગીયા ગણવા જોઈએ. પરંતુ

તે ખરોબર નથી. ભાગીદારી છે કિંવા નહી તે નક્કી કરવામાં જે અજમાશો છે, તેમાં એક અજમાશ નફો વેહેચી લેવા બાબતની છે. ખરી વાત છે કે નફો લેવાની બાબત ભાગીદારી વિશે મજબુત અને વારંવાર નીશ્ચેકાર્ક પુરાવ થાય છે. માટે સાધારણુ રીતે તે બરોબર અજમાશ છે, પણુ જવાબદાર ઠરાવવાને ખરૂં કારણુ તો એવું હોવું જોઇએ કે તેની તરફથી તે સખસોએ વેહેપાર કરેલો હોવો જોઇએ. માટે જ્યારે તે પ્રમાણે હોય ત્યારેજ તે વેહેપારના બંધનોનો જવાબદાર થાય, અને તેનો નફો લેવાનો પણુ હક્કદાર થાય. માટે ફક્ત નફામાં હિસ્સો લેવાના હક્કથી તે વેહેપારના દેવાનો જવાબદાર થાય છે, એ કાંઇ ખરી રીતે બરોબર નથી. માટે ખરી રીતે તો એમ કહી શકાય કે જે કારણથી એક ઉપર હક્ક થાય તેજ કારણથી બીજી બાબત જવાબદાર થવું પડે, એટલે કે તે વેહેપાર કરનારા તેની તરફથી વેહેપાર ચલાવતા હતા, માટે જેઓએ તે વેહેપાર કરી જવાબદારી ઉત્પન કરેલી છે, અને જેઓના વહિવટમાં નફો થએલો છે, તેઓની સાથે તેના મુખ્યનો સબંધ થાય છે. આ ઠરાવ કરવામાં આવ્યો છે ત્યારથી જે સખસ દેખીતો ભાગીદાર નથી તેણે જ્યાં સુધી બીજાને પોતાની તરફથી કરાર કરવાને એજંટ નીમેલો નથી, ત્યાં સુધી તે જવાબદાર થતો નથી. મુખ્ય અને આડતીયાને એજંટનો સબંધ છે કિંવા નહી, તે સવાલનો આધાર કામની તમામ હકીકત ઉપર છે, અને જે સખસને જવાબદાર ઠરાવવાને માગવામાં આવ્યું હોય તેના ફાયદા સારૂ થોડું ઘણું કામ ચલાવવામાં આવેલું હોય તેટલીજ ફક્ત હકીકત ઉપર તે સવાલનો આધાર રેહેતો નથી. બુલન વિ. શાર્પ (લા. રી. ૧ સી. પી. પાનું. ૮૬) ના કામમાં દીકરાના ધંધાનો તમામ નફો ટ્રસ્ટ તરીકે તેના બાપ તથા એક બીજા સખસને અમુક કારણુસર અસાઇન કરવામાં આવેલો, તે એવા કારણુથી કે તેમાંથી અમુક નાણાં તે બાપને આપવાં, અને બાકીનાં રેહે તે દીકરાને આપવાં. વળી બાપને દીકરા તરફથી રોજગાર કરવાનો અખત્યાર આપવામાં આવ્યો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે દીકરાના કરાર બાબત બાપ જવાબદાર નથી, કારણુ કે તે કામ દીકરાનું હતું, અને તે દીકરાને દેખીતી રીતીએ અગર વાસ્તવિકપણે પોતાના બાપને બંધનમાં લાવવાને અખત્યાર નહી હતો. તેમજ રેડપાથ વિ. વીંગ (લા. રી. ૧ એકસચેકર. પાનું ૩૩૫) તથા ઇસ્ટરબ્રુક વિ. બારકર (લા. રી. ૬ શી. પી. પાનું. ૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે, એક દેવાદારે પોતાના દેવાનો નીકાલ થતાં સુધી પોતાની મીલકત ટ્રસ્ટીઓને અસાઇન કરેલી, અને તેમના દાબ નીચે તેનો ધંધો લેહેણુદારોના ફાયદા સારૂ ચલાવવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પક્ષકારોનો ઇરાદો તે ધંધો ટ્રસ્ટીઓનો હોય તે પ્રમાણે ચલાવવાનો હતો કે તે દેણુદારનો હતો તે પ્રમાણે ચલાવવાનો હતો, એટલે બીજી રીતે કહીએ તો તે ટ્રસ્ટીઓ શેઠ ઇયાને મુખ્ય હતા કે નહી, અને દેણુદાર તેમનો નોકર ઈયાને એજંટ હતો કે નહી, અગર દેણુદાર ફક્ત શેઠ હતો અને ટ્રસ્ટીઓ ફક્ત તપાસ રાખનાર તથા દાબ રાખનાર હતા કે શી રીતે, તે સવાલ ઉપર દેણુદારની કરેલી જવાબદારી બાબત ટ્રસ્ટીઓની જવાબદારીનો આધાર રેહે છે. આજ નિયમ મોલવો માથે અને કંપની વિ. ધી કોર્ટ ઓફ વાર્ડસ (૩ બી. એલ. આર. પાનું. ૨૩૮) ના કામમાં બંગાળાની હાયકોર્ટે લાગુ કરેલો છે. તે કામમાં કોર્ટે કહેલું છે કે પક્ષકારોની વચમાં શો સબંધ

છે તે સવાલનો આધાર તે પક્ષકારોના ઈરાદા અને કરાર ઉપર રેહે છે, અને તે પ્રમાણે નક્કી થએલો સબંધ લેહેણદાર તથા દેણદારનો છે. ભાગીદારીનો હેતુ નહી હતો, અને જે કરાર કરવામાં આવેલો છે તેનો આધાર ફાયદો કરવાની ધારણા ઉપર નથી, પણ સામ સામી હિત છે, તે ઉપર છે. એકાદા વેહેપારના નફામાંથી હિસ્સો લેવાનો કરાર કરવામાં આવ્યો હોય, અને બીજું કાંઈ વધારે ના હોય તો, ભાગીદારીનું અનુમાન થઈ શકે છે. પરંતુ આ કામ તેવું નથી, કારણ કે આ કામમાં ધીરવાનો તથા જામીનીનો કરાર છે, તે જુદો બીજો કરાર છે.

સામળભાઈ નથુભાઈ વિ. સોમેશ્વર (ઈ. લા. રી. ૫ મુ. પાનું. ૩૮) તથા જોહરાબીબી વિ. શ્રી ગોપાળમીસર (ઈ. લા. રી. ૧ ક. પાનું ૪૭૦) તથા બીમોલાડોશી વિ. મોહનડોશી (ઇ. લા. રી. ક. ૫ પાનું ૭૯૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, હિંદુ મજીયારૂં કુટંબ મજીયારો વેહેપાર ધંધો ચલાવતા હોય તો, તે કુટંબના અંગભુતો વચ્ચે કેવો સંબંધ છે તેનો થોડોક નિર્ણય આ બાબ પ્રમાણે થઇ શકે છે, પણ તે બાબતમાં હિંદુશાસ્ત્રના સામાન્ય નિયમોનો વિચાર કરવો જોઇએ.

સદરહુ સામળભાઈ નથુભાઈ વિ. સોમેશ્વરના કેસમાં એવી હકીકત હતી કે, કોઇનો બાપ પંસાળાનો ધંધો કરતો હોય, અને તેના ગુજરી ગયા પછી કુટંબના મેનેજર યા વહીવટદાર તરીકે તેનો મ્હોટો છોકરો તે વહિવટ ચલાવે, તેમાં ઠરાવ્યું કે તેના બીજા સહભાગીદારો જો કે ન્હાની ઉમરના હોય, તોપણ જે જે જવાબદારીઓ અગર જોખમો કામના વ્યવહારમાં મેનેજરથી કરવામાં આવ્યાં હોય, તે સર્વના તે સહભાગીદારો જવાબદાર થશે. કોઈ પણ સહભાગીદાર પોતાની જવાબદારીમાંથી એમ કહીને મોકળો થઇ શકશે કે નહી, કે હું તો જુદો રેહેતો હતો, અને નફામાં કાંઈ હિસ્સો લેતો ન્હોતો. પણ જો તે પંસાળાને તેણે રદ કરાવ્યું હોય અગર તે કબુલ કર્યું ના હોય તો, તે જોખમદાર નથી. આવી જાતના પંસાળાને હિંદુશાસ્ત્ર તથા કરારના નિયમો સાથે લાગુ પાડવાં જોઇએ. વડીલોપારજીત જે વેહેપારની મીલકત હોય તે બીજી મીલકતની માફક મજીયારા કુટંબના સઘળા ભાગીદારોને વારસામાં મળે છે. આવા કામમાં એક સભાસદ ગુજરી જવાથી પંસાળું બંધ થઈ શકતું નથી.

લાકડાં કોરવાનો ધંધો ૫૭ સખસો કરતા હતા, પણ ચડસા ચડસીને લીધે તે ધંધો એટલો બધો સસ્તો થયો કે, કરનારાઓને તે છોડી દેવો પડે, તેથી તેઓએ અરસપરસ કરાર કર્યો કે અમુક સખસોને આગેવાન ઠરાવવા, અને મજુરી અમુક દરથી લેવી, અને એક દુકાન રાખી તે કામ કરવું; અને ઉપજ કામ કરવાના પ્રમાણમાં વેહેંચી લેવી. તેમ છતાં સદરહુ સખસોમાંના કેટલાકે તે કરાર તોડ્યો, તેથી તેઓના ઉપર દાવો કરવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૬૫ ના આકટ ૧૦ માની કલમ ૪ પ્રમાણે આ ભાગીદારી કાયદેસર નથી, કારણ કે તેમાં ૨૦ કરતાં વધારે સખસો છે; તેમ છતાં તે રજીસ્ટર કરાવવામાં આવી નથી, માટે કાયદા વિરૂદ્ધ થએલી ભાગીદારી અગર આસોશીએશનનો કોઈ સખસ સદરહુ કરારનો કાયદેસર ચાલતી કોર્ટમાં અમલ કરાવી શકતો નથી. ભીખાજી સાબાજી વિગરે વિ. બાપુ સાજી વિગરે (ઈ. લા. રી. મું. વા. ૧ પાનું. ૬૫૦)

એક મમતાજઅલીએ માજીસ્ટ્રેટ પાસેથી ત્રણ વર્ષને માટે સરકારી હોડી પટે રાખેલી, અને તેમની સાથે એવો કરાર કર્યો હતો કે, માજીસ્ટ્રેટની પરવાનગી શિવાય મારે તે પટો કોઇને ભાડે આપવો અગર અસાઈન કરવો નહી, તેમ છતાં તેણે એક બાદલને ભાગીદાર કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ કરારને લીધે તે ભાગીદારી રદ બાતલ થતી નથી. ગૌરીસંકર વિ. મમતાજઅલાખાન (ઈં. લા. રી. અ. વા. ૨ પાનું ૪૧૧)

ભાગુલાલ વિ. ડી ગસ્યુથર (ઈં. લા. રી. ૪ અ. પાનું ૭૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે જે કરાર છે તેનો અર્થ જોતાં તેવા કરારથી ભાગીદારી ઈયાને પંત્યાળાનો તે કરારના પક્ષકારની વચમાં આ કલમમાં વાખ્યા બતાવેલી છે તે પ્રમાણે કરાર થતો નથી. પરંતુ આ આકટની કલમ ૨૪૦ મીમાં બતાવ્યા પ્રમાણેનો તે કરાર છે.

## કલમ ૨૪૦ મી.

કર્જ આપનારાએ નફાનો ભાગ મળવા ના કરારથી કર્જ આપ્યું હોય તો, તે ઉપરથી તે પંત્યાળો થતો નથી.

**૨૪૦. જે સખસે કાંઈ વેહેપાર કિંવા ધંધો કરવા માંડયો હોય અથવા કરવા માંડવાનો હોય, તે સખસને કોઇએ કર્જ ધીરીને તેની સાથે જો એવો કરાર કર્યો હોય કે, નફા મુજબ બદલાતા દર પ્રમાણે સદરહુ કર્જ ધીરનારને સખસ મજકુરે વ્યાજ આપવું કિંવા તેને કાંઈ નફાનો ભાગ આપવો, તો માત્ર એટલાજ ઉપરથી સદરહુ ધીરનાર સખસ પંત્યાળો બનતો નથી, કિંવા તે પંત્યાળા તરીકે જવાબદાર નથી.**

ટીકા—ઈંગ્રેજી આકટ ૨૮ અને ૨૯ વીકટ. બાબ ૮૬ માં એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે, એકાદા વેહેપારીએ દેવાળું કાઢાડેલું હોય, અને તેને જે સખસે આ કલમમાં બતાવેલી શરતથી નાણાં ધીરેલાં હોય, તે સખસ બીજા લેહેણદારોનું લેહેણું પતતાં સુધી તે ધીરેલા નાણાનો કાંઈ ભાગ અગર વ્યાજનો કાંઈ ભાગ અગર તે સબંધીમાં મીલકત લેવા જોગ થએલી હોય, તે લેઈ શકતો નથી.

ભગુલાલ વિ. ડી. ગસ્યુથક (ઈં. લા. રી. અલ્હાબાદ વા. ૪ પાનું ૭૪) ના કામમાં કરાર છે તેનો અર્થ જોતાં ઠરાવવામાં આવ્યું છે કે, તે કરારના પક્ષકારોની વચમાં આ કલમમાં વાખ્યા બતાવેલી છે, તે પ્રમાણે પંત્યાળાનો ઈયાને ભાગીદારનો કરાર નથી, પરંતુ આ આકટની કલમ ૨૪૦ મીમાં બતાવ્યા પ્રમાણેનો તે કરાર છે.

## કલમ ૨૪૧ મી.

પંત્યાળામાંથી છુટો પડનાર પંત્યાળાએ અથવા મરનાર પંત્યાળાના પ્રતિનિધિએ વાપરવા સારૂ રેહેવા દીધેલી મિલકત.

**૨૪૧. બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, કોઈ પંત્યાળામાંથી છુટો પડનાર પંત્યાળાએ અથવા એકાદ મર્ણ પામેલા પંત્યાળાના પ્રતિનિધિએ, કાંઇ મિલકત પંત્યાળાના કામમાં વાપરવા સારૂ રેહેવા દીધી હોય તો, ઉપલી છેવટની કલમ મુજબ તેણે કર્જ ધીર્યું, એમ સમજવું.**

**ટીકા**—આ કલમના ઠરાવથી ભાગીદારીમાંથી ભાગીદાર તરીકે બંધ થયા પછી, અગર મરનાર ભાગીદારના વારસે કાંઈ પણ કરાર વિના તે ધંધામાં વાપરવાને અમુક મીલકત મુકી હોય તો, તે છેવટ કલમ ૨૪૦ ના ઠરાવ પ્રમાણે તે ધીરવામાં આવી થાય છે. મતલબ કે ભાગીદારી સાથે તે મુકનાર સખસનો આગળનો સંબંધ હોય, તોપણ તે કલમના ઠરાવમાંથી આ બાબત બાતલ થતી નથી.

## કલમ ૨૪૨ મી.

નોકરને અથવા આડતીયાને નફામાંથી હિસ્સા તરીકે મેહેનતાણું આપ્યું તો તેથી તે પંત્યાળો થતો નથી.

**૨૪૨. કોઇ વેહેપાર કિંવા ધંધામાં પડેલા કોઇ સખસે પોતાના નોકર કિંવા આડતીયાને વેહેપાર કિંવા ધંધા મજકુરના નફામાંથી હિસ્સા તરીકે મેહેનતાણું આપવાનો કરાર કર્યો હોય, તો માત્ર તેટલા ઉપરથીજ તે નોકર કિંવા આડતીયો પંત્યાળા તરીકે જવાબદાર થતો નથી, અથવા તેને પંત્યાળાના હક્ક પ્રાપ્ત થતા નથી.**

**ટીકા**—આ કલમમાં ઠરાવ છે તેથી સાધારણ રીતે જે વિચાર થાય કે, નફો લે તે ભાગીદારીની ખોટ પણ ભાગીદાર તરીકે પુરીપાડવાને બંધાએલો છે, તે વિચાર રેહેતો નથી. જો આ ઠરાવ ના હોય તો, આવી હકીકતથી ઘણા સખસોને ભાગીદાર ઠરાવવામાં આવે.

## કલમ ૨૪૩ મી.

મરનાર પંત્યાળાની વિધવાને અગર બચ્ચાંને નફામાંથી વરસાન મળતું હોય તો, તેથી તેઓ પંત્યાળા થતા નથી.

**૨૪૩. જે સખસ કોઈ વેહેપારીના મરણ પામેલા પંત્યાળાની વિધવા કિંવા છોકરૂં હોય, અને જેને વરસાન તરીકે તે વેહેપારીના ધંધાના નફામાંથી કાંઇ હિસ્સો મળતો હોય, તે સખસને સદરહુ હિસ્સો મળવાના સબબ ઉપરથીજ માત્ર, વેહેપારી મજકુરનો પંત્યાળો સમજવો નહીં, અથવા જે જવાબદારીઓ તે વેહેપારીએ પોતાના અંગ ઉપર લીધી હોય, તેનો પણ તે જવાબદાર નથી.**

**ટીકા**—ઉપરની કલમ ૨૪૨ મી નીચે જે વિચાર બતાવવામાં આવ્યો છે, તેજ આ કલમના ઠરાવની બાબતમાં બતાવી શકાય છે.

## કલમ ૨૪૪ મી.

ગુડ-વીલ વેચનાર સખસને નફામાંથી કાંઈ ભાગ મળતો હોય તો, તેથી તે પંત્યાળો થતો નથી.

**૨૪૪. કોઈ સખસે કોઇ ધંધાની ગુડ-વિલ વેચ્યાના અવેજમાં તે ધંધાના નફામાંથી કાંઇ ભાગ વરસાન તરીકે અથવા બીજી રીતે તેને મળતો હોય તો, તે ભાગ મળવાના કારણથીજ માત્ર સદરહુ ધંધો કરનારનો સખસ મજકુર પંત્યાળો થતો નથી, અથવા તેની જવાબદારીને તે પાત્ર નથી.**

**ટીકા**—ઈંગ્રેજી 'લા' માં એવો ઠરાવ છે કે જે સખસ "ગુડવીલ" વેચનાર હોય, અને તે એવી શરતથી વેચે કે પેહેડીમાં થતા નફાનો હિસ્સો મને આપવો, અને પછી તે પેહેડી દેવાળું કાહાડે તો તે પેહેડીના લેહેણદારોનું લેહેણું વસુલ થતાં સુધી નફાનો કાંઈ પણ હિસ્સો તે લેઈ શકતો નથી.

## કલમ ૨૪૫ મી.

પોતે પંત્યાળો છે એવી ધારણા કોઈ સખસ કોઇની પાસે કરાવે તો, તેની જવાબદારી.

**૨૪૫. જો કોઈ સખસે કાંઇ શબ્દો બોલીને અથવા લખીને, અથવા પોતાની વર્તણુંક ઉપરથી, કોઇ બીજા સખસના મનમાં એવી ધારણા ઉત્પન્ન કરી હોય કે, કોઇ, એક અમુક પેઢીનો તે પંત્યાળો છે તો, તે સખસ સદરહુ બીજા સખસને તે પેઢીના પંત્યાળા તરીકે જવાબદાર છે એમ સમજવું.**

**ટીકા**—આ કલમ સાથે પુરાવ આકટ (સન ૧૮૭૨ ના ૧ લા) ની કલમ ૧૧૫ મી વાંચવી જોઈએ. એકાદો સખસ ખરી રીતે ભાગીદાર છે કિંવા નહી, એ વાત અગત્યની રેહેતી નથી, કારણ કે જો તેણે બાહાર લોકોને એમ મનાવ્યું હોય કે હું અમુક પેહેડીનો ભાગીદાર છું તો, પછી તે સખસ હું જવાબદાર નથી એમ કહી શકતો નથી. વાઘ વી. કારવર (હેનરી બ્લાકસ્ટન રી. પાનું. ૨૪૬) ના કામમાં કરારના પક્ષકારોની ખુલ્લી સમજ હતી કે આપણે ભાગીયા થવાનું નથી, અને અ ને તો કાંઈ નાણાં આપવાનાં નથી, મેહેનત કરવાની નથી અને વળી તેને કાંઈ નફો મળવાનો નથી, પરંતુ જો તે પોતાનું નામ ભાગીયા તરીકે આપે તો, તે બાકીની તમામ દુનીયાં વિરૂદ્ધ ભાગીદાર થાય છે તે, તે પક્ષકારોની વચમાં ખરી રીતે લેણદેણ થયાના કારણથી નહી, પણ સાધારણ રીતની નીતીના આધારથી તે ભાગીદાર થાય છે. પરંતુ જે સખસ ભાગીદાર ઠરાવવાને માગતો હોય તેણે પુરાવ આકટની કલમ ૧૧૫ પ્રમાણે એમ બતાવવું જોઈએ કે, મેં અમુક કરાર કરયો ત્યાર પેહેલાં તે સખસ ભાગીદારીમાં છે, એમ બતાવતો હતો, અને તેને લીધે હું કરાર કરવાને લલચાયો હતો.

## કલમ ૨૪૬ મી.

કોઈ સખસ પોતે પંત્યાળો છે એવી સમજુતી બીજાને કરવા દે તો, તેની જવાબદારી.

**૨૪૬. જો કોઇ સખસ પોતે પંત્યાળો છે એવી સમજુતી કરવાની સંમતિ આપે તો, તે સમજુતીના ભરોંસા ઉપર જે ત્રીજા સખસોએ તે પંત્યાળાને ધીર કરી હોય, તે ત્રીજા સખસોને સખસ મજકુર પંત્યાળા તરીકે જવાબદાર છે.**

**ટીકા**—આ કલમમાં ઠરાવ છે તે પ્રમાણે એકાદો સખસ અમુક ભાગીદારીમાંથી દુર થયો હોય, તોપણ તે પોતાનું નામ તે ભાગીદારીમાં ચાલવા દે તો, તે ભાગીદારીની પાછળની લેણદેણ બાબત જવાબદાર થાય છે, પણ જો તે ભાગીદારીમાંથી નીકળ્યાની ઘરાક મજકુરને ખબર હોય તો, તે સખસ જવાબદાર નથી. માટે તે સખસે ભાગીદારીમાંથી દુર થયા પછી ભાગીદારીની જવાબદારીમાંથી બચવાના કારણસર પ્રસિદ્ધ રીતની આ આકટની કલમ ૨૬૪ મી પ્રમાણે એવી નોટીસ આપવી જોઇએ કે, હું તે ભાગીદારમાં હવે ભાગીયો નથી. જો આ પ્રમાણે તે ભાગીદારી સાથે વ્યવહાર કરનાર સખસોને નોટીસ આપવામાં તે ભાગીદાર કસુર કરી પોતાનું નામ ભાગીદારીમાં ચાલવા દે તો, તે જવાબદાર રેહેછે. ન્યુસમ વિ. કોલ્સ (ક્યાંપબેલ્સ્મ રી. વા. ૨ પાનું. ૬૧૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે ભાગીદારી બંધ થયાની નોટીસ ગેઝીટમાં પ્રસિદ્ધ કરી તે પહેડીના ગ્રાહકોને

મોકલવામાં આવેલી, તેમ છતાં તે ભાગીદારીના એક ભાગીયાએ ધંધો ચલાવ્યો છે, માટે તે બાબત બીજા ભાગીયા તે ભાગીયાના તે કૃત્ય વિરૂદ્ધ તાકીદ હુકમ કઢાવવાની અરજ કરવાને બંધાએલા નથી, સબબ તે ભાગીદારી બંધ થયાની બાબત જે સખસોના જાણવામાં ના હોય, તેવા સખસોની પાસેથી તે ભાગીદારે જે બીલો કબુલ કર્યા હોય, તે બીલો બાબત તે બીજા ભાગીયા જવાબદાર નથી.

બીજા કોઈ સખસને તેના અખત્યાર વગર જે સખસ તે પંત્યાળો છે એમ બતાવે તો, તે સખસને અટકાવવાને તાકીદ હુકમ આપવામાં આવશે. બુલોક વિ. ચ્યાપમેન ( ડીજેક્સ એન્ડ સ્મેલ વા. ૨ પાનું. ૨૧૧ )

## કલમ. ૨૪૭ મી.

પંત્યાળો સગીર હોય તો, તે જાતે જવાબદાર નથી, પરંતુ તેનો હિસ્સો જવાબદાર છે.

**૨૪૭. જે સખસ પોતાને લાગુ હોય તે કાયદા મુજબ પાકી ઉમરે પેહોંચેલો ન હોય, તે સખસને પંત્યાળાના નફામાં દાખલ કરી શકાય છે, પણ તે પેઢીની કોઇ પણ જવાબદારીને તે જાતે પાત્ર નથી; પરંતુ પેઢીની મિલકતમાં તે સગીરનો જે હિસ્સો હોય, તે પેઢીની કરજોનો જવાબદાર છે.**

**ટીકા**—એકાદી ભાગીદારીમાં સગીર ભાગીયો થાય તો, તે ભાગીદારીમાંથી થતો ફાયદો લેવાને તે હક્કદાર થાય છે, પણ તે ભાગીદારીની જવાબદારીની. જવાબદારીઓ બાબત તે જાતે જવાબદાર થતો નથી. પરંતુ તે ભાગીદારીની મીલકતમાં તેનો જે હિસ્સો હોય તે જવાબદાર થાય છે. "ન્યુરી રેલવે કંપની" વિ. કુંબ ( ૩ એક્સચેકર પાનું. ૫૬૫ ) ના કામમાં ઠરાવ્યા પ્રમાણે આ કલમનો પેહેલો ભાગ ઇંગ્રેજી "લા" પ્રમાણે છે. તે લા પ્રમાણે સગીર કરાર કરી પોતે જવાબદારીથી બંધાતો નથી, માટે તે જ્યારે પાકી વયનો થાય ત્યારે તે કરાર રદ કરવાનો તેનો હક્ક છે. પરંતુ તે થોડોક કરાર રદ કરે અને થોડો મંજુર રાખે એમ તે કરી શકતો નથી. જેમકે તે ભાગીદારીનો હિસાબ લેવામાં પોતાને ખાતે નફો જમે કરાવે અને પોતાને ખાતે ખોટ ઉધરાવે નહી, તેમ તે કરી શકતો નથી. તેમ ઉમર લાયકનો થાય તે વખતે તે કરાર રદ કરી તેના આધારથી જે નાણાં આપેલાં હોય તે પાછાં લેઈ શકતો નથી. એવું હોમ્સ વિ. બ્લોગ ( ૮ ટાન્ટ રી. પાનું. ૫૦૮ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. માટે તે પ્રમાણે કોર્ક અને બ્યાનડન રેલવે કંપની વિ. કાઝીનવ ( ૧૦ ક્વી. બેંચ. પાનું. ૯૩૫ ) ના કામમાં સગીર ભાગીયાએ પોતાનો ભાગ રદ કરવો જોઈએ, અગર તે ભાગ બાબત જે "કાલ" થાય તે આપવો જોઈએ. કોર્પ વિ. ઓવરસ્ટન ( ૧૦ બીગહામ્સ રી. ૨૫૨ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જો એકાદો બાળક અમુક કરાર રદ કરે અને તે કરારના આધારથી તેણે કાંઈ ફાયદો લીધો ના હોય તો, તે કરારમાં તેણે જે મદદ આપી હોય તે પાછી લેવાનો તેનો હક્ક છે. પરંતુ આ કલમના ઠરાવ પ્રમાણે તેણે ભાગીદારીમાંથી નફો લીધો હોય કિંવા નહી, પણ તે ભાગીદારીમાં તેની જે મીલકત હોય તે ભાગીદારીની બાબતમાં જવાબદાર થાય છે. પરંતુ આ નિયમથી સગીરની તમામ સાધારણ રીતની મીલકત હોય, તેને કાંઇ હરકત થતી નથી.

ખરી રીતે સામાન્ય નિયમ એવો છે કે, જ્યારે એકાદો સખસ કાંઈ કરાર રદ કરે

તો જાણે કરાર કરેલો ના હોય તે પ્રમાણે સામા પક્ષકારને પાછો તેની સ્થીતીમાં લાવવો જોઇએ. પણ આ આકટ પ્રમાણે સગીરને કરાર રદ કરવાનો હક્ક આપવામાં આવ્યો છે, તેમાં આવી શરતથી ખુલ્લી રીતે સગીરને બંધન કરવામાં આવ્યું નથી, તોપણ કલમ ૬૪ મીના ઠરાવ પ્રમાણે તેને જે કાંઇ ફાયદો થએલો હોય તે, તે કરાર રદ કરતી વખતે પાછો આપવો જોઈએ.

જોયફીસ્ટો કોવાર વિ. નીત્યાનંદ નંદી ( ઈં. લા. રી. ૩. ક. ૭૩૮ ) ના કામમાં એક મરનાર હિંદુના છોકરાંનો વાલી તે છોકરાંના ફાયદા સારૂ વેહેપાર કરતો હતો, અને તેમાં તેણે કરજ કરેલું હતું. તેમાં આ કલમના ઠરાવનો મુકાબલો કરી ઠરાવેલું છે કે, તે કરજ બાબત તે વેહેપારમાં સગીરની મીલકતનો જે ભાગ હોય, તે જવાબદાર થાય છે.

## કલમ ૨૪૮ મી.

*સગીર પંત્યાળો ઉમરે પોહોંચ્યાથી તેની જવાબદારી.*

**૨૪૮. જે સખસને પાકી ઉમરે પોહોંચતાં પેહેલાં પંત્યાળાના નફામાં દાખલ કર્યો હોય, તે સખસ પાકી ઉમરનો થયા પછી સદરહુ મુજબ તે દાખલ થયો ત્યારથી ઉત્પન્ન થયલી તે પંત્યાળાની જવાબદારીને પાત્ર છે; પણ તે પંત્યાળામાંથી પોતે છુટો થયો છે એવી પ્રસિદ્ધ ખબર જો તે યોગ્ય વખતની અંદર આપે તો, તે સદરહુ મુજબ પાત્ર નથી.**

**ટીકા**—આ આકટના ઠરાવ પ્રમાણે જો સગીર ભાગીદાર પાકી વયનો થએ પોતાનો ભાગ હું મંજુર રાખતો નથી, એવી પ્રસિદ્ધ ખબર અંદેશા વિનાની આપે તો, તે ભાગીદારીમાં તેની મીલકત હોય તેટલા સબંધીજ તેની જવાબદારી રેહે છે, પણ જો તેવી ખબર આપવાને તે કસુર કરે તો, તે ભાગીદારીનું તમામ દેવું જે તેનું ભાગીદારીમાં દાખલ થયા પછી કરવામાં આવ્યું હોય, તે બાબત જવાબદાર થાય છે.

## કલમ ૨૪૯ મી.

*પંત્યાળાના કર્જ બાબત પંત્યાળાની જવાબદારી.*

**૨૪૯. કોઈ સખસ પંત્યાળો હોય તે દરમિયાન પંત્યાળાનું કામ ચલાવવાને હમેશ મુજબને પ્રસંગે તે પંત્યાળાએ અથવા પંત્યાળાની તરફથી કોઇએ કાંઈ કરજ કર્યું હોય, તથા કાંઈ જવાબદારી ઉત્પન્ન કરી હોય, તે કરજ તથા જવાબદારીનો એવો દરેક સખસ જવાબદાર છે; પરંતુ કોઈ સખસને કોઈ ચાલતી પેઢીમાં પંત્યાળો કરવામાં આવે તો, સખસ મજકુર પંત્યાળો થયો તે પેહેલાં જે કાંઇ કરવામાં આવ્યું હોય, તે બાબત તે સખસ પંત્યાળો થયાના કારણથી તે પેઢીના માગનારોને જવાબદાર થતો નથી.**

**ટીકા**—આ કલમમાં ઠરાવ છે તે સ્પષ્ટ છે કે, એકાદો સખસ કોઈ પંત્યાળામાં ભાગીદાર થાય, ત્યાર પેહેલાં તે પંત્યાળાનું જે દેવું હોય તે બાબત તે જવાબદાર થતો નથી. તેમજ હીઅર વિ. આશબી ( ૧૦ બી. એન્ડ સી. પાનું ૨૮૮ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, ભાગીયાઓની વચમાં તે પેહેલાંની જવાબદારી થાય તેવો હિસાબ રાખવામાં

આવ્યો હોય, તોપણ તેથી ત્રીજા સખસના હક્કમાં વધારો થતો નથી. વાહીટહેર વિ. બારન ( મુડી એન્ડ રાબીનસન વા. ૨ પાનું. ૨૪૮ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, અજમાયશ એવી છે કે એકાદા સખસને ભાગીયા તરીકે એક કરાર બાબત જવાબદાર ઠરાવવામાં આવનો હોય તો, તે કરારની તારીખ શી છે તે જોવું જોઈએ. માટે સખસ ભાગીયો થતા પેહેલાં કરાર કરવામાં આવ્યો હોય, પણ તે ભાગીયો થયો ત્યાર પછી ભાગીદારીમાં માલ આપવામાં આવ્યો હોય તો, તે ભાગીયો જવાબદાર નથી. પરંતુ તે ભાગીદાર તેવા પ્રથમના કરારથી વખતે વખતે તેના ભાગીયા થયા પછી કરજ થાય તે બાબત જવાબદાર છે. જેમકે અમુક માલ પુરો પાડવાને જારી કરાર પ્રથમથી કરવામાં આવેલો હોય. યંગ વિ. હંટર ( ૪ ટાન્ટ રી. પાનું. ૫૮૨ ) ના કામમાં ઠરાવવામાં આવ્યુંછે કે એકાદી પેહેડીમાં દાખલ થવામાં આવે, એટલે તેણે તમામ વ્યવહાર મંજુર રાખ્યો એમ થાય, એવું કહી શકાય છે, પણ તે વ્યવહાર કરતી વખતે તે થતા ભાગીયાની તરફથી તે વ્યવહાર કરવામાં આવ્યો ના હોય તો, સદરહુ રીતે તે મંજુર રાખ્યાના કારણથી બીજાએ કરેલા વ્યવહાર બાબત તે જવાબદાર થતો નથી. પણ રોલ્ફ વિ. ફ્લાવર ( લા. રી. ૧ પી. સી. પાનું. ૨૭ ) ના કામમાં ઠરાવવામાં આવ્યુંછે કે, તેવો થતો ભાગીદાર ત્રાહિત સાથે કરાર કરી ઉપર બતાવેલા પ્રકારના વ્યવહારની જવાબદારી માથે લે છે.

## કલમ ૨૫૦ મી.

એક પંત્યાળાની ગફલતને લીધે અથવા કપટને લીધે પ્રત્યેક પંત્યાળો ત્રીજા સખસને જવાબદાર થાય છે.

**૨૫૦. પેઢીનું કામ ચલાવવામાં કોઈ પંત્યાળાએ ગફલત અથવા કપટ કર્યાથી ત્રીજા સખસને ટોટો અથવા નુકશાન થાય, તે બાબતનો બદલો ભરી આપવાનો પ્રત્યેક પંત્યાળો સદરહુ ત્રીજા સખસોને જવાવદાર છે.**

**ટીકા**—દરેક ભાગિયો ભાગીદારીનો એજંટ છે, તે નિયમથી આ કલમનો ઠરાવ કરવામાં આવેલો જણાય છે. માટે મોર્ટન વિ. હાર્ડન(૪ બી. એન્ડ સી. ૨૨૩)ના કામમાં ગાડીના માલેકોને તેમાંના એકે કસુરથી ગાડી હાંકી તે બાબત જવાબદાર ઠરાવવામાં આવેલા હતા, પુરંતુ આરબ્યુકલ વિ. ટેલર (૩ ડો. રી. પાનું. ૧૬૦) ના કામમાં ઠરાવવામાં આવ્યુ છે કે, એકાદો ભાગિયો કોઈ સખસના ઉપર ઠેષબુદ્ધીથી ભાગીદારીની મીલકત ચોરવા બાબત ફરીયાદ માંડે તો, તે ભાગીદારી જવાબદાર થતી નથી, કારણ કે તે ફરીયાદ માંડવાથી જે નુકશાન કરવામાં આવેલું હોય, તે ભાગીદારીનો વહિવટ ચલાવતાં કસુર અગર કપટ કરી કરવામાં આવેલું છે, એમ થતું નથી, તેમ કપટ શિવાય કાંઈ કૃત્ય જાણીબુજીને કરવામાં આવ્યું હોય તેનો આ કલમના શબ્દોમાં સમાસ થતો નથી. આટકીનસન વિ. મેકરેથ (લા. રી. ૨ ઇકવી. ૫૭૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એક સોલીસીટરોની પેહેડીમાંના એકાદા અંગભૂતને ગીરો ઉપર નાણાં ધીરવાને અગર લેહેણદારોની સાથે ગોઠવણ કરવાને અસીલ તરફથી નાણાં મળેલાં હોય, તેમ છતાં તે નાણાંનો તે ખોટો ઉપયોગ કરે તો, તે પેહેડી તે બાબત જવાબદાર થાય છે. જો પેહેડીના કબજામાં બીજાની તરફનાં

નાણાં હોય અને પેહેડીનો એકાદો અંગભૂત તેનો ખોટો ઉપયોગ કરે તો, જે તેને જાતે મળેલાં હોય તેના કરતાં પણ તે પેહેડીની જવાબદારી વધારે સ્પષ્ટ છે. સ્ટોન વિ. માર્શ (૬ બી. એન્ડ સી. ૫૫૧) ના કામમાં પ્રતીવાદીઓ સરાફ હતા, તેમનો ધંધો માલ વેચીને ઉપજે તે પોતાના ગ્રાહકોને માટે વસુલ કરવાનો હતો. તે પેહેડીમાંના એકાદા ભાગીયાએ પેહેડીના એક ગ્રાહકની તરફથી માલ વેચવા બાબત મુખત્યારનામું જુઠું બનાવ્યું, અને વેચાણમાંથી જે ઉપજ્યું તે વાદીએ કે જેમની સાથે પ્રતીવાદીઓને ખાતુ ચાલતું હતું, તે વાદીઓને ત્યાં ભરયું, અને પ્રતીવાદીઓને ખાતે જમે કરાવ્યું. પછી તે ભાગીયાએ તે મુકેલાં નાણાં એક એક લખી તે ઉપર પેહેડીના નામની સહી કરી લીધાં, અને તે તેણે પોતાના ઉપયોગમાં વાપરયાં. તેમ પ્રતીવાદીઓની પેહેડીને તે બાબત જવાબદાર ઠરાવવામાં આવી, કારણ કે તે નાણાં હમેશાંની રીતી પ્રમાણે લેવામાં આવેલાં હતાં. માટે જો બીજા ભાગિયાઓ તે બાબત જાણતા ના હોય, તોપણ તેઓએ સાધારણ ચંચળાઈ રાખી હોત તો, તે જાણી શકત. જો આ પ્રમાણે નાણાં તે પહેડીના કબજામાં ના હોત તો ઠરાવ જુદો થાત, એમ જણાય છે. માટે એકાદી પેહેડીમાં "શીક્યુરીટી"ઓ અનામત રાખવામાં આવેલી, તે શીક્યુરીટીઓ તે પહેડીના બે ભાગીદારોએ ત્રીજા ભાગીદારની અજાણતામાં અઘટીત રીતે વેચી, તે બાબત તે પહેડી જવાબદાર છે, એમ ડીવેન્સ વિ. નોબલ (૧ મેરીવેલ્સ રી. પાનું. ૫૭૨) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે, તેમ બીજી તરફ જો અમુક વ્યવહારને પેહેડી સાથે કાંઈ સબંધ ના હોય અગર પેહેડીનો ભાગીયો તે પેહેડીના ભાગીયા તરીકે કામ કરતો ના હોય, તે દરમિયાનમાં તેણે કાંઈ કપટ કરયું હોય તો, તેથી થતા નુકશાનનો બોજો તે પેહેડીના નીરપ્રાધી અંગભૂતો ઉપર નાંખી શકાતા નથી. સબબ લવેલ વિ. હીક્સ (યંગ એન્ડ કાલીયર્સ ચે. કે. પાનું. ૪૬) ના કામમાં એક ભાગીયો કપટ કરી પેહેડીમાં સામેલ થવાને એકાદા સખસને લલચાવે અને જો તે ભાગીયાને બાજો ભાગીયો શોધી કાહાડવાનો અખત્યાર આપવામાં આવેલો ના હોય તો, તે કપટ તે પેહેડીનું નથી, એવું ઠરાવવામાં આવ્યું છે.

## કલમ ૨૫૧ મી.

સહપંત્યાળાને જવાબદાર કરવાનો પંત્યાળાનો અધિકાર.

**૨૫૧. કોઈ પંત્યાળો જે પંત્યાળાનો ભાગીયો હોય તે પંત્યાળાના જેવા પંત્યાળાનો ધંધો ચલાવવામાં કાંઈ જરૂરનું અથવા હમેશ કરાવવામાં આવતુ હોય એવું કોઇ પણ કૃત્ય કરે તો, તે કૃત્ય કરવાને સારૂ પંત્યાળા મજકુરને તેના સહપંત્યાળાઓએ યોગ્ય રીતે જાણે આડતીયો નીમ્યો હોય, તેટલેજ દરજ્જે કૃત્ય મજકુરથી સદરહુ સહપંત્યાળાઓ બંધાયલા છે.**

**અપવાદ.—જો પંત્યાળાઓ મધ્યે એવી કબુલાયત થઈ હોય કે, તેઓમાંથી કોઇ એક પંત્યાળાના અખત્યારમાં કાંઈ મર્યાદા રાખવી તો, તેવી કબુલાયત વિરૂદ્ધ કોઇ પણ કૃત્ય થયું હોય ત્યારે જે સખસોને તે કબુલાયતની ખબર હોય, તે સખસોને સબંધે તે કૃત્યથી પેઢી જવાબદાર થતી નથી.**

## દૃષ્ટાંતો.

(अ.) अ અને ब પંત્યાળે વેહેપાર કરે છે, अ લંડન મધે રેહે છે અને ब હિંદુસ્તાનમાં રેહે છે. अ પેઢીને નામે એક હુંડી આપે છે. એ હુંડી વિશેની ખબર ब ને નથી અને તે કાર્યમાં ब ને ફાયદા ગેરફાયદાનો સબંધ નથી. તે હુંડી કેવી હકીકતને સંબંધે આપી છે, તેની ખબર જેના હાથમાં હુંડી હોય તેને ન હોય તો, હુંડી મજકુરને સારૂ પેઢી જવાબદાર છે.

(ब.) अ એક સોલિસિટર અને એટરનિઓની એક પેઢીમાંનો છે. તે પોતાની પેઢીને નામે હુંડી વગર અધિકારે આપે છે. એ હુંડી વિશે બીજા પંત્યાળાઓ જવાબદાર નથી.

(क.) પંત્યાળું કરીને अ અને ब શાહુકારી પેઢીનું કામ ચલાવે છે. પેઢીની તરફથી अ પાસે કાંઈ પૈસા આવે છે. એ પૈસા આવ્યાની વાત अ, ब ને જણાવતો નથી, અને પછાડીથી अ તે પૈસા પોતાના ઉપયોગમાં લે છે. એ પૈસા ભરી આપવાને પંત્યાળુ જવાબદાર છે.

(ड.) अ ને ब પંત્યાળા છે. ब ને ઠગવાના હેતુથી अ એક દુકાન ઉપર જઇને પોતાની પેઢીની તરફથી પંત્યાળાનો ધંધો હમેશ મુજબ ચલાવતાં કામમાં આવે એવી એક વસ્તુ ખરીદ કરે છે. તે વસ્તુ अ ખુદ પોતાના ખાનગી કામમાં લે છે, અને તે વસ્તુ વેચનાર સખસ જોડે તેણે મસલત કરી નથી. તે પદાર્થની કિંમત સારૂ પેઢી જવાબદાર છે.

**ટીકા**—સાધારણ વ્યવહારના પંત્સાળામાં હુંડીઓ આપવાનો તથા સ્વીકારવાનો અખત્યાર કાયદા ઉપરથી નિકળે છે, પણ બીજા પંત્સાળામાં જેવા કે સોલીસીટરોના પંત્સાળાઓમાં જે પક્ષકાર પેઢીને જવાબદાર કરવા માગતો હોય, તેણે સ્પષ્ટ અખત્યાર સાબેત કરવો જોઈએ, ડીકીનસન વિ. વાલપી (૧૦ બી. એન્ડ સી. પાનું. ૧૨૮). સાધારણ લખીતવાર કરારની બાબતમાં જે સખસો પક્ષકાર ન હોય અને એ લેખી દસ્તાવેજ ઉપર સહી કરી ન હોય તે સખસો ઉપર પડદામાં રાખેલા મુખ્યો અથવા છાના પંત્સાળાઓની માફક દાવો થઇ શકે. બેકહામ વિ. ડ્રેક (૯ મીશન એન્ડ વેલ્સબી. પાનું. ૭૯). નીકલસન વિ. રીકેટસ (૨૯ લા. જ. ક્વી. બેંચ. પાનું ૫૫) ના કામમાં બે પેહેડીઓ હતી, તેમાં એક પ્રતીવાદીઓની હતી. તે બેઉ નાણાં આપવા લેવાનો ધંધો કરતી હતી, અને દરેક અરસ્પરસ એક બીજાના ઉપર હુંડીઓ લખતી હતી, અને જે નફો અથવા નુકશાન થાય તે વેહેંચી લેતી હતી. પછી પ્રતીવાદીઓવાળી પહેડી ઊપર બીજી પેહેડીવાળાએ એવો દાવો કરયો કે, પ્રતીવાદીઓની પેહેડીએ વાદાએ પોતાના નામથી જે હુંડીઓ ખરીદ કરેલી તે હુંડીઓ તે પેહેડી ઉપર શીકારવાનો કરાર કરેલો, તે નહી શીકારવાથી કરાર તોડયો છે, સબબ તે વિશે દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીઓ તે નાણાં વસુલ કરી શકતા નથી, કારણ કે પ્રતીવાદીઓની તથા તે બીજી પેહેડીની વચમાં તે ભાગીદારે હશે,

તોપણ તે બીજી પેહેડીએ પોતાના નામથી લખેલી હુંડીઓની રૂઇએ પ્રતીવાદીઓને બંધનમાં લાવવાને તે બીજી પેહેડીને અખત્યાર હતો તેવો કાંઇ પુરાવ નથી. ભાગીદારીનું એક સરખું નામ નથી, માટે એક પેહેડીના નામમાં બીજી પહેડીનો સમાસ થાય છે, એવું બનાવવાને કાંઈ પણ નથી. આજ બાબતનો એકતરફી આડાનસોનીયા ફાયબર કંપની (લા. રી. ૯ એ. પાનું. ૬૪૪) ના કામમાં સવાલ ઉઠેલો હતો. તેમાં ચાર પેહેડીઓ એકઠો વેહેપાર કરતી હતી, અને તેઓ અંદર અંદર એક મજીયારૂં નામ વાપરતા હતા, અને દરેક પેહેડી પોત પોતાના નામથી બીજી પેહેડી ઉપર હુંડીઓ લખતી હતી. તેમાં લોર્ડ જસ્ટીસ મેલીસે કહેલું છે કે, આ કામ નીકાલસન વિ. રીકેટસના કામમાં જસ્ટીસ કામટને જે હકીકત બતાવી છે, તેવુંજ છે. "જ્યાંહાં अ, ब, અને क ની ભાગીદારી હતી, તેમાં એવી ગોઠવણ રાખવામાં આવી હતી કે क પોતાના નામથી अ અને ब ઉપર હુંડીઓ લખે, માટે અમારી નજરમાં આવે છે કે આ હુંડીઓ ઉપર क ની સહી હોવાથી अ અને ब બંધનમાં આવતા નથી.

યોર્કસાયર બેંકીંગ કંપની વિ. બીટસન (૫ શી. પી. ડી. પાનું ૧૦૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, પેહેડીનું નામ તે પેહેડીના એકાદા ભાગીદારનું નામ હોય તો, અનુમાન એવું થાય છે કે તે ભાગીયાના નામથી જે બીલ ઉપર સહી કરવામાં આવે તે તે પેહેડી તરફથી સહી કરવામાં આવી થાય છે, અને તે પેહેડીને તે બંધનકાર્ક છે, અને તે એકાદો ભાગીદાર પોતાનો જુદો ખાનગી ધંધો ચલાવતો ના હોય તો, જરૂર તેવું અનુમાન થાયજ. પરંતુ તે સખસે તે બીલ ઉપર પોતાના ખાનગી કારણસર સહી કરેલી એવો પુરાવ હોય તો, તે અનુમાન રદ થઈ શકે છે. આલીયન્સ બેંક વિ. કીરર્સલી (લા. રી. ૬ સી. પી. પાનું. ૪૩૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે વેહેપારના ભાગીદારને પોતાની પેહેડી તરફથી પોતાના નામથી સરાફી ખાતુ રાખવાને અખત્યાર નથી. આવા કરારો પેહેડીના નામથી થવા જોઇએ, અને તેમ કરવામાં ના આવે તો તેથી પેહેડી બંધનમાં આવતી નથી. માટે એમલી વિ. લાય (૧૫ ઇસ્ટ રી. પાનું. ૭) ના કામમાં ઠરાવવામાં આવેલું છે કે, એક અંગભૂત પોતાના નામથી હુંડી લખે તો, તે બાબત તે પેહેડી જવાબદાર થતી નથી. પછી તે પેહેડીને તે બાબતની ઉપજ મળી સુકી હોય તોપણ લેતા નહી. હાકશા વિ. પાર્કીન્સ (સ્વાનસ્ટોન રી. પાનું. ૫૪૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, દરેક ભાગીદારને ભાગીદારીવાળી પેહેડીનું લેહેણું વસુલ કરી કાયદેસર પોહોચ આપવાનો અખત્યાર છે, પરંતુ નાણાં શીવાય બીજી રીતે લેહેણાનો નીકાલ કરવામાં આવેલો હોય તો, તે અવસ્ય કરીને તેના બીજા ભાગીદારોને બંધનકાર્ક નથી. યંગ વિ. વાહીટ (૭ બીવન્સ રી. પાનું. ૫૦૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે સાધારણ એજંટ દેવાનું સમાધાન કરે તેના કરતાં એકાદો ભાગીદાર વધારે કરી શકતો નથી, અગર તે દેવા વિરૂદ્ધ પોતાના લેહેણાનો સામો દાવો કરી શકતો નથી. હાટન વિ. રોયલ (૩ હર્લસ્ટોન એન્ડ નાર્મન્સ રી. પાનું. ૫૦૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એક ભાગીયો લવાદને તકરાર સોંપવાનો કરાર કરી, અગર દાવા પ્રમાણે હુકમનામું કરવાની કબુલત કરી પેઢીને બંધનમાં લાવી શકતો નથી.

શાર્પ વિ. મીલીગન (૨૨ બીવન્સ રી. પાનું ૬૦૬) ના કામમાં ભાગીદારીના સાધારણ ચાલતા કામની દરમિયાનમાં એકાદું મકાન ભાડે આપવું અગર ભાગીદારીની મીલકત ગીરો આપવી, એ પેઢીનો ધંધો ચલાવવા હમેશ કામ ચલાવવામાં આવતું હોય એવું કૃત્ય નથી, એટલા માટે આવો વ્યવહાર કરી એક ભાગીદાર બાકીના ભાગીદારોને બંધનમાં લાવી શકતો નથી. પણ રીડ વિ. હોલીંગહેડ (૪ બી. એન્ડ સી. પાનું ૮૬૭) ના કામમાં પંત્સાળામાં નાણાં કરજે લેવાનો અધિકાર હતો, માટે પંત્સાળાની મીલકત સાનમાં મૂકવાનો પણ અખત્યાર છે, એવું ઠરાવવામાં આવ્યું છે, અને આથી પંત્સાળાની સ્થાવર મીલકત પણ ગીરો મુકવાનો તેને અખત્યાર છે, એમ જણાય છે. બીમોલા દોસી વિ. મોહન ડોસી (ઇં. લા. રી. ૫ ક. પાનું ૭૯૨) ના કામના ઠરાવમાં રામલાલ ઠાકરશીદાસ વિ. લખમીચંદ મણીરામ (૧ મુ. હા. રી. પાનું ૫૧) ના કામનો ઠરાવ કરી કલકત્તા હાયકોર્ટે સદરહુ નિયમ પસંદ કરેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે હિંદુ કુટંબનો વહિવટદાર કુટંબનું કામ કરતો હોય, અને તે કરવામાં તે કુટંબના બીજા અંગભૂતોના જાણવામાં હોય કે તેમાં નાણાં જોઇયે છે તો, તે વહિવટદાર કરજે નાણાં લેવાને કુટંબી મીલકત ગીરો આપી શકે છે, અને તે કુટંબની પાકી વયના બીજા અંગભૂતોને તે કૃત્ય બંધનકાર્ક થાય છે.

બેંક આફ આસ્ટ્રેલેશીયા વિ. બ્રેલ્લાટ (૬ એમ. પી. સી. સી. પાનું. ૧૯૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એકાદો ભાગીયો પોતાની પેહેડી તરફની ફરજ તોડી કાંઈ કામ કરે તો, તે કામથી પેહેડી બંધનમાં આવતી નથી, પરંતુ તે વખતે તે કામ કરવામાં બીજો પક્ષકાર જે હોય તેના જાણવામાં એવું આવવું જોઇએ કે, તે ભાગીદાર પોતાની તેવી ફરજ તોડીને તે કામ કરે છે, અગર તે બીજો પક્ષકાર તે કરવામાં તે ભાગીદાર સાથે સામેલ રેહે.

વાટર્શ વિ. સ્મીથ (બીગહામ્સ એન્ડ આડોલફસ, રી. પાનું. ૮૯૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે. પંત્સાળાનો એકાદો ભાગીદાર પંત્સાળાનું દેવું વસુલ આપે, અને તે ભાગીદારનો હેતુ તમામ દેવું વાળવાનો હોય અગર તેણે પંત્સાળાની પુંજીમાંથી તે દેવું આપ્યું હોય તો, બીજા ભાગીયા તેથી મુક્ત થાય છે. પણ મીંટાયર વિ. મીલર (૧૩ મીશન એન્ડ વેલ્સબી પાનું. ૭૨૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એકાદી પેહેડી દેવું આપી શકે તેવી ના હોય, તેથી એકાદો ભાગીદાર પોતાના ખાનગી નાણામાંથી તે દેવું આપે, પરંતુ તે એવી રીતે આપે કે પોતાના ફાયદા સારૂ તે દેવું તે પેહેડી સામા ઉભું રાખવાનો ઇરાદો છે, એમ જણાય તો, જે ભાગીદારે તે દેવું આપેલું હોય તેની તરફથી લેહેણદાર તે લેહેણું લેવા તે પેહેડી ઉપર દાવો કરે, તેમાં સદરહુ ભાગીદારે તે દેવું પતાવેલું છે, એ કાંઈ જવાબ થતો નથી.

ભાગીદારોના અંગભુતો તરફથી એક ભાગીદાર હોય તો, તે બસ છે, સબબ તેને નોટીસ આપવામાં આવે એટલે તેણે ચોપડા રજુ કરવા જોઈએ. હાજી જાકરીયા વિ. હાજી કાશમ (ઈં. લા. રી. મુ. વા. ૧ પાનું. ૫૯૬)

કોઇ એક પેઢીનું નામ તેમાંના એક ભાગીદારનુંજ નામ હોય તો, તેમાં અનુમાન એવું કરવામાં આવે છે કે તે નામથી જો કોઇ બીલ ઉપર સહી કરવામાં આવી હોય તો,

તે બીલ પેઢીને માટેજ આપવામાં આવ્યું હતું એમ સમજવું, અને તે તે પેઢીને બંધન કારક છે. પણ તેમાં એ જોવું અવશ્ય છે કે તે સખસ પેઢીના વેહેપાર શિવાય બીજો કોઈ વેહેપાર કરતો હોવો ના જોઇએ. પણ આ જાતનું અનુમાન એવી રીતે રદ પણ થઈ શકે કે તે સખસે તેના પોતાના ખાનગી કામોને માટે બીલ ઉપર સહી કરી હતી. કલકતા હાયકોર્ટે એવું ઠરાવ્યું છે કે, કોઈ હિંદુકુટંબનો વહિવટદાર કુટંબનો વેહેપાર ચલાવતો હોય, અને તેમાં પૈશાની જરૂર છે, એવું બીજા ભાગીદારો જાણતા હોય તો, તે મેનેજરને તે કામને માટે જે નાણાં અગાઉથી લેવાની જરૂર હોય, તેને માટે કુટંબની મીલકત ગીરો મુકે અને તે ગીરો બીજા મ્હોટી ઉમરના ભાગીદારોને બંધનકારક થાય છે. જોહારીબીબી વિ. ગોપાળમીસર (ઈં. લા. રી. ક. વા. ૧ પાનું, ૪૭૦)

## કલમ ૨૫૨ મી.

જે કરાર ઉપરથી પંત્સાળાઓના હક્કો તથા જવાબદારી ઠરેલી હોય, તે કરાર રદ્દ કરવા વિશે.

**૨૫૨. જ્યારે પંત્યાળાઓએ કરાર કરીને પોતાને પરસ્પરને સબંધે પોતાના હક્કો તથા ફરજો વિશે નિયમ કર્યા હોય તથા તેનાં લક્ષણો ઠરાવ્યાં હોય, ત્યારે એવો કરાર સર્વેની સંમતિથીજ માત્ર રદ્દ કરી શકાય છે અથવા ફેરવી શકાય છે; એ સંમતિ સ્પષ્ટ રીતે આપવી જોઇએ, અથવા ધંધો ચલાવવાના કોઇ એકસરખા વહિવટ ઉપરથી ગર્ભિત સમજાઇ જોઇએ.**

### દૃષ્ટાંત.

**અ, બ, અને ક એઓ પંત્યાળુ કરવાના હેતુથી લખેલી કબુલાયત કરે છે કે, પંત્યાળાથી જે એન નફો થાય તે પોત પોતામાં સરખે હિસ્સે વેહેચી લેવો. એ પછી તેઓ પંત્યાળાનું કામ ઘણા વર્ષ સુધી ચલાવે છે, અને અ ને એન નફામાંથી નિમ્મે નફો મળતો જાય છે, અને બાકીનો નિમ્મે બ અને ક સરખે હિસ્સે વેહેંચી લે છે. એ વ્યવસ્થા સર્વ પક્ષકારોને માલમ છે, અને સર્વેએ તે કબુલ રાખી છે. નફો વેહેંચી લેવા વિશે સદરહુ કબુલાયતમાં જે ઠરાવ છે તે, ઉપલા વહિવટને લીધે રદ્દ થાય છે.**

**ટીકા**—કોનસ્ટ વિ. હારીસ (ટરનર એન્ડ રસલ્સ રી. વા. ૧ પાનું. ૫૨૩) ના કામમાં આ બાબતનો નિયમ લાર્ડ એલડનસાહેબે નીચે પ્રમાણે સ્પષ્ટ રીતે બતાવ્યો છેઃ—

"સાધારણ પંત્સાળામાં જો કે ભાગીદારોએ લખેલો કરાર કરી સહીયારો ધંધો કેવી રીતે ચલાવવો તેની શરતો ઠરાવી હોય, તોપણ લાંબો વ્યવહાર ચાલે અગર ના ચાલે, પણ એટલો ચાલેલો હોય કે તે તમામ ભાગીદારોએ અસલ લખેલા કરારની શરતોમાં ફેરફાર કરવાને કબુલ કરેલું છે, એમ જણાય તો, તેઓએ પોતાની વર્તણુંકથી તે ઠરાવમાં ફેરફાર કરેલો છે, એમ ઠરાવી શકાય. જેમકે એક સાધારણ પંત્સાળામાં પક્ષકારોએ એવી શરત કરી હોય કે, આપણામાંના કોઇએ બીજા તમામ ભાગીયાઓના અનુમત વિના પોતાની નામથી હુંડી લખવી નહી, અગર કબુલ પણ કરવી નહી. પરંતુ બીજાઓના અ-

નુમત વિના તેમાંના એકને તે પ્રમાણે કરવાની ટેવ પાડે તો, આ કોર્ટે ઠરાવવું જોઈએ કે તે બાબતમાં અસલ ઠરાવ હતો, તેમાં તેઓએ ફેરફાર કરેલો છે."

## કલમ ૨૫૩ મી.

જુદી રીતનો કરાર ન હોય તો, પંત્યાળાઓના પોતપોતાના હક્કો ઠરાવવા વિશેના નિયમો.

૨૫૩. બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, પંત્યાળાઓના પરસ્પરના સંબંધો નીચે લખેલા નિયમોથી ઠરાવવામાં આવશે:—

(૧.) જે મિલકત પંત્યાળાની પુંજીમાં પ્રથમથી લીધી હોય, અથવા જે પંત્યાળાના પૈસાથી વેચાણ લીધેલી હોય, અથવા જે પંત્યાળાના ધંધાને માટે મેળવેલી હોય, તે સર્વે મિલકતના માલિક સર્વે પંત્યાળાઓ સમસ્ત છે. એવી સર્વે મિલકતને પંત્યાળાની મિલકત એવું નામ આપ્યું છે. પંત્યાળાએ પંત્યાળામાં પ્રથમ જે ભાગ આપ્યો હોય તેની કિંમતમાં નફા ટોટાના પોતાના હિસ્સાથી જે વધઘટ થવાની તે થતાં જે રકમ થાય, તેટલો પંત્યાળાનો પંત્યાળાની મિલકતમાં હિસ્સો છે, એમ સમજવું.

(૨.) પંત્યાળાના ધંધામાં જે નફો થાય તે સર્વે પંત્યાળાઓને સરખે હિસ્સે વેહેંચી લેવાનો હક્ક છે, તેમજ પંત્યાળામાં થયલો ટોટો સર્વે પંત્યાળાઓએ સરખે હિસ્સે ભરવો જોઇએ.

(૩.) પ્રત્યેક પંત્યાળાને પંત્યાળાના ધંધાનો વહિવટ કરવામાં સામિલ થવાનો હક્ક છે.

(૪.) પંત્યાળાના ધંધાનું કામ પ્રત્યેક પંત્યાળાએ ઉદ્યમ રાખીને કરવું, એ પ્રત્યેક પંત્યાળાની ફરજ છે, અને તે કામ કરવા બદલ કાંઇ પણ મેહેનતાણું મળવાનો પંત્યાળાનો હક્ક નથી.

(૫.) જો પંત્યાળાના ધંધાને લગતી સાધારણ બાબતમાં પંત્યાળાઓના અભિપ્રાય એક એકથી જુદા પડે, તો પંત્યાળાઓમાંથી ઘણા જણોનો જે મત હોય તે પ્રમાણે ઠરાવ કરવો; પરંતુ સર્વે પંત્યાળાઓની સંમતિ થયા શિવાય પંત્યાળાના ધંધાના સ્વરૂપમાં કાંઇ ફેરફાર કરી શકાતો નથી.

(૬.) સર્વે પંત્યાળાઓની સંમતિ શિવાય કોઇ પણ સખસને પેઢીમાં નવો પંત્યાળો કોઈ સખસથી કરી શકાતો નથી.

(૭.) જો કોઈ પણ કારણને લીધે પત્યાળાંનો કોઈ પણ ભાગીઓ ભાગીઆપણામાંથી બંધ પડે, તો બાકીના સરવે ભાગીયા-

**ઓને સંબંધે પંત્યાળું ભાગી પડયું એમ સમજવું.**

**(૮.) પંત્યાળુ કાંઈ એક નિમેલી મુદત સુધીને વાસ્તે કર્યું ન હોય, તો કોઈપણ પંત્યાળો ગમે તે વખતે પંત્યાળામાંથી જુદો પડી શકે છે.**

**(૯.) જો પંત્યાળુ અમુક મુદ્દત સુધીને સારૂ કર્યું હોય, તો સર્વે પંત્યાળાઓની સંમતિવિશિવાય તે મુદ્દત ચાલુ હોય તે દરમિયાનમાં કોઈ પણ પંત્યાળો પંત્યાળામાંથી જુદો પડી શકતો નથી, અને કોર્ટના હુકમ શિવાય કોઇ પણ પંત્યાળાને બાકીના પંત્યાળાઓ કાંઇમણ કારણે કાહાડી મુકીશકતા નથી.**

**(૧૦.) પંત્યાળુ કાંઈ અમુક મુદ્દત સુધીને સારૂ કર્યું હોય કિંવા નહીં કર્યું હોય, તો પણ કોઇ પણ પંત્યાળો મરણ પામે તો, પંત્યાળું ભાગી પડે છે.**

**ટીકા**—લીંડલે આન પાર્ટનરશીપ ( આવૃતી ૪ પાનું ૮૬૦) ના ગ્રંથમાં પંત્યાળાની મીલકત કેવી રીતે કામે લગાડવી તે વિશે નીચેની ચાર બાબતો બતાવવામાં આવે છે.

( ૧ ) જે સખસ પંત્યાળામાં ભાગીદાર ના હોય તેવા સખસોનું લેહેણું અને જવાબદારીઓ પતાવવા બાબતમાં. ( ૨ ) દરેક ભાગીદારે પુંજીમાં આપેલું હોય તે શિવાય જે પંત્યાળામાં ધીરેલું હોય તે દરેક ભાગીદારને ફાળા પડતું આપવામાં. ( ૩ ) દરેક ભાગીદારનું પંત્યાળાની પુંજી બાબત જે લેહેણું નીકળતું હોય તે લેહેણાના પ્રમાણમાં આપવામાં ( ૪ ) છેવટ જે મીલકતમાં કાંઇ વધે અને વિરૂદ્ધ બતાવવામાં આવે નહી તો, તે ભાગીદારોની વચમાં સરખે હિસ્સે નફા તરીકે વેહેંચી લેવામાં. નોવલ વિ. નોવલ (લા. રી. ૭ ઇક્વી. પાનું. ૫૩૮) ના કામમાં બે સખસોની વચમાં મુખજુબાનીના કરારથી પંત્યાળાનો કરાર કરવામાં આવેલો હતો, તે કરાર એવો હતો કે પંત્યાળામાં જે નફો અને નુકશાન થાય તે સરખે હિસ્સે બેઉએ વેહેંચી લેવું. બાદ તેમાંનો એક સખસ મરણ પામ્યો અને પછી માલુમ પડયું કે તેણે બીજા સખસ કરતાં ૧૯૦૦ પૈંડ પુંજીમાં વધારે ધીર્યા છે. પરંતુ બધો બોજો જતાં મીલકતમાં ફક્ત ૧૪૦૦ પૈંડ છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે ૫૦૦ પૈંડ ઓછા છે, માટે તે દેવું પતાવવાને બેઉ ભાગીદારોની મીલકત એકસરખી રીતે આપવાને જવાબદાર છે. વુડ વિ. સ્કોલ્સ (લા. રી. ૧ ચે. પાનું. ૩૬૯) ના કામમાં પંત્યાળાનું દેવું આપતાં બેઊ ભાગીદારે પુંજીમાં આપેલી તેટલી મીલકત પંત્યાળાની રહેલી નહી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મીલકત પ્રથમ જેણે પંત્યાળાની થાપણ ઉભી કરી હોય તેને આપવી જોઇએ, અને બાકી જે વધે તે ભાગીયાઓએ પોતાની થાપણના પ્રમાણમાં વેહેંચી લેવી જોઇએ.

કૅાંપબેલ વિ. મુલેટ (૨, સ્વાનસ્ટોન રી. પાનું. ૫૭૫ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે પંત્યાળાની મીલકત બાબત તેના ભાગીયાઓની અંદર અંદર કરાર કરી તે મીલકત તેમાંના એક અગર વધારે ભાગીયાની જુદી મીલકત છે, એમ ઠરાવી શકાય છે. માટે જો આ પ્રમાણે કરેલો કરાર શુદ્ધબુદ્ધીનો હોય તો, તે પંત્યાળી પહેડીના લહેણદારોના વિરૂદ્ધ બળવા

ન છે. થોમસ વિ. એથરટન (૧૦ ચે. ડી. પાનું. ૧૮૫) ના કામમાં અમુક કોયલાના કારખાનાનો વહિવટ કરનાર માલેકે નજીકના કોયલાના કારખાનાના માલેકની મીલકતમાં પ્રવેશ કરવા બાબત તે વહિવટ કરનાર માલેકે તેથી થએલું નુકશાન આપવું, એવો ઠરાવ કરવામાં આવેલો. તેથી તે વહિવટ કરનાર માલેકે પોતાના દરેક સહભાગિયા પાસેથી તે નુકશાનનો ભાગ લેવા દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ વહિવટદાર માલેકની જાણી બુજીને કરેલી ભારે કસૂર ના હોત તો, તે પ્રવેશનું કામ થઇ શકત નહી. સબબ તે નુકશાનનો ભાગ લેવાનો સદરહુ વહિવટદારનો દાવો ચાલી શકતો નથી. ચીપનડેલ (ડીનેસ મેકનાટન એન્ડ ગાર્ડન રી. વા. ૪ પાનું ૧૯) ના એકતરફી કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, પંત્યાળાની મીલકતનું રક્ષણ કરવાને અગર જારી રાખવાને અવશ્યે કરીને જે નાણાં ખર્ચવાની જરૂર હોય, તે નાણાં તે કારણસર એકાદો ભાગીયો ખર્ચે તો, તે ભાગીયાને તે ખર્ચેલાં નાણાં પંત્યાળાની પેઢીએ ભરી આપવાં જોઇએ, અને તે રકમ ઉપર અમુક દરનું વ્યાજ લેવાનો પણ તે ખર્ચનાર ભાગીયાનો હકક છે. ગૌ આન પાર્ટનરશીપના ગ્રંથને પાને ૩૯૮ મે બતાવવામાં આવ્યું છે કે, "છ સખસો હયાતીના વીમા બાબતનું પંત્યાળું કરે, તેમાંના ઘણાખરા અગર તેમાંનો પસંદ કરેલો ભાગીયો અગર તેમાંના પાંચ ભાગીદારે, જો સદરહુ પંત્યાળાના કરારમાં સ્પષ્ટ અગર ગર્ભિત અખત્યાર આપેલો ના હોય તો, દરીયાના વીમાની ભાગીદારી ર્ક્યાને પંત્યાળા તે હયાતીના વીમાની ભાગીદારીનો ઉપયોગ કરી શકતા નથી, કારણ કે જો આ પ્રમાણે ના હોય તો એક ભાગીદાર અગર વધારે ભાગીદારો જે બાબતની ભાગીદારી હોય તે છોડી બીજી હરકોઈ બાબતની ભાગીદારીમાં ભાગીદારોની કબુલત વિરૂદ્ધ ઉપયોગ કરી તેમાં ગુંથાય.

વુડ વિ. વુડ (લા. જરનલ. એકસચેકર વા. ૯ પાનું ૧૯૦) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એકાદા ભાગીયાને પંત્યાળામાંથી કાહાડી મુકવાનો અખત્યાર બીજા ભાગીયાઓને ના હોય, તેમ છતાં તેને કાહાડી મુકવાને પ્રયત્ન કરવામાં આવે, અગર જ્યાંહાં કાહાડી મુકવાનો સ્પષ્ટ અખત્યાર હોય, તોપણ જે ભાગીયાને કાહાડી મુકવાનો હોય તેનો જવાબ ઇયાને ખુલાસો સાંભળવાનો તેને લાગ આપ્યા વિના કાહાડી મુકે તો, તે રદ બાતલ છે. ફ્રાવસે વિ. માલ (૧ સ્વાનસ્ટોન રી. પાનું ૫૦૯) ના કામમાં લાર્ડ એલડને એવો નિયમ બતાવેલો છે કે, જ્યારે પંત્યાળું કેટલી મુદત ચાલવાનું તે મુદત ઠરાવવામાં આવેલી ના હોય, અને પંત્યાળાના કરારમાં તે નક્કી કરવાને કાંઈ ના હોય તો, દરેક પક્ષકાર એક પળની ખબર આપી તે પંત્યાળું બંધ કરી શકે છે, એટલે તેથી તે ભાગીદારી એવી રીતે બંધ થાય છે કે, તે ખબર આપી ત્યારથીજ તે ભાગીદારી સમેટવાના કારણસર ફક્ત તે ભાગીદાર રેહે. તેજ પ્રમાણે એકાદા ભાગીયાનું મરણ થયાથી પંત્યાળું બંધ થાય છે. માટે જેમ મરણની ખબર મળવાથી બંધ થાય છે, તેવીજ રીતે તે બંધ કરવાની ખબર આપી થાય છે, અને તેથી વધારે થતું નથી, કડી વિ. ૩૮૨ (૧ વાહીટ એન્ડ ટયુડર્સ. એલ. સી. પાનું. ૭૮૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, સાધારણ નિયમ પ્રમાણે ભાગીદારના કરારનો વિશેશ રીતે અમલ કરવાનું હુકમનામું કોર્ટ કરતા નથી. વિશેશ ન્યાયના આકટની કલમ ૨૧ મીમાં ઠરાવવામાં આવ્યું છે, કે એકાદી ભાગીદરી કેટલી મુદત ચાલવાની તે વિશે

ઠરાવ ના હોય તો, હરેક વખતે તે બંધ થઈ શકે છે, માટે તેવી ભાગીદારી વિશેશ રીતે કરવાને હુકમનામું કરવામાં આવે તો, તે ઉપયોગનું નથી.

## કલમ ૨૫૪ મી.

કોર્ટ પંત્સાળું ક્યારે ભાગી શકે છે.

**૨૫૪. કોઈ પંત્યાળાએ દાવો કર્યા ઉપરથી નીચે લખેલે પ્રસંગે કોર્ટ પંત્યાળું ભાગી શકે છે:—**

**(૧.) જ્યારે કોઇ પંત્યાળો અસાવધ બુદ્ધિનો થાય ત્યારે.**

**(૨.) જ્યારે દાવો કરનાર પંત્યાળા શિવાય બીજો કોઈ પંત્યાળો નાદાર દેણદાર વિશેના કોઈ કાયદા મુજબ નાદાર ઠરાવવામાં આવ્યો હોય ત્યારે:**

**(૩.) જ્યારે દાવો કરનાર પંત્યાળા શિવાય બીજા કોઈ પણ પંત્યાળાએ એવું કાંઈ પણ કૃત્ય કર્યું હોય કે, તેથી કરીને સદરહુ બીજા પંત્યાળાનો નફા ટોટાનો સર્વે સંબંધ કાયદા મુજબ ત્રીજા સખસ પાસે જતો હોય ત્યારે;**

**(૪.) જ્યારે કોઇ પણ પંત્યાળો પંત્યાળાના કરાર મુજબ પોતાને ભાગે જે કરવાનું હોય, તે કરવાને અશક્ત થાય ત્યારે:**

**(૫.) જ્યારે દાવો કરનાર પંત્યાળા શિવાય કોઈ બીજો પંત્યાળો પંત્યાળાના કામકાજમાં, અથવા પોતાના પંત્યાળાઓ જોડે. ભારે ગેરવર્તણુંક કર્યાનો તકશીરવાર હોય ત્યારે:**

**(૬.) જ્યારે પંત્યાળાંનો ધંધો ચલાવ્યાથી માત્ર ટોટાજ થતો હોય ત્યારે:**

**ટીકા**—પંત્યાળાની અમુક મુદત ઠરાવેલી હોયતોજ કોર્ટને તેમાં હાથ ઘાલવાની જરૂર પડે છે. ભાગીદારી બંધ કરવા બાબત દાદ માગવાની ના હોય તો, ભાગીયાની વચમાંના દાવાઓમાં સાધારણ રીત પ્રમાણે કોર્ટ કાંઈ દાદ અપાવતા નથી, એવું જી. નાગભુશાનમ વિ. કે. ગંગાયા (૨. મ. હા. રી. પાનું ૨૮) ના કામમાં ઠરાવેલું છે. ફીરબી વિ. કાર (યંગ એન્ડ એકસચેકર વા. ૩ પાનું ૧૮૪) ના કામમાં ઈંગ્રેજી ઠરાવો છે, તે પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે કે ભાગીદારનું દીવાનાપણું છે, અને ફરીથી આરામ થાય તેવું નથી, એવું ભાગીદારી બંધ પાડવાનું હુકમનામું મેળવવાને શાબેત કરવું જોઈએ. આ કલમ પ્રમાણે છેલ્લી બાબતમાં દાવો કરવાની જરૂર છે, એટલુંજ નહી પણ ફાસે વિ. માલ (૧ સ્વાનસ્ટોન રી. ૫૦૭) ના ઠરાવ પ્રમાણે એકાદો ભાગીદાર દેવાળું કાહાડે એટલે ભાગીદારી તેની મેળે બંધ પડે છે, એવો ઈંગ્રેજી લાનો નિયમ છે, કારણ કે તેભાગીદારીનું હિત તેના અસાઇનીને સોંપવામાં આવે છે, માટે પરીણામે તે પંત્સાળાની પેહેડી જારી રાખવામાં આવે, તોપણ તેમાં નવા અંગભુતો દાખલ કરવા પડે છે. કોઇ પંત્સાળો પોતાનો હિસ્સો એકાદા હુકમનામાની બજાવણીમાં લેવા દે તો, તેનું પરીણામ પણ પંત્સાળા મજકુરે નફા ટોટાનો સર્વે સબંધ ખુશીથી લખી આપ્યા સરખો થશે. જાનસન વિ. ઈવાન્સ (એમ. એન્ડ. જી. પાનું. ૨૪૦)

એકાદો ભાગીદાર પોતાની ખોટી વર્તણુંકના કારણથી, એટલે કપટથી વિશ્વાસઘાત કરવા બાબત ગુન્હેગાર થએલો, તેથી ફોજદારીરાહે ફરીયાદમાં જવાબદાર થએલો હતો. તેથી કસેલ વિ. હેવર્ડ (૩૦ બીવન્સ રી. પાનું. ૧૫૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, તેના સહભાગીયાનો તે ભાગીદારી બંધ પડાવવાનો હક્ક છે. ઈંગ્લંડ વિ. કુર્લીંગ (૮ બીવન્સ રી. પાનું. ૧૨૯) ના કામમાં એવું માલુમ પડેલું કે એકાદો ભાગીદાર ભાગીદારી બંધ પડાવવાના હેતુથી પોતાની ખોટી વર્તણુંક ચલાવે તો, તે ખોટી વર્તણુંક ચલાવનાર ભાગીયાને કોર્ટ તાકીદ હુકમ આપી શકે છે. માટે પ્રતીવાદીએ વાદીની સાથે ભાગીદારી કરેલી તે બંધ પાડવાને આગ્રહ કરી તેણે બીજી ભાગીદારી કરીને જુની પેહેડીનું નામ તેનું તે પાડયું, તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીની સાથે ભાગીદારી ચલાવવાની મુદત પુરી થતાં સુધી વાદી શિવાય બીજા કોઈ સાથે તે વેહેપાર કરવો નહી, એવો પ્રતીવાદીને કોર્ટે તાકીદ હુકમ આપ્યો. જેનીંગ્સ વિ. બ્યાડલે (૩ કે એન્ડ જાનસન રી. પાનું. ૭૮) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, દરેક પંત્યાળામાં નફો થવાની આશા રાખવામાં આવે છે, માટે જો કે તે પંત્યાળું અમુક મુદત સુધી ચલાવવાનો કરાર હોય, તોપણ જ્યારે એમ બતાવવામાં આવે કે તે પંત્યાળું નુકશાન થયા વિના ચાલી શકે તેવું નથી તો, કોર્ટ તે પંત્યાળું બંધ પાડી શકે છે. ઈંગ્રેજી નિયમ પ્રમાણે જે પુંજી કરવાનો કરાર હોય તેટલી પુંજી ખર્ચ થઈ ગએલી છે, એમ બતાવવું એવી જરૂર છે, સબબ આવી હકીકત હોય તો, તેમાં વધારે પુંજી કરવાને એકાદા ભાગીદારને ફરજ પાડી શકાતી નથી.

સોરાબજી ફરદુનજી વિ. દુલભભાઈ હરગોવિંદદાસ (ઈ. લા. રી. મુ. વા. ૫ પાનું ૬૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, કરાર આકટની કલમ ૨૬૫ મી પ્રમાણે જીલ્લાકોર્ટને હકુમત મળવાને પ્રથમ પંત્યાળું બંધ પડેલું હોવું જોઈએ. અમદાવાદની જીલ્લા કોર્ટમાં જીનીંગ ફયાકટરીના એક ભાગીદારે પંત્યાળું સમેટવાને તથા દેવું આપતાં તે જે વધે તે ભાગીદારોને વેહેંચી આપવાનો દાવો કરયો, પણ તે દાવાની તારીખે પંત્યાળું બંધ પડેલું નહીં હતું. આ કામ આસીસ્ટંટ જડજ તરફ ફેંસલ કરવા મોકલવામાં આવવાથી તેઓએ ઠરાવ્યું કે, તે કારખાનું બંધ પાડવું અને તેનું કામ સમેટવું, તેથી હાઇકોર્ટમાં અપીલ કરવામાં આવી. તેમાં હાઈકોર્ટે ઠરાવ્યું કે આસીસ્ટંટ જડજનો ફેંસલો ફેરવવામાં આવ્યો છે, અને યોગ્ય કોર્ટમાં દાવાની અરજી આપવાને તે અરજી વાદીને પાછી આપવામાં આવી છે. આ કામમાં એવો સવાલ ઊત્પન થયો હતો કે કરાર આકટની કલમ ૨૬૫ મીમાં સમાસ થાય તેવું કામ આસીસ્ટંટ જડજને મોકલવાને જીલ્લા જડજને અખત્યાર છે કિંવા નહી.

કેટલાએક સખસોએ અમુક વ્યાપાર ચલાવવાની ભાગીદારી કરી હતી. ત્યાર પછી તે ભાગીદારીની સ્થીતી એવી થઇ કે તે ભાગીદારીનું કામ ભાગીદારીમાં ખોટ ગયા વિના આગળ ચાલી શકે નહી, તેથી તે ભાગીદારી બંધ કરવાના એક હેતુથી એક દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ભાગીયા ઉપર બીજો 'કાલ' કહ્યા વિના તે ભાગીદારીનું કામ ચાલે તેવું નથી. દેવું એકઠું થાય છે, અને જે પુંજી આપવાનું કબુલ કરેલું તેટલી પુંજીથી કામ ચાલે તેવું નથી, એમ જણાય છે. તેથી તે બંધ કરવાનું હુકમ-

નામું કરવું જોઇએ. વળી આ કામમાં જે વહિવટ કરતો હતો તેને તેની હયાતી સુધી તે પંત્યાળાના વેચાણ ઉપર કમીશન આપવું એવો તેના સહપંત્યાળાએ કરાર કર્યો હતો. હવે પંત્યાળાનું કામ નુકશાની વિના ચાલતું નથી એમ માલમ પડે તો, બીજા તે પંત્યાળાના ભાગીદારોને તે પંત્યાળુ બંધ કરાવવાનો હક્ક છે. તે સ્પષ્ટ કરાર ના હોય તો છોડી દીધો છે એમ થતું નથી, તેમને ભાગીદારી બંધ પડે તો તે વહિવટદારને કંપનસેશન આપવું, તેવું પણ ગર્ભીત રીતે થતું નથી. કાવસજી નાનાભાઇ વિ. લાલભાઇ લલુભાઇ (ઈં. લા. રી. ૧ મું. પાનું ૪૬૮)

## કલમ ૨૫૫ મી.

ધંધો કરવાની મના હોય તો, પંત્યાળું ભાગી પડે છે.

**૨૫૫. જે ધંધા વિશે પંત્યાળું કર્યું હોય તે ધંધો કરવાની મનાઈ કાયદાથી થાય તો, તે પંત્યાળું સર્વ કોઈ પ્રસંગે ભાગે છે એમ સમજવું.**

**ટીકા**—કાંઈ કાયદા સંબંધી ફેરફાર થાય અગર કોઈ એવો બનાવ બને કે જેના કરીને તે કામ જારી રાખવાને માટે ગેરકાયદેસર થાય તો, તે એમાંથી કોઈ રીતે તે કામ ગેરકાયદેસર થઈ શકે છે. જો બે પંત્યાળાઓ બે જુદા જુદા દેશમાં રેહેતા હોય, અને તે દેશની વચ્ચે જો કાંઈ લડાઇ ચાલે તો, તેમનો વેહેપાર ગેરકાયદેસર થાય છે, અને તેથી કરી તે ભાગીદારી બંધ પડે છે, કલમ ૨૩ મી નીચેની ટીકા જુઓ.

## કલમ ૨૫૬ મી.

જે મુદતને માટે પંત્યાળું કર્યું હોય તે મુદત થઇ ગયા પછી પંત્યાળું ચાલુ રાખ્યું તો, પંત્યાળાઓનો હક્ક તથા જવાબદારી.

**૨૫૬. જે પંત્યાળું અમુક મુદત સુધીને સારૂ કરવામાં આવ્યું હોય, તે પંત્યાળું તે મુદત પુરી થયા પછી ચાલુ રાખવામાં આવે, ત્યારે જુદી રીતની કબુલાયત ન હોય તો, પંત્યાળાઓના હક્કો અને તેની ફરજો મુદત પુરી થતી વખત જેવી હતી તેવીજ કાયમ રેહેશે; પરંતુ કોઇ પણ પંત્યાળાની ઇચ્છા ઉપરથી ભાગી શકાય એવા પંત્યાળાને સદરહુ હક્કો તથા ફરજો જેટલે દરજજે લાગુ પડી શક્તી હોય તેટલેજ દરજજે હક્કો તથા ફરજો મજકુર સદરહુ ચાલુ રાખેલા પંત્યાળાને લાગુ છે, એમ સમજવું.**

**ટીકા**—અમુક મુદત સુધીનું પંત્યાળું હોય, તે મુદત પુરી થયા પછી જો કોઈ વિરૂદ્ધ કરાર કર્યા વિના ભાગીદારો તે પંત્યાળું ચલાવે તો, અસલ ભાગીદારીના કરારની શરતોથી તે ભાગીદારી ચલાવવામાં આવી થાય છે. માટે ભાડા અગર સાંથનો કરાર હોય તેમાં મુદત ઠરાવેલી હોય તે પુરી થયા પછી પણ તેજ ભાડા અગર સાંથનો કરાર જારી રેહે છે. પાર્સન્સ વિ. હેવર્ડ (૩૧ લા. જ. ચે. પાનું. ૬૭૦) ના કામમાં પંત્યાળાના ભાગીદારોએ પંત્યાળાની મુદત પુરી થયા પછી પણ ભાગીદારી ચલાવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ભાગીદારી ફક્ત ખાસ નોટીસ આપી બંધ પાડી શકાય છે, પરંતુ નોટીસ આપવામાં આવી નથી, પણ તે પ્રથમની શરતો પ્રમાણે ચાલે છે, માટે તે શરતો પ્રમાણે તે બંધ પાડવાનું હુકમનામું કરવામાં આવ્યું.

## કલમ ૨૫૭ મી.

પંત્યાળાઓના સામાન્ય ધર્મ.

**૨૫૭. સર્વ પંત્યાળાઓને સર્વોત્કૃષ્ટ ફાયદા થાય એવી રીતે પંત્યાળાનો ધંધો ચલાવવો, તથા પરસ્પર ન્યાયથી તથા ઇમાનદારીથી વર્તવું, તથા પંત્યાળા સંબંધીની તમામ વાતોની સંપુર્ણ હકીકત તથા ખરા હિસાબ હરકોઇ પંત્યાળાને તથા તેના કાયદેસર પ્રતિનિધીને આપવા, એ સર્વ પંત્યાળાઓની ફરજ છે.**

**ટીકા**—હાલ વિ. હાલ (બીવન્સ રી. વા. ૧૨ પાનું. ૪૧૪) ના કામમાં ભાગીદારી ૨૧ વર્ષની મુદત સુધીની કરવામાં આવેલી, અને તે બંધ પાડવી હોય તો બાર માસની અગાઉથી નોટીસ આપવાનો તેમાં કરાર કરવામાં આવેલો, પછી તેમાં વાદીને પ્રતીવાદીએ પંત્યાળાના કામમાંથી બાતલ કરેલો છે, એવી ફરીયાદ કરવા ઉપરથી પ્રતીવાદીને એવો મનાઈ હુકમ આપવામાં આવ્યો કે, તે પંત્યાળાનાં નાણાં પંત્યાળાના સાધારણ કામ શિવાય બીજી રીતે વાપરવાં નહી, અને કરાર પ્રમાણે વાદીનો જે હક્ક હોય તે હક્કનો અમલ કરતાં તેને અટકાવ કરવો નહી. કોનસ્ટ વિ. હારીસ (ટરનર અને રસલ રી. વા. ૧ પાનું. ૫૨૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે દાદ મળવાને જે પક્ષકાર અરજ કરતો હોય, તે પક્ષકાર તે અરજ કરવાનો હક્ક પોતાની વર્તણુંકથી ખુએ છે, કારણ કે ભાગીદારીની બાબતમાં એક એવો નિયમ છે કે, જે ભાગીદાર એવી ફરીયાદ કરતો હોય કે બીજા ભાગીદારીની મારી તરફમાં જે ફરજ છે તે તેઓ અદા કરતા નથી તો, તેણે તે બીજા ભાગીદારો તરફની ફરજ અદા કરવાને તૈયાર રેહેવું જોઇએ, અને તે તૈયારી બતાવવી જોઇએ.

## કલમ ૨૫૮ મી.

પંત્યાળા સબંધીના કાર્યમાં થએલા લાભનો હિસાબ પેઢીને આપવો જોઇએ.

**૨૫૮. પંત્યાળા સાથે સબંધ રાખનાર કોઇ પણ કાર્ય ઉપરથી જો કાંઈ નફો થાય તો, તે નફાનો હિસાબ પંત્યાળાએ પોતાની પેઢીને આપવો જોઇએ.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ, ब અને क એઓ પંત્યાળે વેહેપાર કરે છે. अ અને ब ને ન જણાવતાં જે ઘરમાં પંત્યાળાનું કામ ચાલે છે તે ઘરનો પટો ખુદ પોતાનાજ લાભને માટે क મેળવે છે. अ તથા ब ની ઇચ્છા હોય તો, તે પટાથી લાભ થાય તેમાં ભાગ મળવાનો હક્ક તેઓને છે.**

**(ब.) अ, ब અને क એઓ પંત્યાળે વેહેપાર કરે છે અને તેઓનો વેહેપાર મુંબઈ અને લંડન મધ્યે છે. ड લંડનનો એક વેહેપારી છે તેની પાસે તેઓ માલ મોકલે છે. ड ને માલ મોકલ્યાં કરે તેને સારૂ क પોતાની સત્તા વાપરે તેના અવેજમાં, માલ મોકલવા બાબત જે દસ્તુરી ड ને મળે છે તેમાંથી કાંઈ ભાગ ड છુપી રીતે क ને આપે છે. એવી રીતે**

**ક ને જે પૈસો મળ્યો તેનો હિસાબ તેણે પેઢીને આપવો જોઇએ.**

**ટીકા**—એકાદ પંત્યાળે તે પંત્યાળાની સાથે સબંધ રાખનાર કાર્યોમાંથી જે પ્રસંગે પોતે કાંઈ નફો અયોગ્ય રીતે મેળવ્યો હોય, તે પ્રસંગે જો કે તે પંત્યાળું ભાગવા વિષેની દરખાસ્ત હોય તો, તેના ઉપર દાવો ચાલી શકે છે.

બેંટલી વિ. ક્રેવન (૧૮ બીવન્સ રી. પાનું. ૭૫), અને મદ્રાસ. હા. રી. વા. ૨ પાનું. ૩૧) ના કામમાં એક ભાગીદારને પંત્યાળાની પેહેડી તરફથી માલ ખરીદ કરવાને રાખેલો, તેણે પ્રથમથી બજારભાવ કરતાં હલકી કીંમતથી ખરીદ કરી રાખેલો માલ બજારભાવે તે પેહેડીમાં આપ્યો, તેથી તે ભાગીદારને ભારે નફો થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે જે નફો મેળવેલો હોય તે નફાનો હિસાબ તેણે પંત્યાળી પેઢીમાં આપવો જોઈએ, પછી બીજા ભાગીદારોએ તે ભાગીદારી બંધ પાડવાને અરજ કરેલી ના હોય તેની ચીંતા નહી. ફોસ્ટર વિ. આક્સફોર્ડ વોર્સ એન્ડ વોલવ રેલવે કંપની (કામન બેંચ. વા. ૧૩ પાનું. ૨૦૦) ના કામમાં જ્યારે એકાદા ભાગીદારના નફા તરફ તેના બીજા સહ-ભાગીદારો તરફની એક બીજા વિરૂદ્ધ સામસામી ફરજ હોય તો, તેવી રીતે થએલો વ્યવહાર કોર્ટ મંજુર રાખતા નથી. તે નિયમ પ્રમાણે એક કંપનીનો ડાયરેક્ટર એક પેહેડી કે જે તે કંપની સાથે લેણદેણ ચલાવનારીપહેડીનો ભાગીદાર હોય તો, તે ડાયરેક્ટર એ કંપની વિરૂદ્ધ અમલમાં આણી શકાય તેવો કરાર કરી શકતો નથી. પોતાના ભાગીદારોને ખરચે નફો મેળવવો એ પંત્યાળાની ફકત ફરજ વિરૂદ્ધ છે એટલુંજ નહીં, પણ વળી જે કાંઈ નફો મેળવવાની તેની ફરજ છે તે નફો કંપનીને કરાવવાની તેની ફરજ છે. ગાર્ડનર વિ. મેકચીઅન (બીવન્સ રી. વા. ૪ પાનું. ૫૩૪) ના કામમાં એક ભાગીદારે પંત્યાળાની મીલકતનો ઉપયોગ કરી નફો મેળવેલો, તેથી તેને તે નફાનો જવાબદાર છે એમ ઠરાવવામાં આવ્યું. જેમકે એક વાંહાણ જે માલેકોના સામાન્ય નફાને સારૂ હતું તે વાંહાણના માસ્તરનો તેમાં થોડોક માલકી હક્ક હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે માસ્તરને પોતાના ખાનગી ફાયદા સારૂ તે વાંહાણ વાપરવાનો હક્ક નથી. માટે આવી રીતે મેળવેલો નફો હોય તેમાંથી બીજા ભાગીદારોને બાતલ કરવાનો કોઈ પણ ઇલાજ કબુલ કરવાને કોર્ટે ના પાડી.

આ કલમ તેમજ કલમ ૨૧૬ ની સાથે સન ૧૮૮૨ ના હિંદુસ્તાનના ટ્રસ્ટ આક્ટની કલમ ૮૮ મી વાંચવી જોઈએ, તે કલમોમાં કેટલીક બાબતો બતાવી છે અને તેની સાથે વધારે એ બતાવ્યું છે કે, જો કોઈ પંત્યાળો પંત્યાળા તરીકેની પોતાની સ્થીતીનો લાભ લેઈને પૈસા સબંધી પોતે કાંઈ નફો મેળવે તો, તેણે તે નફો પોતાના સહપંત્યાળાઓના લાભનો છે, એમ સમજવું જોઈએ.

## કલમ ૨૫૯ મી.

જે પંત્યાળો ૨૫ ધંધાવાળો બીજો ધંધો કરે, તે પંત્યાળો પેઢીને કેવો જવા-

**૨૫૯. જો કોઈ પંત્યાળો, બાકીના પંત્યાળાઓને ન જણાવતાં અને તેઓની સંમંતિ શિવાય પેઢીના ધંધા જોડે સ્પર્ધાવાળો તથા તે ધંધામાં હરકત કર્તા બીજો કોઇ પણ ધંધો ચલાવે તો, તે ધંધામાં મેળવેલા સર્વે નફાનો હિસાબ**

બદાર છે. **તેણે પેઢીને આપવો જોઇએ, અને તે ધંધાને લીધે પેઢીને કાંઈ ટોટો આવ્યો હોય તો, તેનો બદલો તેણે પેઢીને ભરી આપવો જોઇએ.**

**ટીકા**—લોક વિ. લાયનમ (૪ આઈરીશ કેસસ પાનું. ૧૮૯) ના કામમાં એક સરકારના કંત્રાક્ટનું કામ ચલાવવાને વાદી અને પ્રતીવાદીએ ભાગીદારી કરેલી, ત્યાર પછી તેવોજ કંત્રાક્ટ અમલમાં લાવવાને બીજા પક્ષકારો સાથે પ્રતીવાદીએ ગુપ્ત રીતે બીજો કરાર કર્યો. તેથી પ્રતીવાદીએ તે ગુપ્ત કરારની રૂઈએ જે નફો મેળવેલો, તે બાબત વાદીએ દાવો કરવાથી વાદીના લાભમાં હુકમનામું કરવામાં આવ્યું.

આ કલમ મુજબ હિસાબ માગવાનો હક્ક, ફરીયાદવાળું કૃત બીજા પક્ષકારની જાણ બાહાર તથા તેની સમતી સિવાય કરેલું હોય તો તે ઉપર આધાર રાખે છે. બીજા પક્ષકારની અનુમતીથી કરેલું હોય તો, દાદ માગવાનો તેનો હક્ક રેહેતો નથી.

## કલમ ૨૬૦ મી.

પેઢીમાં ફેરફાર થયાથી સ્થિર જામીનગીરી રદ થાય છે. **૨૬૦. એકાદી પેઢીના કાર્ય બાબત કોઇ પણ પેઢીને અથવા ત્રીજા સખસને સ્થિર જામીનગીરી આપવામાં આવી હોય તો, જે પેઢીને અથવા જે પેઢીના કાર્ય બાબત તે જામીનગીરી આપી હોય તે પેઢીના બંધારણમાં કાંઇ ફેરફાર થાય તો, બીજી રીતનો કરાર ન હોય ત્યારે તે જામીનગીરી ભવિષ્યકાળના કાર્યને સબંધે રદ્દ થઈ એમ સમજવું.**

**ટીકા**—ભાગીદારીમાં નવો ભાગદાર દાખલ કરવામાં આવે તો, આ કલમના ઠરાવ પ્રમાણે જમાનતને અસર થાય છે, એમ પીસ વિ. હીર્સ્ટ (૧૦ બી. એન્ડ સી. પાનું. ૧૪૫) ના કામના ઠરાવ ઉપરથી જણાય છે. આગળની જવાબદારી મર્યાદા વિનાની હોવાથી પેહેડીમાં ફેરફાર થાય, તોપણ હામી ઈયાને જામીની રદ થઈ શકે નહી, એવો ઇરાદો છે, એમ અનુમાન થઈ શકતું નથી. બ્યાકહાઉસ વિ. હાલ (બેસ્ટ એન્ડ સ્મીથ્સ રી. પાનું. ૫૦૭) ના કામમાં અમુક વાંહાણ બાંધનારાઓની બાબત જે નાણું લેહેણું થાય તે વિશે હામી આપવામાં આવેલી હતી, તેમાં ઠરાવવામાં આવેલું છે કે તે પેહેડીમાં ફેરફાર થાય તેથી તે હામી જારી રેહેવાની છે, એવો સ્પષ્ટ ઠરાવ નથી, તેમ જરૂરે કરીને ગર્ભીત રીતે તે નીકળે છે, એમ પણ થતું નથી.

## કલમ ૨૬૧ મી.

કોઇ પંત્યાળો મરણ પામ્યા પછી જવાબદારી ઉત્પન્ન થઇ તો, તેને વાસ્તે મરનારની મિલકત જવાબદાર નથી. **૨૬૧. કોઇ પંત્યાળો મરણ પામ્યો હોય, અને તેના મરણ પછી પેઢીએ કાંઇ ફરજ માથે લીધી હોય, તો સ્પષ્ટ કબુલાયત ન હોય ત્યારે તે ફરજને સબંધે મરનારની મિલકત જવાબદાર નથી.**

**ટીકા**—વીલકીનસન વિ. હેન્ડરસન (માઇન એન્ડ કીન્સ રી. વા. ૧ પાનું ૫૮૨) ના

કામમાં એવું કહેવામાં આવેલું છે કે ભાગીયામાંથી એકાદો ભાગીયો મરણ પામે તો, હયાત ભાગીયા વિરૂદ્ધ ઇલાજ લીધા વિના તે મરનાર ભાગીદારની મીલકત ઉપર લેહેણદાર પોતાનો ઇલાજ ચલાવી શકે કિંવા નહી, એ વિશે પ્રથમ શક હતો પરંતુ હાલ એમ નક્કી થઈ ચુક્યું છે કે, તે મરનારની મીલકત ઉપર પોતાનો ઇલાજ કરી શકે છે, પરંતુ તે લેહેણદારે હયાત ભાગીયાઓને પોતાના દાવામાં પક્ષકાર કરવા જોઇએ. કોવલ વી. સાઇક્સ ( ૨ રસલ રી. પાનું. ૧૯૧ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, મરનારની મીલકતના વહિવટ બાબત દાવો કરવામાં આવી ચુકેલો હોય તો, તે પેહેડીનો લેહેણદાર તેમાં દાખલ થઇ ને વિરૂદ્ધ શાબેત કરી શકે છે. વુલીયામી વિ. નોબલ ( મેરીવેલ્સ રી. વા. ૩ પાનું ૬૧૯ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, એકાદો ભાગીદાર મરણ પામે એટલે ભાગીદારીબંધ થાય છે, માટે તેના મરણ પછી જે ભાગીદારો રહેલા હોય, તેમણે કરેલા દેવા માટે ફક્ત તે બંધ થયાની નોટીસ નહી આપ્યાના કારણથી તે મરનાર ભાગીદારની મીલકત જવાબદાર થતી નથી. એકતરફી આરલંડ ( ૧૦ વેસી રી. પાનું ૧૧૦ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, મરનાર ભાગીદારના વારસ વકીલ ભાગીદારીનું કામ ચલાવે તો, તે મરનાર ભાગીદારના મરણ પછી જે કરાર કરવામાં આવે તે વિશે તે વારસ વકીલ જાતે જવાબદાર થાય છે, પરંતુ તે વારસ વકીલ તે મરનારની આજ્ઞાથી કામ ચલાવતા હોય તો, તે વારસ વકીલને જે નુકશાન થાય તે, તે મરનારની મીલકતમાંથી વસુલ કરી શકે છે, અને તે મરનારની જેટલી મીલકત તે કામમાં વાપરી હોય તેટલી મીલકત તે મરનારના મરણ પછી થએલા લેહેણદારોના લેહેણા બાબત જવાબદાર થાય છે. પરંતુ કુટબુશ વી. કુટબુશ (૧ બીવન્સ રી. પાનું. ૧૮૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે આવા લેણદારો બીજા લેહેણદારોની સાથે સરખાઇ કરી શકતા નથી. હોલ્મ વિ. હામંડ ( લા. રી. ૭ એકસચેકર પાનું. ૨૧૮ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે મરનાર ભાગીદારની મીલકત ભાગીદારીના કામમાં રેહે અને મરનારના વારસ વકીલને નાણાં આપવામાં આવે તેથી તે વારસ વકીલ અવશ્ય કરીને ભાગીદાર થતો નથી. વીલેટ વી. બ્લાનફોર્ડ ( હેર રી. વા. ૧ પાનું. ૨૫૩ ) ના કામમાં મરનાર ભાગીદારની પુંજીથી હયાત ભાગીદારોએ ભાગીદારીનું કામ ચલાવેલું, તેથી ઠરાવવામાં આવ્યું કે નફો થવાના સાધનનો ભાગીદારના કામના પ્રકારનો અને બીજી હકીકતોના વિચારને અનુસરી નફાની વેહેચણી નક્કી કરવાની છે. ઓકલે વી. પાશેલર ( કલાક વિ. ફીનલી વા. ૧. પાનું ૨૦૭ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે મરનાર ભાગીદારની મીલકતનો વહિવટ એકાદો લેહેણદાર પાસે રહી કરવા દે, અને પોતાના લેહેણા બાબત કાંઈ દાવો ના કરે તો, તે મરનારની મીલકતમાંથી પોતાનું લેહેણું લેવામાં તે લેહેણદારને કોર્ટ મદદ કરતા નથી.

## કલમ ૨૬૨ મી.

પંત્યાળાના કર્જો તથા પંત્યાળાઓનાં પોતાના જુદાં જુદાં કર્જો આપવા વિશે.

**૨૬૨. કોઇ પેહેડીને એકેમતે આપવાનાં કરજ હોય, અને તે પેહેડીના પંત્યાળાને, પોતાને આપવાનાં જુદાં કરજ હોય, ત્યારે પંત્યાળાની મિલકત પ્રથમ પેહેડીના કરજ અદા કરવાના કામમાં લેવી જોઇએ, અને ત્યાર પછી કાંઇ**

**ફાજલ રેહે તો, પ્રત્યેક પંત્યાળાનો જેટલો હિસ્સો હોય તે હિસ્સો તે પંત્યાળાને પોતાને જે જુદાં કરજ આપવાનાં હોય તે અદા કરવાના કામમાં લેવો જોઇએ. અથવા હિસ્સો મજકુર તે પંત્યાળાને આપવો જોઇએ. કોઇ પણ પંત્યાળાની પોતાની જુદી મિલકત હોય તે પંત્યાળા મજકુરના જુદાં કરજ અદા કરવાના કામમાં પ્રથમ લેવી જોઇએ, અને પછી જો કાંઇ ફાજલું રેહે તો, તે પેહેડીના કરજ અદા કરવાના કામમાં લેવી.**

**ટીકા**—મરનાર ભાગીદારના વારસ વકીલ અગર દેવાળું કાહાડેલા ભાગીદારના "અસાઈની" હયાત ભાગીયાના અગર દાર ભાગીયાના ખરી સખનાઇની રીતે ભાગીયા નથી. પરંતુ તે દરેકમાં કામ સમેટવામાં આવે ત્યાંહા સુધી તેઉનું જરૂરીયાત હિત કાયમ રેહે છે. માટે જે પંત્યાળાની મીલકત હોય છે તે લેણદારના હક્કથી નહી, પરંતુ ભાગીયાઓના પોતાના હક્કથી વેંહેચણીના કારણસર જારી રેહે છે, સબબ ભાગીયાઓની વચમાં ન્યાયની મદદ લે તો, લેહેણદારોને તે વેંહેચણી કરાવવાનો લાગ મળે છે, એવું એકતરફી વીલીયમ્સ (૧૧ વેસી.રી. પાનું. ૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે, આ કામ પ્રમાણે જે ભાગીદારીની મીલકતને અસર થાય છે તે મીલકત ભાગીદારી બંધ થતી વખતે જે હોય છે તે છે. તે મીલકતમાં ભાગીદારી કરતી વખતે શીરૂઆતમાં ભાગીદારીમાં જે મીલકત નાંખવામાં આવેલી હોય તે તથા તેના સાધનથી ભાગીદારી ચાલુ હોય તે દરમિયાનમાં જે વધારો કરવામાં આવ્યો હોય તે તથા ભાગીદારી બંધ કરતી વખતે જે મીલકતમાં દરેક ભાગીદારનું જુદુ જુદુ હિત હોય તે છે, માટે જે મીલકત ભાગીદારી બંધ થયા પછી મેળવવામાં આવી હોય તે ભાગીદારીની મીલકત નથી. વળી જે મીલકત અસલ પંત્યાળાની હોય, પણ ભાગીદારોએ શુદ્ધ અંતઃકરણથી પોતાની જુદી છે એમ કરાર કરી ઠરાવ્યું હોય, તે ઉપર મજીયારા લેહેણદારો ભાગીદારીની મીલકત છે, એવો તે મીલકત ઉપર દાવો રાખી શક્તા નથી, તેમજ જુદી મીલકત હોય તે મજીયારી મીલકત થઈ શકે છે. પરંતુ જે કરારથી મીલકત મજીયારી કે જુદી ઠરાવવામાં આવે તે કરાર ગમે તેમ હોય, તોપણ શુદ્ધ અંતઃકરણથી તે સંપુર્ણ રીતે થએલો હોવો જોઈએ, એમ એકતર ફીઓવન (ડીજેક્ષ એન્ડ સ્મેલ્સ રી. વા. ૪ પાનું. ૩૫૧) તથા એકતરફી રોલાન્ડસન (રોઝ. રી. વા. ૧ પાનું. ૮૯) ના કામોમાં ઠરાવવામાં આવ્યું છે. દરેક ભાગીદારનો ભાગીદારીની મીલકત ઉપર તેના સહભાગીદારો તથા તેઓની તરફથી દાવો રાખનારાના હક્ક વિરૂદ્ધ હક્ક કાયમ રેહે છે. લાગમીડસના ટ્રસ્ટની બાબતમાં (બીવન્સ રી. વા. ૨૦ પાનું. ૨૦). તેવીજ રીતે મરનાર ભાગીદારના વારસ વિરૂદ્ધ લેહેણદારોનો હક્ક તેના પ્રતીનીધીઓ ઉપર બજાવી શકાય છે. આ નિયમ બાબત લાર્ડ હાર્ડવીકે કારણ બતાવેલું છે, તે એવું છે કે મજીયારા લેહેદારોએ મજીયારી મીલકત ઉપર ભરૂસો રાખેલો હોય છે; માટે તેમનો દાવો પ્રથમ મજીયારી મીલકત ઉપર હોય છે, તેમજ જુદા જુદા લેહેણદારોનો જુદી જુદી મીલકત ઉપર ભરૂસો હોયે છે, તેથી તેમનો હક્ક પ્રથમ જુદી જુદી મીલકત ઉપર હોય છે, એવું ટવીસ વિ. માસે (આટકીન્સ રી. વા.

૧ પાનું. ૬૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે, જો કે આ નિયમનું કારણ યુક્તી ભરેલું છે, એમ દોષ કાહાડવામાં વારંવાર આવેલો છે, તોપણ જ્યાહાં મીલકત જોઇએ તેટલી ના હોય ત્યાંહાં આ નિયમ લાગુ કરવાની જરૂર ધારવામાં આવે છે. રીજવે વિ. કલેર (૧૯ બીવન્સ રી. પાનું. ૧૧૧)

એક ભાગીયાના ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં મજીયારી મીલકત ફકત જપ્ત થઇ શક્તી નથી. તે પ્રમાણે એક ભાગીયા ઉપર દાવો કરવામાં આવ્યો હતો, અને તેમાં તે ભાગીયાનેજ હુકમનામાથી જવાબદાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવ્યું કે તે હુકમનામાની બજાવણીમાં તે ભાગીયાનીજ મીલકત ફકત જપ્ત થઈ શકે છે. ભાગીદારીની મીલકત જ્યારે એક ભાગીદારીના ઉપર હુકમનામાથી જપ્ત કરવામાં આવી હોય તો, તે જપ્તી ઉઠાવવાનો દાવો કરવાની યોગ્ય રીતી એ છે કે, ભાગીદારી બંધ પાડીને જે ભાગીદારી ઉપરના હુકમનામાથી ભાગીદારીની મીલકત જપ્ત કરવામાં આવી હોય, તે ભાગીદારીની લેહેણી રકમ કેટલી છે તે નક્કી કરવા સારૂ હિસાબ કરાવવાનો દાવો કરવો જોઈએ. એક ભાગીયા ઉપર થએલા હુકમનામાથી ભાગીદારીની મીલકત જપ્ત કરવામાં આવેલી તેથી તે બજાવણી બંધ પાડવાને બીજા ભાગીયા વિરૂદ્ધ ને મીલકત ઉપર પોતાનો સ્વતંત્ર હક્ક ઠરાવવાને દાવો કરવામાં આવ્યો હતો. તે દાવાની અપીલમાં હાયકોર્ટે વાદીની ભાગીદારી બંધ પાડીને હિસાબ લેવાનો દાવો કર્યો હોય, એ પ્રમાણે દાવાની અરજી દુરસ્ત કરવાની પરવાનગી આપી અને તે કામ એવા હુકમ સાથે પાછું મોકલ્યું કે, તે દાવામાં બીજા ભાગીયાઓને પક્ષકારમાં સામેલ કરી હિસાબ લેવો. કરીમભાઈ વિ. ઉતરપ્રાંતના કનસરવેટર આફ ફોરેસ્ટ (ઈં. લા. રી. મુ. વા. ૪ પાનું. ૨૨૨)

## કલમ ૨૬૩ મી.

પંત્યાળુ ભાગ્યા પછી પંત્યાળાઓના હક્ક અને ફરજો કાયમ રેહે છે.

**૨૬૩. પંત્યાળુ ભાગ્યા પછી પંત્યાળાઓના હક્કો તથા ફરજો પંત્યાળાનું કામ અટોપીને બંધ કરવા માટે જે બાબતો જરૂરની હોય, તે સર્વે બાબતોમાં કાયમ રેહે છે, એમ સમજવું.**

**ટીકા**—જે કરાર કરવા પંત્યાળા તરફથી વિચાર હોય તેવા કરારોથી પેઢીનું બંધન દરેક પંત્યાળાના હક્ક પંત્યાળું તુટવાથી બંધ પડે છે. પણ પાછળની કલમમાં જે હક્ક કાયમ રાખવામાં આવ્યો છે તે હક્કનો અમલ કરવા સારૂ પંત્યાળું ભાગ્યા છતાં પણ તેમને કેટલોક અખત્યાર રેહે છે. જેમકે સામાન્ય નિયમ એવો રપષ્ટ છે કે ભાગીદારી જો કે બંધ થએલી હોય, તોપણ તે સમેટવાના કારણસર જારી રેહે છે. માટે ભાગીદારી બંધ થએલી હોય, તોપણ ભાગીદારીના કારણસર દરેક ભાગીદારને ભાગીદારના હિસાબે પૈસા લેવા આપવાનો અધિકાર છે, અને તે ભાગીદારી ચાલતાની દરમિયાનમાં ભાગીદારીની મીલકતની વ્યવસ્થા કરવાને તેને જે અધિકાર હોય છે, તેજ અધિકાર તેનો તે બાબતમાં જારી રેહે છે. સબબ બ્યુચર્ટ વિ. દેસર (૪ ડીજેકસ મ્યાકનાટન એન્ડ ગાર્ડન રી. પાનું ૫૪૪) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જો આમ ના હોય, તથા હિસાબની કોઇ પણ રકમ બાબત ભાગીયાને વાંધો પડેલો ના હોય, તોપણ ભાગીદારી બંધ પડે એટલે તરત

રીસીવ્હર નીમવાને કોર્ટને અરજ કરવાની જરૂર પડે છે. વીલેટ વિ. બ્લાનફોર્ડ (૧ હેર રી. પાનું. ૨૫૩) ના કામમાં ભાગીદારી સમેટવાની બાબતમાં તેમજ જુની ચાલેલી લેણદેણ બાબતમાં યોગ્ય પક્ષકારોને નામે જમે ખર્ચ કરવાને હીસાબ ખુલ્લો રાખવો જોઈએ. ફાસે વી. માલ (૧ સ્વાનસ્ટોન રી. પાનું ૪૯૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, મરનાર ભાગીદારના વારસનો ભાગીદારીની મીલકત વેચાવવાનો હક્ક છે, પરંતુ જે હયાત ભાગીદાર હોય તેમની સાથે ભાગીદારી સમેટવામાં તેઓ હાથ ઘાલવાને હક્કદાર નથી. હાલ વિ. હાલ (માકનાટન એન્ડ ગાર્ડન રી. વાં.૩ પાનું ૧૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, કોઈ ભાગીદાર ભાગીદારી સમેટવામાં પોતાના અખત્યાર ઉપરાંત કરે અગર ખોટી વર્તણુંક ચલાવે તો કોર્ટ તેને અટકાવે, પણ જરૂર પડે તો વહીવટમાંથી તમામ પક્ષકારોને બાતલ કરી શકે છે. ઈસ્ટવીક વિ. કોનીગ્સબી (વર્ન રી. પાનું ૧૧૮) ના કામમાં ઠરાવવામાં આવ્યુ છે કે, જ્યારે એકાદો ભાગીદાર પંત્યાળી પેહેડીના લેહેણદાર સાથે મળી જાય, ત્યારે કોર્ટ "રીસીવ્હર"નીમી ભાગીદારીમાં હાથ ઘાલી શકે છે તેમજ હાર્ડીંગ વિ. ગ્લોવર (૧૮ વેસે. રી. ૨૮૧)ના કામમાં ઠરાવ્યા પ્રમાણે મજીયારી મીલકતથી ભાગીદાર આગવો ધંધો ચલાવે, ત્યારે મ્યાડવીક વિ. વીમબલ (૬ બીવન્સ રી. પાનું. ૪૯૫) ના કામમાં ઠરાવ્યા પ્રમાણે હયાત ભાગીદાર ભાગીદારી ચલાવવાને આગ્રહ કરી મરનાર ભાગીદારની મીલકત જોખમમાં નાંખે ત્યારે ડીટયાસ્ટેટ વિ. બોરડીયન ( બ્રાઉન્સ.. ચે. કેસીસ, ફીલીપ્સ વિ. આટકીનસનની નોટનું પાનું ૨૭૨ ) ના કામમાં ઠરાવ્યા પ્રમાણે જ્યારે વહીવટ એવો હોય કે, તમામ વેહેપારને ધોકો પોહોચે ત્યારે, અને ઇવન્સ વિ. કવંટ્રી ( ૫ ડીજેક્ષ મેકનાટન એન્ડ ગાર્ડન રી. ૬૧૧ ) ના કામમાં જેમનો મીલકત ઉપર દાબ હોય તેઓ મીલકત આપી દે, ત્યારે કોર્ટ રીસીવ્હર નીમી તેમાં હાથ ઘાલી શકે છે. રીસીવ્હર નીમાયાથી ભાગીદારીમાં કોઈ પક્ષકાર ભાગ લેઇ શકતો નથી. રીસીવ્હર કોર્ટનો અમલદાર હોય છે, માટે તેને અગર તેના કબજાની મીલકતને હરકત કરવામાં આવે તો, કોર્ટનો તીરસ્કાર કર્યા બરોબર થાય છે, એમ લેન વિ. સ્ટર્ન ( ૩ ગીફર્ડ રી. પાનું. ૬૨૯ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. ભાગીદારી ઉપર લીંડલેસાહેબે રચેલા ગ્રંથ ( ૪ થી આવૃતી ) પાને ૮૬૨ માં કહેલું છે કે, આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે ભાગીદારી બંધ થયા પછી અને તે સમેટવાનું કામ પુરૂં થતાં સુધી તે ભાગીદારીનો કોઇ ભાગીદાર તે ભાગીદારનો ધંધો ચલાવી શકતો નથી, એવો ઈંગ્રેજી નિયમ પણ જણાય છે.

## કલમ ૨૬૪ મી.

પંત્યાળુ ભાગ્યા બાબત જાહેરખબર.

**૨૬૪. જે પેઢી ભાગ્યા બાબતની પ્રસિદ્ધ ખબર આપવામાં આવી ન હોય, તે પેઢી ભાગ્યાથી પેઢિ મજકુર સાથે વેહેપાર ધંધો કરનાર સખસોના નફા નુકશાનમાં કમી જાસ્તી થશે નહીં, પરંતુ તેવા સખસને પોતાને પેઢી મજકુર ભાગ્યાની ખબરે મળી હોય તો,સદરહુ સુજબ કમી,જાસ્તી થશે.**

**ટીકા**—જ્યારે એકાદા સખસ ઉપર દાવો કરવામાં આવે, ત્યારે જો તે સખ્સ અમુક પેહેડીનો જાણીતો ભાગીયો હોય તો, નોટીસ આપ્યાનો સવાલ અગત્યનો થાય છે. નો

ટીસ આપવાની હમેશાંની રીતી ન્યુસપેપરમાં જાહેર ખબર કરી આપવાનો છે, પણ પેહેડીના દરવાજે અગર ચેકઉપર પેહેડીનું નામ બદલવામાં આવેલું હોય તો, તે પણ બસ છે. એમ બારફુટ વિ. ગુડાલ વિગરે ( ૩ ક્યાપએલ્સ રી. પાનું. ૧૪૯ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. ન્યુશમ વિ. કોલ્શ ( ૨ક્યાપએલ્સ રી. પાનું ૬૧૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એકાદો ભાગીદાર યોગ્ય રીતે નોટીસ આપી ભાગીયો બંધ થએલો હોય, પછી તે સહભાગીયો તે પંત્સાળાનું કામ ચલાવે તો, તે બાબતમાં તે જવાબદાર રહેતો નથી. કલકત્તા હાઈકોર્ટે (ઈ. લા. રી. ક. વા. ૮ પાનું ૬૭૮ મે) ઠરાવ્યું છે કે, આ કલમમાં જે ઠરાવ છે તેનો ઈરાદો આ બાબતમાં કાયદાનો જે નિયમ છે તે તમામ બતાવેલો છે, એવો નથી, માટે વર્તમાન પત્રમાં ભાગીદારી બંધ પડયાની ખબર આપેલી હોય, તોપણ માજી ભાગીદાર જવાબદાર છે.

રામાસામી વિગરે ( વાદીઓ ) વિ. કાદરબીબી ( ઈ. લા. રી. મદ્રાશ વા ૯ પાનું. ૪૯૨) ના કામમાં નંબર ૧ અને ૩ ના પ્રતીવાદીઓએ તા. ૨૧જુન સન ૧૮૮૩ ના રોજ કોઈબાતુરમાં વેહેપાર કરવા સારૂ પાદશાહો રોતન, પીરમહમદ મેરાકોયર અને કંપનીના નામથી એટલે નંબર ૨ અને ૩ ના પ્રતીવાદીઓનાં નામ તે પેહેડીના નામમાં આવે છે, તે નામથી પંત્સાળું કરયું. તા. ૩૦ જુન સન ૧૮૮૪ ના રોજ ઈ આંકના દસ્તાવેજથી નં. ૧ નો પ્રતીવાદી તે પંત્સાળામાંથી ગયો, માટે તે તારીખથી તે પંત્સાળું બંધ પડયું. પણ નંબર ૨ અને ૩ ના પ્રતીવાદીઓ તેજ નામની પેહેડીથી વેહેપાર ચલાવે ગયા. જીલ્લા જડજના અભીપ્રાયમાં આવ્યું છે કે ઈ આંકના દસ્તાવેજ પછી બે અપીલવાળા તે પેહેડીના નવા ગ્રાહકો થએલા છે તેમાંનો એક તો કોઈબાતુર જીલ્લામાં કોઇબાતુરથી ૯૦ માઈલ દુર મેતુપાલીયામની નજીકમાં આનરમાં રેહે છે, અને બીજો મદ્રાસમાં ૩૦૦ માઈલ દુર રેહે છે. માટે આ અપીલોમાં સવાલ માત્ર એ છે કે તેઓના દાવામાં નંબર ૧ નો પ્રતીવાદી જવાબદાર થાય કિંવા નહી. અપીલકોર્ટના ફેંસલા ઉપરથી અમે એમ સમજતા નથી કે અપીલમાં તે અપીલવાળાઓ નવા ગ્રાહકો છે તે ઈનકાર કરવામાં આવ્યુ છે, અને હકીકતની બાબતમાં અમારે તે ઠરાવ કબુલ કરવોજ જોઈએ. પછી એવી તકરાર કરવામાં આવી છે કે જડજે હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૨૬૪ નો ખોટો અર્થ કરેલો છે, અને ચંદીચર્ણદત્ત વિ. એદળજી કાવસજી બીજનીના કામમાં ભાગીદારી બંધ થયાની નોટીસની નવા ગ્રાહકોની બાબતમાં જરૂર છે, એવું ચીફજસ્ટીસ ગાર્થસાહેબે ઠરાવ્યું છે, તે બતાવવામાં આવ્યું. કલમ ૨૬૪ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે ભાગીદારી બંધ પડી હોય તેની ખબર તે બંધ પડેલી ભાગીદારી સાથે વેહેપાર કરનાર સખસો હોય, અને તે બંધ પડયાની જાહેરાંત નોટીસ આપવામાં આવી હોય નહી તો, તે વેહેપાર કરનાર સખસોને તેથી હરકત થતી નથી. આ કામમાં જે પેહેડી સાથે અપીલવાળાઓએ વેહેપાર શરૂ કરેલો છે, તે પેહેડીમાં નંબર ૨ અને ૩ ના પ્રતીવાદીઓ હતા. અને તે વેહેપાર શીરૂ કરયા પછી તેમાં કાંઇ ફેરફાર થયો નથી. માટે અપીલવાળાઓએ એમ કહી શાબેત કરવાનું છે કે ના. ૧ નો પ્રતીવાદી તે પેહેડીમાં ભાગીદાર છે, એવું માનવાથી તે પેહેડી સાથે અમે વેહેપાર કરેલો છે. આ તેઓએ કહેલું નથી, પણ નંબર ૧ ના પ્રતીવાદીનું નામ પેહેડીના નામમાં જણાતું નથી, માટે આવી ધારણા વિરૂદ્ધ અનુમાન થાય છે.

આ આંકના કરારની આર્ટિકલોમાં નંબર ૨ અને ૩ ના પ્રતીવાદીઓએ તે વેહેપાર ચલાવવો * * * પેટા ભાગીદાર ભાગીદારીમાંથી દુર થાય તે બાબત ભાગીદારની એજન્સી નોટીસ આપવાથી બંધ થાય છે, એવો સામાન્ય નિયમનો અપવાદ છે. (લીડલે આન પાર્ટનરશીપ ( ૪ થી આવૃતી પાનું ૪૦૫–૪૦૮ જુઓ ), અને એમ કેહેવામાં આવ્યું નથી કે નંબર ૧ ના પેટા ભાગીદારનું નામ પેહેડીના નામમાં નથી, તોપણ તે નંબર ૧ પેટા ભાગીદાર છે, એ વાત અપીલવાળાઓના જાણવામાં હતી. જુનો ગ્રાહક હોય તો, તે હકીકત જાણે છે, એમ ધારી શકાય. પરંતુ આવું અનુમાન નવા ગ્રાહકની બાબતમાં થઇ શકતું નથી, અને નંબર ૧ નો પ્રતીવાદી ભાગીદાર હતો, એવું અપીલવાળાઓએ સાંભળ્યુ હતું, તેવો પણ કાંઈ પુરાવ નથી. આવી હકીકત છતાં અમે ખર્ચ સાથે અપીલ કાહાડી નાંખીએ છીએ.

## કલમ ૨૬૫ મી.

ભાગ્યા પછી અથવા સમાપ્ત થયા પછી કોર્ટે કામ આટોપીને બંધ કરવા બાબત.

**૨૬૫. જ્યારે પંત્યાળું ભાગ્યા બાબતનો દાવો કરવાનો હક્ક કોઇ પંત્યાળાને હોય, અથવા પંત્યાળું સમાપ્ત થયું હોય ત્યારે જો બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, પંત્યાળાનો વંધો આટોપીને બંધ કરવાનો, તથા તેનું કરજ અદા કરવાની તજવીજ કરવાનો, તથા જે ફાજલ રેહે તે પંત્યાળાઓના હિસ્સા મુજબ તેઓને અનુક્રમે વેહેંચી આપવાનો કોર્ટને અધિકાર છે.**

**ખુલાસો—જે ડિસ્ત્રીકટ જડજના અધિકારની સ્થાનિક મર્યાદાની અંદર પેઢીનો ધંધો ચલાવવાની જગ્યા કિંવા મુખ્ય જગ્યા હોય, તે ડિસ્ત્રીકટ જડજની કોર્ટ કરતાં કનિષ્ટ પંક્તીની ન હોય, તેવી કોર્ટને આ કલમના અર્થ મુજબની કોર્ટ સમજવી.**

**ટીકા**—દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૧૫ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે, આ કલમના ઠરાવ પ્રમાણેની અરજી તે કલમ ૨૧૩ મીના અર્થ પ્રમાણે પાકો દાવો સમજવો, વહિવટના દાવામાં જે રીતી પ્રમાણે ચાલવામાં આવ્યું છે, તે રીતી તેમાં બતાવવામાં આવી છે. તે કલમ ૨૧૫ મીમાં ભાગીદારી બંધ કરાવવાના દાવા બાબત ઠરાવ કરવામાં આવ્યો છે, પરંતુ આ કલમ તો ફક્ત ભાગીદારી સમેટવાની બાબતમાં છે, અને તે વિશેની અરજીનો દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાના ૪ થા પરીશીષ્ટના નંબર ૧૧૩ (અ) માં નમુનો બતાવવામાં આવ્યો છે. પંત્યાળું તુટતાં સુધી આ કલમની રૂઇનો દાવો ચાલી શકે નહીં. સોરાબજી ફરદુનજી વિ. દુલભભાઈ હરગોવનદાસ (ઇ. લા. રી. મુ. વા. ૫ પાનું ૬૫) ના કામમાં તથા હારીસન વિ. દીલ્હી એન્ડ લંડન બેંક (ઇ. લા. રી. ૪ અ. પાનું. ૪૩૭) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, ભાગીદારી બંધ પડવા સુધી આ કલમ પ્રમાણેનો દાવો ચાલી શકતો નથી.

પ્રસાદદાસ મલીક વિ. રસીકલાલ મલીક (ઇ. લા. રી. ક. વા. ૭ પાનું. ૧૫૭) વિગેરેના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, આવો દાવો જે મુખ્ય દિવાની કોર્ટની હકુમત્તની

અંદર પંસાળાની પેહેડીનું કામ ચાલતું હોય, તે મુખ્ય દિવાની કોર્ટમાં ચાલી શકે છે, એવો વિચાર કરવામાં આવેલો છે કે આ કલમથી જીલ્લા જડજની કોર્ટને નવી હકુમતનો અમલ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. માટે જો વિરૂદ્ધ કરાર ના હોય તો, પંસાળી પેહેડી સંપુર્ણ રીતે સમેટવાને સારૂ જે સવાલોનો નીકાલ કરવાને કોર્ટને અખત્યાર છે, તે શિવાય આ કલમમાં બતાવેલા પ્રકારનો દાવો કરી ભાગીદારીના અંગભુતોને કાંઈ માગવાનો ઇલાજ મળી શકતો નથી. રામાયા વિ. ચંદ્રસેખ રાવ (ઇ. લા. રી. મદ્રાસ વા. ૫ પાનું. ૨૫૬) ના કામમાં મદ્રાસ હાયકોર્ટે પણ આવોજ ઠરાવ કરેલો છે. પરંતુ બીજી બાજુ તરફ મદ્રાસ હાયકોર્ટે રામાસામી વિ. થીરૂરેનગાડસામી (ઈ. લા. રી. મ. વા. ૧ પાનું. ૩૪૦) ના કામમાં કલકત્તા હાયકોર્ટે લછમનલાલ વિ. રામલાલ (ઇ. લા. રી. ક. વા. ૬. પાનું. ૫૨૧), અને તેમજ મુંબાઈ હાયકોર્ટે લાડુભાઈ પ્રેમચંદ વિ. રવીચંદ (ઇ. લા. રી. મુ. વા. ૬ પાનું. ૧૪૩) ના કામમાં ઠરાવેલું છે કે, જે જીલ્લાકોર્ટની હકુમતની અંદર પ્રતીવાદી રેહેતો હોય તે જીલ્લાકોર્ટને જે હકુમત બીજી રીતે મળે, તે હકુમત તે કોર્ટને આ કલમના ખુલાસા ઉપરથી મળી શકે તેવું છે; અને તેથી તે કોર્ટની હકુમત બાતલ કરવામાં આવી નથી.

.. સોરાબજી ફરદુનજી વિ. દુલભભાઇ હરગોવિંદદાસ (ઈ. લા. રી. મુ. વાં. ૫ પાનું. ૬૫) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે આ કલમ પ્રમાણે જીલ્લા કોર્ટને હકુમત મળવાને પ્રથમ પંસાળુ થએલું હોવું જોઇએ. અમદાવાદની જીલ્લાકોર્ટમાં જીનીંગ ફ્યાક્ટરીંગ કંપનીના એક ભાગીદારે તે કારખાનું બંધ પાડવા તથા તેનું કામ સમેટી દેવું આપતાં જે વધે તે ભાગીદારોને વેહેંચી આપવા દાવો કર્યો હતો, પણ દાવાની તારીખે પંસાળું બંધ પડેલું નહી હતું. આ કામ આસીસ્ટંટ જડજ તરફ મોકલવામાં આવવાથી તે હિસાબે ઠરાવ્યું કે તે કારખાનું બંધ પાડવું અને તેનું કામકાજ સમેટવું. આ ઠરાવ ઉપર હાયકોર્ટમાં અપીલ કરવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આસીસ્ટંટ જડજનો ફેંસલો ફેરવવામાં આવ્યો છે, અને યોગ્ય કોર્ટમાં દાવાની અરજી આપવાને તે વાદીને પાછી આપવામાં આવે છે. આ કામમાં એવો સવાલ ઉત્પન થયો છે કે આ આકટની કલમ ૨૬૫ મીમાં સમાસ થાય તેવું કામ આસીસ્ટંટ જડજ તરફ મોકલવાને જીલ્લાજડજને અખત્યાર છે કિંવા નહી.

આ પ્રમાણે ભાગીદારી બંધ પડ્યા પછી એકાદો ભાગીદાર જીલ્લા કોર્ટમાં તે ભાગીદારીનું કામ સમેટવા બાબત અરજી કરી શકે છે, પરંતુ તેથી જે કોઇ દિવાની કોર્ટને ભાગીદારીનો હિસાબ લેવાનો દાવો સાંભળવાની હકુમત છે તે દાવો કરવાનો હક્ક લેઈ લેવામાં આવ્યો નથી. લછમનલાલ વિ. રામલાલ. (ઈ. લા. રી. ક. વા. ૬. પાનું ૫૨૧ )

પ્રતીવાદીએ ભાગીદારીમાં જે વહેપાર કરી નફો લીધેલો હોય, તેનો હિસ્સો લેવા તથા હિસાબ લેવાનો અગર પક્ષકારોના એકત્ર હુકમથી જે બીજી પુંજી વસુલ કરેલી હોય, તેમાંથી વાદીનો હિસ્સો કાહાડી આપવા બાબત પ્રતીવાદીને ફરજ પાડવાનો દાવો હોય, તેને આ કલમ ૨૬૫ મીના ઠરાવથી હરકત થતી નથી. પીપાયા વિ. નરસાયા ( ઈ. લા. રી. મ. વા. ૭ પાનું ૨૪૬.)

પંસાળું ભાગવા વિશેનો દાવો કરી પંસાળાનું કામ આટોપી બંધ કરવામાં કોર્ટની મદદ લેવાનો રસ્તો છે. આવા પંસાળાને અથવા તેમના પ્રતીનીધીઓને આ દાવામાં પક્ષ-

કાર કરવા જોઈએ. કાકસ વિ. સ્ટીફન્સ ( જ્યુરીસસ્ટ નવી આવૃતિ વા. પાનું. ૧૧૪૪ )
( આ કલમ ફકત સન ૧૮૮૬ ના આકટ ૪ થાથી સુધરી છે. )

## કલમ ૨૬૬ મી.

નીયમીત જવાબદારીનું પંત્યાળું, ઇનકોરપોરેટેડ પંત્યાળું, અને જોઇંટ સ્ટાક કંપની.

**૨૬૬. નીયમીત જવાબદારીના પંત્યાળા ઇનકોરપોરેટેડ પંત્યાળા અને જોઇંટસ્ટાક કંપની એવા પ્રકારના જે વીશેષ પંત્યાળા હોય, તે વીશે વખતે વખત હિંદુસ્તાન મધે જે કાયદા ચાલુ હોય, તે મુજબ વ્યવસ્થા થશે.**

ટીકા—અસાધારણ ભાગીદારી ઘણુંકરી એવી હોય છે કે, જે ભાગીદારોની સંખ્યાના કારણથી સન ૧૮૮૨ ના હિંદુસ્તાનની કંપની નીચેના આકટની (કલમ ૪) પ્રમાણે રજીસ્ટર થયા વિના ભાગીદારી થઈ શક્તી નથી, કારણ કે બીજું રીતસર થવાને રજીસ્ટર કરાવવાની બાબતમાં થવું જોઈએ. હિંદુસ્તાનની કંપનીઓ બાબતના આકટ અથવા જે ખાસ આકટોની રૂઈએ અમુક કંપનીઓ બંધાએલી છે, તે આકટોના ઠરાવોની આડે આવે એવો ઉપરની કોઈ પણ કલમનો અર્થ ન થઈ શકે, તેને માટે હાલની કલમ બંદોબસ્ત કરે છે. ( કનીંગહામસાહેબની ટીકા પાનું ૪૭૯ ).

## પરીશીષ્ટ.

### કાયદા રદ કર્યા તે.

### સ્ટાટયુટો.

| સ્ટાટયુટ આકટનો નંબર તથા શાલ. | વિષય. | કેટલો રદ કર્યો. |
|---|---|---|
| બીજા ચારલ્સના ૨૯ મા વર્ષના સ્ટાયુટના બાબ ૩ | કપટો અને ખોટા સોગનો બંધ કરવા વિશેનો કાયદો. | કલમ ૧, ૨ ૩, ૪ અને ૧૭. |
| વિકટોરીયાના ૧૧મા તથા ૧૨ મા વર્ષના સ્ટાટયુટનો બાબ ૨૧ | હિંદુસ્તાન મધેના નાદાર દેણદારો વિશે જે કાયદો છે, તે એકત્ર કરી દુરસ્ત કરવા વિશે. | કલમ ૪૨. |

આક્ટો.

| આક્ટનો નંબર તથા શાલ. | વિષય. | કેટલો રદ કર્યો. |
|---|---|---|
| સન ૧૮૪૦ નો આક્ટ ૧૩ મો. | ઈંગલાંડનો કાયદો જે પ્રસંગે લાગુ હોય તે પ્રસંગે ઇસ્ટ ઇંડીયા કંપનીના મુલકને ૪થા જ્યોર્જના ૪થા વર્ષના સ્ટાટયુટના બાબ ૮૩ મામાં ૪થા જ્યાર્જના ૬ઠા વર્ષના સ્ટાટયુટના ૭૪મા બાબથી ફેરફાર તથા સુધારો થયો તે પ્રમાણે લાગુ કરીને ફ્યાક્ટરો વીષેના કાયદા સુધારવા બાબત આક્ટ. | સઘળો. |
| સન ૧૮૪૦ નો આક્ટ ૧૪ મો. | જે પ્રસંગે ઈંગલંડનો કાયદો લાગુ હોય તે પ્રસંગે ઇસ્ટ ઈંડીયા કંપનીના મુલકને ૪ થા જ્યાર્જના ૯ મા વર્ષના સ્ટાટયુટના ૧૪ મા બાબના ઠરાવ લાગુ કરીને કેટલાએક વચનો તથા બંદોબસ્ત કાયદેસર થાય તેને સારૂ લખેલા ટીપણુ અવસ્ય છે, એવું ઠરાવવાનો આક્ટ. | સઘળો. |
| સન ૧૮૪૪ નો આક્ટ ૨૦ મો | જે પ્રસંગે ઈંગલાંડના કાયદા લાગુ હોય તે પ્રસંગે ઇસ્ટ ઈંડીયા કંપનીના મુલકને વીક્ટોરીયાના ૫ મા તથા ૬ ઠા વર્ષના સ્ટાટયુટના ૩૯ મા બાબમાંના ઠરાવ આ આક્ટ ઉપરથી ફેરફાર થયા તે પ્રમાણે લાગુ કરીને જે આડતીયાને હવાલે માલ સોંપ્યો હોય તેને શુદ્ધબુધીએ આપેલી કરજાઉ રકમો વીશેનો કાયદો સુધારવાનો આક્ટ. | સઘળો. |
| સન ૧૮૪૮ નો આક્ટ ૨૧ મો. | શરત નિરર્થક થાય એવું ઠરાવવાનો આક્ટ. | સઘળો. |
| સન ૧૮૬૬ નો આક્ટ ૫ મો. | હુંડી વિશે સંક્ષીપ્ત પધતી ઠરાવવા વીશેનો તથા બ્રીટીશ ઈંડીયાના વેહેપાર સબંધીનો કાયદો કેટલીએક બાબતમાં સુધારવા વીશેનો આક્ટ. | ક. ૯ અને ૧ |
| સન ૧૮૬૬ નો આક્ટ ૧૫ મો. | હિંદુસ્તાન મધે પંત્યાળા વીશેનો કાયદો સુધારવા વીશેનો આક્ટ. | સઘળો. |
| સન ૧૮૬૭ નો આક્ટ ૮ મો | હિંદુસ્તાન મધે ઘોડાની શરતો વીશેનો કાયદો સુધારવા વીશેનો આક્ટ. | સઘળો. |

હ. સ. કનિંગહામ.

ગવરનર જનરલની કાયદા તથા કાનુન કરનારી કૌંન્સીલનો

આફિશિએટિંગ સેક્રેટરી.

(True Translation,)

VIRPRASAD TAPIPRSAD,

(Chitnees to the Collector of Surat.)

CARSETJI RASTAMJI THANAWALA.

(Subordinate Judge of Callian, in the Thana District.

